હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર (માસિક)



# પ્રેમધર્મ

જેની સાથે યતિશ્રી પ્રેમચંદજી સ્થાપિત 'જુગમંદિર' ભેળી દેવામાં આવ્યું છે


: બીજું | કાર્યાલય | પૂર્ણાંક : ૨૧
: નવમો | ખડાયતાની વાડી, સારંગપુર અમદાવાદ. | જુન—૧૯૪૯




ધર્મપરિષદ બીજું અધિવેશન (મુંબઈ)નું કલાત્મક પ્રવેશદ્વાર






**The IMPERIAL KEIGHELY INDUSTRIAL ENGINES**




Ahmedábad Office LAL DARWAJA

*Phone* 2653 *Grams* 'JAYEMS' Ahmedabad.

We supply the following types of Machinery :

Machine Tools Boiler House machinery Power plants Oil Mill Machinery: Diesel engines. Wood working machinery Welding sets: Electricals · Crushers & disintegraters Lifting appliances Garage equipments · Sheet metal machinery Lawn mowers · Tool Steels Pumping machinery : Radios.

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર (માસિક)




न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः ।

વર્ષ : ૨ | જુન ૧૯૪૯ | 'પ્રેમધર્મ' કાર્યાલય સારંગપુર–ભગતની વાડી–અમદાવાદ. | વાર્ષિક લવાજમ દેશમાં : ૩-૮-૦ પરદેશમાં : ૪-૮-૦ [૭ શિ.] | અંક ૯ પૂર્ણસંખ્યા ૨૧

# વૈજ્ઞાનિક ધર્મની જરૂર છે

લોકો ધર્મનું આ સાચું સ્વરૂપ અને ઉદ્દેશ સમજી શકે, તો દુનિયામાં આજકાલ ચાલી રહેલા ધાર્મિક ઝગડાઓ અને ધાર્મિક સ્પર્ધા દૂર થઇ જાય. ધર્મનો અર્થ કરવામાં ઉભી થયેલી ગેરસમજુતીને કારણે જ મોટા ભાગની ધાર્મિક સ્પર્ધા ઉભી થઇ છે. ધર્મનો સાચો અર્થ સમજાય તો આ સ્પર્ધા દૂર થઇ શકે

ધર્મનો ઉદ્દેશ અનંત સત્યનો ભેદ પામવાનો છે. જીવનનાં દુઃખોનો વિચાર કરતા આપણે દ્વિધાભાવ અનુભવીએ છીએ. સાચા ખોટાનો નિર્ણય કરવાની માનવીની શક્તિને કારણે તેના હૃદયમાં મંથન ઉભું થાય છે માનવી જ્યાં સુધી માનવી રહેશે ત્યાં સુધી આ મંથન ચાલુ રહેવાનું જ. પરંતુ આ પરિસ્થિતિ વચ્ચે પણ માનસિક શાન્તિ અને આંતરિક પ્રકાશ ધર્મદ્વારા મળી શકે. જો ધર્મ આ કાર્ય પાર પાડી શકે તો જ તેનું સાચું આચરણ થયું કહેવાય.

દુનિયામાં ધર્મની આવશ્યકતા છે દુનિયાના મહાન પુરુષો શ્રીકૃષ્ણ, રામાનુજ, શંકર, ખ્રિસ્ત આદિ સૌએ ધર્મનું આચરણ કર્યું હતું. એ સમયે ધાર્મિક સ્પર્ધા ન હોવાથી ધર્મની સહાય વડે તેઓએ સામાજિક ઉન્નતિનાં કાર્યો પાર પાડ્યાં હતાં. આજે પણ એ જ રીતે ધર્મનું આચરણ થઈ શકે છે. ધર્મને જીવન સાથે મેળ જોઇએ.

જે ધર્મ આ બધું કરશે, માનવીને જીવનની કલા શીખવાડશે અને જગતનાં બંધનો તોડશે એ ધર્મ વૈજ્ઞાનિક છે; સામાજિક છે. એનાથી જ આત્મામાં સામ્રાજ્ય સ્થાપી શકાશે. આ પરિષદ સાચા ધર્મના હાર્દને શોધવા કટીબદ્ધ થશે, તો સંતપ્ત જગત અને આપણાં વ્યગ્ર ચિત્ત શાન્તિ પામશે.

સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્

[ ધર્મપરિષદના મુંબઈ અધિવેશનના વ્યાખ્યાનમાંથી ]




હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી એપ્રિલ ૧૯૪૭માં અમદાવાદ ખાતે સર્વ ધર્મ પરિષદનું પહેલું અધિવેશન ભરાયું ત્યારથી આ પ્રકારની સર્વધર્મ પરિષદની શરૂઆત કરતી વિચારશ્રેણી પ્રશંસનીય છે અને રાષ્ટ્ર તેમજ સમાજને ઘણી ઉપયોગી હોઇ આવા અધિવેશન વારંવાર ભરાવા જોઈએ એવો સૌનો અભિપ્રાય હતો.

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિએ પોતાની અનેક વિધ રચનાત્મક પ્રવૃત્તિઓના ઉપયોગી અંગ તરીકે દર બે વર્ષે દેશના જુદાજુદા ભાગોમાં ધર્મપરિષદ ભરવા નક્કી કર્યું છે તે મુજબ ૧૯૪૯ના એપ્રિલમાં મુંબઈ ખાતે ધર્મ પરિષદનું બીજું અધિવેશન ભરવામાં આવ્યું.

આ અધિવેશન મુંબઈમાં ભરવાનું નક્કી થતાં અનેક પ્રશ્નો ઉદ્ભવતા હતા. મુંબઈ જેવું પચરંગી શહેર ધર્મ પરિષદને આવકારશે? ઘણા કહેતા હતા કે મુંબઈ તો વિલાસ નગરી છે ને સીનેમા-નાટકો અને રેસમાં જ રસ લેતા મુંબઈના શહેરીઓ ધર્મ જેવા શુષ્ક વિષયમાં રસ લેશે કેમ તે શંકા છે ઘણા એમ માનતા કે ધર્મપરિષદમાં કર્મકાંડ કરવાના ઉપદેશ અપાશે ને મંદિરો, મૂર્તિ-પૂજા તથા બાહ્ય ધર્મ પ્રણાલિકા પાળવા લોકો આગળ આવ્યાનો ધરી.

છતાં ધર્મ પરિષદના ઉદ્દેશના ત્રિવિધ પ્રચારને અતિ લોકોને લાગ્યું કે આ પરિષદ તેમની ધારણાથી તદ્દન જુદી જ છે પરિણામે તેમાં સંસ્કારી-વિદ્વાન અને પ્રગતિ શીલ શહેરીઓ મોટી સંખ્યામાં જોડાયા. પરિષદની સ્વાગત સમિતિમાં શહેરના તમામ ક્ષેત્રોના અગ્રણીઓએ સેવા તથા સહકાર આપી પરિષદને સફળ બનાવવામાં સક્રીય ફાળો આપ્યો. પરિષદના પ્રધાન મંત્રીઓ તરીકે યતિશ્રી હેમચંદ્રજી તથા યતિશ્રી રાજ્યચંદ્રજીએ પરિષદની મહાન જવાબદારી ઉઠાવી તેને પાર ઉતારવામાં રાત દિવસ સંપુર્ણ સેવાઓ આપી હતી.

જૈન સમાજના પ્રગતિશીલ તત્વો માટે યતિ શ્રીઓનું વ્યક્તિત્વ ગૌરવ પ્રદ છે. ઉપરાંત મુંબઈ શેરબજારના ડિરેક્ટર અને સેવા કાર્યમાં હમેશાં સાથ આપવા તત્પર શ્રી કાંતિલાલ ઈશ્વરલાલે મંત્રીમંડળમાં જોડાઈ પરિષદને સુંદર સાથ આપ્યો હતો અને સૌથી પાછળ મુંબઈના ધારાસભ્ય અને અમદાવાદના પ્રજાપ્રિય ડૉ. હરિપ્રસાદ દેસાઈની સૌમ્ય, પ્રફુલ્લિત અને મમતાળુ મૂર્તિની પ્રતિભાએ પરિષદના કાર્યકર્તાઓને હમેશા બળ, ઉત્સાહ અને આનંદનો સતત પ્રવાહ પૂરો પાડયો હતો એ કદિ પણ ભૂલાય તેમ નથી. તે સાથે ધર્મપરિષદના સહાયકોએ પરિષદના સહાયક સભ્યો બની જે ઉદાર ફાળો નોંધાવ્યો છે તે ધર્મ પરિષદના ઈતિહાસમાં હમેશાં યાદગાર રહેશે.

પરિષદના અંતરંગ કાર્યકર્તાઓમાં શ્રી. કનુભાઈ મુનશી અને શ્રી લીલાબેન મુનશીની સેવાઓ ખાસ નોંધપાત્ર છે સ્વાગત પ્રમુખ તરીકે શ્રી કનૈયાલાલ મુનશીએ પરિષદનું સુયોગ્ય સંચાલન કરી તેને સુયોગ્ય માર્ગદર્શન આપ્યું હતું. જ્યારે શ્રી. લીલાબેને પરિષદના તમામ કાર્યોમાં જીવંત રસ લઈ તેને સફળ બનાવવા પહેલેથી છેલ્લે સુધી પોતાની સેવાઓ આપી હતી.

પરિષદની સફળતામાં મેનેજીંગ કમીટીના સભ્ય તથા બીજા અનેક ભાઈઓએ સાથ આપ્યો હતો અને એ રીતે મુંબઈએ નહિં જોએલી નહિ ધારેલી સફળતા પરિષદને મળી હતી: તા. ૨૩ મી થી ૨૭મી સુધી પાંચ દિવસ સુધી હરરોજ રાત્રે ૬ થી ૧૨ સુધી હજારો શ્રોતાઓનો સમુદાય પરિષદ મંડપમાં બેસી કાર્યક્રમોમાં ઉત્સાહપૂર્વક ભાગ લઈ રહ્યો હતો, એ પરથી એ હકીકત સિદ્ધ થઈ છે પ્રજાને ધર્મ પ્રત્યે પ્રેમ છે, ધર્મની તેને ભૂખ છે, ધર્મ વગરનું જીવન અધુરૂં છે તે સમજે છે અને તેથી જ યોગ્ય રીત, ધર્મને તેના સાચા અને વિશાળ સ્વરૂપમાં સમજાવવામાં આવે તો તેને સ્વીકારવા તે હમેશા તૈયાર છે. ધર્મ પરિષદે ધર્મનું સાચું દર્શન કરાવ્યું અને પ્રજાએ એકી અવાજે તેની અભિનંદના કરી. ધર્મ પરિષદે આ રીતે અપૂર્વ સિદ્ધી મેળવી.

ધર્મ પરિષદની સફળતા માટે ઠેર ઠેરથી અભિનંદનો મળી રહ્યાં છે. પ્રથમ અધિવેશન કરતાં મુંબઈનું આ બીજું અધિવેશન વધુ પ્રગતિશીલ બન્યું હતું અને ઉમેદ છે કે ધર્મ પરિષદનું ત્રીજું અધિવેશન જે દિલ્હીમાં મેળવવા આમંત્રણ મળ્યું

છે તે વધુ સબળ રીતે રચનાત્મક દિશામા પ્રજાને દેશસ્થી આપશે.

જે જે ભાઈ બ્હેનોએ તન મન અને ધનથી પરિષદના કાર્યમા સાથ આપી આ જ્ઞાનયજ્ઞમા પોતાનો ફાળો આપ્યો છે તે સૌને સમિતિ હાર્દિક અભિનંદન પાઠવે છે

પરિષદની સામાન્ય રૂપરેખા આપતો અહેવાલ 'પ્રેમધર્મ'ના આ અંકમા પ્રગટ કરવામા આવ્યો છે અને વિસ્તૃત પુસ્તક રૂપે સમયમા તૈયાર કરવા આશા રાખીએ છીએ

શાંતિલાલ મહેતા

[મંત્રી હિન્દી તત્વજ્ઞાન પ્રચારસમિતિ]



## સર સર્વપલ્લી રાધાકૃષ્ણનને અભિનંદન

હિંદી સરકારે રશિયામાં હિંદી એલચી તરીકે ભારતના પ્રસિદ્ધ તત્ત્વચિંતક ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણનની નીમણુંક કરી ખૂબ ડહાપણ ભર્યું પગલું ભર્યું છે. આજસુધી ચાલતા આવેલા સામાન્ય શિરસ્તા મુજબ એલચીની જગ્યા હંમેશાં મુત્સદ્દીગીરીમાં નિષ્ણાત તેમજ રાજકારણમાં સક્રિયભાગ લેતી વ્યક્તિઓને આપવામા આવે છે પરંતુ એ બાબતમા હિન્દે એક તત્ત્વજ્ઞાનીની પસંદગી કરી ખૂબ દુરંદેશી વાપરી છે. આજે જગતમાં ચાલી રહેલા સંક્રાંતિ કાળમા હિન્દના અજોડ તત્વજ્ઞાનનો પ્રચાર કરવાની જરૂર છે અને રશિયા જેવા અગ્રણી રાષ્ટ્રમા હિન્દના પ્રતીનીધી તરીકે સર રાધાકૃષ્ણન્ જેવા સમર્થ વક્તા, ચીંતક અને તત્ત્વજ્ઞાનીને મોકલી હિંદ સાંસ્કૃતીક વિજય જરૂર સાધી શકશે.

જગત ભલે એટમ બોમ્બથી દિગ્વીજય કરવા દોટ મુકે પરંતુ હિન્દે તો પોતાની અજોડ સંસ્કૃતિ અને તત્વજ્ઞાનના પ્રચાર દ્વારા જગતપર સાંસ્કૃતિક વિજય વાવટો ફરકાવવાની જરૂર છે અને એ વિજય ચિર ંજીવ, અહિંસક તેમજ વિશ્વશાંતિ ને પુરક બનશે રશિયામાં શ્રીમતી પંડિત વિજ્યાલક્ષ્મીએ હિંદની અપ્રતીમ નારીશક્તિનો પરિચય આપી હિંદની પ્રતિભાનો સુંદર ખ્યાલ આપ્યો છે અને હવે પંડીત રાધાકૃષ્ણ જેઓ વિદ્વાન, તેમજ વ્યવહારકુશળ પણ છે, તેમની વિદ્યા અને પ્રતિભા રશિયનોને ભારતની સાચી શક્તિનો ખ્યાલ આપશે. સર રાધાકૃષ્ણન્ જેવા સમર્થ વિદ્વાનોને જગતના ખૂણે ખૂણામાં મોકલી હિન્દે હવે તેની અજોડ સંસ્કૃતિ અને તત્વજ્ઞાનનો સદેશ પહોંચાડવાની જરૂર છે એ માર્ગેજ હિન્દ જગતનું સાચુ કલ્યાણ સાધી શકશે.

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી સર રાધાકૃષ્ણનની નિમણુંક બદલ તેમને અભિનંદન આપતો નીચેનો તાર મોકલવામાં આવ્યો હતો.

"મોસ્કો ખાતે હિન્દના એલચી તરીકે આપની નીમણુંક થવા બદલ હિન્દીતત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ હાર્દિક અભિનંદન પાઠવે છે હિન્દને માટે ખરેખર આ એક ગૌરવપ્રદ પ્રસંગ છે જ્યારે તેના એક સમર્થ તત્ત્વજ્ઞાનીને રાજકારણના વ્યવહારૂ અને જટીલ પ્રશ્નો ઉકેલવા માટે મોકલવામાં આવે છે. ધર્મ અને તત્વજ્ઞાનના પ્રેમીઓ માટે આ સમાચાર આનંદજનક છે. વિશ્વશાંતિનું ભારતીય ધ્યેય આપના હાથે સિદ્ધ થાઓ એજ પ્રાર્થના. અમે આપની સંપૂર્ણ સફળતા ઇચ્છીએ છીએ.

તારના જવાબમાં સર રાધાકૃષ્ણે સમિતિની શુભેચ્છાઓ બદલ આભાર માનતો પ્રત્યુત્તર મોકલ્યો છે.

---

## 'ધર્મ' સાપ્તાહિક તા. ૧૨મી જુનથી પ્રગટ થશે

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી જાહેર થયા મુજબ 'ધર્મ' સાપ્તાહિક પત્ર રવિવાર તા. ૧૨-૬-૪૯ના રોજથી પ્રગટ થશે. 'ધર્મ'ના પ્રકાશન પાછળ સાચા ધર્મનો સદેશ પ્રજાના ગામડે ગામડે પહોંચાડવાનો રહેલો છે અને તેથી જ તે ઓછામાં ઓછી કિંમતે આપવાનું રાખ્યું છે આ પત્રમાં પ્રજાના યોગ્ય વિચારો છુટથી પ્રગટ થઇ શકશે. પોતાના પુરેપુરા નામ સરનામા સાથે તમારી આજુબાજુ બનતા પ્રસિદ્ધ કરવા જેવા પ્રસંગો-સાચા બનાવો લખી મોકલવા 'ધર્મ' આમંત્રણ આપે છે. આવાં લખાણો 'ધર્મનો અવાજ' એ મથાળા નીચે પ્રગટ થશે.

મંત્રી. હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ.

# મુંબઇને આંગણે મળેલી અપૂર્વ ધર્મ

## હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી મુંબઇમાં તા. ૨૩ થી ૨૭ એપ્રિલ સુધી

**તા.** ૨૩મી એપ્રીલ ને શનિવારથી તા ૨૭ મી એપ્રીલને બુધવાર સુધીના પાંચ દિવસો મુંબઇની પ્રજા માટે અનન્યરૂપે સાબીત થયા છે કે જે દિવસોમાં તેમને આંગણે હિંદભરના તત્વવિદો, સંતો, મહંતો, વિચારકોનો એક મહામેળો ભરાયો હતો. મુંબઇ માટે એ ધન્ય દિવસો હતા

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિએ પોતાની સ્થાપનાના પાંચ જ વર્ષ દરમિયાન કરેલી સાધના અને સેવાના પરિણામે તેને આમ જનતાનો અને તત્વવિદો તથા આચાર્યોનો સુંદર સહકાર મળ્યો છે. મુંબઇની પરિષદે ધર્મ પ્રચારની દિશામાં પ્રશંસનીય રજુઆત કરી મુંબઇની પ્રજાને મુગ્ધ બનાવી છે.



મુનશીજી, ડૉ રાધાકૃષ્ણન, મા મુખરજી, મા શ્રી. નડાજી, મા શ્રી દિવાકર

હિંદના સર્વશ્રેષ્ઠ તત્વચિંતક ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન પરિષદના પહેલા દિવસના પ્રમુખ હતા.

હિન્દ સરકારના ઉદ્યોગ પ્રધાન અને હિન્દી મહાબોધી સોસાયટીના પ્રમુખ ડૉ.શ્યામાપ્રસાદ મુખરજીએ પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયા કરી હતી.

મહાત્માજીના અનુયાયિ, મહાગુજરાતની અસ્મિતાના પૂજક અને અને ભારતીય સંસ્કૃતિના ઉપાસક શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી પરિષદના સ્વાગત પ્રમુખ હતા.

### પરિષદનો હેતુ

આ પરિષદ સાચા સ્વરૂપમાં સર્વધર્મ પરિષદ હતી. એમાં કોઇ જાતની વાડાબંધી, સાંપ્રદાયિકતા કે સંકુચિતતાને સ્થાન ન હતું. સહુ કોઇ પોતપોતાના ધર્મનાં ઉદ્દામ તત્વો સમજાવવા એકત્ર થયા હતા. વર્તમાન સમયમા માનવ માનવ વચ્ચે વધી રહેલાં વેરઝેર ભાઇ ભાઇ વચ્ચે વધી રહેલી ધર્મોની આગને દૂર કરવા તેમજ સંતપ્ત જગતને ચિરંતન

---

## ધર્મ પરિષદનો ઉદ્દેશ

આ પરિષદ ધર્મને તેના સાચા અને વિશાળ સ્વરૂપમાં સમજાવી રાષ્ટ્રના નવસર્જનમાં દેશના સઘળા ધાર્મિક બળોને એકત્રિત કરવા તેમજ રાષ્ટ્ર ઘડતરમા દોરવણી આપવા, માનવ જીવનમાં ધર્મને વ્યવહારૂ બનાવવા માટે અને સામાન્ય પ્રજાની ધર્મ વિષેની ભયંકર અજ્ઞાનતા દુર કરી ધાર્મિક પુનરૂત્થાન નિપજાવતો રચનાત્મક કાર્યક્રમ રજુ કરવા મળી હતી

આ પરિષદ ધર્મને નામે ચાલતા કોમવાદ, સંપ્રદાય અને રૂઢીવાદના અનિષ્ટો દુર કરવાના રાષ્ટ્રીય કાર્યમાં પોતાનો ફાળો આપશે. હિન્દના પ્રખર તત્વજ્ઞાની સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના શબ્દોમા ધર્મ પરિષદ વિવિધ ધર્મો પ્રત્યે સહિષ્ણુતાની ભાવના કેળવી બધા ધર્મોને વિકાસની સમાનતા આપી સર્વ ધર્મોનાં મૂળ તત્વોને ગ્રહણ કરવા ઉદ્‌બોધન કરશે.

# પરિષદ : પાંચ દિવસની કાર્યવાહી

**મળેલી બીજી ધર્મ પરિષદનો અહેવાલ સંક્ષીપ્તમાં નીચે રજુ થાય છે.**



શ્રી. મુનશીજી, ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન, શ્રી શ્યામાપ્રસાદ મુખરજી, :પાછળ મુનિશ્રી જિનવિજયજી

શાંતિ આપવાનો ઉપાય શોધવા હિન્દભરના ધાર્મિક ચિંતકો તથા આગેવાનો આ સ્થળે એકઠા થયા હતા.

**કોણ: કોણ આવ્યા હતા !**

– પરિષદના આગેવાનોમાં ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન, ડૉ. શ્યામાપ્રસાદ મુખરજી, તથા કનૈયાલાલ મુનશી તો હતાજ, ઉપરાંત હિંદુ, મુસ્લીમ, ખ્રિસ્ત, ઇસાઇ, જૈન, બહાઇ, પારસી, શીખ વગેરે તમામ ધર્મના આગેવાનોએ આ પરિષદમાં હાજરી આપીને તેને સફળ બનાવવામાં પોતાનો ફાળો નોંધાવ્યો હતો.

બનારસથી ખાસ આમંત્રણથી પૂજ્ય મહા માતાજી પધાર્યાં હતા અને પોતાની વિદ્યુત વાણીથી પરિષદને બીજે દિવસે શ્રોતાઓને મંત્ર મુગ્ધ બનાવી દીધા હતા. વૃંદાવનથી ગોસ્વામી શ્રી. બિંદુજી મહારાજ પણ આવ્યા હતા. ઉપરાંત સ્વામી શ્રી. શરણાનંદજી મુંબઇ સરકારના વ્યાયામ પ્રચારના મુખ્ય અધિકારી અને કૈવલ્ય ધામના સંચાલક સ્વામીશ્રી કુવલયાનંદજી, ફાધર બીશપ બેશ, શ્રી ખુરશેદ કાણુ, અમદાવાદના શ્રી એફ. સી. દાવર, શ્રીમતી શીરીન ફોજદાર, શ્રીમતી પ્રભાવતી રાજે, શ્રી મીરઝાંહૈદરબેગ, નવાબ અસગર હુસેન, સંતશ્રી તુકડોજી, શ્રી હરજીવન કાળીદાસ મહેતા, સરદાર હરિસિંહ, મુનિશ્રી કલ્યાણચંદજી, શ્રી રામસ્વરૂપદાસજી શ્રીમતિ ઇન્દુબેન મહેતા તથા અન્ય અનેક વિદ્વાનો અને ધર્મ વિચારકો પધાર્યા હતા.

**પાંચ દિવસના પ્રમુખો**

આ પાંચ દિવસો માટે વિશાળ કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. જેમાં જુદા જુદા દિવસો માટે હિન્દની પ્રથમ હરોળની વ્યક્તિઓને પ્રમુખ પદ સોંપાયાં હતા. પહેલા દિવસની પરિષદના પ્રમુખ હતા ડૉ. સર્વપલ્લી



શ્રી. દેવેન્દ્રનાથ સેન, સંત તુકડોજી, શ્રી. નંદાજી વગેરે

રાધાકૃષ્ણન, ગુરુદેવ રવિન્દ્રનાથના શાંતિનિકેતનના આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેન, બીજા દિવસના પ્રમુખ પદે હતા. ત્રીજા દિવસ માટે, મુંબઈ ધારાસભાના પ્રમુખ અને જૈન ધર્મના પ્રખરચિંતક શ્રી. કુંદનલાલજી ફિરોદીયા, ચોથે દિવસે પુ. મહાત્માજીના અનુયાયી અને શ્રી કીશોરલાલ મશરૂવાળાના ગુરુ શ્રી કેદારનાથજી મહારાજ અને છેલ્લે દિવસે બંગાળના બ્રહ્મોસમાજના પ્રમુખ શ્રી દેવેન્દ્રનાથ સેન હતા

### જેમનો પરિષદને સહકાર સાંપડયો હતો

પરિષદમાં પોતાની હાજરી તથા પ્રવચનનો લાભ આપી પરિષદની સફળતામાં સાથ આપવામાં મુખ્ય મુંબઈના ગવર્નર સર મહારાજસિંહ તથા વડા પ્રધાન શ્રી ખેર હતા. ઉપરાંત ગૃહપ્રધાન શ્રી મોરારજી દેસાઈએ પણ પરિષદને ઉદ્બોધન કર્યું હતું મુંબઈ સરકારના મજુર પ્રધાન માનનીય શ્રી ગુલઝારીલાલ નંદાજીએ પરિષદના સંચાલનમાં ઊંડો રસ લીધો હતો અને ખુલ્લી બેઠકમાં કહ્યું પણ હતું કે મારે અગત્યના કામે બહાર જવું પડયું અને બે દિવસની પરિષદની કાર્યવાહીમાં રસ ન લઈ શક્યો તેનો મને રંજ છે. પરિષદમાં નાણા પ્રધાન શ્રી વૈકુંઠલાલ મહેતાએ પણ હાજરી આપી હતી. મુંબઈ કોંગ્રેસ પ્રાંતિક સમિતિના માજી પ્રમુખ શ્રી નગીનદાસ માસ્તરે પરિષદમાં હાજરી આપી પ્રમુખસ્થાનની દરખાસ્ત મુકી હતી

મુંબઈના આગેવાન વહેપારીઓ, સોલીસીટરો, વૈદો ડોકટરો અને તમામ વર્ગોના નાગરિકોએ પરિષદમાં ઉલ્લાસ ભેર ભાગ લીધો હતો.

મુંબઈ ખાતેના જુદાજુદા દેશોના પ્રતિનિધીઓએ ખાસ કરીને અમેરિકા તેમજ ચીનના કોન્સલોએ પરિષદમાં હાજરી આપીને શુભેચ્છાના સંદેશાઓ આપ્યા હતા. [illegible]ઓએ પત્રોદ્વારા અભિનંદન મોકલ્યા હતા.

### મુંબઈની પ્રજાનો અપૂર્વ સહકાર

અને મુંબઈની આમ જનતા કે જેના વિષે પરિષદના મંત્રી શ્રી શાંતિલાલ મહેતાએ આભાર માનતી વખતે એવો ઉલ્લેખ કર્યો હતો કે અમને પરિષદ ભરતાં પહેલાં કેટલાક મિત્રો તરફથી એમ કહેવામાં આવ્યું હતું કે મુંબઈની જનતા આવી પરિષદમાં અને તેમાંય ખાસ કરીને તેના પાંચ પાંચ કલાકના કાર્યક્રમોમાં વધુ પડતો રસ નહી લે, એ જનતા આટલા લાંબા કાર્યક્રમો માટે કેળવાયેલીજ નથી; છતાં તેણે સાબીત કરી આપ્યું છે કે મુંબઈના શહેરીઓ ધર્મને સાચાસ્વરૂપમાં યોગ્ય ભાષા અને રચનાદ્વારા રજુઆત થાય તો તેને આવકારવા અને સામાન્ય રીતે ધર્મ જેવા નિરસ મનાતા વિષય પર ત્રણ ત્રણ કલાક સુધી થતાં ભાષણો સાંભળીને પોતાની જીજ્ઞાસા વૃત્તિની સાબીતી આપે તે વાત સહેલી નથી

### પરિષદના રંજન કાર્યક્રમો

પરિષદનું કાર્ય સમાપ્ત થતા રાતના રંજન કાર્યક્રમ રાખવામાં આવતો હતો. જેમાં હિન્દના મશહુર ગવૈયાઓને તથા કીર્તનકારોને ભાગ લેવડાવામાં આવ્યાં હતા. મુંબઈમાં જેમના નામનો ડંકો વાગે છે તેવા સંખ્યાબંધ સંગીતકારોએ પ્રેમીજનોને પોતાની કળાનો લાભ આપ્યો હતો. સંગીતપ્રવીણ શ્રી નારાયણરાવ વ્યાસ, શ્રી શંકરરાવ વ્યાસ, સૌરાષ્ટ્રના લોકગીતોના સૃષ્ટા અને જનતાના લાડીલા ગઢવી મેરૂભા, અને ભક્તકવિ દુલા કાગ, શ્રી રાયચુરાજી, મહારાષ્ટ્રની જનતાના પૂજ્ય સંત તુકડોજી, સંગીતકાર મા. વસંત, શ્રી અવિનાશ વ્યાસ, પંડિત દેવેન્દ્રવિજય, કવિ રમેશ ગુપ્તા, શ્રી શાંતિલાલ શાહ, શ્રી ભાઈલાલભાઈ, વગેરે અન્ય સંખ્યાબંધ કીર્તનકારો, સંગીતકારોનો સમન્વય અને સહકાર સાધીને મુંબઈની જનતાને પાંચ દિવસ સુધી લોકગીત, ભજનો તેમજ સંગીતનો રસથાળ પીરસવામાં આવ્યો હતો.

### પરિષદ-મંડપ

મરીન ડ્રાઈવ પર આ પરિષદનો ખાસ મંડપ બાંધવામાં આવ્યો હતો. જેને આસોપાલવથી વિભુષિત કરવામાં આવ્યો હતો. તેનું પ્રવેશદ્વાર કલાત્મક રીતે તૈયાર કરવામાં આવ્યું હતું આ પ્રવેશ દ્વાર તથા આખાએ મંડપને રોશનીથી અદ્ભૂત રીતે શણગારવામાં આવ્યો હતો. મંડપની અંદર શ્રોતાઓ તથા વક્તાઓ માટે વીજળીના પંખાઓની સગવડ રાખવામાં આવી હતી. રોજરોજ હજારોની સંખ્યામાં હાજરી આપતા શ્રોતાઓ શાંતિથી મંચ પર થતાં વ્યાખ્યાનો સાંભળી શકે તે માટે ધ્વનિવર્ધક યંત્રોની પણ વિપુલ પ્રમાણમાં ગોઠવણ કરવામાં આવી હતી શ્રોતાઓ માટે

ખુરશીઓ તથા સોફાની પણ બેસવા માટે સગવડ કરવામાં આવી હતી. પરિષદનું પહેલા દિવસનું કામ જુદા જુદા ધર્મોની પ્રાર્થના બાદ શરૂ કરવામાં આવ્યું હતું.

## પહેલા દિવસનો કાર્યક્રમ

પરિષદના કામની શરૂઆત વેદના મંત્રોચ્ચારથી થઇ હતી. જૈન ધર્માચાર્યે, શાંતિની પ્રાર્થના કરી હતી. ફાધર મોર્ટે ઉંચ સ્વરમાં ઉચ્ચારણ કરી હતી, રોમન કેથોલીક સંપ્રદાયનાં સ્તોત્રો ગવાયાં હતાં જેનો પ્રધાન સૂર માનવ જાતીને શાંતિ ઐક્ય સદ્ભાવના અર્પે એવો હતો. યહુદી ધર્મના આગેવાન. એઝેકીએલે હીબ્રુ ભાષામાં શાંતિ સ્તવન કર્યું હતું. મો. મીરઝાં હૈદર બેગે કુરાને શરીફની આયાતો વાંચી સંભળાવી પ્રાર્થના કરી હતી, શ્રીમતી શીરીન કોન્ટ્રાક્ટરે બહાઈ ધર્માનુસાર, શીખ સરદાર હરિસિંહે 'ગ્રંથ સાહેબ'માંથી અને નવસારીવાળા શ્રી ભગવે 'વૈષ્ણવ જન તો તેને કહીએ' ગાઇ સંભળાવ્યું હતું.



શ્રી કૈલાશાનંદ મુન શીએ આચાર્ય શ્રી રાધા કૃષ્ણન ડૉ. શ્યામાપ્રસાદ મુખરજી, પ્રીન્સેસ પ્રભાવતી રાજે, કાપરશેઠ, તેમજ અન્ય આમંત્રિત સંતો, આચાર્યો તથા આપણા નેતાઓનું સ્વાગત કરતાં પોતાનું પ્રવચન બરાબર પાંચ વાગે શરૂ કર્યું હતું અને મંડળ તરફથી ખાસ કરીને કાશીવાળાં મહામાતા કે જેઓ પોતાના મૌનવ્રતનો ભંગ કરીને આ પરિષદમાં, હાજરી આપવા માટે મુંબઈ આવી રહ્યાં હતાં તેમનો આભાર માન્યો હતો.

પોતાના પ્રવચનમાં તેમણે જણાવ્યું હતું કે "જેઓએ અહિં પધારવા માટે તસ્દી લીધી છે તે સર્વ સજ્જનો, સન્નારિયો, નામદાર શ્યામાપ્રસાદ મુખરજી, ડૉ. રાધાકૃષ્ણન વગેરેનો હું સત્કાર સમિતિ તરફથી આભાર માનું છું. ઉપર કાશીની શ્રી મહામાતાજી જેઓ મૌનવ્રત પાળે છે છતાં પણ આપણું આમંત્રણ સ્વીકાર્યું છે તેમનો હું ખાસ આભાર માનું છું. આ પરિષદ યોગ્ય સમયે મળે છે. ધર્મને નામે આફતોમાંથી, હિન્દ હમણાં ઉગરીને બહાર આવ્યું છે, મધ્યયુગની માફક ધાર્મિક લાગણીઓનો ઉપયોગ રાજકીય હેતુઓને સિદ્ધ કરવામાં થયો છે. આપણે ઘણા ભયાનક સમયસરના સંયોગોમાંથી પસાર થયા છીએ. અંધકારના યુગમાં પણ જે પાશવતા આપણે જોઇ નથી તેવી પાશવતા જોઇએ છીએ. લાખો માણસો સલામતીને માટે અહિં તહિં ભટક્યા કરે છે હિંસક પશુઓની ક્રૂરતાને ભૂલાવે એવા માનવ જાતના ઇતિહાસમાં કદી નહિ જોયેલાં દુઃખ જોયાં છે જો ધર્મનો ધ્વંસ ન થવો જોઈએ તેવી માન્યતા હોય તો સત્તાત્મક રાજનીતિથી અલગ થવાની જરૂર છે.

મને કહેવાદો કે જુદા જુદા ધર્મના સિદ્ધાંન્તો તથા તેમના ગુણદોષની ચર્ચાને માટે આ પરિષદ યોજવામાં આવી નથી.

**પરિષદનો હેતુ**

ધર્મના મૂળભૂત સાચા તત્વની સમજણ વડે આપણા દેશનું અને માનવોનું કલ્યાણ કે ઉત્કર્ષ સાધવો એ આ પરીષદનો હેતુ છે. જે સમયે અત્યારની દુનિયા ભૌતિકવાદની અસર નીચે છિન્ન ભિન્ન થતી જાય છે તે સમયે મહત્વની બે બાબતો ખાસ ધ્યાન ખેંચે છે.

જેમાંની પહેલી બાબત છે કેટલાક સરમુખત્યારી અંકુશોને લઇને જીવનનું નૈતિક મુલ્યાંકન ઓછું થતું જાય છે ત્યારે તે અંકુશોમાંથી ઉગરવા માટે માનવ જાતિ માટે ધર્મ એ એકજ સાધન છે. ધર્મજ માત્ર નૈતિક ધોરણને ફરીથી સ્થાપિત કરી માનવનો મોભો અને વ્યક્તિત્વ સુરક્ષિત રાખી શકે તેમ છે. કારણ કે તેના સિવાય વિજ્ઞાને જે સત્તા કે બળ તેના હાથમાં મુક્યું છે તે સામુદાયિક માનવજાતિના સંહારના ઉપયોગને કારણે નિષ્ફળ જાય છે.

બીજી મહત્વની વાત એ છે કે ધર્મોની ઉત્પત્તિ અને તેના સ્થાપકોની માન્યતાઓ નિરનિરાળી હોવા છતાં તેમાંનું સાર તત્વ તો એકજ છે કે માનવે મર્યાદાઓ અને

અસંપુર્ણતાઓનો ત્યાગ કરીને જે સંપુર્ણ છે તેવા ઈશ્વરીયતત્વને જાણવા માણવા ના રસ્તે આગળ થવાનું છે અને તેને પ્રાપ્ત કરવાનું છે સેઇન્ટ ઓગસ્ટાઈનના શબ્દોમાં કહું તો "જ્યા સુધી તારામાં વિશ્રાન્તિ ન મેળવે ત્યાં સુધી અમારુ હૃદય અવિરામ છે.'

પ્રગતિએ આપણી જમાનાજુની દૃષ્ટિને ઝાંખી કરી દીધી છે. યુરોપના જડવાદે ઈશ્વર અને તેની નૈતિક વ્યવસ્થાપકતામાંથી આપણી શ્રદ્ધા ઓછી કરી નાંખી છે અત્યારના નૈતિક વિકાસે ધર્મના સ્વરૂપોમા જે વહેમો હતા અને દંતકથાનાં તત્વો હતાં તેને દૂર દૂર ફેંકી દીધા છે. ધર્મ દૃષ્ટિ વગર માણસ અત્યારના સરમુખત્યાર વાદ અને સામ્યવાદ જેવા બળોની સામે ઝગડવા કે ઉભવા શક્તિવાન નથી.

**શોકરૂપી જ્વરને છોડ અને યુદ્ધ કર**

ધર્મનો અર્થ તો એ છે કે મનુષ્યને ક્ષણે ક્ષણે જે યુદ્ધોમાં ઉતરવુ પડે છે તેને માટેની યોગ્ય તત્પરતા શ્રીકૃષ્ણે અર્જુનને આત્મ–સાક્ષાત્કાર કરવા માટે વનમા જવાની આજ્ઞા કરી નહોતી, અથવા તો સ્વર્ગનાં સુખો ભોગવવા માટે દુ:ખ ભોગવવાનું કહ્યું નહોતું પણ તેમણે તો કહ્યું હતું युध्यस्व विगत ज्वर । ( ગીતા–૩–૩૦ ) શોકરૂપી જ્વરનો ત્યાગ કરીને યુદ્ધ કર.

બધા જ ધર્મોમા એક સામાન્ય બાબત એવી છે કે પ્રભુ પ્રત્યે પહોંચવાની આંતરિક અભિલાષા, પ્રભુ પ્રત્યે આગળ ડગલાં માંડવા, જીવનમા સંવાદિતા લાવવી અને સૌન્દર્યની અનુભૂતિ કરવી. આ ધ્યેયને પ્રાપ્ત કરવા ભગવાને કહ્યુ છે કે–

**તું મારામાં જ મનવાળો થા, તારા ચિત્તને સર્વભાવે મારામાં લીન કર, આથી અંતે તું મને પામીશ એમાં કોઇ શક નથી**

આપણો હિન્દ ધર્મપરાયણ દેશ છે મહાન તત્વવેત્તા તાઈ ત્સંગે કહ્યુ છે કે "ધર્મની ખાતર કોઇ પણ માણસને હેરાન કરવી નહીં', કારણ કે સ્વર્ગમાં જવાને માટેના અનેક માર્ગ છે"

આ કથન જે વખતે ઉચ્ચારવામાં આવ્યુ હતું તે વખતના જેટલું જ અત્યારે પણ સત્ય અને આવશ્યક છે

"જે સર્વ પ્રાણીઓમાં મને જુવે છે તે જ મને સર્વ સ્થળે જુવે છે" આ સૂત્રને માનવ ગમે તે રીતે ગ્રહણ કરે તે, મહાત્મા ગાંધીજીની અહિંસા, ખ્રિસ્ત પ્રભુનો પ્રેમ, ભગવાન બુદ્ધની કરુણા, પ્રભુ પરાયણ કે પ્રભુમય થવાની ભાવના, ભૂગોળની સીમા, અને જાતિનાં બંધનોને દૂર કરી માનવજાતિને એક સૂત્રમાં ગુંથવી. આજ ભાવના પર બધા ધર્મો એક સાથે મળી શકે છે. અને આ ધ્યેય પાર પાડવા હું તમને આવકાર આપું છું"

## શ્રી શ્યામાપ્રસાદ મુખરજીનું વક્તવ્ય

શ્રી મુનશીનું પ્રવચન પૂરૂં થયા પછી પરિષદનું ઉદ્દઘાટન કરતા શ્રી શ્યામાપ્રસાદ મુખરજીએ જણાવ્યું હતુ કે –



"આ મહાન પરિષદનું ઉદ્દઘાટન કરવાનુ માન આપવા બદલ પરિષદના સંચાલક મંડળનો આભાર માનું છું. હિન્દને સ્વતંત્રતા મે સેવા પછી પ્રાપ્ત થઇ છે, પણ કોમ અને જાતિના ભેદને લઇને તે નાગરિકોના હકમાં ભેદ નહિ રાખે. શ્રી. મુનશીજીએ કહ્યુ છે તેમ આપણે કયો ધર્મ સારો છે તેનો નિર્ણય કરવા માટે મળ્યા નથી. એક ધર્મને બીજા ધર્મ સાથે સરખાવી શકાય નહીં, પણ સર્વ ધર્મોમાં કે જુદાજુદા ધર્મોમા સામ્ય છે, જે કંઈ મળતાપણુ છે તેને શોધવાનું છે

જો આપણે જુદા જુદા ધર્મોના મહાન સંસ્થાપકોનાં વચનામૃતોને સ્મરણમાં રાખીએ તો તેમનામાં આપણને વધારે ફરક નહીં લાગે. ધર્મોમાં અવશ્ય ભેદ છે પણ તેને મહત્વ આપવું તે યોગ્ય નથી. ધર્મના નામે જે હિંસા અને પાશવતાની આપણા હિન્દમાં થયેલ છે તેને તે તે ધર્મના સંસ્થાપકો જોવા પામ્યા હોત તો જરૂર કંપી ઉઠત. હિન્દ પર પરદેશીઓના આક્રમણ થવા છતાં તેનું હૃદય સ્પષ્ટ અને નક્કર છે આપણે ત્યાં તો શાંતિપૂર્વક રહો અને બીજાઓને રહેવા દો એ સિદ્ધાન્ત પળાતો આવ્યો છે. આપણે સર્વની વચ્ચે સંપ, ભ્રાતૃભાવ અને મૈત્રી લાગણી ઉત્પન્ન કરવાની

છે. અને બધા ધર્મોને તથા ધર્મોના વિશ્વાસોને સંવાદિ બનાવવાના છે. આપણુ હિંદ રાજકારણમાં સાંપ્રદાયિકતાથી પર છે, છતાં પણ હિંદ ધર્મને ભૂલી જશે તો તે અયોગ્ય કહેવાશે, સાથે સાથે દુનિયાના ધર્મો સાથે તેણે પોતાના ધર્મને સંવાદિ બનાવવો પડશે.

સર રાધાકૃષ્ણન જો કે કોઇ દેશમાં હિંદના એમ્બેસેડર તરીકે નિમાયા નથી છતા પણ તે આજે સમસ્ત વિશ્વના આપણા તરફથી ચૂંટાયેલા પ્રતિનિધી છે. આપણે તેમને જોઇએ છીએ ત્યારે સ્વામિ વિવેકાનંદ યાદ આવે છે કે જેઓ એક ભિક્ષુના રૂપમાં અમેરિકા ગયા હતા અને પાશ્ચિમાત્યોને ધર્મની ઉદાત ભાવના સમજાવી હતી. મને ખાત્રી છે કે સર રાધાકૃષ્ણનની શક્તિશાળી દોરવણી નીચે આપણે સાચી પ્રગતિ સાધી શકીશું અને વિશ્વને આશા અને આનંદનો સંદેશો આપી શકીશુ.'

પોતાના પ્રવચન બાદ ડૉ. મુખરજીએ પરિષદને ખુલ્લી મુકાયલી જાહેર કરી હતી



**શ્રી. નગીનદાસ માસ્તરની દરખાસ્ત**

ત્યારબાદ મુંબઇના માજી નગરપતિ અને સ્વાગત સમિતિના માજીપ્રમુખ શ્રી.નગીનદાસ માસ્તરે પ્રમુખસ્થાન માટે ડૉ. રાધાકૃષ્ણનના નામની દરખાસ્ત મૂકી હતી. દરખાસ્ત મૂકતાં તેમણે જણાવ્યું હતું કે,

"ડૉ. રાધાકૃષ્ણનની ઓળખાણ આપવાની જરૂર નથી. આજે જગત આખામાં એક મહાન વિદ્વાન તરીકે પ્રખ્યાત છે. આજની પરિષદ માટે આપણને એમનાથી વધારે યોગ્ય માણસ મેળવવાનું અશક્ય છે.'

આ પછી રાધાકૃષ્ણનને પ્રમુખસ્થાન લેવા તેમણે વિનતિ કરી હતી. આ દરખાસ્તને દેવાસનાં રાજકુમારીએ ટેકો આપ્યો હતો અને સ્વામી રમણ મહર્ષિનાં એક શિષ્યા શ્રીમતિ પ્રભાવતી રાજેએ અંગ્રેજીમા બોલતાં જણાવ્યું હતું કે

**શ્રી. પ્રભાવતી રાજેનો ટેકો**

'હું સર રાધાકૃષ્ણનને પ્રમુખસ્થાન લેવા માટેની દરખાસ્તને ટેકો આપવાની તક મળી છે તે બદલ મારી જાતને ભાગ્યશાળી માનું છું અને આભાર માનું છું. સ્વા. પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીએ જણાવ્યું કે ધર્મ અને રાજકારણને જુદાં રાખવાં જોઇએ એ વાતને હું પણ પસંદ કરું છું. છેલ્લા વિશ્વયુદ્ધ પછી આખી દુનિયાની માનવતા ઉદાત તત્વોના નિર્ણય માટે હિંદ તરફ નિહાળી રહી છે. હું આશા રાખું છું કે આ પરિષદના પ્લેટફોર્મ દ્વારા આપણે જગતની આ અભિલાષાને સંપૂર્ણ કરવા પ્રયત્ન કરીશું.'

આ પછી ભારતીય વિદ્યાભવનના આચાર્યશ્રીએ સંસ્કૃતમા આ દરખાસ્તને ટેકો આપ્યો હતો. ત્યારબાદ સર રાધાકૃષ્ણને પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

તે પછી પરિષદના મંત્રી શ્રી. હેમચંદજીએ પરિષદનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો અને તે પછી શ્રી. ભાઇલાલભાઇ એ એક ભજન ગાયું હતુ.

**શ્રી. શાંતિલાલ મહેતાએ સંદેશા વાંચી સંભળાવ્યા**

ભજન ગાઇ રહ્યા બાદ પરિષદના બીજા મંત્રી શ્રી. શાંતિલાલ મહેતાએ પરિષદની સફળતા ઇચ્છતા દેશપરદેશમાંથી આવેલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા.

આ સંદેશાઓમાં મુખ્યત્વે હિંદના ગવર્નર જનરલ શ્રી. રાજગોપાલાચારીઅર; હિન્દના વડાપ્રધાન શ્રી જવાહરલાલ, ડૉ. જીવરાજ મહેતા, શ્રી. શામળદાસ ગાંધી, શ્રી. જીનરાજદાસ, શ્રી. પી. વી. કાણે, શ્રી. શંકરાચાર્યજી તથા અન્ય સંખ્યાબંધ મિત્રો મુરબ્બીઓના હતા.

**ચીની એલચીની શુભેચ્છા**

ત્યારપછી હિન્દ ખાતેના ચીની એલચીની મુંબઇ કચેરીના વડાએ તેમની પ્રજા તરફથી શુભેચ્છાનો સંદેશો

વાંચી સંભળાવ્યો હતો કે, 'આપણે આપણા અને બીજા ધર્મો માટે નાહકનું ખોટું અભિમાન લઈએ છીએ પણ આપણે બધા ધર્મોના સમન્વયને નહિ સ્વીકારીએ તો ગેરરસ્તે દોરવાઈશું. મારા દેશવાસીઓ તરફથી હું આપની સંપૂર્ણ સફળતા ઇચ્છું છું.'

**મુંબઈના ગવર્નરનું આગમન અને ભાષણ**

આ સંદેશો વંચાઈ રહ્યો હતો તેવામાં જ મુંબઈના નામ. ગવર્નર સર મહારાજસિંગ પોતાના અંગત મંત્રી સાથે પરિષદ મંડપ પર આવી પહોંચ્યા હતા તેમણે પણ નીચે મુજબનું પ્રવચન અંગ્રેજીમાં કર્યું હતું



હું ડોક્ટરની આજ્ઞા ન માનીને આવ્યો છું. હજી બીજું કથન કરવાનું છે. સર રાધાકૃષ્ણન વિખ્યાત વિભૂતિ છે.

"મનુષ્ય જીવનનું ધ્યેય શું? આનો સુંદર જવાબ એક ધર્મ પુસ્તકમાં વાંચ્યો છે એનો જવાબ એ જ કે પ્રભુને સતત સેવવા. ધર્મનો આજ માત્ર હેતુ છે. જીવનનું સાચું મૂલ્યાંકન કરવું અને વ્યવહારમાં તે સત્યને ઉતારવું. ઉપનિષદની પરમ પ્રાર્થના સર્વ ધર્મ સ્વીકારે તેવી છે. અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા, અસતમાંથી સતમાં લઈ જા.

**પ્રમુખનું પ્રવચન**

આ પછી પ્રમુખે દર્શનાર્થ વચ્ચે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું કે:—



"આ અધિવેશનના પ્રમુખ તરીકે નિયુક્ત કરીને મને માન આપવા માટે હું તમારો બધાનો આભાર માનું છું. દુનિયાના જુદા જુદા ભાગો એક બીજાના વધુ સંસર્ગમાં આવે છે, એકમેકને જાણે છે અને તેથી જ એકબીજાના સંસર્ગમાં વધારે આવશે. સોવીએટ રશીયા ધર્મનું વિરોધી છે અમેરિકા સાય-ન્ટીફીક હ્યુમેનિટિને માને છે, આપણે પણ સેક્યુલર સ્ટેટ જાહેર કર્યું છે આમ ધર્મમાંથી પીછે હઠ થાય છે તેનું કારણ ધર્મમાં નીતિને શરમાવે એવાં કાર્યો છે. આથી જ માણસો ધર્મમાંથી શ્રદ્ધા ગુમાવે છે. બધા તેમાંથી પીછે હઠ કરે છે એનો અર્થ એ નથી કે આપણે ધર્મનો દિવ્ય વારસો છોડી દેવો. શું ધર્મ એન્ટી સાયન્સ કે એન્ટી સોશીયલ છે? ના. આપણા દેશમાં તો ધર્મ વૈજ્ઞાનિક રૂપે છે. આપણે ઇશ્વરને સત્યરૂપે લેખીએ છીએ. સત્યનારાયણ કહીએ છીએ એ સત્ય જાણવા માટે આપણી પાસે મનન, બૌદ્ધિક રીફ્લેક્શન, પરિપ્રશ્ન, કે જીજ્ઞાસા જેવા માર્ગો છે. આ કોઈ ડોગ્મા સિદ્ધાન્ત નથી. આપણને આપણે પોતે ઓળખવાના છે.

જ્યાં જુઓ ત્યાં સર્વત્ર સામ્ય એક જ જણાય છે. એ સામ્યને ઓળખવું પડે છે." આ પછી તેઓશ્રીએ છાંદોગ્ય ઉપનિષદમાંથી ભૃગુ અને વરુણીનો દાખલો આપ્યો હતો. ભગવાન બુદ્ધનું દૃષ્ટાંત આપ્યું હતું

અને કહ્યું હતું કે – સંસાર ગતિમાન ચક્ર છે. દુઃખ અનિત્ય છે માનવ અને પશુમાં ભેદ છે. માણસને નૈતિક અને બૌદ્ધિક સ્વાતંત્ર્ય છે, ઇચ્છા છે. આથી જ તે અંધકારમાંથી પ્રકાશમાં જઈ શકે છે મૃત્યુમાંથી અમરપણાને પ્રાપ્ત કરી શકે છે. આ ઇચ્છા ત્યાગી માનવજીવન પશુ સમાન નહિ. માણસે પરમતત્ત્વને પ્રાપ્ત કરવાનું છે અને એ પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરવો તે જ સાચો ધર્મ છે. એ શાથી પ્રાપ્ત કરી શકાય? ભગવાન બુદ્ધ કહે છે કે અંતર-દીપથી અંતર પ્રકાશથી; આત્માનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરવો જોઈએ. સત્યથી વિદ્યાથી અવિદ્યાનો નાશ થાય છે. આપણા ઋષિઓ આપણે ત્યાં નહીં પણ બધે છે અને તેઓ પાશવતાને ત્યાગવા ઉચ્ચતર અને ઉન્નત જીવન જીવવાનો આદેશ આપે છે શા માટે ધર્મ એન્ટી સોશીયલ જોઈએ? શંકર, બુદ્ધ, મહાવીર, રામાનુજ નાનક વગેરે સંતો માનવીને ઉચ્ચતર જીવન કરવાને બોધે છે નટરાજની સમસ્યાનો ઉકેલ કરી જીવન ગતિ ચાલુ રાખીને તેમાં ન ખૂંચવાતાં એ પરમતત્ત્વને વિચરવા ઉન્નત અને પવિત્ર જીવન કરવાનું છે"

અમેરિકન કોન્સલે તે પછી સભાના હેતુ સાથે પોતાના દેશનો સહકાર જાહેર કર્યો હતો.

### આભાર દર્શન

મુંબઈ ધારાસભાના પ્રમુખશ્રી કુંદનમલ ફીરોદીયાને પ્રમુખનો આભાર માનવાનું કામ સોંપવામાં આવ્યું હતું. આ પ્રસંગે તેમણે જણાવ્યું હતું કે "ડૉ. રાધાકૃષ્ણન જેવા એક પ્રથમ કોટિના વિદ્વાને આપણને આપણી ફરજો બતાવી છે. આખી દુનિયામાં અત્યારે તેમના જેટલું તત્વચિંતન ધરાવતો માણસ જોવા નહીં મળે. એમણે કહ્યું છે એ સત્ય છે કે ધર્મ જીવનથી જુદો ન હોઈ શકે અને વિજ્ઞાન ધર્મથી જુદું ન હોઈ શકે. હું એમણે બજાવેલી ધર્મ પરિષદની સેવા માટે એમનો આભાર માનું છું.

અમદાવાદના પ્રો. ધ્રુવે કહ્યું હતું કે મારે કોનો આભાર માનવો? ડૉ. રાધાકૃષ્ણનનો? કે જેમણે આવું એક અમૂલ્ય રત્ન હિંદને આપ્યું એવા પરમ કૃપાળુ પરમાત્માનો? ડૉ. રાધાકૃષ્ણન તો જ્યોતિર્ધર છે. એ પૂર્વમાંથી સંસ્કૃતિની મશાલ લઈને પશ્ચિમમાં પ્રકાશ નાખે છે આપણે એમનો જેટલો આભાર માનીએ એટલો ઓછો છે."

આ પછી શ્રી મુનશીએ પ્રમુખને હારતોરા એનાયત કર્યા હતા. ને જનગણ ગવાયા બાદ પરિષદના પહેલા દિવસનો કાર્યક્રમ સંપૂર્ણ થયો હતો.

## બીજા દિવસનો કાર્યક્રમ

પરિષદની બીજા દિવસની બેઠક શ્રીયુત ક્ષિતિમોહન સેનના પ્રમુખપદે ભરવામાં આવી હતી.

### કોણ કોણ હાજર હતા?

આજની બેઠકમાં ખાસ કરીને બનારસનાં જાણીતાં વિદુષી પુજ્ય મહા માતા પધાર્યાં હતાં. સૌરાષ્ટ્ર સંઘના રાજપ્રમુખ જામસાહેબ શ્રી દિગ્વીજયસિંહજી તથા મહારાણી ગુલાબ કુંવરબાએ પણ હાજરી આપી હતી. ઉપરાંત મુંબઈના મુખ્યપ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈ તથા નાણાંમંત્રી વૈકુંઠભાઈ મહેતાએ પણ હાજરી આપી હતી.

શરૂઆતમાં શ્રી. ભાઈલાલભાઈએ પ્રાર્થના સંભળાવી હતી તેમ જ કુશકણીએ બૌદ્ધ ધર્મની પ્રાર્થના કરી હતી.

### પ્રમુખનો પરિચય

ડૉ. હરિપ્રસાદ દેસાઈએ પરિષદના કામની શરૂઆત કરતાં આજના પ્રમુખ શ્રીયુત ક્ષિતિમોહન સેનનો પરિચય આપતાં જણાવ્યું હતું કે સંતોના સાહિત્યમાં એમણે જે રસ લીધો છે અને જે જે શોધો કરી છે તેની હિંદભરમાં કોઈ બરોબરી કરી શકે તેમ નથી. એમણે આ સંતવાણીને સજીવન કરીને હિંદુ ધર્મને પણ જીવંત રહેવાની શક્તિ આપી છે. શ્રી. સેન શાંતિનિકેતનમાં મુખ્ય આચાર્ય હતા, પણ અત્યારે વાનપ્રસ્થ થયા છે. ગુજરાતી સાહિત્યના જાણીતા વિવેચક શ્રી. રામનારાયણ પાઠક તો તેમને જંગમતીર્થ તરીકે ઓળખાવે છે.

### પ્રમુખનું પ્રવચન

આ પછી ક્ષિતિમોહન સેને હિન્દીમાં પોતાનું પ્રવચન આપતાં જણાવ્યું હતું કે,

' આજે સમસ્ત વિશ્વ ધર્મનું બિમાર છે અને તેને માટે કોઈ યોગ્ય વૈદ્ય નથી. શારીરિક વ્યાધિ હોય તો તો કોઈ વૈદ્ય મળી આવે પરંતુ ધર્મની બાબતમાં હોય ત્યાં શું ઉપાય થાય? ધર્મ રક્ષણ કરે છે. રાજનૈતિક તેમ જ આર્થિક જગતમાં ધર્મમાં વિરોધો એ



કોઈ હિન્દની પુરાતન વસ્તુ નથી. હિન્દમાં તો કરૂણા અને પ્રેમ હતો. જુદા જુદા ધર્મો અને સંપ્રદાયો એકબીજા સાથે લડતા નથી.

આજે પૂર્વ અને પશ્ચિમનું મિલન થયું છે, વિશ્વના દરબારમાં હિંદુત્વને માથે મોટી જવાબદારી નિભાવવાની છે. આપણી પાસે વૈજ્ઞાનિક શક્તિ નથી, પરંતુ માર્ગદર્શન છે. પશ્ચિમ પાસે શક્તિ છે, પરંતુ મતિ નથી, આથી પૂર્વ રસ્તો બતાવશે અને પશ્ચિમ તેને ગતિ આપશે. આ માટે આપણને ચારિત્ર્યની મોટી જરૂર છે. ધર્મમાં વિરોધ તો પશ્ચિમમાંથી આવ્યો. આપણે તો 'જીવો અને જીવવા દો'ની દ્રષ્ટિએ બધાને આશ્રય આપ્યો. ધર્મની ઉદારતા એ હિંદની પુરાતન સંપત્તિ છે.'

સતકાળમાં ધર્મોના મૂળભૂત સિદ્ધાંતોનો વિકાસ થયો તેમ જણાવી તેમણે પોતાનાં સાઠ વર્ષના અનુભવની વાત કરતાં જણાવ્યું કે "કર્મ મનુષ્યનો મોટો ધર્મ છે, જો તેમાં પવિત્રતા હોય, કોઈની પ્રવંચના ન કરાય, અન્તઃકરણના નરોત્તમ વિકાસ થાય. ભાગવતમાં શ્રી કૃષ્ણનો સાચી માનવતા માટેનો આજ સંદેશ હતો. આ ધર્મપરિષદનો મોટામાં મોટો પ્રશ્ન એ છે કે ધર્મોની વિડમ્બનાઓને દૂર કરીને જગતને માર્ગ પ્રદર્શન કરવાને યોગ્ય બનાવવું. ધર્મ જ બધી અશાન્તિને દૂર કરવાનો માર્ગ છે, એટલે તેના પ્રતિ ઉપેક્ષા-વૃત્તિ અમણાં દૂર કરવી જોઈએ."

. એકિપાનો સંદેશ અર્થ નહીં જવો જોઈએ એ વાતને પ્રતિપાદિત કરી તેમણે જણાવ્યું કે,

"એક શક્તિ પર વિશ્વાસ રાખીને ધર્મનું સાચા અર્થમાં અન્વેષણ કરો. ઈશ્વરનો સંદેશ બધાના કાનોમાં પહોંચે છે પરંતુ સાધારણ માનવ સાધારણ અભ્યાસને કારણે સાંભળી શકતો નથી. હિન્દનો ધર્મ વૈદિક નહિં ભાગવત નહીં પણ માત્ર હિન્દુ ધર્મ છે અને તેણે હિન્દમાં આવનારા બધાજ ધર્મોની રક્ષા કરી છે"

ધર્મ પરીષદની ઘોષણા

આ પછી શ્રી મુનશીએ અંગ્રેજીમાં તેમજ તેનો અનુવાદ શ્રી સાતવલેકરે હિન્દીમાં આ પરિષદની ઘોષણા માટે ઠરાવ વાંચી સંભળાવ્યો હતો.

We, representing different religions, assembled at the second session of the All Religions Conference held at Bombay on the 23rd to 27th days of April 1949, view with apprehension the spread all over the world of materialism of which facism and communism are sinister manifestations, and the consequent undermining of moral values which threatens the very existence of human Society, and affirm that Faith in God and the Moral order are the fundamentals on which alone a happy and progressive Society can be built and maintained.

WE FURTHER AFFIRM that the religions of the world, through which runs the unity of this Faith need emancipation from superstition, outworn Social institutions and practices divorced from Truth and that the conscience of man kind requires to be activised by the teaching and practice of moral values and the inculcation of faith in God.

WE FURTHER DEPRECATE all activities to harness religious movements

to power politics found in several countries and which unhappily marred the life of this country a short while ago.

WE ALSO DECLARE that in view of the ever increasing scope of legislation in modern states it is imperative in the interests of human progress that the International Character of Fundemental Rights relating to Freedom of Religion be adopted in and enforced by all member States of the United Nations and welcome the lead given by the Constituent 'Assembly of India' in adopting such Rights as an integral part of her new Constitution.

WE FURTHER CALL UPON the followers of all religions and particularly the differerent religious communities in this country to co-operate with a view to maintaining the great tradition of tolerance which was built up in India, where more than any where else in the world, its ancient culture has taught that the things of the Spirit have to inspire the life of the senses and that means and not merely the end must stand the test of truth and love.

AND WE LASTLY AFFIRM that **the dignity and indepedence of the human personality must be** maintained at all costs by the Rule of Law and by safeguarding the Right of Freedom of thought and non-violent action in order that man's supreme endeavour in life may be fulfilled and his kinship with the Divide realized.

તે પછી પૂ. મહામાતાએ પ્રાર્થના કરી હતી અને તે બાદ હિન્દીમાં તેમણે પ્રવચન કર્યું હતું.



**પૂ. મહામાતાનું પ્રવચન**

મને આશ્ચર્ય થાય છે કે ધર્મ પરથી લોકોની આસ્થા અને નિષ્ઠા કેમ ઓછી થતી જાય છે! લોકો ધર્મ પરથી કેમ વિશ્વાસ ખોઇ રહ્યા છે! ધર્મથી તો લાભ જ થયો છે નુકશાન કંઈ થયું નથી. જ્યારે ધર્મ પરથી આસ્થા ઓછી થતી જાય છે ત્યારે ત્યારે લોકોના મનમાં ગ્લાનિ ઉત્પન્ન થાય છે અને તેઓ કર્તવ્ય-વિમુખ બને છે

આપણામાંથી જાતિ અને ચારિત્ર્યનું પતન થવાના કારણે ધર્મમાં તકરારો પેઠી છે. ધર્મ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે અને અંત સુધી ચાલતો રહેશે. આપણે ભૌતિકતાને જ દૃષ્ટિ સન્મુખ ન રાખતાં ધર્મના સાચા સ્વરૂપ પર વિશ્વાસ રાખવો જોઈએ.

દાખલા તરીકે રશિયાને જુઓ, ત્યાં ધર્મ નામની કોઈ એવી વસ્તુ નથી રહી, પરિણામે ત્યાંની સામાજીક વ્યવસ્થા અત્યંત શોચનીય થતી જાય છે. આજ પ્રમાણે જો જગતભરમાં સામ્યવાદનો ધર્મહીન પ્રભાવ વધતો ગયો તો માનવ સંસ્કૃતિ અને માનવ જીવન આફતમાં આવી પડશે. હિન્દુ ધર્મ હજારો વર્ષોથી પીડિત માનવતાને શાંતિ પ્રદાન કરતો આવેલ છે. ધર્મ તે કે જે આપણને 'કર્મનિષ્ઠ' થવાનો પાઠ ભણાવીને માનવમાત્રમાં સમાનતાનો સંદેશ આપી ને વિશ્વ કલ્યાણનું ચિંતન કરતા કરતા આત્માને ઈશ્વર સુધી-બ્રહ્મ શક્તિ સુધી પહોંચાડે.

આથીજ હું માત્ર સંપૂર્ણ ભક્તિ સાથે હવા પુર્વક કહેવા માગું છું કે જો આપણે ધર્મની રક્ષા કરવી જ છે તો સંસારમાં વધતા જતા સામ્યવાદના જોરને રોકવું જ પડશે.

## શ્રીમતી શીરીન ફોઝદારનું વ્યાખ્યાન

ત્યારબાદ બહાઇ ધર્મના સુપ્રસિદ્ધ પ્રચારક અને પારસી વિદુષી શિરીન ફોઝદારે બહાઇ ધર્મ વિષે અંગ્રેજીમાં થોડું પ્રવચન કર્યું હતું જેમા તેમણે જણાવ્યું હતું કે

"આપણે ધર્મમાથી શ્રદ્ધા ખોતા જઈએ છીએ તેનું કારણ એ છે કે આજે આપણે જે આચરી રહ્યા છીએ તેમાંથી ધર્મનો લોપ થઇ ગયો છે આપણે ધર્મની, સંસ્કૃતિની અને સુધારાની વાતો કરીએ છીએ પણ હું આપને પુછુ છું કે આપનામાંના કેટલા ધર્મનું સાચુ આચરણ કરે છે, અથવા અનુસરે છે રોજના વ્યવહારમાં તમારામાંના કેટલા ધર્મને વાસ્તવિક રીતે સમજયા હોય છે ?

આજે સમય પરિવર્તન થયું છે ધર્મના સિધ્ધાન્ત પ્રમાણે દરેક વસ્તુને નિહાળવા જનસમુદાય ઇચ્છતો નથી. તેઓ માત્ર રશિયા તરફ નજર નાંખે છે અને આર્થિક તેમજ સામાજીક પ્રશ્નોનો નિવેડા રશિયાની દ્રષ્ટિએ લાવવા માગે છે. એટલે જ આપણા લોકોને સામ્યવાદ તરફ જતા આપણે જોઇએ છીએ."

આપણા દેશને સામ્યવાદ કામનો નથી એમ જણાવી તેમણે કહ્યું હતું કે—

"બહાઇ ધર્મ સર્વ પ્રાણીઓમાં સમાનતા રાખવાનું શીખવે છે, એ અંત કરણની સ્વતંત્રતા આપે છે, તેનો એક સરકાર અને એક ઇશ્વરનો આદર્શ છે"

## જામ સાહેબનું પ્રવચન

ત્યારબાદ જામ સાહેબે જણાવ્યું હતુ કે—

મને ખબર નથી કે હું પંડિત કે મુલ્લા કે પાદરી નથી છતાં મને શા માટે ઉભો કરવામાં આવ્યો છે ? હું તો માત્ર ધર્મ સેવક તરિકે અહિં આવ્યો છું અને હું જાણું છુ કે ધર્મના બધાજ રસ્તા માણસને પ્રભુને રસ્તે લઈ જાય છે, પણ પ્રભુ તરફ દષ્ટિ નાખતા પહેલાં દરેક એક શહેરી કે નાગરિક તરીકે પોતાની ફરજ બજાવવાની રહે છે.

આપણે જગતને મહાન ચિંતકો આપ્યા છે. મહંમદ, બુદ્ધ અને ક્રાઇસ્ટ જેવા મહાત્માઓ પૂર્વમાંજ જન્મ્યા છે. આજે પશ્ચિમવાસીઓ તેમના પ્રશ્નોના નિવેડા માટે હિન્દ તરફ દષ્ટિ નાખે છે આપણે આ કોન્ફરન્સથી જગતને માર્ગદર્શન આપીશું '



## શ્રી. મોરારજીભાઇનું પ્રવચન

શ્રી. મોરારજીભાઇએ તે પછી હિન્દીમાં પ્રવચન કરતાં જણાવ્યું હતું કે— 

"ધર્મનો અર્થ તો એ કે તે મનુષ્યને મનુષ્યની રીતે જીવન જીવવાનો માર્ગ બતાવે. આપણી સંસ્કૃતિ ધર્મ પર અવલંબિત છે. અને દરેક ધર્મ ઇશ્વરની પ્રાપ્તિ કરવાની શક્તિ પ્રદાન કરે છે. ધર્મની સ્થાપનાના સમયના સ્વરૂપમાં અને અત્યારના સ્વરૂપમાં ધર્મોવિલંબીઓએ ફેરફાર કર્યો તેના પરિણામે અત્યારે ધાર્મિક ઝગડાઓ વધ્યા છે અને તેથી આપણે સાચો ધર્મ ભૂલી ગયા."

અંતમાં તેમણે ધર્મોવિલંબીઓની એકતા પર ભાર મૂકયો હતો.

## શ્રીમતી પ્રભાવતી રાજે

દેવાસના રાજકુમારી અને 'શ્રી. રમણ મહર્ષિના શિષ્યા શ્રીમતી પ્રભાવતી રાજેએ પોતાના વક્તવ્યમા જણાવ્યું હતું કે:



"રાજકીય શાસન ધર્મમાં પ્રવેશ ન કરે તે જોવાની ખાસ આવશ્યકતા છે. આપણા ધર્મમાં અપૂર્વ ગૌરવ છે કેમકે તેમા ઉચ્ચતમ મૂળભૂત તત્ત્વોનો સમાવેશ છે. અત્યારે ધર્મની વિડંબના થઈ રહી છે. ધર્મપર-કાયદા ઠોકી બેસાડવાની કોશિષ થઈ રહી છે, પરંતુ જો ધર્મમાં કાયદાઓએ હસ્તક્ષેપ કર્યો તો આપણા ગૌરવ રૂપ સામાજીક વ્યવસ્થા રસાતાળ જતી રહેશે અને આદર્શ પણ નષ્ટ થઈ જશે."

## યતિશ્રી રાજચંદ્રજીનું 'વક્તવ્ય

તે પછી યતિશ્રી રાજચંદ્રજીએ પ્રવચન કરતાં પ્રસંગનું મહત્વ સમજાવ્યું હતું અને આગળ ચાલતાં કહ્યું હતું કે જગત હિંદ તરફ આશાભરી મીંટ માંડી રહેલ છે. તેની આશા ત્યારે જ પરિપૂર્ણ થાય કે જ્યારે હિંદના દરેક ધર્મો સંગઠીત થઇને હિંદની રાષ્ટ્રીયતાના નવસર્જનમાં ભાગ લે.

યતિશ્રીનું આખું વ્યાખ્યાન ખૂબ મનન કરવા જેવું હતું અને અત્યારના વિશ્વનાં પરિવર્તનો અને તેમાંથી ધર્મોની થતી અવહેલના તેમણે સમજાવી હતી. અત્યારના ધર્મ—સંપ્રદાયોની સંકુચિતતા જગતને કામની નથી તે વાત જણાવી ને તેમણે નવી દૃષ્ટિને જ ન અપનાવતાં સંપ અને શાંતિ જગતમાં જળવાય તેવી રીતે સમન્વય સાધવાનું ઉદ્‌બોધન આપ્યું હતું. આ તમાં તેમણે કહ્યું હતું કે:

દરેક ધર્મગુરુઓ પોતાના સંપ્રદાયના માણસોને બીજું કાંઇ પણ ન કહેતા ફક્ત બે જ વાત કહે, આપણી શાળાઓ પણ એ જ બે વાતોના સંસ્કારો સીંચે એમ ઇચ્છું છું.

(૧) તમે માનવ તરીકે જન્મ્યા છો. તમે માનવ છો અને માનવ બનવું એ તમારું કર્તવ્ય છે.

(૨) તમારી સાથેના ઇતર દેશ બંધુઓ પણ હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ઇસાઇ, જૈન બૌદ્ધ તેમજ બીજા બધા પણ માનવ છે. તમને જેમ જીવવાની ઇચ્છા છે તેમ એને પણ છે માટે તમારા કેવળ સ્વાર્થને ખાતર જ બીજાના જીવને દુઃખી ન બનાવશો.

હું માનું છું કે આ બે વસ્તુઓમાં જ માનવ જીવનની શુભનિષ્ઠાને જગાડવાનું સામર્થ્ય રહ્યું છે. તમે શાસ્ત્રોના પાઠો નહીં પઢાવો તો ચાલશે, સૂત્રો નહીં ગોખાવશો તો પણ ચાલશે. આ વાતોને ગુંજવી નહી કરો તો ચાલશે પણ શુભનિષ્ઠાને જગાડનાર આ બે તત્ત્વોને મૂકી દેશો તો નહિં ચાલે.

આ પરિષદ નવસર્જન માટે એવો આદર્શ કાર્યક્રમ મૂકશે કે જેથી આજે જે ધર્મ ઘેલછા, સંપ્રદાયવાદ વગેરેનું ભયંકર તાંડવ દેખાય છે તેના સ્થાને માનવ જગતને સુખ અને શાંતિના દર્શન થશે એવી આશા જ નહિં પણ સંપૂર્ણ વિશ્વાસ છે અને ઉપસ્થિત બંધુઓ અને સદ્‌ગૃહસ્થો એ વિશ્વાસ પૂર્ણ કરવામા પૂરેપૂરો પોતાનો સહકાર આપશે એવી મને આશા છે."

### આભાર

આ પછી શ્રી વિજયશંકરભાઇએ પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો અને તેમને હારતોરા પહેરાવ્યા હતા.

રાત્રે સંગીતનો ખાસ કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો અને જાણીતા સંગીતકારોએ બે કલાક સુધી સંગીતની રસ લહાણ પીરસી હતી.

## ત્રીજો દિવસ

આજના દિવસનું પ્રમુખસ્થાન મુંબઈની પ્રાંતિક ધારાસભાના પ્રમુખ માનનીય શ્રી કુંદનમલ ફિરોદીયાને આપવામાં આવ્યું હતું. તેઓશ્રી જૈન ધર્મના એક મહાન વિદ્વાન ચિંતક છે, તેમ જ અનેક સંસ્કારિ તેમ જ ધાર્મિક પ્રવૃત્તિઓ સાથે નિકટતાથી સંકળાયેલા છે, ઉપરાંત પ્રો. શ્રી દાવર શ્રી સાતવલેકર, યતિશ્રી કેસરદેવજી, પ્રો. હરિપ્રસાદ દેસાઈ, શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ વગેરે એ પણ પ્રવચનો કર્યાં હતાં



પ્રો. દાવર

પ્રો. દાવરે પોતાના પ્રવચનમાં જણાવ્યું હતું કે – હું તો જગતમાં માનવધર્મને મોટા ધર્મ તરીકે માનું છું. જે માનવ ધર્મ પાળે તે ધર્મિ અને ન પાળે તે અધર્મિ. આપણે અનાજના દુષ્કાળની વાતો કરીએ છીએ પણ ધર્મનો દુષ્કાળ પડયો છે તેના પર કોઈ ધ્યાન આપતું નથી. માનવધર્મ જ સાચો ધર્મ છે અને એ આપણે બધાએ પાળવો જોઈએ. જેઓ પોતાને રાજકીય કે સામાજીક કાર્યકર કહેવડાવે છે તેમણે તે ખાસ પાળવો જોઈએ; આપણે ધર્મ અને વિજ્ઞાનને તેના સાચા અર્થમાં અનુસરીશું તો મને વિશ્વાસ છે કે જગતમાં આપણે શાંતિ અને આબાદી આણી શકીશું.



### પ્રમુખ શ્રી. ફીરોદિયાનું વક્તવ્ય

આજના જમાનામાં ધર્મપ્રચાર અત્યંત આવશ્યક છે આ પરિષદે એના બીજ વાવ્યાં છે તે ખરેખર અભિનંદનને પાત્ર છે.

આ ધર્મ પરિષદ બીજા ધર્મોને નષ્ટ કરી નવા ધર્મનું સ્થાપન કરવા નિર્માઈ નથી. જૂના ધર્મોને નષ્ટ કરવામાં હિત નથી. ને નવો ધર્મ સ્થાપિત કરવો દુષ્કર છે. આપણે તો માનવતાના ધર્મનું નિર્માણ કરવું છે, ને એ ધર્મ તો લક્ષાવધિ વર્ષોથી ચાલ્યો આવે છે એ ધર્મનું પાલન આ પરિષદ કરાવે એજ એનો ઉદ્દેશ છે.

**પરિષદનું ધ્યેય**

આવી ચર્ચાઓ તો આદિકાળથી ચાલી આવે છે પછી આજ તેની પુનરૂક્તિઓ શા માટે? રાજ દરબારમાં જે ચર્ચાઓ ચાલતી તે તો ખંડનમંડન માટે હતી, આપણું એ ધ્યેય નથી. આપણે તો સર્વધર્મોનાં શુભ તત્વો સંકલિત કરી જગતશાંતિ, ને જગદુદ્ધાર માટે પરિશ્રમ કરવો છે. આપણે એવું વાતાવરણ સર્જવું છે કે જેથી જગત પરથી યુદ્ધ નષ્ટ થાય સર્વ ધર્મોમાં સુંદર તત્વો છે. જે ધર્મમાં એવાં તત્વો નથી તે જીવંત રહી શકવો પણ નથી.

હું કોઈ પંડિત નથી, શાસ્ત્રી નથી, કોઈ વિશેષ ધર્મનો અભ્યાસી નથી. હું તો અધિકારયુક્ત વાણી પણ ઉચ્ચારી શકું એમ નથી, છતાં મારું દ્રષ્ટિબિંદુ વ્યક્ત કરીશ.

### ધર્મ અને રાજસત્તા

ધર્મને નામે ખૂન ખુદી થયાં છે. એ કેમ થવા પામ્યું ? ધર્મને જ્યારે રાજસત્તા સહાયભૂત થઈ ત્યારે જગતમાં ધર્મયુદ્ધો થયાં. ધર્મયુદ્ધ પાદરીઓએ, આચાર્યોએ કર્યાં છે ? ના. એમણે તો કદી તલવાર ધારણ કરી નથી; પરંતુ જંગ તો રાજામહારાજાઓએ કર્યાં છે. રાજસત્તામાં યુદ્ધ માટેનો મોહ વસેલો છે. યુરોપના યુદ્ધો એજ રીતે નિર્માણ થયાં હતાં. ભારતવર્ષમાં શી પરિસ્થિતિ છે ? અહીં ધર્મયુદ્ધો નથી થયાં, પણ ધર્મને નામે અત્યાચારો જરૂર થયા છે. જ્યારે વૈદિક સંસ્કૃતિ ને શ્રમણ સંસ્કૃતિ આવી છે, શૈવ, વૈષ્ણવ, જૈન, ભિન્ન ભિન્ન મતના ઘર્ષણ થાય છે, તેમાં રાજસત્તા જ કારણભૂત હોય છે. રાજસત્તાએ ખરેખર ધર્મસત્તાથી દૂર રહેવું જોઈએ. આજે બિનમઝહબી રાજ થઈ રહ્યું છે, એનો અર્થ એ નથી કે તેમાં ધર્મ નહીં હોય. વસ્તુતઃ રાજસત્તાનો કોઈ ધર્મ નહીં હોય એ જ એનો અર્થ છે. રશિયા કોઈ ધર્મનું પાલન કરતું નથી; તેમ ભારતવર્ષમાં કદી સંભવિત નહીં બને. અહીં તો રાજસત્તા જેને જે ધર્મ પાળવો હશે તેને તે પાળવા દેશે, એમાં એને કોઈ બાધ નહીં આવે. ધર્મપાલનમાં માનવીને કોઈ આપત્તિ આવશે એવું આપણું રાજબંધારણ નહીં હોય.

### ધર્મનાં અંગ

ધર્મનાં ત્રણ અંગ છે: તત્ત્વજ્ઞાન, વિધિવિધાન, નીતિનિયમ કે સદાચાર. આ દરેક ધર્મમાં છે, ધર્મના ભિન્ન ભિન્ન માનવીઓ માટે તે આવશ્યક પણ છે. હું ક્યાંથી આવ્યો, વિશ્વ કેમ ઉત્પન્ન થયું એ વાતો તત્ત્વજ્ઞાનમાં આવે છે. એ બધું બુદ્ધિથી ઊકલતું નથી. આત્માના અનુભવથી જ એ સમજાય. તર્કશાસ્ત્ર, ન્યાયની સહાયતાથી કાંઈક ઊકલે, પણ તે સંપૂર્ણ તો નહિ જ. હિન્દુસ્તાનમાં તત્ત્વજ્ઞાનની નદી વહે છે જેને સાંકે તે તેમાંથી ક્ષુધા ભાંગી જનતાને તે નીર પીવડાવે છે. ઈશ્વર સત્ય છે કે સત્ય ઈશ્વર છે ? ગાંધીજી પ્રથમ ઈશ્વરને સત્ય માનતા, પછી સત્યને જ ઈશ્વર માનવા લાગ્યા. આ બધું સમજવામાં તો સહિષ્ણુતા જરૂરી છે. સર્વ ધર્મોનો સાથ જરૂરી છે. જૈન ધર્મ ઈશ્વરના કર્તૃત્વમાં નથી માનતો. વસ્તુત જૈનધર્મ તો શ્રમણનો સાર થયેલો ધર્મ છે. પ્રથમ તો એને અનેકાંતવાદ ને સ્યાદ્વાદ કહેતા. ખરી રીતે જુદા જુદા દૃષ્ટિકોણથી સર્વ ધર્મનું પરીક્ષણ કરવું જરૂરી છે. આપણો દૃષ્ટિકોણ બીજાના દૃષ્ટિકોણ સાથે સુમેળ ન ધરાવતો હોય તો તેમાં વિતંડાવાદ જન્માવવો ઈષ્ટ નથી. એમાં સ્યાદ્વાદથી વિચાર કરવો જોઈએ, અનેકાંતવાદથી વિચાર કરવો જોઈએ

### કર્મવાદ

જૈન ધર્મની બીજી વાત છે, કર્મવાદ, કર્મવાદ તો એ જ કહે છે, જે કર્મ તમે કર્યાં તેથી મોક્ષ નથી. આજે તત્વજ્ઞાન ને નીતિશાસ્ત્રમાં આપણે ઊંડા નથી ઊતરી શકતા; એટલે વિધિવિધાનમાં રચ્યા રહીએ છીએ, જે કર્મ આપણે કરીએ છીએ તેનાં ફળ ભોગવવાં જ પડે છે. આપણે પરાવલંબી થવું ન જોઈએ, ઈશ્વર પર પણ અવલંબન ન કરવું જોઈએ. હું જ મારી મુક્તિ સાધીશ, એ જ આપણો આદર્શ હોવો જોઈએ.

જૈન ધર્મમાં અહિંસાનું મહત્વ તો ખુબ જ સ્વીકાર્યું છે. શાથી સજ્જનકાળે કહેલું કે, અહિંસાથી હિન્દનું પતન થયું. મહાત્માજીએ એનો ઉત્તર વાળ્યો છે કે, ખરી અહિંસા આચરનાર જગતનો જય કરી શકે છે.



## યતિશ્રી હેમચંદ્રજીનું પ્રવચન

આજની પરિષદનો હેતુ ધર્મને તેના સાચા સ્વરૂપમાં રજુ કરવાનો છે. ધર્મ સંકુચિત ન હોઈ શકે. વિશાળ દૃષ્ટિ વિના ધર્મ

પ્રગટે નહિ અને ધર્મજ્ઞાન થાય નહિ. ધર્મ અને સંપ્રદાયો એકબીજાથી જેટલા જુદા છે તેટલાજ એક બીજાની નિકટ પણ છે. તમામ સંપ્રદાયોની સ્થાપના માનવીને સાચો ધર્મ સમજાવવા માટે અને તે દ્વારા વ્યક્તિ તેમજ સમષ્ટિનું એકીસાથે કલ્યાણ સાધવા માટે થયેલ છે. પરંતુ ધર્મનું ખરું સ્વરૂપ સમજવામાં તેના અનુયાયીઓ ભૂલ કરે છે ત્યારે તેમાં વિકૃતિ પેસે છે અને સંપ્રદાયવાદ વધે છે. સંપ્રદાયવાદમાંથી વાડાબંધી ઉદ્ભવે છે, અને આવી વિષમ પરિસ્થિતિ ઉદ્ભવે છે ત્યારે સંપ્રદાય માનવીનું ઉન્નતિનું સાધન બનવાને બદલે, પ્રગતિરોધક બને છે.

**સાચો ધર્મ**

આજે ધર્મની આસપાસ અનેક સંપ્રદાયોની જાળો ગૂંથાઇ ગયેલ છે. જનતા ધર્મના સાચા સ્વરૂપથી વિમુખ બની ગયેલ છે. પરંતુ આજના ક્રાન્તિયુગમાં આ જાતના સંપ્રદાયવાદને પોષતા અને માનવીની પ્રગતિને રૂંધતા સંપ્રદાયો ટકી નહી શકે.

ધર્મનો ખરો અર્થ આ છે 'ય ધારયતે સ ધર્મ.' માનવીને ધારણ કરી રાખે—ઊર્ધ્વગતિ આપે, અવનતિથી બચાવે, ભલાબૂરાની સમજણ આપે, સચ્ચાઈ, નીતિ, દયા, અહિંસા, અસ્તેય, તપ, અને જ્ઞાનને માર્ગે દોરી જાય તે ધર્મ, નરમાંથી નારાયણ બનાવે તેને જ સાચો ધર્મ કહી શકાય.

**સર્વધર્મસમન્વય**

આ સ્થળે પહોંચવા માટે જેમ જુદા જુદા અનેક માર્ગો હોય છે, તેમ મુક્તિના માર્ગે પહોંચવા માટે પણ ધર્મ—સંપ્રદાયોરૂપી અનેક માર્ગો રચાયેલા છે. માનવી માત્રનું કલ્યાણ માનવીમાત્રમાં ભ્રાતૃભાવ, માનવીમાત્રમાં વિશ્વપ્રેમ, માનવીમાત્રમાં સમાનતા—એ છે દરેકે દરેક ધર્મના મૂળભૂત સિદ્ધાંત. આજે જ્યારે દેશનું નવસર્જન થઇ રહ્યું છે ત્યારે તમામ ધાર્મિક લોકોએ એકત્ર થવું ઘટે છે. ભારત દેશ ધર્મપ્રધાન દેશ છે અને એ ધર્મદેશનું બિરુદ ત્યારે જ સાર્થક થાય, કે જ્યારે દેશના નવવિધાનમાં દરેક સમાજ પોતાના ધર્મ દ્વારા ફાળો આપે.

**ધર્મને જીવનમાં ઉતારો**

ધર્મ માત્ર મંદિર, મસ્જિદ, ગિરજાઘર કે ફક્ત આચાર-વિચાર અને ટીલાં ટપકાંમાં જ ન સમાઇ જવો જોઇએ. ધર્મને જીવનમાં, વ્યવહારમાં, ખેતીમાં, વ્યાપારમાં અને રાજકારણમાં પણ સ્થાન હોવું જોઇએ. ધર્મનો પર્યાય શબ્દ છે કર્તવ્ય. માનવી પોતાનું કર્તવ્ય બજાવે તો માનવધર્મ બજાવે છે એમ કહી શકાય.

રાજકારણ ધર્મના માર્ગથી વિમુખ ન બનવું જોઇએ, કેમકે ધર્મ વિનાનું રાજકારણ ગંદુ બને છે. મહાત્મા ગાંધીજીએ રાજકારણમાં ધર્મને સ્થાન આપીને રાજકારણનું સ્થાન ઉંચું આણ્યું છે.

'રાજકારણમાં ધર્મ!'—એ સાંભળીને કેટલાકને આશ્ચર્ય થશે, પરન્તુ આપણી પ્રાચીન તવારીખો ઉખેળતાં માલુમ પડશે કે, રાજકારણથી ધર્મ કદી અલિપ્ત રહ્યો નથી. વસ્તુતઃ રાજનીતિ અને ધર્મને ઘેરો સંબંધ છે. મહાભારતમાં ધર્મે મહત્વનો ભાગ ભજવેલો છે; શ્રીકૃષ્ણ, ભીષ્મ, દ્રોણ, વગેરે મહાન ધર્મ-નેતા હોવા ઉપરાંત રાજનીતિજ્ઞો પણ હતા. રામાયણમાં પણ રામરાજ્યનો આખોયે કારભાર ધર્મના સિદ્ધાંતો પર નિર્ભર હતો. અલબત્ત, રાજકારણમાં ધર્મ એક વિશિષ્ટ સ્વરૂપે રહે, પરંતુ ધર્મ રાજકારણને ધર્માન્ધતાથી રંગી દે એ સ્થિતિ ઉદ્ભવવી ન જોઇએ. રાજકારણ ઉપર ધર્મ સંયમ સમો રહે; જેને પરિણામે રાજકારણનો રાજમાર્ગ કોઇ પણ જાતના છળકપટ પ્રપંચ કે અસત્યના કાંટાથી છવાઈ ન જાય.

## આજની ઘડીનું કર્તવ્ય

આજે જ્યારે હીન્દ ઉપર આઝાદીની સુખાળી ઉષાનાં અજવાળાં પથરાયાં છે ત્યારે આપણું કર્તવ્ય આપણે વિચારી લેવું ઘટે છે.

જુદા જુદા ધર્મોનાં શુભ તત્ત્વોને માણસ જોતાં શીખે, એ તત્ત્વોનો સમન્વય સાધવા પ્રયત્ન કરે, અમુક ધર્મ જ શ્રેષ્ઠ છે એવો પૂર્વગ્રહ છોડી દે, તો સર્વધર્મસમન્વયનું આપણું કાર્ય સરળ બની શકે, જુદા જુદા ધર્મોનો પાયો માનવતા છે,

માનવતાનો મહાન ધર્મ આપણને ભારતના અજોડ તપસ્વી મહાત્માજીએ શીખવ્યો છે. જેવા કેટલાયે વર્ષોમાં જે કાર્ય જુદા જુદા સંપ્રદાયોના આચાર્યો નથી કરી શક્યા તે કાર્ય પૂ. ગાંધીજી થોડા જ સમયમાં સાધી શક્યા છે. એમણે જે ધર્મ આચારમાં ઉતારી બતાવ્યો તે ધર્મ છે માનવધર્મ, મહાત્માજીએ એક રત્ન બક્ષ્યું છે.

**હિંદ જે ધર્મને નામે ઓળખાય છે, તેનું નામ માનવધર્મ છે, એટલે કે તે મનુષ્ય માત્રનો ધર્મ છે, એ ધર્મ નિત્ય શોધાય છે એ અનંત છે, એ નથી કહેવાતો વેદમાં કે નથી કહેવાતો સ્મૃતિયોમાં; એ માનવહૃદયમાં છે. અને જેમ જેમ તે સંસ્કાર પામે તેમ તે જાગે.**

### ધર્મનું શિક્ષણમાં સ્થાન

આજે શિક્ષણમા ધર્મને બહુ ઓછું સ્થાન છે, જ્યાં બાળકો પોતાનાજ ધર્મને સાચા સ્વરૂપમાં ન જાણતા હોય ત્યાં વિશ્વ સમસ્તના ધર્મની, તુલનાત્મક અભ્યાસની કે સમન્વયના કાર્યની આશા તો તેમની પાસેથી કેવી રીતે રાખી શકાય? સાચા ધર્મનું શિક્ષણ આપવાનો પ્રબંધ કેળવણીમાં થાય તે આજે જરૂરી છે. જનતામા જ્યારે સાચા ધર્મનો પ્રચાર થશે ત્યારે માનવી માનવી વચ્ચેના ભેદભાવ દૂર થશે અને વિશ્વબંધુત્વની અમર જ્યોત ઝગમગી ઉઠશે.

ધર્મને પંથ કે વાડામાંથી બહાર લાવવા આપણે પ્રયત્ન કરીશું અને માનવ કલ્યાણ માટે, જગત કલ્યાણ માટે આપણે ધર્મનો ઉપયોગ કરીશું, તો જગતમાં આજે ધર્મ પ્રતિ જે સૂગ પ્રવર્તે છે તે દૂર થઇ જશે અને વ્યક્તિગત, સામાજિક તેમજ રાષ્ટ્રીય જીવન ધર્મથી ઓતપ્રોત બનેલું આપણે જોઇ શકીશું.

## ડો. હરિપ્રસાદનું પ્રવચન

દુર્બળ, ભિખારી જેવા, રાંક કે પરાધીન હોય એ ખરા ભક્ત નથી ભક્ત તો ભગવાન જેવા સમર્થ, શુરા, જ્ઞાની, ધની અને નેતા હોઇ શકે છે એના જીવનમાં શોક નથી, એને તો નિત્ય દિવાળી જેવો હર્ષ રહ્યા કરે છે.

જીવે, પોતાનામાં જ શિવ અને શક્તિ રહેલા છે એ ઝટ સમજી લેવું જોઇએ અને નિડરતાથી, સત્યથી અને સંયમપુર્વક પોતાના શરીરની અને મનની તમામ ક્રિયાઓનું દૈવીકરણ કરતા રહેવું જોઇએ કારણ કે તેને દેવ બનવાનું છે. "સંસારમા સરસો રહે ને મન મારી પાસ" એ રીતે ગૃહસ્થ-સન્યાસી જેવા માનસથી કર્તવ્યકર્મ બજાવવાના છે.



પૃથ્વીમા, જળમાં હવામાં, ચંદ્રમામા કુદરતમા અને માનવબુદ્ધિ અને અંતઃકરણોમાં જે શક્તિ રહેલી છે, તેનો સમજપુર્વક લાભ લેતાં આવડે તો અશક્તિ, નિરાશા પાપ અને પ્રલોભનો ઉપર દિનપ્રતિદિન વિજય મેળવતા મેળવતા આપણે આગળ ને આગળ વધી શકીએ

### ધર્મસંસ્કૃતિ

હિન્દુસ્તાનની ધર્મ સંસ્કૃતિએ શક્તિનો મંત્રો મારફતે દુન્યવી લાભ બહુ નથી લીધો. એ હવે લેવો જોઇએ, પરંતુ ભક્તિ ભાવથી. એ શક્તિની તરફનો આદરભાવ તો નવીનો, પ્રાચીન હિન્દુઓની માફક વધારે એ જરૂરનું છે.

શક્તિ અને શિવ તત્વની હિન્દુની કવિદૃષ્ટિએ અને કલાદૃષ્ટિએ, સુરીની અને વિદ્યાપતિ તથા વલ્લભ ધોળાની પ્રેમદૃષ્ટિએ જે સાધના કરી છે, તેવી સમજપુર્વકની ઉંડી વિજ્ઞાનદૃષ્ટિ કેળવીને આધુનિકો કરશે તો "દુઃખ દરિયા સંસાર" ને એ તરી જશે અને દેશને સમૃદ્ધ અને જ્ઞાની બનાવશે.

### હિંદની શક્તિ

હિન્દી પ્રજાજનને તો દેવો હાજરાહજૂર લાગે છે. પાલન, પોષણ અને સંવર્ધન કરનાર વિશ્વવ્યાપી ચૈતન્ય સાથે પોતાની સમાઇએ "નિશિદિન પ્યારે!" આવો ભાવ છે અને અનુભવે પણ છે પરધર્મી અને પરદેશીઓની

યુદ્ધની સત્તામાંથી સૈકાઓ પસાર થવા છતાં અમે જીવીએ છીએ તે, એ દર્શન અને શ્રદ્ધાનો પ્રતાપ.

પૂર્વજોના પુરુષાર્થ પશ્ચિમ પાસેથી મળેલ બુદ્ધિવાદ, દુન્યવી પુરુષાર્થ ઇત્યાદિનો સમન્વય કરીને આપણે નવી સ્થાપેલી લોકસત્તાને જ્ઞાની, વિવેકી અને કર્તવ્યનિષ્ઠ બનાવવી છે.

અસ્પૃશ્યતા દૂર થયા પછી મજૂર, ખેડૂત અને સ્ત્રી–બાળકોને ન્યાય આપ્યા પછી આપણે એકએક વ્યક્તિના વિકાસ માટે કાર્ય કરવાનું છે. ખરા ધાર્મિકોને આ યુગ જેવો ઉત્તમ યુગ સેવા માટે બીજો ભાગ્યે જ મળશે.



## શ્રી. ચીમનલાલ શાહનું વ્યાખ્યાન

જીવન કેવી રીતે જીવવું? જીવનનો વહેવાર કેવી રીતે ચલાવવો? માનવી માનવી વચ્ચે વહેવાર કેવો રાખવો? આનો ઉત્તર પયગંબરોએ વાળ્યો છે ને તેનું નામ ધર્મ છે. જરા, વ્યાધિ, મૃત્યુ એ દુઃખના કારણો છે. એમાંથી કોઈ મુક્તિ ખરી' એનો જે પ્રશ્ન મળ્યો તે બૌદ્ધ ધર્મ. પ્રાણીમાત્રને મળે એવું કયું સુખ છે કે જેનાથી પોતાને સુખ મળે ને અન્યને સુખ મળે? એનો જે ઉત્તર તે જૈન ધર્મ. સુકાતના શિષ્યે એને પૂછ્યું. અત્યંત સદાચારણી એક માનવીને કોઈ ઓળખતું નથી, તે રંક નથી, સત્તાધીશ નથી એ સુખી છે? એ સદાચારણી સુખી છે એમ કહો તો તે દલીલથી પુરવાર કરી આપો. ગીતામાં પણ એ જ પ્રશ્ન છે. સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા? સર્વ ધર્મનો આ જ પ્રશ્ન છે. વિદ્વત્તા, પાંડિત્ય બધું ખરું પણ મૂળભૂત પ્રશ્ન માનવી સામે છે જીવન કેમ જીવવું?

### જીવનકલા

સર્વ કળાની કળા–જીવનકળા તે શું છે? એ કળા જે શીખવે તે જ સાચો ધર્મ. માનવીને જીવતાં શીખવે તે ધર્મ, એને મરતા શીખવે તેય ધર્મ. સત્ય અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહમાં સર્વને સુખ છે, એ જ સાચો જીવનધર્મ છે.

માનવીની તૃષ્ણા, કામનાનો કોઈ અંત નથી. એ અતૃપ્ત જ રહે છે, પણ સાચું સુખ સંયમમાં છે. અપરિગ્રહમાં છે આ સિવાય અનુભવનો છે વેર વેરથી શમતું નથી પણ પ્રેમથી અવેરથી શમે છે, એ બુદ્ધનો જીવનઅનુભવ છે એ ધર્મ અનુભવની ભૂમિકા છે



## પંડિતશ્રી સાતવલેકરનું પ્રવચન

વૈદિકકાળના ઋષિઓ સમક્ષ આપણી સામે છે તેવું જ વિશ્વ હતું. માનવ સંખ્યા તે કાળમાં ઓછી હતી તેથી સંઘર્ષ પણ ઓછો હતો. ને તેથી તેઓ માનવધર્મનો વિચાર કરી શક્તા. અથર્વ વેદમાં સૂક્ત છે, માનવીએ માનવધર્મનો જો વિચાર કરવો હોય તો એમ સમજો કે, હાંડીમાં ચોખા ચડી રહ્યા છે, નીચે અગ્નિ લાગે ને સૌને સરખી ઉષ્ણતા લાગે છે, માનવ માનવનું પણ એવું જ છે. આ ઉપમા જો સમજાય

તો માનવી-માનવી વચ્ચેની પૃથકતા દુર થશે. બીજું ઉદાહરણ આપું: વેદમંત્ર કહે છે કે આ વિશ્વ એક પટ છે તેમાં જેમ સુતર વણાયું છે, તેમ માનવીઓ પણ સુતરના તાતણા પેરે છે. સૌ સુત્ર છૂટા છૂટા હોવા છતાં પટમાં જીવન સાથે એનો સંબંધ છે, દરેક સુત્ર પોતાને પૃથક માને તો પટ અખંડ ન રહે. સંપૂર્ણ પશુપક્ષી; વનસ્પતિ, માનવી મળીને વિશ્વ થાય છે. ત્રીજી ઉપમા વેદમાં છે. વિશ્વ મહામંત્ર છે માનવી એનાં નાનાં નાનાં ચક્રો છે. એ ચક્રો જો પૃથક્તાની ભાવના કેળવે તો યંત્ર તુટી પડે. માનવધર્મનો વિચાર કરતી વેળા આ ઉપમા વિચારો, બાદ આપનુ સ્થાન કયા છે તે નિશ્ચિત કરો. ચોથી ઉપમા છે કે, વિશ્વનુ એક શરીર છે એ એક પુરુષ છે, માનવી-માનવી એનાં અંગ પ્રત્યંગ છે, શરીરો પુષ્ટ કરવા માટે અંગ પ્રત્યંગ ત્વિમાન બને છે.

તે બાદ જનમન ગણુ ગીત ગાઈને કાર્યક્રમ પુરો કર્યો હતો. રાતના સંગીતનો કાર્યક્રમ યોજ્યો હતો.

## ચોથો દિવસ

આજના દિવસની બેઠકનું પ્રમુખસ્થાન શ્રી કેદાર નાથજીને આપવામાં આવ્યું હતું. ઉપરાંત આજે મુંબઈ સરકારના વડા પ્રધાન શ્રી. બી. જી. ખેરે પોતાની હાજરી આપી હતી. કેદારનાથજી મહારાજે પ્રાર્થના બાદ હિન્દીમાં પ્રવચન કરતા જણાવ્યું હતું કે:—

### શ્રી. કેદારનાથજીનું વક્તવ્ય

જ્યાં ઈશ્વરનું નામ આવે ત્યાં સર્વ ભેદો મટી જવા જોઈએ; સમતા આવવી જોઈએ ને સર્વના અંતરમાં 'રામ'નો નિવાસ છે એ સ્પષ્ટ થઈ જવું જોઈએ.

**સમતાનું મહત્ત્વ**

ધર્મપરિષદમાં તો સર્વનું સ્થાન સાથે હોય. મને ઇચ્છા થાય છે કે હું જનતાના સંગમાં જઈને બેસું એ જ ઇષ્ટ છે. એ જ ઉત્તમ ધર્માચરણ કહી શકાય. એ માટે જ હું પ્રયત્નશીલ રહું છું. તમિયા ભોદીને પતીતની સાથે, અજ્ઞાની સાથે સહકાર કરવો જોઈએ. એ જે સ્થિતિમાં હોય, તે સ્થિતિમાં પોતે બેસવું જોઈએ, રહેવું જોઈએ, જ્યાં ધર્મનું નામ હોય ત્યાં



સભા એક જ હોવી જોઈએ સ્મશાનમાં સર્વની સમતાં થાય છે તો જીવતા શા માટે માનવી ભેદ રાખતા હશે?

ધર્મમાં પણ આપણે ઠાઠમાઠ રાખીએ છીએ એ શા કારણે? પરિષદને કારણે જે ખર્ચ થયો છે તે ખર્ચ ક્યાંથી કાઢવામાં આવશે? ધનિકોને માટે એ હશે એમ હું માનું છું મને આશા છે કે, હું આ બોલું છું ત્યારે મારી સદ્દિચ્છા સૌના મનમાં વસે

**ધર્મ એટલે શુ?**

માનવજાત અસ્તિત્વમાં આવી ત્યારથી જીવનનો ઉત્કર્ષ કઈ રીતે થાય તે સંબંધી નિયમો થયા છે. એને માટે જે સ્વરૂપો આપવામાં આવ્યાં તેને આપણે ધર્મ કહ્યો. મનુષ્યની ઉન્નતિ માટે જે કરવામાં આવ્યુ તેનું નામ ધર્મ. જન્મ મરણના ભેદ માનવી ન ઉકેલી શક્યો એટલે એણે પરલોકની કલ્પના ઊભી કરી, એક એકતા આવી કે સ્વર્ગ સુખદાયક છે, નરક દુખદાયક છે. કોઈએ એ દીઠાં નથી, છતાં એની કલ્પના દૃઢ થતી ચાલી. મનુષ્યે ન્યાયબુદ્ધિ માટે એ બેનાં સર્જન કર્યાં.

**માનવધર્મ**

જે ધર્મ, જે વ્યવસ્થા આજે આપણે માનીએ છીએ તેને વિષેનો મારો વિચાર એવો છે કે, ભક્તિ-

બહેન, મા પુત્રના સંબંધો તો છે, પણ એમાં કર્તવ્ય શું છે, ધર્મના સંબંધો કેવા છે તે વિચારવું જોઇએ. એનું કારણ માનવી-માનવી પરસ્પરાવલંબી છે તે છે. આથી હિંદમાં પાપપુણ્યનો, પરલોકનો વિચાર પ્રાકટ્ય પામ્યો છે, માનવધર્મ મનુસ્મૃતિમાં દ્રષ્ટિગોચર થાય છે, તે તેમાં માનવી માનવી વચ્ચેના સંબંધોનું ઉત્તમ વિવરણ છે. આપણે એવા સંબંધોમાં યોગ્ય વર્તન કર્યું તેથી આપત્તિ આવી પડી. વૈયક્તિક ધ્યેયમાં પડવાથી સામુદાયિક ધ્યેય આપણે ભૂલ્યા. જીવન એકલા માટે નથી, સર્વ માટે છે માનવીઓ, પશુપંખી સૌ માટે, ને ગૃહસ્થ ગૃહિણીએ પોતાનું ઋણ અદા કર્યો વિના અન્ન ભક્ષણ પણ ન કરવું જોઈએ. એ ઋણ અદા થયા પછી જે અન્ન ખવાતું તે અમૃત બનતું, એ ભાવના કેવી ઉદાત્ત હતી! એ વખતે ધર્મ જાગૃત હતો.

## વૈયક્તિક કલ્યાણ

પણ હિંદમાં જ્યારથી વૈયક્તિક કલ્યાણની ભાવના આવી પુરુષાર્થ ઘટવા માડયો ત્યારથી આપણું પતન થયું આજે સમાજનો સાદ પડે છે. આપણે એ કાજે આભાસ ઉભો કરીએ છીએ પણ એ આપણા રસ્તામાં બન્યો નથી. માનવી વ્યક્તિગત ધ્યેય પાછળજ દીવાનો બન્યો છે, એના જીવનનો એજ મૂળ મંત્ર બન્યો છે ફરી માનવીને વૈરાગ્ય આવે છે, તો સ્ત્રીપુત્રાદિકને વછો એ જંગલમાં જાય, પોતાના કલ્યાણનો માર્ગ ગ્રહે છે એ સંસારમાં ને સંસારની બહાર આત્મ કલ્યાણનું જ ચિંતન કરે છે!

## મધુમક્ષિકા બનો

સંસારમાં સ્વાર્થનું શિક્ષણ અપાય છે, તે જ માનવીને રુચે છે. એનામાં સામુદાયિક દ્રષ્ટિ નથી, એ દુઃખદ છે. માનવજાતિએ સામુદાયિક ધ્યેય કેળવવું જોઇએ. અજ્ઞાનથી એ ધ્યેય પ્રાપ્ત નહિ થાય; પણ એ ધ્યેય પોતાના પ્રયાસોથી જ સિદ્ધ થઈ શકે. સાર્વજનિક, રાષ્ટ્રીય ને ધાર્મિક કાર્યોમા સારાં પચાસ વર્ષ વીત્યાં છે, એ પરથી કહીશ કે આપણે માખીના ટોળા જેવા છીએ, મધુમક્ષિકા જેવા નથી. મધુમક્ષિકાઓમાં સંગઠન છે, આપણામાં એ નથી, સર્વનો મોક્ષ જુદો છે. ગીતનાં વિવરણ હજારો છે, સ્વર્ગે જવાના પરવાના સૌના જુદા છે. સૌ પોતપોતામાં મસ્ત રહે છે, એટલે આપણું ધ્યેય કાલ્પનિક છે.

## માનવતાની ઉપાસના

સમતા, દયા ને એકતાની વાતોથી આપણે મો ભરી દઇએ છીએ પણ વ્યવહારમાં એવું કશું જ નથી એ જોઇને મારું હૈયું ભરાઈ આવે છે. હજારો વર્ષોથી આપણે માનવીઓમાં ઉચ્ચ, નીચ, એવા ભેદો પાડી દીધા છે. આત્માને બ્રહ્માનંદના ઉપાસકો, માનવતાના ઉપાસકો નથી. સંતોનું મહાપુરુષોનું જે વર્ણન છે, તે એવા માનવતાના ઉપાસકોનું છે. સંતસાધુઓનું જીવન ધર્મરૂપ હોય છે એ પરદુઃખ દૂર કરીને જ આત્માનંદનો અનુભવ કરે છે. સમતાથી ધર્મ આવે છે ને સમતા દયામાંથી પ્રગટે છે. દયા માટે માનવીમાં કર્તવ્ય કૌશલ્ય-શક્તિ ને બુદ્ધિ જોઇએ. એને સિદ્ધ કરવા લોકસેવાની વૃત્તિ જોઇએ.

## દુઃખનું કારણ

હું જ્યારે સદ્ધર્મ સમજ્યો ત્યારે એટલું જ સમજ્યો કે માનવીએ પોતાનો પરિશ્રમ પારકાં માટે કરવો જોઇએ, ને તે માટે પ્રવૃત્તિશીલ રહેવું જોઇએ. મહાત્માઓએ એ જ જીવન ઉપદેશ દીધો છે, આપણે એવા સાધુઓને અવતાર બનાવી દઇએ છીએ ને એમનાં ઉપદેશ વચનોને વ્યવહારમાં ઉતારવામાંથી દૂર રહીએ છીએ, તામસ ને રાજસની વૃત્તિથી જ પ્રયત્ન કરવામાં આવે છે તેનાથી જ માનવીને દુઃખ થાય છે. જે ધર્મ જ્ઞાન, વિદ્યા, બળ માનવી પાસે છે એ ઇશ્વર પાસેથી મળ્યાં છે એવી સમતા માનવીએ શીખી લેવી જોઇએ.

## જ્યાં વિલાસ ત્યાં અવિકાસ

અધર્મનો વિકાસ જ્યાં થાય છે ત્યાં ધર્મનો વિકાસ નથી હોતો, ત્યાં ધર્મનો આભાસ જ દેખાય છે; જો આજની પરિષદને અંતે માનવી માનવી વચ્ચે સમતા આવશે ને બીજી પરિષદમાં એનાં શુભ પરિણામો દેખાશે તો મને અત્યંત આનંદ થશે ને પરિષદનું કર્તવ્ય સફળ થયું લેખાશે.

## શ્રી. ખુરશેદ દાબુનું પ્રવચન

'ધર્મને આજે એક 'લેબલ' તરીકે આપણે પહેરી લઇએ છીએ. જરથોસ્તે કહ્યું છે કે ધર્મ એ અંતર-પ્રતીતિ, અંતરસાક્ષી છે. તેથી જ સત્યનાં દર્શનને 'હકીકત' કહેવાય છે. ધર્મ અંતરનો આધાર છે. નાના બચપણથી દરેક માનવીનો અધિકાર છે કે તે પોતાની આંતરિક ખાતરી માટે પોતાના સિદ્ધાંતો રચી લે, એ જરથોસ્તે કહેલી બીજી વાત છે. ને તે સાથે એમણે

એ પણ સ્પષ્ટ કર્યું છે કે ધર્મ દિગ્પ્રકાશથી પર છે આપણા રાષ્ટ્રમાં આ ઉદારતા પ્રગટવી જોઈએ ને તો જ પશ્ચિમને તે બોધ આપી શકશે.

### માનવીનો આદર્શ

આપણો આદર્શ છે જ્યાં કંટક હોય ત્યાં ફૂલ બનો, કાતર નહીં સોય બનો, ભાગ ન કરો, સાંધો. આજે માનવી આજે સુખ શોધે છે, એ માટે ટૂંકા ને ત્વરિત સાધનો ખોળે છે. જરથોસ્તે કહ્યું છે જોઈતું હોય તો આપો, જાતે સુખી થવું હોય તો બીજાને સુખી કરો એ અધિકાર ત્યારે મળશે જ્યારે માનવી જ્ઞાન, ધન, સાધનશક્તિનો સંવિભાગ કરશે. " જીન્દગી એમંદગી શરમિંદગી' એ ધાર્મિક જીવનની વ્યાખ્યા છે, 'અહિંસા'નો ઉપદેશ પણ જરથોસ્તે આપ્યો છે. માનવી એક દિવસ પિંજરું છોડી મુક્ત થશે, પરમજ્ઞાન, પરમ દયા, પરમ શક્તિને પુર્ણતા પ્રાપ્ત કરી, ઈશ્વરરૂપી જ્વાળામાં જ્યોતની જેમ સમાઈ જશે. એ એની સરજત છે માનવી 'માનવીને સરજત એક જ છે, ભલે ધર્મના નામ જુદાં હો એ કદી ભૂલશો નહીં.

## શ્રી. બિન્દુજી મહારાજનું પ્રવચન

ધર્મમાં જનતાની અરૂચિ શા કારણે આવી હશે? રાજનૈતિક અને ધાર્મિક ક્ષેત્રોમા સામંજસ્ય કઈ રીતે એમ છે? માનવ ધર્મ એટલે શું? ધર્મ ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ લેખાય તો સત્ય છે. પણ જેઓ ઈશ્વરને પ્રાપ્ત કરવા નથી ઈચ્છતા તેઓ ધર્મ પાલન શા માટે કરે? આ વિચારસરણીથી જ રાજનીતિ અને ધર્મ ભિન્ન પડી જાય છે.

### માનવ અને અવતાર

ત્યારે આપણું કર્મ શું છે? ઈશ્વર જો એક છે, તો માનું છું કે, માનવીઓ માનવત્વથી જીવતા રહે તો અવતારવાદ એની સમક્ષ તુચ્છ છે, અવતારવાદ એજ સમજાવે છે કે ઈશ્વરને માનવી સ્વરૂપ પ્રગટાવી, માનવીઓની વચ્ચે આવી, માનવી તરીકે કાર્ય કરવું પડે છે. એ માત્ર ઈશ્વર તરીકે કાંઈ ન કરી શકે. માનવધર્મ પાળનારો મનુષ્ય કદી ઈશ્વર થવાનું પસંદ નહિ કરે. રામે તેથીજ મનુષ્ય બની, 'રામરાજ્ય'ની સ્થાપના અયોધ્યામાં નહિ, પરંતુ વિશ્વભરમાં કરીને માનવ-માનવનાં હૃદય એક કરવામાં જ ધ્યેય માન્યું. રાજકારણી પુરુષ ધર્મનો "અમલી ન બની શકે એવી આશંકા રાખવાની જરૂર નથી.

## સ્વામી શરણાનંદજી

માનવીમાં ધર્મ વિદ્યમાન છે. પરંતુ માનવી જે જાણે છે તે માનતો નથી, જે માને છે તે આચરતો નથી. પોતાના કર્તવ્યનું જ્ઞાન મેળવવાની એ બીજા પાસેથી અપેક્ષા રાખે છે. એ કેવી વિચિત્ર પરિસ્થીતી છે? આંખ કદી પોતાનો જોવાનો ધર્મ બીજાને પુછે છે? કાન કદી પોતાનો સાંભળવાનો ધર્મ બીજાને પૂછે છે? માનવીએ પોતાનો ધર્મ પોતે જ નીશ્ચિત કરવો પડશે. દુઃખદ ઘટના એ છે કે માનવી આજે ધનિક ને શિક્ષિત વર્ગને આધીન થઈ ગયો છે, એણે પોતાની જાત અર્થને વેચી દીધી છે. સામ્યવાદને જન્માવવામાં સૌથી વધુ હાથ હોય તો તે મૂડીવાદીઓનો છે, ધર્મવાદીઓનો નહી. રાષ્ટ્રનો પણ માનવી માફક ધર્મ હોય છે, એ ધર્મ છે ન્યાયની સ્થાપના, બળનો સદુપયોગ, માનવવિકાસ, સંઘર્ષ ને ગરીબીનો અંત રાષ્ટ્ર વિવેકથી સુરક્ષિત રહેશે, ને વિવેક આવશે ધર્મથી. ધર્મનો પ્રચાર બળથી નહી, ધર્માત્માઓનાથી થશે, સરકાર ધર્માત્માઓના હાથમાં દેશની સેવા, દેશનું શિક્ષણ સોંપશે ત્યારે જ રાષ્ટ્રનું પાછું પુનરુત્થાન થશે.

## શ્રીમતી ઈન્દુબહેનનું પ્રવચન

આજના જેવો ધર્મપરિષદ માટેનો બીજો કોઈ સમય અનુકુળ નથી; કારણ, આજે ધર્મનો આટલો હ્રાસ થયો છે તે જ વખતે જનતાને એની આવશ્યકતા સમજાય છે. આજે આપણા જીવનમાંથી સરળતા ચાલી ગઈ છે, તેથી ધર્મને જીવનના સર્વ ક્ષેત્રો સાથે સાંકળવાની જરુર છે, આજે ધર્મમાં બુદ્ધી પ્રવેશ્યાં છે, સ્વાર્થ પ્રવેશ્યો છે જીવનની અનેક પ્રવૃત્તિઓમાંથી ધર્મનો પ્રાણ આજે ઘટતો જાય છે

### ધર્મનું રહસ્ય

ધર્મપરિષદે સર્વ ધર્મોનાં વ્યાપક તત્ત્વોનો નિષ્કર્ષ કાઢી જનતા સમક્ષ મુકવો જોઈએ પણ ધર્મ એટલે શું? ધર્મ એટલે મૌખિક ઉચ્ચાર એવું આજે પ્રવર્તે છે. વસ્તુતઃ ધર્મનો અર્થ આચાર છે. જીવનમા ઉચ્ચાર અને આચાર વચ્ચે એવા વિભાગ પાડી દીધા છે કે એ બેનો સુમેળ મળતો જ નથી. વસ્તુત ધર્મ તો જીવનનું મુખ્ય તત્ત્વ હોવું જોઈએ. એ કોઈ ચોકાનો

પહેરો નથી જે નિશ્ચિત સમયે કે કાળક્રમે બદલાયા કરે. બાહ્ય અસમાનતાનું કારણ આંતર અસમાનતા છે એ ભૂલવું ન જોઈએ. ને એવી અસમાનતા દૂર કરવા માટે જ ધર્મની જરૂર છે ઈશ્વર આ માટે જુમ્મેદાર નથી. પણ માનવી જ પોતાનાં કાર્યો વડે દુ:ખી થાય છે, ને પોતે જ સાચો જુમ્મેદાર છે. માનવીની ઈર્ષ્યાદૃષ્ટિ જ એને અવરોધાત્મક નિવડે છે. માનવી પોતાને માપવાનો દંડ પોતાની રીતે ઘડે છે એ જ અયોગ્ય છે.

ધર્મનાં કાર્યો

આધ્યાત્મિક જ્ઞાન માનવીમાં પ્રવર્તે તે જોવાનું કાર્ય આગાપો, તથા શિક્ષકોનું રહેવુ જોઈએ ને એવુ કાર્ય ધર્મ પરિષદ સાધી શકે તો તેણે ઘણુ કર્યું લેખાશે. ધર્મનું કાર્ય પોષીસનું છે, ધર્મનું જણાવવાનું કાર્ય છે જગત જ્યારે એવા ધર્મમાંથી પ્રેરણા મેળવશે ત્યારે કદી અસમાનતા નહીં રહે. એવો ધર્મ જાગશે ત્યારે આત્માને ક્લેશ દુ:ખ કશુ નહિ રહે. ધર્મનાં બે કાર્યો છે—મર્મ ને કર્મ તેજ બે માનવીને ધર્મ મુક્તિ તરફ લઇ જાય છે. ધર્મનો અર્થ છે માનવી માનવીનું જોડાણ, ધર્મ પરિષદે કાંતિવીરો–શહીદો ઉત્પન્ન કરવા જોઈશે. માનવ ધર્મની સાચી સમજ માનવીને આવશે ત્યારે તે સુદામા છતા શ્રીકૃષ્ણ બની શકશે.

## મિરઝાં હૈદરબેગનું વક્તવ્ય

ઇસ્લામ તરફથી મને બોલવાની આપે તક આપી છે તેથી આભારી છું. હું મૌલવી નથી, પીર નથી, આલીમ નથી હું તો સર્વ ધર્મનો એક અદનો વિદ્યાર્થી છું; ને સૌ પ્રત્યે મુહબ્બતની નિગાહ રાખું છું

કુરાનનું રહસ્ય

કુરાને શરીફ ખુદાએ પાઠવેલી કિતાબ છે ને એમા વિશ્વકલ્યાણના નિયમો છે કુરાન મુર્દાદિલોને જિંદા કરે છે, કુરાન ખુદાનાં ફરમાનોની વાણી છે શ્રી. ગુરુ નાનકદેવજી કહે છે કે, કુરાન ઈમાન તાલીમની આપનાર મહાન ગ્રંથ છે મહાત્માજી કહે છે કે, કુરાનને હું ખુદાઈ કિતાબ માનું છું, સરોજિનીએ કહ્યું છેઃ કુરાન એશ્મુસ્લિમોને વાદારી અને મુહબ્બતનો સંદેશ આપે છે

કુરાનના કલમાનો અર્થ

જે જમીનમાં ને આસમાનમા છે તે બધુ ખુદા માટે છે ને ખુદા એના માલિક છે. આ લોકો' જે કંઇ તમારા દિલમાં છે તેને રોશન કરો પણ તમારો માલિક સૌનો હિસાબ માગી લેશે. એની ઇચ્છા છે કે તમે શુભ કામ કરો તો એ તમને બક્ષિસ દેશે. અશુભ કરશો તો એ શિક્ષા કરશે. એજ ખુદા દરેક વસ્તુ પર નિગાહ રાખે છે. મહમ્મદ રસુલ ને એમના સાથીઓ ઇમાન લઈને આવ્યા છેઃ ખુદા - પર, ' ફરિસ્તાઓ પર, ખુદાની સર્વ કિતાબો પર, તેઓ સર્વના કરબી અંદાજ કરે છે. કુરાને શરીફ, વેદ–ઉપનિષદોએ તથા ગુરુગ્રંથ સાહેબે જે કહ્યું છે તેમા ઈશ્વરના સ્વરૂપ વિષે કોઈ સંઘર્ષ નથી.

## યતિશ્રી જતનલાલજીનું પ્રવચન

ધર્મ અંતઃકરણના વિકાસનું પરિણામ છે. નિષ્પક્ષ અને નિગાહ દૃષ્ટિ અને પ્રમાણિકતાથી દરેક વસ્તુ તરફ જોવું જોઈએ. એ દૃષ્ટિને સ્વચ્છ સ્વરૂપ ને વિશાળ રાખવી જોઈએ દૃષ્ટિ જ્યારે મિથ્યા થાય એનો વિપર્યાસ થાય ત્યારે જગત આખુ તેને યથાર્થ વિપરિત લાગે છે. દૃષ્ટિ જ્યારે વિશાળ હોય છે ત્યારે જગતમાં માનવીને સત્ય, શિવ, સુન્દરનું દર્શન થાય છે.જેટલું અંતઃકરણ શુદ્ધ ને પવિત્ર હશે, તેટલી માનવીની ધર્મભાવના શુદ્ધ યથાર્થ ને પવિત્ર થશે. માનવીએ હંમેશાં સુન્દરતાનું ધ્યાન કરવું ને પોતાને સુંદર બનાવવો જોઈએ.

"ધર્મસ્ય તત્ત્વ નિહિતમ્ ગુહાયામ્" એ તત્ત્વને શોધવાના સૌએ પ્રયાસ કરવા જોઈએ. એ જ માનવીનું ધ્યેય છે સાચો ધર્મ છે. દરિદ્રનારાયણની સેવા જીવમાત્ર સાથે મિત્રતા, ગુણી પ્રત્યે અનુરાગ અને દુ:ખી પ્રત્યે, કરુણાની આપણે રોજ પ્રાતઃકાળે પ્રાર્થના કરવી ઘટે.

# પાંચમો દિવસ

## [ છઠ્ઠો દિવસ ]

આજના દિવસનું પ્રમુખસ્થાન શ્રી. બ્રહ્મો સમાજવાળા આચાર્ય દેવેન્દ્રનાથ સેને લીધું હતું ઘણા જેટલા જુદા જુદા વ્યાખ્યાતાઓનાં પ્રવચન હોવાથી પરિષદનો કાર્યક્રમ આખો દિવસ પહોંચે એ રીતે ગોઠવાયો હતો.

શરૂઆતમાં શ્રી. અરુણાબહેન સોનાવાળાએ પ્રાર્થના કરી હતી. બાદ શ્રી. દેવેન્દ્રનાથે નીચે પ્રમાણે પ્રવચન કર્યું હતું.

## ધર્મ પરિષદ—બીજું અધિવેશન, મુંબઈ : મંચ પરનાં દૃશ્યો.



પરિષદના પ્રમુખ સર રાધાકૃષ્ણન તથા સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશી



સર્વંવાદક સમિતિની ગોળમેજ પરિષદ

## શ્રી. દેવેન્દ્રનાથ સેનઃ

બધી સમાજના અમે માનવીઓ દરેકને કુટુંબીજનો લેખીએ છીએ. એક જ પિતાના આપણે સૌ સંતાનો છીએ. એના જ માર્ગદર્શન હેઠળ આપણે વહેવાર ચલાવીએ છીએ. આવી ધર્મ પરિષદમાં હજારો માનવીઓ રસ લઈ રહ્યા છે, ને તલ્લીનતાથી વ્યાખ્યાનો સાંભળી રહ્યાં છે, ત્યારે મને થાય છે કે વિશ્વમાં ધર્મ રસાતાળ જઈ રહી છે એવો જે નાદ ઊઠ્યો છે તે ખોટો છે. ધર્મ કદી એના સિંહાસન પરથી ભ્રષ્ટ નહીં થાય. એનું સ્થાન માનવ હૃદયમાં અવિચળ છે. એને સ્થાનભ્રષ્ટ કરવાનાં અનિષ્ટો વિશ્વમાં ભલે પ્રવર્તમાન હોય, છતાં માનવી એના વિના જીવી નહીં શકે.

### પરાશક્તિ

જગત પર દૃષ્ટિ કરીએ છીએ ત્યારે લાગે છે કે માનવી પોતાના ભાગ્યનો વિધાતા નથી, કોઈક પરમ શક્તિ એના પર સત્તા ચલાવી રહી છે જગતનાં કેટલાંક રહસ્યો એ ઉકેલી શકતો નથી. જીવનના ભેદ પણ એ પામી શકતો નથી. જે વિરાટ શક્તિએ માનવીનું સર્જન કર્યું છે તે જ એના જીવનનાં પ્રયોજનો ઘડે છે

### ધર્મનો નિષ્કર્ષ

ધર્મ સત્ય છે, સત્ય એક છે, તો પછી જે વિભેદ પામતાં દેખાય છે, એ માત્ર એક જ સત્યને જુદે જુદે સ્વરૂપે આવિષ્કારે છે એમ માનવું જોઈએ. એક યુગ એવો હતો કે જ્યારે પૂર્વ પશ્ચિમથી ને પશ્ચિમ પૂર્વથી દૂર હતું. બેઉ એકમેકને પિછાણતાં નહોતાં. પણ આજે માનવી માનવીની વધુ નિકટ આવ્યો છે, ત્યારે ધર્મના સંઘર્ષને બદલે ધર્મની સહવાદિતા જ એમાંથી પ્રગટવી જોઈએ. ધર્મનો તુલનાત્મક અભ્યાસ કરવાથી સ્પષ્ટ સમજાશે કે દરેક ધર્મનો નિષ્કર્ષ એક જ છે, માનવીને પ્રવૃત્તિની ઉચ્ચતર કક્ષાએ લઈ જવો, કલ્યાણ માર્ગે લઈ જવો.

## શ્રી ગુલઝારીલાલનું પ્રવચન

ધર્મના બે સ્વરૂપ છે. એક સ્વરૂપ સમાજ રચના સાથે ને એના સુખ સાથે સંબંધ ધરાવે છે, એનો આધાર છે, સદાચાર પર. બીજું સ્વરૂપ છે સાક્ષાત્કાર 'હું કોણ છું?' તેનું જ્ઞાન આપણાં સુખ સાથે સંબંધ ધરાવે છે. સમાજ સુખી ત્યારે જ કહેવાય જ્યારે તેમાં બહુમતિ સુખી હોય. જ્યાં બહુમતિ સુખી ન હોય ત્યાં સમાજ ધર્મહીન સમજવો.

### ધર્મનું સ્થાન

ધર્મનું સ્થાન શું છે? આપણું રાજ્ય બિનમઝહબી છે. કહેવાય છે કે રાજકારણમાં ધર્મને સ્થાન ન હોવું જોઈએ. વ્યાપારીઓ કહે છે કે અહીં ધર્મને સ્થાન નથી. સમાજમાં, કુટુંબમાં, ઘરમાં પણ જો એને આ પ્રકારે સ્થાન ન હોય તો એનું સ્થાન ક્યાં? બીજો પક્ષ કહે છે કે ધર્મનું સ્થાન સર્વત્ર હોવું જોઈએ.

### બિનમઝહબી રાજ્ય

રાજ્ય અધર્મ બનશે એમ બિનમઝહબી રાજ્યોનો અર્થ નથી, વસ્તુતઃ રાજ્ય કોઈ એક વિશિષ્ટ ધર્મનો પક્ષ નહીં કરે એટલું સૌને સ્પષ્ટ થવું જોઈએ.

આજે સર્વ ધર્મો આડંબરમાં, ભ્રમમાં પડ્યા છે, જો કોઈ ધર્મ જ જીવવાના ન હોય તો પછી શા માટે ધર્મને નામે ઝગડા ચાલવા જોઈએ? આજે લોકોના હૃદયમાંથી ધર્મની પ્રતિષ્ઠા ઓછી થઈ ગઈ છે એ હકીકત સ્વીકારવી જોઈએ ધર્મની સંસ્થાઓમાં, નેતાઓમાં સદાચાર નથી અને ધર્મને નામે ધનિકોની ખુશામત થઈ રહી છે, આથી સમગ્ર સમાજ અધઃપતનને માર્ગે જઈ રહ્યો છે. જડવાદ, અર્થવાદ આજે પ્રચાર પામી રહ્યો છે ને એના સિવાય જીવનમાં બીજું કોઈ અવલંબન દેખાતું નથી. સામ્યવાદ જેવા કોઈ વાદનો પ્રચાર થશે તો આપણી સંસ્કૃતિ, ધર્મ નષ્ટ થશે, એનાથી આપણું સુખ વધવાનું નથી. આપણો ધર્મ તો આપણે ગુમાવ્યો જ છે, ને જે સુખની કલ્પના પાછળ જઈએ છીએ એ મળવાનું નથી. જગત આજે અર્થવાદના પાશમાં છે, એટલે જે સ્થિતિથી એ જન્મ પામે છે તે દૂર નહીં કરીએ, ધર્મના બળથી એમાં પલટો નહીં લાવીએ, તો મહીનાઓ કે વર્ષોમાં આપણી સ્થિતિ બદતર થઈ જશે. ધર્મ અફીણ નથી એ હકીકત આપણે જાણી લેવી જોઈએ.

### સદાચાર

ધર્મરત માનવીઓનો એ ધર્મ છે કે સદાચારની ભાવના, વિવિધ સ્વરૂપે, પોતાના આચરણથી જનતામાં પ્રગટાવે આજ એ માટેનો નાજુક અવસર છે. ઉચ્ચ નીચના ભેદો પણ એમને દૂર કરવા પડશે. ધર્મ-ઝનૂનીઓ, હિંદુ રાજ્યની સ્થાપના કરવાની વાતો કરનારા હિંદુ રાજ્ય તો નહીં સ્થાપી શકે પણ હિંદુ ધર્મને નષ્ટ કરી દેશે. જે રૂઢિ રિવાજો ધર્મદૃષ્ટિએ આવશ્યક નથી તેને દૂર કરશો ત્યારે જ તરી શકશો.

જેમના સહકાર અને સેવાઓ વડે મુંબઈમાં ધર્મપરિષદનું શાનદાર અધિવેશન સફળ બન્યું હતું.

# ધર્મ પરિષદની સ્વાગત સમિતિ

કનૈયાલાલ માણેકલાલ મુન્શી [સ્વાગત પ્રમુખ]
પરશોતમદાસ ઠાકોરદાસ
એસ. કે. પાટીલ
ગોવિંદલાલ શીવલાલ મોતીલાલ.
ચામીયર મિસ્ત્રા
રામનિવાસ રુઇઆ
નવલ હો. તાતા
નગીનદાસ માસ્તર
કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
શાંતિદાસ આસકરણ
કે. આર. પી. શ્રોફ
James Kollok
સુનિલાલ બી. મહેતા
તુલસીદાસ કીલાચંદ
સમોવ પેદાર
મવાનજી અરજણ ખીમજી
રતનચંદ હીરાચંદ
ઈન્દ્રસીંહ [વાંસદા]
ઠકરશી [પોરબંદર]
R. kundandas
of wassiamull
Assoomull
પ્રેમચંદ મગનલાલ [ભાવનગર]
હાથીભાઈ ગુલાબચંદ
મંગુલાલ શોભાલાલ
મણીલાલ વીરચંદ શેઠ
Pratap Singh (J.P.)
મોતીચંદ ગીરધર કાપડીઆ
મોહનલાલ મહેતા [સોપાન]
મગનલાલ પ્રાણલાલ
શાંતિલાલ ચીમનલાલ
જગજીવનદાસ સુખલાલ અજમેરા
મોરારજી ખમરી
ડા. માણેકલાલ ઠાકરશી
નરોત્તમ લાલચંદ
લાલદાસ જમનાદાસ ગુલાબદાસ
જમીયતનદાસ રેવીદાસ માનજી
લખમીદાસ રેવીદાસ
શંકરપ્રસાદ આત્મારામ ઠાકર [અમદાવાદ]
મોતીલાલ મ. વ્યાસ [અમદાવાદ]

### પ્રધાન મંત્રીઓ

યતિ હેમચંદ્રજી
યતિ રાજચંદ્રજી

### માનદ મંત્રીઓ

ડૉ. વસિમપ્રસાદ મગનલાલ દેસાઈ
કાંતિલાલ છગનલાલ
શાંતિલાલ દીનાનાથ મહેતા

## ધર્મ પરિષદના બ્લોક

### 'જન્મભૂમિ'ના સૌજન્યથી

'પ્રેમધર્મ'ના આ અંકમા ધર્મ પરિષદના અહેવાલ પ્રગટ થયો છે તેમા રજૂ થયેલા તમામ બ્લોક 'જન્મભૂમિ' પત્રના સૌજન્યથી અમને છાપવા મળ્યા છે તે બદલ તેમનો આભાર માનીએ છીએ.

તંત્રી–પ્રેમધર્મ.

## ધર્મ પરિષદનું ત્રીજુ અધિવેશન દિલ્હીમાં ભરાશે.

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિએ ધર્મ પરિષદનું ત્રીજુ અધિવેશન દિલ્હીમાં ભરવાનું આમંત્રણ મળ્યું છે તે મુજબ ઈ. સ. ૧૯૩૧ માં દિલ્હી ખાતે ભરાશે. તે દરમ્યાન સમિતિ તરફથી મુંબઈમાં જુદા જુદા ધર્મના વિચારો અને વિદ્વાનોની એક મેળામેળ પરિષદ [ઓલ રીલીજીયન્સ ફ્રેન્ડ ટેમ્પલ કોન્ફરન્સ] ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

## જાહેર સંસ્થા અને પુસ્તકાલયોને વિનંતી

ગયા વર્ષે 'પ્રેમધર્મ' માસિક પત્ર માત્ર રૂા ૧-૪- મા એક વર્ષ માટે જાહેર સંસ્થા તથા પુસ્તકાલયો પ્રચાર અર્થે આપવા વ્યવસ્થા થઈ હતી તે મુજ આપવા માં અને તે પછી જેમનું વર્ષ પુરું થય તે તમામને વિનતિ છે કે નવા વર્ષે હવે તેવી યોજ ચાલુ રહી શકે તેમ નથી હોવાથી 'પ્રેમધર્મ' ચા રાખવા ઇચ્છનારાઓએ વાર્ષિક લવાજમ રૂા. ૬-૮- મ. ઓ. થી મોકલી આપવા વિનતિ છે. વી. પ કરવામાં આવશે નહિ જેમના તરફથી લવાજમને અં કાર્યાલયને સૂચના નહીં મળે તેમનું 'પ્રેમધર્મ' મોકલવા બંધ કરવામાં આવશે. લવાજમ વ્યવસ્થાપક 'પ્રેમધર્મ' કાર્યાલય–સારંગપુર ખડાયતાની પોળ, અમદાવાદ સરનામે મોકલવું.

## ધર્મ પરિષદનું આયોજન કરનાર

# હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ

### સંસ્થાનો ટુંક પરિચય — [સ્થાપના ઈ. સ. ૧૯૪૪.]

અધ્યાત્મ જ્ઞાનના ઉચ્ચતમ સિદ્ધાન્તોનો અપૂર્વ વારસો ભારતવાસીઓને મળ્યો હોવા છતાં આજે હિન્દીઓનો મોટો સમૂહ દીનહીન અને કંગાલ બની રહ્યો છે. પ્રેમ, ત્યાગ અને સેવાના સિદ્ધાન્તો વ્યવહારમાં નહી મૂકવાથી આજે આપણું અનેકવિધ પતન થઈ રહ્યું છે. આ પતનમાંથી સાચો ઉત્કર્ષ સાધી જીવનને સુંદર, સમૃદ્ધ આનંદ ભરપૂર બનાવવાનો માર્ગ હિન્દી તત્ત્વજ્ઞાન બતાવી રહ્યું છે.

ભારતીય સંસ્કૃતિ–તેનું તત્ત્વજ્ઞાન માનવ ઇતિહાસમાં અજોડ છે. પ્રાચીન ઋષિમુનિઓએ ધર્મ અને તત્ત્વજ્ઞાનનો અનેકવિધ રીતે પ્રચાર કર્યો છે. ઉપનિષદોમાં તેનો ભંડાર ભર્યો છે. મનુષ્યમાંથી ઈશ્વર બનાવવાની તેનામાં તાકાત ભરી છે. આજની દુનીયાને તેની જરૂર ઓછી નથી જગતને અમૃતતત્ત્વ પાનાર હિન્દી તત્ત્વજ્ઞાન ને અપનાવ્યા સિવાય માનવ માત્રને સાચું સુખ કે શાંતી મળી શકશે નહીં.

### સંસ્થાનો ઉદ્દેશ

આ સંસ્થાની સ્થાપનાનો હેતુ ભારતની સંસ્કૃતિના ધર્મ અને જ્ઞાનના ઉન્નત સિદ્ધાન્તનો સંદેશ ઘેરઘેર પહોંચાડવાનો છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનને તેના સાચા વિશાળ સ્વરૂપમાં ભારતવાસીઓમાં ફેલાવી ભૌતિક અને પારમાર્થિક ઉન્નતિને માટે તે ભાવનાઓને જીવનમાં ઉતારવા સહાયક થવાનો આ સંસ્થાનો ઉદ્દેશ છે

ભારતની મહાન આધ્યાત્મિક સંસ્કૃતિ પ્રેમ, સેવા અને ત્યાગને આચારમાં મુકવાનું શીખવતો તેનો વિશાળ ધર્મ, જ્ઞાન ભક્તિ, તેમજ કર્મ માર્ગનો સમન્વય સાધી નિર્બળને બળવાન બનાવતુ તેનું અજોડ તત્ત્વજ્ઞાન સાચા સ્વરૂપમાં રજુ કરી માત્ર પ્રચાર જ નહીં પરંતુ માનવજીવનમાં તેને વ્યવહારમા ઉતારવામાં સહાયભૂત બનાવવાનું અને મનુષ્યને તેના જીવનમાં સર્વદેશીય ઉન્નતિ પ્રાપ્ત કરવાનું હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું ધ્યેય છે.

હિન્દી તત્ત્વજ્ઞાન એટલે (Indian philosophy) હિન્દુસ્તાનના બધાજ ધર્મો જે હિન્દની ભૂમિમાં ઉત્પન્ન થયા છે અને જે હિન્દી વિચારો, હિન્દી સંસ્કૃતિ તેમજ હિન્દી તત્વજ્ઞાનના પૂરક બળ સમાન છે, તે બધાજ ધર્મોનું સારતત્વ તેના સાચા સ્વરૂપમાં રજુ કરી તેને વ્યવહારમાં ઉતારવાના કાર્યમાં સહાયભૂત બનવા હિન્દી તત્ત્વજ્ઞાન સમિતિ ઈ. સ. ૧૯૪૪માં સ્થાપવામાં આવી છે

સામાન્ય પ્રજાની ધર્મ બાબતની ભયંકર અજ્ઞાનતા દૂર કરી ધર્મ અને જ્ઞાનને તેના સાચા સ્વરૂપમાં સમજાવી માત્ર પ્રચાર જ નહી કરતાં વ્યવહારમાં સહાયક બનવા સમિતિ તરફથી નીચે મુજબની કાર્યપ્રણાલી નક્કી કરવામાં આવી છે.

### સંસ્થાની કાર્યપ્રણાલી

ભારતની મહાન આધ્યાત્મિક સંસ્કૃતિ અને તેના અજોડ તત્ત્વજ્ઞાનને સમજાવવા માટે વ્યાખ્યાનો, પ્રવચનો, કીર્તનો, વાર્તાલાપ તેમજ પરિષદો યોજવી તેમજ મહાપુરૂષોની જયંતીઓ ઉજવી તેમણે પ્રબોધેલાં મહાસત્યો અને માનવધર્મને સાચા સ્વરૂપમાં પ્રજા સમક્ષ રજુ કરી તેનો પ્રચાર કરવો, સંત મહાત્માઓનો યાદ આપતાં તેમનાં સ્મારકો કરવાં. વેદ, ઉપનિષદ, ગીતા, મહાભારત, રામાયણ, યોગવાશિષ્ઠ જેવા ભારતના અમૂલ્ય ગ્રંથોમા સમાયેલું સાહિત્ય લોકભોગ્ય બનાવવા સંસ્થા તરફથી સામયિકો અને અન્ય પ્રકાશનો પ્રસિદ્ધ કરવાં. સમાજમાં સંસ્કાર ઘડતરનું કાર્ય કરવા બાળમંદિરો શાળાઓ, અનાથ આશ્રમો, તેમજ વિદ્યાર્થીગૃહોનું સંચાલન કરવું તેમજ લોકકલ્યાણની અન્ય પ્રવૃતિઓ દ્વારા રાષ્ટ્રના નવ-નિર્માણમાં ફાળો આપવો. તે સાથે સમાજની સેવા કરી જેવાં કે ગરીબો માટે નિવાસસ્થાન બાંધવા તેમ જ પુસ્તકાલયો, વ્યાયામશાળાઓ વગેરે પ્રવૃત્તિઓ હાથ ધરવી અને સંસ્થાના કેન્દ્રસ્થાન સમા "પ્રેમધર્મ" આશ્રમની સ્થાપના કરવાની યોજના રાખવામા આવી છે.

### ધર્મ પરિષદનું આયોજન કરનાર

# હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ

### સંસ્થાનો ટુંક પરિચય — [સ્થાપના ઈ. સ. ૧૯૪૪.]

અધ્યાત્મ જ્ઞાનના ઉચ્ચતમ સિદ્ધાન્તોનો અપૂર્વ વારસો ભારતવાસીઓને મળ્યો હોવા છતા આજે હિન્દીઓનો મોટો સમુહ દીનહીન અને કંગાલ બની રહ્યો છે. પ્રેમ, ત્યાગ અને સેવાના સિદ્ધાન્તો વ્યવહારમાં નહી મૂકવાથી આજે આપણું અનેકવિધ પતન થઈ રહ્યું છે. આ પતનમાંથી સાચો ઉત્કર્ષ સાધી જીવનને સુંદર, સમૃદ્ધ આનંદ ભરપૂર બનાવવાનો માર્ગ હિન્દી તત્ત્વજ્ઞાન બતાવી રહ્યું છે.

ભારતીય સંસ્કૃતિ–વેનું તત્ત્વજ્ઞાન માનવ ઇતિહાસમાં અજોડ છે. પ્રાચીન ઋષિમુનિઓએ ધર્મ અને તત્ત્વજ્ઞાનનો અનેકવિધ રીતે પ્રચાર કર્યો છે. ઉપનિષદોમાં તેનો ભંડાર ભર્યો છે મનુષ્યમાંથી ઈશ્વર બનાવવાની તેનામાં તાકાત ભરી છે. આજની દુનીયાને તેની જરૂર ઓછી નથી. જગતને અમૃતતત્ત્વ પાનાર હિન્દી તત્ત્વજ્ઞાન ને અપનાવ્યા સિવાય માનવ માત્રને સાચું સુખ કે શાંતી મળી શકશે નહી.

**સંસ્થાનો ઉદ્દેશ**

આ સંસ્થાની સ્થાપનાનો હેતુ ભારતની સંસ્કૃતિના ધર્મ અને જ્ઞાનના ઉન્નત સિદ્ધાન્તનો સંદેશ ઘેરઘેર પહોંચાડવાનો છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનને તેના સાચા વિશાળ સ્વરૂપમાં ભારતવાસીઓમાં ફેલાવી ઐહિક અને પારમાર્થિક ઉન્નતિને માટે તે ભાવનાઓને જીવનમાં ઉતારવા સહાયક થવાનો આ સંસ્થાનો ઉદ્દેશ છે

ભારતની મહાન આધ્યાત્મિક સંસ્કૃતિ પ્રેમ, સેવા અને ત્યાગને આચારમાં મુકવાનું શીખવતો તેનો વિશાળ ધર્મ, જ્ઞાન ભક્તિ, તેમજ કર્મ માર્ગનો સમન્વય સાધી નિર્બળને બળવાન બનાવતુ તેનું અજોડ તત્ત્વજ્ઞાન સાચા સ્વરૂપમાં રજુ કરી માત્ર પ્રચાર જ નહી પરંતુ માનવજીવનમાં તેને વ્યવહારમાં ઉતારવામાં સહાયભૂત બનાવવાનું અને મનુષ્યને તેના જીવનમા સર્વદેશીય ઉન્નતિ પ્રાપ્ત કરવાનુ હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું ધ્યેય છે.

હિન્દી તત્ત્વજ્ઞાન એટલે(Indian philosophy) હિન્દુસ્તાનના બધાજ ધર્મો જે હિન્દની ભૂમિમાં ઉત્પન્ન થયા છે અને જે હિન્દી વિચારો, હિન્દી સંસ્કૃતિ તેમજ હિન્દી તત્વજ્ઞાનના પૂરક બળ સમાન છે, તે બધાજ ધર્મોનું સારતત્વ તેના સાચા સ્વરૂપમાં રજુ કરી તેને વ્યવહારમાં ઉતારવાના કાર્યમાં સહાયભૂત બનવા હિન્દી તત્ત્વજ્ઞાન સમિતિ ઈ. સ. ૧૯૪૪માં સ્થાપવામાં આવી છે.

સામાન્ય પ્રજાની ધર્મ બાબતની ભયંકર અજ્ઞાનતા દૂર કરી ધર્મ અને જ્ઞાનને તેના સાચા સ્વરૂપમાં સમજાવી માત્ર પ્રચાર જ નહી કરતા વ્યવહારમાં સહાયક બનવા સમિતિ તરફથી નીચે મુજબની કાર્યપ્રણાલી નક્કી કરવામાં આવી છે.

**સંસ્થાની કાર્યપ્રણાલી**

ભારતની મહાન આધ્યાત્મિક સંસ્કૃતિ અને તેના અજોડ તત્ત્વજ્ઞાનને સમજાવવા માટે વ્યાખ્યાનો, પ્રવચનો કીર્તનો, વાર્તાલાપ તેમજ પરિષદો યોજવી તેમજ મહાપુરૂષોની જયંતીઓ ઉજવી તેમજ પ્રબોધેલાં મહાસત્યો અને માનવધર્મને સાચા સ્વરૂપમાં પ્રજા સમક્ષ રજુ કરી તેનો પ્રચાર કરવો, સંત મહાત્માઓની યાદ આપતાં તેમનાં સ્મારકો કરવાં. વેદ, ઉપનિષદ, ગીતા, મહાભારત, રામાયણ, યોગવાસિષ્ઠ જેવા ભારતના અમૂલ્ય ગ્રંથોમા સંગ્રહેલું સાહિત્ય લોકભોગ્ય બનાવવા સંસ્થા તરફથી સામયિકો અને અન્ય પ્રકાશનો પ્રસિદ્ધ કરવાં. સમાજમાં સંસ્કાર ઘડતરનું કાર્ય કરવા બાળમંદિરો શાળાઓ, અનાથ આશ્રમો, તેમજ વિદ્યાર્થીગૃહોનું સંચાલન કરવું તેમજ લોકકલ્યાણની અન્ય પ્રવૃતિઓ દ્વારા રાષ્ટ્રના નવવિધાનમાં ફાળો આપવો. તે સાથે સમાજની સેવા કરી જેવાં કે ગરીબો માટે નિવાસસ્થાન બાંધવા તેમ જ પુસ્તકાલયો, વ્યાયામશાળાઓ વગેરે પ્રવૃત્તિઓ હાથ ધરવી અને સંસ્થાના કેન્દ્રસ્થાન સમા 'પ્રેમકુંજ' આશ્રમની સ્થાપના કરવાની યોજના રાખવામાં આવી છે.

૯૪ ગીરધરલાલ કે. ઝવેરી
૯૫ અહમદખાન સાહેબ પટેલ
૯૬ હકીમ મીરઝા હૈદરબેગ
૯૭ ચંદુલાલ કસ્તુરચંદ શાહ
૯૮ ચંદુલાલ કસ્તુરચંદ શાહ
૯૯ મનમોહનદાસ હરીદાસ
૧૦૦ સુરજ રતન દામાણી
૧૦૧ ખીવસી જગજીવન
૧૦૨ ચીમનલાલ જે. દલાલ
૧૦૩ ચીનુભાઈ સી. દલાલ
૧૦૪ લાલદાસ જમનાદાસ વોરા
૧૦૫ કુરપાર હરસીની કું.
૧૦૬ કુરપાર હરસીની કું.
૧૦૭ કુરપાર હરસીની કું.
૧૦૮ કુરપાર હરસીની કું.
૧૦૯ લાલજી ઉમરસીની કું.
૧૧૦ દામજી રવજી સાકીવાલા
૧૧૧ મનસુખલાલ પ્રેમજી પારેખ
૧૧૨ સાંકળલાલ પ્રેમચંદ ઝવેરીવાલા
૧૧૩ રા. એચ. એ. નારીયેળવાલા
૧૧૪ ભીખાભાઈ ગોકળદાસ નારણદાસ
૧૧૫ છગનભાઈ હરિભાઈ C/o છ આર. કંસારા
૧૧૬ નારણદાસ ભીમભાઈ
૧૧૭ સુરેન્દ્રનાથ જમનાદાસ
૧૧૮ રતીલાલ આણંદજી દોશી
૧૧૯ ડી. એમ. અમૃતલાલની કું.
૧૨૦ ડી. હરગોવિંદ સીવલાલ એન્ડ કું.
૧૨૧ ટી. સી. ભગત
૧૨૨ દામજી વેલજી એન્ડ કું.
૧૨૩ દામજી વેલજી એન્ડ કું.
૧૨૪ દામજી વેલજી એન્ડ કું.
૧૨૫ મિસ વિશ્વનાથ
૧૨૬ શ્રીમતી સુશીલા પોપટલાલ શાહ
૧૨૭ શ્રીમતિ નિર્મળા વસા
૧૨૮ ડો. અમૃતલાલ છગનલાલ મહેતા
૧૨૯ એમ. આર. શાહ એન્ડ પાર્ટી
૧૩૦ એમ. આર. શાહ એન્ડ પાર્ટી
૧૩૧ એમ. આર. શાહ એન્ડ પાર્ટી
૧૩૨ એમ. આર. શાહ એન્ડ પાર્ટી
૧૩૩ પી. એમ. દામલાર
૧૩૪ નર્મદાશંકર દેવશંકર વ્યાસ
૧૩૫ વનેચંદ વખતચંદ મહેતા
૧૩૬ જમનાદાસ હરિદાસ
૧૩૭ જુઠાલાલ વેલજી
૧૩૮ શ્રીમતિ ગંગાબાઈ જુઠાલાલ વેલજી
૧૩૯ શાહ કુંવરદાસ વલ્લભદાસ
૧૪૦ નીરદાસ વેલજી
૧૪૧ દેવીદાસ નીરદાસ વેલજી
૧૪૨ હરિદાસ દામોદરદાસ આણંદજી
૧૪૩ હરિદાસ દામોદર આણંદજી
૧૪૪ હરિદાસ દામોદર આણંદજી
૧૪૫ હરિદાસ દામોદર આણંદજી
૧૪૬ હરિદાસ દામોદર આણંદજી
૧૪૭ એસ. જે. પંડયા
૧૪૮ નટવરલાલ મોહનલાલ
૧૪૯ નટવરલાલ મોહનલાલ
૧૫૦ હીમતલાલ એમ. જોશી
૧૫૧ દાધા ભીખા લાલ
૧૫૨ વલ્લભદાસ ચુનીલાલ બાબીસવાલા
૧૫૩ ચંપકલાલ નગીનદાસ મહુવાવાલા
૧૫૪ પુરસોતમ કાનજી

## સ્વાગત સહયોગ લીસ્ટ રૂ. ૧૦નું

૧ શ્રીમતિ નરગીસ બી. મુલ્લાઈ
૨ મીસ સરીના મુલ્લાઈ
૩ માણેકબાઈ દેવીદાસ મહેતા
૪ પુરુષોત્તમ જમનાદાસ મહેતા
૫ શશીકાન્ત જગમોહનદાસ
૬ વનેચંદ પરમાણંદ બદ્રસાણી
૭ નટવરલાલ હરીસનદાસ
૮ છગનરાજ નરસિંહ મહેતા
૯ લાલજી દેવજી ઓઝા
૧૦ બાપુલાલ ગીરધરભાઈ
૧૧ મુનિશ્યામ શેઠ
૧૨ મોસીસ મણીલાલ
૧૩ શાંતિલાલ કોઠારી
૧૪ લાલજી ઉમરસી
૧૫ નરસી પાસુ
૧૬ નરસી પાસુ
૧૭ વીસનજી પ્રેમજી
૧૮ હંસરાજ ઉમરસી
૧૯ એન. એસ. મુલ્લાઈ
૨૦ ચંદુલાલ ગોકળદાસ
૨૧ ચંદુલાલ ગોકળદાસ
૨૨ નાનજી જેમ કું.
૨૩ હરખચંદ વિસનજી કું.
૨૪ હરખચંદ વિસનજી કું.
૨૫ નાનચંદ પ્રેમજી
૨૬ દામજી દેવરાજ કું.
૨૭ દામજી મોણસીની કું.
૨૮ લખમસી માલસીની કું.
૨૯ હીરાધર હીરજી
૩૦ વિસનજી મીજપાલ
૩૧ પરમસી નરસી
૩૨ લાલજી કુંવરજી
૩૩ હીરાલાલ છગનલાલ કોળ કંપની
૩૪ હીરાલાલ છગનલાલ કોળ કંપની
૩૫ બી. ટી. ત્રિવેદી
૩૬ ચુનીભાઈ ટી. પટેલ
૩૭ મણીલાલ મોહનલાલ
૩૮ સી. ટી. શાહ
૩૯ સી. ટી. શાહ
૪૦ સૌ. રમાબેન કમોર એન્ડ ડૉ. એમ. બી. કમોર
૪૧ ડાહ્યાભાઈ પટેલ
૪૨ મનસુખલાલ લાલજી
૪૩ કૃપતરામ સીવજી વોરા
૪૪ લક્ષ્મીચંદ ત્રીભોવનદાસ ઝવેરી
૪૫ ભાઈદાસ ગુલાબદાસ ખાંડવાલા
૪૬ ડૉ. પ્રવીણચંદ્ર નવીન
૪૭ જેઠાલાલ ભાણજી પંડયા
૪૮ દેવતરામ કેશવલાલ વકીલ
૪૯ મગનલાલ જે. પારેખ
૫૦ હીરાલાલ જે. પારેખ
૫૧ એમ. એન. ભીંડી સોલીસીટર ઇન્ટરપ્રેટર
૫૨ કાન્તીલાલ ભાવચંદ
૫૩ ભાઈલાલભાઈ C/o કાન્તીલાલ ભાવચંદ
૫૪ ડી. માધવલાલ એન્ડ શાહ
૫૫ ડી. ચુનીલાલ મગનલાલ
૫૬ પોપટલાલ પાનાચંદ
૫૭ લક્ષ્મીદાસ તુલસીદાસ
૫૮ માધવલાલ તુલસીદાસ
૫૯ ડો. નટવરલાલ પી. ડી.

[ અનુસંધાન માટે જુઓ પેજ ૭૩ ]

## ધર્મપરિષદના બીજા અધિવેશનના મંચપર, મુંબઈ.

ઉપરના ચિત્રમાં શ્રીમતી લીલાવતી મુનશી મા. ગુલઝારીલાલ નંદા, પૂ. શ્રી. મહામાતાજી, પ્રો. ઘાવર, શ્રી. દેવેન્દ્રનાથ સેન, યતિ શ્રી હેમચંદ્રજી, સ્વામી શ્રી ધ્રુવમાનજી વગેરે બેઠેલ છે.




શ્રી કેદારનાથજી, રાજકુંવરી પ્રભાવતી રાજે, શ્રી. કનૈયાલાલ મુનશી, સર રાધાકૃષ્ણન તથા મા. શ્રી. શ્યામાપ્રસાદ મુખરજી.

# જીવને મને શું શીખવ્યું?

લોર્ડ હોર્ડરનો જન્મ ૧૮૭૧માં થયેલો, અત્યારે તેઓ ૭૮ વર્ષના છે, લંડન યુનીવર્સીટીના સ્નાતક થયા પછી સેન્ટ બાર્થોલોમ્યુ હૉસ્પીટલમાં ડાક્તરનું કામ શીખ્યા. ૧૯૧૮ માં સર થયા. ૧૯૨૩ માં બેરોનેટ અને ૧૯૩૩ માં લોર્ડ થયા. તેઓ ૧૯૩૬ થી જ્યોર્જ ૬ઠ્ઠાના ડાક્તર તરિકે નિમાયા છે તે પહેલાં એડવર્ડ ૮ માના પણ ૧૯૩૬ થી ૩૬ સુધી ડાક્તર તરિકે હતા. એમને બગીચાનો શોખ જબરો છે ઘણાં બેઠક મંડળોના એ અધ્યક્ષ છે અને બાર્થોલોમ્યુ હૉસ્પીટલના સલાહકાર ફીઝીશીયન છે. સંપીવા મંડળ, સ્મશાન સુધારા મંડળ, ખોરાક ચોખ્ખા કરવાની સમિતિ, સાથે માસં લગ્ન કરવાની સલાહ આપનાર મંડળ, મર્યાદિત કુટુંબની યોજના સમજાવનાર સમિતિ વગેરેના પોતે પ્રમુખ છે આવાં મંડળો આપણે ત્યાં પણ નીકળવાં જોઈએ.

'જીવન માંથી શું શીખ્યો!' એવા નામે આ લેખમાળા ગીલબર્ટ મરે અને સર જેમ્સ મરચંટ પ્રસિદ્ધ કરવાના હતા, પણ જીવને મને શું શીખવ્યું! એ નામ મારી ભલામણથી એમણે રાખ્યું; કારણ કે મને લાગ્યા કરે છે કે કર્તા હું પોતે નથી, પણ જીવન બળ છે. અને છતાં એમ કહેવાથી પણ આ ગૂઢ એટલે પૃથ્વી પરના આપણા અસ્તિત્વનું પુરૂં રહસ્ય સમજાવી શકાતું નથી. જે બોધ આપણે પામીએ છીએ તે કોણ આપે છે? એનો જવાબ હું આપણને—અલ્પ માનવીઓ ને તો આપી શક્યો જ નથી.

જીવનમાં જે કંઈ બને છે તે કહેવાતા સંજોગો અને એક આપણી વચ્ચેના આઘાત પ્રત્યાઘાતનું પરિણામ લાગે છે.

મારામાં જે "હું", છે, તેના વિકાસ રૂપે નવા નવા ઘાટ ઘડાતા જાય છે. સ એ સંસારનું મૂળ ધાતુ છે અને સર્વું એટલે આગળ વધવું.

આમાં સંસાર અને હું એમ બે બળો છે પણ મને લાગે છે કે મારા કરતાં સંસાર કે ચેતન વધારે કાર્ય કરે છે.

આથી હું જાણું છું તેના કરતાં મને કોઈ શીખવાડી રહ્યું છે એ જ અનુભવ વધારે જોરદાર છે. ગમે કે ન ગમે પણ અમુક અમુક બોધ તો આપણને જીવનમાં લીધે જ છુટકો છે.

આ શબ્દોની તકરાર નથી પણ સાચા અનુભવનો સવાલ છે. [આ પુસ્તકની સ્મરણ તાજાં હતાં અને અમે ધર્મ પરિષદ માટે સર. પુરસોત્તમદાસને મળ્યા. એમણે પોતાની લાગણી, ધર્મ પરિષદ જેવા ભવ્ય મંડળમાં ભળવાની નથી એમ વ્યક્ત કરી.

મેં કહ્યું કે આપે વેપારમાં તો અમુક સિદ્ધાંતો મેળવી છે અને જીવનના એક ક્ષેત્રમાં જેણે વિજય મેળવ્યો છે તે પોતાના અનુભવો ઉચ્ચરવી પ્રજાને કહેવાને લાયક છે

ત્યારે ક્ષુબ્ધ બનીને એમણે કહ્યું કે, "ના ..ના.... એ તો મારી માતાના પ્રતાપ. એના શુભ સંસ્કાર મારા જીવન પર પડેલા છે અને જ્યારે જ્યારે વેપારમાં પણ હું ફાવ્યો ત્યારે મારી કોઈ લાયકાતથી નહીં પણ ભગવાનની કૃપાથી જ ફાવ્યો છું. એટલે એ જશ પણ હું લઇ શકીશ નહીં."]

લોર્ડ હોરડર કહે છે – સુમજન્ન શાસ્ત્ર પરથી હું કહું છું કે વડપર પરાથી ઉતરી આવેલા ગુણો સહત્વના છે. શરીરનું બંધારણ અને મનના ગુણો બન્ને નો આધાર એના પર જેવો તેવો નથી

લેખાંક ૩જો.

●

પ્રેમધર્મમાં શરૂ કરેલી આ લેખમાળા ઘણા વાંચકોને પ્રિય થઈ પડી છે અને માર્ગદર્શક બને તેવો તેના પ્રયોજક ડૉ. હરિપ્રસાદ દેસાઇનો ઉદ્દેશ હોઈ તે સફળ થાય તેમ ઇચ્છીએ છીએ.

આ અંકમાં હોરડરની નોંધપોથી વાંચકો સમક્ષ રજુ થાય છે

મારાં માત-પિતા બન્ને ઉંચા બાંધાનાં અને તન્દુરસ્ત હતાં અને એમણે એ શરીર બગડે એવી કોઇ પણ ટેવ પાડી નહોતી. સાદાં, મહેનતુ, પ્રામાણિક અને ઇશ્વરથી ડરીને ચાલે એવાં હતાં.

અમે એમનાં બાળકો પણ, સારી રહેણી કરણી વાળા અને ઉચ્ચ વિચારવાળાં થઇએ એ માટે એમણે બહુ ધ્યાન આપેલું. અમારામાં શુભ વિચારો આપોઆપ વિકસે એવું શિક્ષણ એ આપતાં. એ ઉમ્મરે આત્મપ્રદર્શન કરવા જેવું તો અમારામાં શું હોય પણ જ્યારે થયું ત્યારે આખા સંસારમાં અમારે શું પસંદ કરવું એને માટે મોટું ક્ષેત્ર અમારી સમક્ષ માતાપિતાની જ કેળવણીને પ્રતાપે પડેલું અમે જોયું.

માતાના પ્રેમ અને સંભાળ તો જ્યારે માગીએ ત્યારે મળતા, પણ પિતા પાસે જતા જરા સંકોચ થતો.

પિતાજી મે તેમ છતાં જે કામ વેતર કરવાની ટેવ પાડેલી તેથી વેતર મને આનંદ આપતું થઇ ગયું. અભ્યાસમાં અને ભવિષ્યના વ્યાપાર ધંધામાં, એ ટેવે મને બહુ ફાયદો કર્યો છે. આગ્રહિતપણું, કરકસર અને વિવેકી સ્વભાવ પણ પિતાજી પાસેથી મને મળ્યાં છે.

દીર્ઘ ઉમેદવારથી હું ઘરનો બગીચો સારો રાખતા શીખ્યો તે પ્રતાપ પણ પિતાજીના, માતા-પૃથ્વી સાથે મારો સહવાસ એમણે વધારી આપેલો.

મારી માતાને બધાં મળીને ૧૪ બાળ હતા એટલે મામાઓની સાથે રજા હોય ત્યારે હું ખેતરોમાં કામ કરવા જતો. સમૂહમા કામ કરવાની ટેવ અને શિસ્ત મને ત્યાંથી મળ્યા. ગામડાનું સૃષ્ટિ સૌન્દર્ય મને ત્યારથી ગમવા લાગ્યું છે

દાક્તરી ધંધામાં જે સમભાવ અને મનુષ્ય માત્ર તરફ લાગણીની જરૂર છે તે ખેતરોમાં કામ કરેલું તેથી મને સહેલાઇથી આવડી ગયાં.

દરરોજના દરદીઓના ખાસ સંબંધ છતાં કોઇ મને ધીક્કારતું નથી કે હું કોઇને ધીક્કારતો નથી. અમે એક બીજા પ્રત્યે પ્રેમ અને આદર ભાવથી જોઇએ છીએ.

મારા અને લોક વચ્ચેના પ્રેમ સંબંધનું બીજું કારણ મારો વિદ્યાનનો અભ્યાસ છે.

ઉપરાંત, રસાયણને અમે તે વખતે એ વિદ્યાઓને "મન અને નીતિની વિદ્યાઓ" કહેતા. તે વિદ્યાઓના મારા અભ્યાસે મને કોમળ હૃદયનો બનાવેલો.

સંજોગોએ મારો સ્વભાવ ઘડવામાં બહુ આગળ પડતો ભાગ લીધો છે

ધંધો શીખતાં મને ઘણીવાર થયેલું પણ એ ઠીક થયું. અનિશ્ચિત ધ્યેય વખતે આપણી શક્તિઓને પૂરેપૂરી ખીલવ્યા કરવાની ફરજ પડે છે.

ધીરજ, મૌન, સમાધાન વગેરે શાન્ત ગુણો એ દરમિયાન ખીલવવા પડ્યા, પણ નિશ્ચયબળ ભાંગી પડે તો નિરાશાવાદી થઇ જવાય છે, એની મને ખબર હતી. હું નિરાશા વાદી ન થયો. ઇચ્છા શક્તિ પ્રબળ હતી. નિશ્ચય બળ દ્દઢ થતું ગયું. સખ્ત કામનું સારું પરિણામ આવે છે. એનો મને વિશ્વાસ હતો.

તે વખતની નોંધપોથીમાં મેં લખ્યું છે કે 'બચ્ચા, હવે જે કર્તવ્ય કાલે બજાવવાનું છે તે આજે બજાવજે.' અને છતાં મેં એ નથી બજાવ્યું. આ દોષનું કારણ શું હશે? કાગળનો જવાબ આપવાનો હોય ત્યારે આપું નહિ, કોઇને મળવા જવાની જરૂર હોય ત્યારે જવું નહીં, કોઇ નિબંધ લખવાનો હોય ત્યારેજ આળસ આવે,

કર્તવ્ય કરતાં કોઇ માની લીધેલા વિલાસ તરફ વધારે વખત જાય. આનું શું કારણ? વર્ડ્સવર્થ કર્તવ્ય વિષે બોલતાં ખરું કહે છે કે-"ભગવાન' એવા લોકો છે કે જેમને તારી દૃષ્ટિ સદાકાળ એમની તરફ રહે છે એ પૂછવાનીએ જરૂર નથી. જેઓ આંખો મીંચીને તારૂં કામ કરે છે અને છતા જાણતા નથી."

હું એવા કર્તવ્યનિષ્ઠ લોકોને મળ્યો છું. અને પૃથ્વીની ફળદ્રુપતા એવાથી છે એમ સમજું છું.

આળસ નકામું છે. સમયનો તો સદુપયોગ કરવો જોઇએ. હાથમાં આવેલી તક ફરી ફરીને પાછી આવતી નથી, કાલનું કામ ઝટ કરવું. દાન જે ઝટ કરે છે તે બેવડા પુન્યનો અધીકારી છે. "શુભસ્ય શીઘ્રમ્" આમાં કર્તવ્ય કરતાંએ કંઇ વધારે ભાવ રહેલો છે. દયાધર્મ-પ્રેમધર્મ છે ત્યાં આત્મા પ્રભુની મારફત વિકાસ બને છે.

પ્રેમધર્મ ત્રણ રીતે ખીલે (૧) જનસમાજના સંબંધમાં આવવું (૨) એમના સુખદુઃખનું અવલોકન કરવુ-એમની ધામધલો અને આશા નિરાશાઓ જોવી અને (૩) એમની સ્થિતિમાં આપણે હોઇએ તો કેવું

લાગે એ મનમાં સમજવાની શક્તિ કેળવવી, એમનાં સુખદુઃખમાં ખરા મનથી ભાગીદાર થવું.

દરેકને જીવવાની અને સુખી થવાની ઉમેદ હોય છે. પોતપોતાની મનોકામનાઓ, સિદ્ધ થાય એમ સૌ કોઈ ઇચ્છે છે. દરેકને કંઈ મહત્વાકાંક્ષા હોય છે. આ માનવી માનવી વચ્ચેની સમાનતા છે. આમાં હું બીજાને મદદ કરું તો બીજાં મને મદદ કરે, આમાં અભિમાન કે "મોટા છીએ તે પરોપકાર ન કરીએ તો શા કામના!" એવા કોઈ ખ્યાલ કરવાથી બાજી બગડી જાય છે. કીર્તિ કે માનેલી મોટાઈના ખોટા ખ્યાલ દૂર કરી શુદ્ધ સેવાભાવથી અને પ્રેમથી સમાનપણે બીજાને આપણે ઉપયોગી થવું જોઈએ.

ડાક્તર ઉપરાંત વૈદક પાઠશાળાઓના શિક્ષકનું કામ પણ મેં કરેલું છે. જે વિષય શીખવવાનો હોય તેનો અભ્યાસ તો હું ઠીક ઠીક કરતો પણ વિદ્યાર્થીઓ સાથે મારો સંબંધ ઉત્તમ રીતે કેળવવામાં હું પછાત પડેલો છું તે મારે કબૂલ કરવું જોઈએ.

આળસુ વિદ્યાર્થીઓની હું ધૂળ કાઢી નાખતો અને પોતાને બધું આવડે છે એવો ઢોંગ કરનારાને તો મશ્કરીમાં ઉડાવીને હું સીધા કરતો.

અમારા એક-પ્રોફેસરે જાણી જોઈને એક અમારા સહાધ્યાયીને પુછેલું કે મી. સ્મીથ, પેલા દરદીને શો રોગ મેં કહ્યો હતો?

મી. સ્મીથ બોલ્યા કે સાહેબ! હમણાં સુધી એનો રોગ યાદ હતો પણ હું દિલગીર છું કે આ પળે હું ભૂલી ગયો છું.

પ્રોફેસરે કહ્યું. મને આપની દયા આવે છે પરંતુ અમે તો કોઈ એ રોગ હજી પારખી શક્યા નથી! આવા ગુરુના પ્રતાપે મારે પણ કેટલાંએ કટાક્ષ વચનોથી વિદ્યાર્થીઓને સુધારવા પડતા. ચીકણા, દોઢ ડાહ્યા અને પવિત્ર અને સત્યવાદી હોવાનો ઢોંગ કરતા વિદ્યાર્થીઓને ઉઘાડા પાડવાના મારી પાસે પાકા પ્રયોગો હતા.

પરંતુ માત્ર અજ્ઞાનતાને જ કારણે વિદ્યાર્થીઓ ઉપર નાહકની સખત ટીકા કરી બેસીએ તો એને ખોટું લાગે છે અને મનમાં ગુસ્સો મારે વિરોધ રહે છે

શિક્ષકોએ મીઠાશ રાખવી જોઈએ એવી મીઠાશ મારામાં નહોતી એનો હવે મને શોક થાય છે મારા હાથ નીચે ભણતા ઘણા વિદ્યાર્થીઓનાં કુમળાં હૃદયને મેં નિષ્કારણ વેદના આપી છે. એનું મને દુઃખ થાય છે.

મારામાં મોટો અવગુણ સંગ્રહખોરીનો હતો. મખ્ખીચૂસનો અવગુણ જેવો સમાજ વિરોધી ગણાય તેવોજ સંગ્રહખોરી કે લોભીપણાનો અવગુણ ગણાવવો જોઈએ.

બોર્ડિંગમાં રહેતો ત્યારે બીજા વિદ્યાર્થીઓના ખોટવા ઉપાડી લાવતો અને પછી નકામી ચોપડીઓના ઢગલા કરવાની ટેવ પડી. એ તો હજી સુધી પણ ચાલુ છે. એમાંની ઘણી તો મેં વાંચી નથી. પણ દાનત એવી કે હું વિદ્વાન કહેવાઉં. ઘણા વિષયનું કંઈને કંઈ જાણું છું એમ લોકો ભલે માનતા.

પણ હવે મને લાગે છે અને જીવને મને શીખવ્યું છે કે બહુ કામોમાં માથાં મારવા કરતાં એક કે બે કામજ હાથમા લેવાં અને તે સારી રીતે પાર પાડવાં.

આ રા મ, શા ન્તિ, ઇ શ્વ રા ભિ મુ ખ તા તથા ઉપાસના અને પ્રાર્થનાનો સમય રહેવો જોઈએ. ગાંડી ધમાધમી અને દેખાદેખીથી સેવા કાચી બગડે છે.

સ્વાર્થત્યાગથી લોકસેવા કરવાનો આનંદ જુદો જ છે અને તમે બધાં એ આનંદ લૂંટો એમ હું ઇચ્છું છું.

તમારું ઉત્તમ હોય તે સમાજને અર્પણ કરો. એથી રચનાત્મક કાર્ય થાય છે. આપનાર અને લેનાર બન્ને ધન્ય છે.

પારમાર્થિક જીવન જુવાનીમાંથી જ શરૂ કરો. પછીથી મોડું થઈ જશે અને કદાપી લાગ જ નહી મળે. જીવનનો ઉત્તમ ભાગ સ્વાર્થપરાયણતામાં જશે તો સેવાને માટે વખતે તમારામાં શક્તિ જ નહી રહે!

દાનમાં પણ વિલંબ કરશો તો ધન તમારા હાથમાંથી જતું રહેશે.

મારા જેવી બગીચો બનાવવાની ધૂન તો ઘણા ડાક્તરોમાં હોય છે.

એથી ધંધામાં એકમાર્ગી થતો હું બચ્યો છું. ખુલ્લી હવા અને કસરતનો લાભ મળ્યો છે. વ્હેલા ઉઠવાની ટેવ પડી છે અને મીઠી ઊંઘ આવે છે.

બગીચામાં કામ કરતાં હું શીખ્યો છું કે જે કામ કરવું તે વિચાર પૂર્વક અને કુશળતાથી કરવું. રોપ છોડ કે બીજ વખતસર વાવવામાં આળસ કરીએ તો બધી મહેનત નિષ્ફળ જાય છે અને બગીચાનું સૌન્દર્ય બગડે છે. એવુંજ જીવનમાં છે.

બાગમાં જ્યારે જ્યારે લોભથી છોડને મેં ઠાંસી ઠાંસીને પાસે પાસે વાવ્યા છે ત્યારે એકકે સારો ઉગ્યો નથી. પણ થોડાં પસંદ કરેલાં સુગંધ અને રંગ વાળાં ફુલછોડ આઘે આઘે અને છુટી છુટી જગા-

# ધર્મનો મર્મ

લેખિકા -
શ્રી. મહાસતિ ઉજ્જવળકુમારી

**આ** પણી આ સર્વધર્મ પરિષદ ભારતવર્ષના ઉત્કર્ષનું પ્રતીક છે. આવી પરિષદો સાચા ધાર્મિક માણસોના મનને પ્રમોદનું કારણ બને છે. અન્ય દેશોમાં ઘણાં વર્ષોથી આવી પરિષદો ભરાયા કરે છે. એવી કેટલીક પરિષદોમાં આપણા દેશના આર્યધર્મોના પ્રતિનિધિઓએ ત્યાં હાજરી આપી આર્યધર્મનો નાદ ગુંજતો કરેલો એટલું જ નહિ પણ આર્યાવર્ત-ભારતવર્ષ પ્રત્યે વિદેશીઓના હૃદયમાં માનભર્યું સ્થાન મેળવેલું.

આપણા દેશમાં તો આવી પરિષદો જવલ્લેજ ભરાય છે સર્વધર્મ પરિષદનું આ માત્ર બીજુંજ અધિવેશન ભરાય છે એ આપણા માટે દુ:ખનો વિષય હોવા છતાં, બહુ મોડા પણ આપણે જાગૃત થયા છીએ એથી જરૂર આનંદ પણ થાય છે. અન્ય વિવિધ વિષયોની પરિષદો કરતા આ સર્વધર્મ પરિષદનું એક અનેરુ મહત્વ છે કારણ કે આ પરિષદ અન્ય સર્વ વિષયોની પરિષદોને સૂર્યના માફક પ્રકાશ તથા પ્રેરણા આપનાર છે.

આપણા દેશનો પાયો ધર્મ છે આપણી સંસ્કૃતિનું મૂળ ધર્મ છે તેમજ આપણી સર્વ પ્રવૃત્તિઓનું કેન્દ્ર પણ ધર્મજ છે. આપણા આધારભૂત અને કેન્દ્રસ્વરૂપ ધર્મને વાસ્તવિક સ્વરૂપમાં પ્રગટ કરવા માટે અને તેના ઉપર જામી ગયેલાં અંધ-શ્રદ્ધા, સાંપ્રદાયિકતા, તથા ક્રિયાકાંડોનાં જાળાં-ઝાંખરાંના સ્તરોને દૂર કરવા માટે આ જે પ્રયાસ થઇ રહ્યો છે તે ખરેખર સ્તુત્ય છે અને તેના સંયોજકો સાચા અભિનંદનને પાત્ર છે.

આજના નૂતન વિચારવાદી નવયુવકો ધર્મનું નામ સાંભળતાંજ ઠેકડી કરતાં બોલી ઉઠે છે– "અરે, મરણ તોલ થઇ પડેલા એ ધર્મને ઓક્સીજન (Oxygen) આપી જીવતો રાખવા વ્યર્થ શીદ કાં મારો છો!" આધિભૌતિકવાદીઓ ધર્મનો મર્મ ન સમજી શકવાથી તેમના માટે ધર્મ જરૂર ઉપહાસનો વિષય બને છે

કોઇ વેદ-પુરાન-કુરાન-કે બાઇબલ ગોખી જવામા -કંઠસ્થ કરી લેવામા ધર્મ માને છે. કોઇ નમાજ, પૂજા, પ્રાર્થનાને ધર્મ સમજે છે, કોઇ ચોટી, દાઢી મૂર્તિ વા મુહપતિને ધર્મનું ચિહ્ન દેખાડે છે, કોઇ કલમા, આયતો કે શ્લોક-ગાથાઓના પાઠમાં ધર્મ સમાયેલો સમજે છે. આવી રીતે ધર્મનો અર્થ કોઇ કંઇ અને કોઇ કંઇ સમજે છે, પણ ધર્મના ખરા અર્થને સમજતા નથી.

ખાલી શાસ્ત્રો રટી જવાથી કે પુસ્તકો પઢવાથી કંઇ ધાર્મિકતા આવતી નથી. ધાર્મિકતા તો એક સાહજિક અને અંતર્મુખ વૃત્તિ છે. ધર્મ એ ખાલી માહિતી નથી પણ કેળવણી (Culture) છે. ઘોડાને જે રીતે પલોટીને તૈયાર કરવામાં આવે છે, લોઢાને જેમ પાણી અપાય છે, ચામડાને જે રીતે સુંવાળુ બનાવાય છે, લોટને જેમ ટુંપીને કેળવાય છે તેવીજ રીતે શરીર અને ચિત્તવૃત્તિને કેળવવી, સંસ્કારવી તેનુંજ નામ ધર્મ છે. અંગ્રેજી શબ્દ Culture નો અર્થજ એ છે અંગ્રેજી Riligion શબ્દ ધર્મના વાસ્તવિક મર્મનો ખ્યાલ આપતો નથી. જો કે, હું ભાષાશાસ્ત્રી નથી પણ મને આમ લાગે છે.

પત્થર જેવા કઠણ બનેલા હૃદયને કેળવીને કોમળ બનાવવું, મનને કેળવીને નિર્વિકાર બનાવવું, ચિત્તને કેળવીને નિર્મળ બનાવવું, જીભ અને કાનને કેળવીને નિરર્થક વાતો અથવા પરનિંદા અને આત્મપ્રશંસા શ્લાઘા કરવાથી અને સાંભળવાથી મુક્ત બનાવવાં, શરીરને કેળવીને અનાસક્ત કર્મયોગમાં પ્રવૃત્ત કરવું એનુંજ નામ ધર્મ છે અને આ કેળવણીની ક્રિયાઓ એટલે ધાર્મિક ક્રિયાઓ.

તત્વજ્ઞાન અંગે જે કંઇ પણ ન જાણતા હોય છતાં અત્યન્ત ધાર્મિક જીવન ગાળતા હોય એવા માણસો

**ધર્મ માણસનો વિકાસ કરે છે, જ્યારે સાંપ્રદાયિકતાથી માણસ દિવસે દિવસે સંકુચિત થતો જાય છે અને પોતાના ચારિત્ર્યને ખિલવી શકતો નથી. માનવતાને પડતી અટકાવે છે તેજ સાચો ધર્મ; એ વસ્તુને સર્વધર્મ પરિષદના તાજેતરના મુંબઈમાં ભરાયેલ અધિવેશન અંગેના લેખમાં મહાસતી ઉજ્જ્વળ કુમારીએ આપેલ વક્તવ્યમાં સિદ્ધ કરી છે. આજે ધર્મનો મર્મ જ્ઞાતા પુરુષોએ જનતાને બતાવવો જરૂરી છે.**

ખાલી શાસ્ત્રો રટી જવાથી કે પુસ્તકો પઢવાથી કાંઇ ધાર્મિકતા આવતી નથી.

આપણા જોવામાં આવે છે, ત્યારે બીજી તરફ સર્વ ધર્મગ્રંથોને પી જવા છતાં ધર્મવિમુખ માણસો પણ આપણે અનેકોની સંખ્યામાં જોઈએ છીએ. જેમ કેવળ પાકશાસ્ત્રનાં પુસ્તકો વાંચવાથી રસોઈ બનાવતા આવડી જતી નથી, તરવાનું જ્ઞાન આપતાં પુસ્તકો વાંચવાથીજ કોઇ ખરો તરવૈયો બની શકતો નથી, સર્જરી Surgery ના શાસ્ત્રો વાંચીનેજ કોઈ સર્જન (Surgeon) થતો નથી તેવી જ રીતે ધર્મગ્રંથો વાંચવા માત્રથી કંઈ ધાર્મિકતા આવી જતી નથી. ગ્રંથોના વાચન વડે બુદ્ધિની ગ્રહણશક્તિને જરૂર ટેકો મળે છે. પણ ધાર્મિકતા મેળવવા માટે તો ઇચ્છાશક્તિ (will power) કેળવવાની હોય છે, અથવા તો સંયમ(self control) કેળવવાનો હોય છે. આ ઇચ્છાશક્તિ અગર તો વૈરાગ્ય શ્રદ્ધા અને સત્સંગ વગેરેથીજ પોષાય છે. વૈરાગ્ય શ્રદ્ધા સત્સંગને જે વાંચન વડે કે બાહ્ય ક્રિયા વડે પોષણ ન મળે તે વાચન કે ક્રિયા વડે પાંડિત્ય અને કર્મનેજ પોષણ મળે છે. જાણવું એ ધર્મ નથી પણ જીવવું ધર્મ છે. આપણે ભણેલા, સાંભળેલા વાંચેલા કે વિચારેલા સત્યસિદ્ધાંતોને અમલમાં મૂકવા એજ ધર્મનું સત્ય સ્વરૂપ છે.

સામાયિક, યજ્ઞ, હોમ, પૂજા પ્રાર્થના, નમાઝ કે સંધ્યા—ગમે તે બાહ્ય ક્રિયાઓ કરવા છતાં જો આપણા મન મેલાં હશે તો આપણે ક્યારેય પણ ધર્મ પામી શકવાના નથી. આપણાં હૃદય ક્રોધાગ્નીથી સળગી રહ્યા હોય આપણામા કપટનો ધુમાડો છવાઇ રહેલો હોય, ઇર્ષાની આગ બળી રહી હોય, લાલચનું ભૂત ઘર કરી બેઠું હોય, દુશ્મનાવટનો રાક્ષસ દિલનો રાજા બની બેઠો હોય, એ બધામાંથી જ્યારે કોઇ ઓછું થાય અગર નાશી જાય ત્યારે જ આપણી ધર્મ તરફ આગે કુચ શરૂ થઈ છે એમ સમજી શકાય. ધાર્મિક ક્રિયાઓ કરવા છતાં પણ જો આપણા અંતરમાંથી વિષય-કષાય ઓછા નહીં થયા હોય, ઈર્ષા, અદેખાઈ, કામક્રોધ, મોહ અને લોભ ઘટયા ના હોય, તો જરૂર સમજવું કે આપણા વડે કરાતી એ તમામ ધાર્મિક ક્રિયાઓ ધર્મરૂપ નથી પણ ધર્માભાસ રૂપ છે, ધર્મ ઉંડી અંતરની શાંતિનું નામ છે. ધર્મ વ્યક્તિત્વના વિકાસમાં રહેલો છે.

અહિંસા— સત્યાદીના લક્ષ્ય વગરની ક્રિયાઓ નકામી છે. નવો નિશાળીઓ નિશાળે બેસતાની સાથેજ એકડો નહિ લખી શકે એ વાત તો તદ્દન સાચી છે. એ તો પ્રથમ લિટીજ દોરશે. એ ભલે પેન ઘસાઇ ત્યાં સુધી લીટી દોરતો થાક ન ખાય; પણ જો તેની નજર એકડા તરફ હશે તો જરૂર લીટીમાંથી એકડો નીકળવાનો અને જો તેની નજર એકડા તરફ નહિ હોય તો ભલેને તે વર્ષો સુધી લીટા તાણ્યાજ કરે અને પેનો ઘસ્યાજ કરે, પણ કદીયે એકડો નહિ કાઢી શકે. કહેવાનો આશય એ છે કે લક્ષ્ય પૂર્વકનીજ ક્રિયાઓ સાર્થક થાય છે. લક્ષ્ય વગરની ક્રિયાઓ બિલકુલ નકામી છે એટલુંજ નહિ પણ કેટલીક વાર તો તે ક્રિયાઓ ભાર રૂપ, હાની કર્તા અને મિથ્યાભિમાનનું કારણ થઈ પડે છે

અગ્નિ સમીપ જવાથી ટાઢ દુર થાય છે, પાણીથી તરસ શાંત થાય છે, વાયુથી ભિન્ન પ્રકૃતિ પણ ખીલે છે. અન્નથી ભુખ મટે છે અને ગુમાવેલું બળ પાછું મળે છે, આકાશ જગ્યા આપે છે અને તાજા રાખે છે, આ પાંચેય તત્વો પોતપોતાના ગુણો મુજબ પોતાના ધર્મો બજાવે છે તેજ પ્રમાણે ધર્મનો ગુણ શાંતિ અને આનંદ છે, તેની પ્રાપ્તિ ધર્મારાધકને જરૂર થાય છે. દરેક ધાર્મિકપ્રવૃત્તિ ઓછા વધતાં અંશે શાંતિ અને આનંદમાં વૃદ્ધિ કરતી હોય તો જ તેને ધર્મ પ્રવૃત્તિ સમજવી.

સાચી ધાર્મિક વ્યક્તિમાં આનંદનો સાગર ઉભરાતો હોય છે, દુઃખ કે ચિંતાનું ત્યાં નામ હોતું નથી, ભય કે નિરાશા તેને સ્પર્શી પણ શકતા નથી. કોઈ પણ પ્રલોભનો તેને લલચાવી શકતાં નથી, ગમે તેવા વિષમ પ્રસંગોમાં પણ તેને આવેશ આવતો નથી દરેક સમયે તેનો આનંદ અખંડ અને અવિરત રહ્યા કરે છે તેની પાસે બેસવા માત્રથીજ બીજાઓને પણ આનંદ મળે છે તેના સાનિધ્ય માત્રથીજ માણસનાં ભય અને ચિંતા અદ્રશ્ય થાય છે. તેનો સહવાસ વૈરમુક્ત બનાવે છે. આવું જેના સમાગમથી અનુભવાય તેનેજ ખરો ધાર્મિક પુરૂષ કહી શકાય, પછી ભલેને તે ગમે તે ધર્મનો હોય, ગમે તે દેશ કે જાતિનો હોય! ચંદ્રને જોઇ સૌ કોઇનું હૃદય પુલકિત થાય, પુષ્પ પાસેથી સૌ કોઇને સુગંધ મળે તેજ રીતે ધર્માત્માના સમાગમની સુવાસ સૌને શાંતિ આપે.

કેટલાક લોકો પંથ, સંપ્રદાય કે વાડાનેજ ધર્મ માની લે છે, પણ ખરી રીતે પંથ કે સંપ્રદાય એ ધર્મના

ખાલી કલેવર છે. ધર્મ એ આત્મા સમાન છે ત્યારે પંથ કે સંપ્રદાય તેના શરીર સમાન છે શરીરમાંથી જ્યારે આત્મા નીકળી જાય છે ત્યારે શરીરને વહેલામાં વહેલી તકે બાળી નાખવું જોઇએ. નહિ તો તે આત્મા રહીત દેહ દુર્ગંધ અને બીમારી ફેલાવે છે. એજ પ્રમાણે જે વાડા, પંથ કે સંપ્રદાયમાંથી ધર્મતત્ત્વ ચાલ્યું ગયું હોય તે પંથ કે સંપ્રદાય માનવ સમાજમાં સડો પેદા કરનારા અને હાનિકારક છે.

ધર્મ ગુણો ઉપર રચાયેલો છે ચરિત્રને મહત્ત્વ આપે છે ત્યારે સંપ્રદાય ગુણવૃદ્ધિ કે ચરિત્ર વિકાસ પ્રત્યે બેદરકાર રહી વિધિ વિધાનોનેજ પકડી રાખે છે.

ધર્મ માણસને નમ્ર બનાવે છે ત્યારે પંથ માણસને મિથ્યાભિમાની બનાવે છે.

ધર્મ માનવજાત વચ્ચે ઉભી થયેલી ભેદભાવની દિવાલોને તોડી અભેદભાવ તરફ દોરી જાય છે, ત્યારે પંથ ભેદભાવની નવી દિવાલોને ઉભી કરે છે.

ધર્મ માણસને અનેક પ્રકારનાં બંધનોથી મુક્ત કરે છે, સંપ્રદાય 'આ કરવું ને તે કરવું' 'આને અડવું તેને ન અડવું' ' અહિંયા જવું ને ત્યાં ન જવુ' આવી જાતના અનેક પ્રતિબંધો મૂકીને માણસના આત્માને મુંઝવણી મૂકે છે

> ધર્મ ગુણો પર રચાયલો છે અને ચરિત્રને મહત્ત્વ આપે છે ત્યારે સંપ્રદાય ગુણવૃદ્ધિ કે ચરિત્ર-વિકાસ પ્રત્યે બેદરકાર રહીને કેવળ વિધિ વિધાનોને જ પકડી રાખે છે. ધર્મ માણસને નમ્ર બનાવે છે, ત્યારે પંથ માણસને મિથ્યાભિમાની બનાવે છે

પંથનો આપણો કિમાકડ વડ પીપળાની પૂજાનો પાઠ શીખવે છે પણ તરસ્યા હરિજનને પાણી પાવાનું શીખવતો નથી. કીડીયારા ઉપર ખાંડ ભભરાવાનું શીખવે છે, પણ પોતાની આસપાસ રહેલા દીનદુઃખી માનવ બંધુઓને રાહત આપવાનું શીખવી શકતો નથી. યજ્ઞ, હોમ, પ્રતિષ્ઠા જેવા ઉત્સવોમા લાખોના ધૂમાડા કરે છે પણ તે લાખો રૂપિયા બચાવી તેનો ઉપયોગ લોકહિતની પ્રવૃત્તિઓ કરવાનું શીખવતો નથી.

જે ધર્મ આપણને ગુણવાન, ચારિત્ર્યશીલ, નમ્ર તથા સાચા સેવક બનવા તરફ દોરતો હોય, જે આપણી બુદ્ધિને સ્વતંત્ર પણે વિચાર કરવા તક આપતો હોય, તેજ ધર્મ સાચો છે. તે સિવાયના અન્ય મત-પંથો ધર્મના મૃત-દેહ સમાન સમજી ત્યાગવા ઘટે. શુદ્ધ સત્ય ધર્મ કોઈ અમુક જ મત, પંથ કે સંપ્રદાય નથી હોતો તે હવા અને આકાશ માફક સર્વત્ર વ્યાપક હોય છે. પણ કોઈની માલિકીનો હોતો નથી. એટલેજ આપણે બોલીએ છીએ કે "ભાઇ! જે પાળે તેનો ધરમ" આ લોકોક્તિ ખરેખર સત્ય જ છે.

ધાર્મિક મનુષ્યની ધાર્મિકતાનો રંગ તેના પ્રત્યેક કાર્યમાં જળવાવોજ જોઇએ. એટલુંજ નહી પણ તેના જીવનની પ્રત્યેકપળે ધર્મ પ્રવૃત્તિમાંજ પસાર થવી જોઇએ. ધર્મ એ કાંઇ એકાદશીને દિવસેજ, અગરતો પર્યુષણમાંજ, ઈદને દહાડે કે રવીવારેજ પાળવાનો અગર તો મંદિરોમાં દેવળમાં કે મસ્જીદોમાંજ માનવાનો હોય પણ દુકાનમાં કે ઘરમાં નહિ, એવાં કોઇ બંધનો ધર્મને નડતાંજ નથી, અને નડી શકેજ નહિ, ધર્મસ્થાનોતો જીવનને ધાર્મિકતાથી રંગવાનું શીખવવા નિશાળો છે. ધર્મના પાઠો પઢવાની પાઠશાળા છે. પણ તે શીખેલા, પઢેલા પાઠોનો ઉપયોગ તો આપણે ધર્મસ્થાનોમાં જઇ ભણ્યા પણ મચ્યા નહીં એમજ આપણા માટે કહી શકાય.

પોપટે એક વાક્ય ગોખી રાખ્યું હોય કે 'બીલ્લી આવે તો ઉડ જાના' પણ જ્યારે બિલાડીનો પંજો પોપટ ઉપર પડવાની અણી ઉપર હોય ત્યારે પોપટ ગોખેલા આ પાઠનો ઉપયોગ ન કરે તો શું તે બચી શકે? એવીજ રીતે આપણે ધર્મસ્થાનોમા નીતિ, ન્યાય, પ્રમાણિકતા, સત્ય, પ્રેમ, સંતોષ, દયા વગેરે પાઠો તો ભણ્યા પણ જ્યારે તે પાઠો કર્તવ્યમાં મૂકવાનો વખત આવે ત્યારેજ તે પાઠોને ભૂલી જઇએ તો? તો આપણું જ્ઞાન 'પોપટીયું જ્ઞાન' કહેવાય. આવું જ્ઞાન ભારરૂપ બને અને જેમ આગળ કહી ગયા તેમ તે મિથ્યાભિમાની અને દંભના કારણ રૂપજ બને.

આપણી દરેક પ્રવૃત્તિ—બોલવું, ચાલવું, ખાવું

પીવું, વ્યાપાર ધંધો વગેરે ધર્મથી ઓતપ્રોત હોવાં જોઈએ. ધર્મ ધર્મસ્થાનોમાંજ આચરવો જોઈએ અને ધર્મસ્થાનની બહાર તેની કંઈ જરૂર નથી, આ માન્યતા ખરેખર દુઃખભરેલી છે અત્યારે વધારે વખત નથી તો હું આપસૌને આપના ધર્મગ્રંથોના અવતરણો ટાંકીને બતાવત કે આપણા મહાપુરુષોએ તો જીવન વહેવારમાંજ ધર્મનું આચરણ કરવાનો ઉપદેશ આપ્યો છે અને જાતે પણ તેમણે આચરી બતાવ્યું છે. સીમેન્ટ કોંક્રિટના બનેલા રાજમાર્ગો પર જોડા પહેરીને ચાલવું અને કાંટાથી પથરાયેલી પગદંડીઓ આવે ત્યારે જોડા પગમાંથી કાઢી હાથમાં લઈને ચાલવું, એ જેટલું મૂર્ખાઈ ભરેલું છે તેટલું જ મૂર્ખાઈભરેલું એ છે કે વ્યવહારના કાંટાથી પથરાયેલા માર્ગમાં ધર્મનું આચરણ ન કરતાં માત્ર ધર્મસ્થાનોમાંજ તેનું પાલન કરવું. ધર્મ એ વહેવારથી જુદો નથી, પણ જીવન વહેવારની શુદ્ધતા–પવિત્રતાનું નામજ ધર્મ છે.

ધર્મ શબ્દના સ્વભાવ અને કર્તવ્ય એવા બે મુખ્ય અર્થ છે મનુષ્યેતર પ્રાણીઓના કર્તવ્યો એ એમનો સ્વભાવ જ બની ગયો હોય છે પરંતુ મનુષ્યની બાબતમાં તેમ નથી. તેનો સ્વાભાવ અને કર્તવ્ય ભિન્ન ભિન્ન છે.

માણસે પોતાના સ્થાને સ્થિર રહી, મન પવિત્ર કરી, વ્યવહાર શુદ્ધ બનાવી પોતાના કર્તવ્યનું પાલન કરવું એજ એનો ધર્મ છે. ડૉક્ટરે પોતાના દર્દીને ઉપાસ્ય દેવ માની તેની સેવા કરવી જોઈએ. વકીલે પોતાના અસીલને ઉપાસ્ય દેવ માની તેને ન્યાય મેળવી આપવો જોઈએ અગર તો તેને ન્યાય માર્ગ આપવો જોઈએ. ગુરુની ફરજ શિષ્યને પોતાનો ઉપાસ્યદેવ માની તેનું કલ્યાણ કરવાની છે. વેપારીનો ઉપાસ્યદેવ તેનો ગ્રાહક છે તેને યોગ્ય કિંમતે ગ્રાહકો માટે સારી અને ટકાઉ વસ્તુ જોખી આપવી ઘટે. રાજસેવકોનો ધર્મ પ્રજાની સુખ સગવડતા સાચવવાનો છે પ્રજાના હિત ખાતર રાજકર્મચારીઓએ પોતાના સર્વસ્વનો ભોગ આપવો ઘટે.

સરકારી કર્મચારીઓ આજ સુધી his magesty's servent કહેવડાવતા his magesty એટલે નામદાર મહારાજા—જ્યોર્જ કે એડવર્ડ જે હોય તે. રાજકર્મચારીઓ તેના નોકરો કહેવરાવતા. પણ his magesty પોતે પ્રજાના સેવક છે એટલે આ રાજકર્મચારીઓ તો સેવકોના પણ સેવકો, દાસાનુદાસ થાય. આજ સુધી કહેવામાં તો આવું કહેવાતું હતું પણ આ દાસાનુદાસોએ આચરવામાં તો કંઈક બીજું જ આચર્યું છે. જો ખરેખર તેઓ પ્રજાના સેવકો બનીને રહ્યા હોત તો પ્રજાના આ બેહાલ ન જ હોત. 'ખેર' એ વાતને જવાદો. રાજકર્મચારીઓ પ્રજાના સાચા સેવકો બને એવી આશા રાખવી અસ્થાને નથી. આજે મ્યુનીસીપાલીટીઓ, કોર્ટો, કચેરીઓ, કાઉન્સીલો, એસેમ્બ્લીઓ અને છેવટ પાર્લામેન્ટ સુધીમા જે કર્મચારીઓ બેઠેલા છે તે પ્રજાને પોતાના ઉપાસ્ય માની તેનું હિત હૈયે રાખી પોતાની નોકરી બજાવશે તો આપણા દેશનું ભાવી ઉજ્જવળ બનશે. જેટલી લાગણી પ્રજા માટે સરદાર કે નહેરૂને છે, રાજેન્દ્રબાબુ કે રાજાજીને છે તેટલીજ નાનામાં નાના અદનામાં અદના સેવકના મનમાં હોવી જોઈએ કારણ કે તે રાજ્યની ખુરશી ઉપર સરદાર કે નહેરૂનો પ્રતિનિધિ થઈને બેઠો છે એવાનો આશય એ છે કે દરેક દરેક મનુષ્યે પોતાના સબંધમાં આવનાર દરેક વ્યક્તિની નિ:સ્વાર્થપ્રેમ અને નિખાલસતા જાળવી સેવા બજાવવી જોઈએ.

બાહ્ય કર્મકાંડો તથા બાહ્યચિન્હો એ ધર્મ નથી પણ ધર્મનાં સાધન અને પ્રતીક છે. સનાતનીઓ અગર તો રૂઢીચૂસ્તો બાહ્ય ચિન્હોમાંજ ધર્મ માની લે છે. કોઈના માથા પર ચોટલી ન હોય, કપાળે તિલક ન હોય, ગળે જનોઈ ન હોય તો સનાતનીઓ ધર્મ ડુબ્યાની બૂમો પાડે છે પણ જાતે જૂઠું બોલતા હોય, કાળા બજાર કરતા હોય, દુરાચાર સેવતા હોય, પરિગ્રહનો સંગ્રહ કરતા હોય, અનાથ–વિધવાઓનું ધન લૂંટતા હોય ત્યારે જરા પણ ધર્મને આંચ આવતી હોય એમ તેમને લાગતુ નથી પણ જ્યારે બાહ્યચિન્હો નથી જોતા ત્યારે ધર્મ રસાતળે ગયો માને છે. ધર્મ-કંઠિ જનોઈ કાઢતાં મરી જાય એટલો ક્ષુદ્ર નથી કે હરિજનના હાથનું પાણી પીવાથી પાણીના પ્યાલામાં ડૂબી જાય તેટલો નમાલો નથી ધર્મ તો ત્યારે જ મરે છે કે જ્યારે આપણા જીવનમાંથી પ્રેમ, સહાનુભૂતિ, લાગણી, સત્ય અને ન્યાયનીતિનો લોપ થાય છે.

ધર્મપ્રવર્તકોએ પણ ક્યારેક કર્મકાંડમાંજ ધર્મ બતાવ્યો ન હતો, કર્મકાંડનું પ્રતિપાદન સાધન

તરીકે જ કર્યું હતું. પણ પાછળથી લોકોએ પોતાની સગવડતા ખાતર સગવડીયા કર્મકાંડોમાં ધર્મ સમજી સંતોષ માન્યો. લોકોની આવી માન્યતા પુષ્ટ કરવામાં મોટે ઘણે અંશે અમારા જેવા ધર્મ પ્રચારકો પણ જવાબદાર છે, દંભી અને આડંબરી ધર્મપ્રચારકોએ ધર્મના રહસ્યને સમજવાનો અને સમજાવવાનો જરાય પ્રયત્ન ન કર્યો અને પોતાના સ્વાર્થને વશ થઈને લોકોને અવળા માર્ગે દોરવાના પ્રયત્નો કર્યા. જે ક્રિયાકાંડો ધર્મના સાધનરૂપ હતા તેનેજ સાધ્ય તરીકે માની ધર્માનુયાયીઓને તેનાજ ઝઘડામાં ગુંચવાતી રાખ્યા. દા. ત. મૂર્તિપૂજા, અમૂર્તિપૂજાના ઝગડા, મંદિર અને મસ્જીદના ઝગડા સ્પૃશ્ય અસ્પૃશ્યતાના ઝગડા વગેરે વગેરે. આવા કલેશો દરેક દરેક ધાર્મિક સમાજમાં આજે જોવા મળશે. પણ જો ધર્મ પ્રચારકોએ આ સાધનો કરતાં સાધ્ય તરફજ મુખ્ય દૃષ્ટિ રાખી હોત તો ધર્મથી માનવ સમાજનું એટલું હિત સધાયું હોત કે આજે આવી સર્વધર્મ પરિષદો બોલાવવાની પણ ભાગ્યે જ જરુર પડી હોત.

ધર્મનું વિધિયાત્મક કહો કે રચનાત્મક સ્વરુપ કહો તે છે અહિંસા, સત્ય, સંયમ, અપરિગ્રહ, દયા દાન, ક્ષમા, શાંતિ, સમભાવ વગેરે જે જે ધાર્મિક સિદ્ધાંતો આપણે જાણ્યા, સાંભળ્યા કે વાંચ્યા છે તેને જીવનમાં ઉતારવાની સાધના અને તેનુ નિષેધાત્મક સ્વરૂપ મન, વચન અને કર્મને દુર્ભાવોમાં જતા રોકવા તે, અર્થાત, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માન માયા વગેરે પ્રવૃત્તિઓથી અટકવું તે.

જેમ ગુરુત્વાકર્ષણનો નિયમ અદ્ધર રહેલા ચંદ્ર, સૂર્ય, ગ્રહમંડળ તારાગણને તથા પૃથ્વી, સમુદ્ર, ઉત્તુંગ શિખરધારી મહાકાય પર્વતો તથા નદીઓ વગેરેને સમતુલામાં રાખે છે; કોઈને ટેરવા પણ ખસવા દેતો નથી અને પોતાના પ્રબળ પ્રભાવથી એ બધાને સંઘર્ષણમાં જતા અટકાવે છે, એજ રીતે વિકારો, વાસનાઓ તથા પ્રલોભનોના પ્રવાહોમાં ધસી જતા આપણા ચિત્ત પ્રવાહને, મન, વચન કાયા એ ત્રિપુટી (યોગ) ની પ્રવૃત્તિને જે અટકાવે તે ધર્મ.

ધર્મનું સ્વરૂપ સમજાવવાનો મેં આ અલ્પ પ્રયત્ન કર્યો. હું કોઈ દર્શનશાસ્ત્રની કે ધર્મશાસ્ત્રની વિદુષી નથી. મારું વક્તવ્ય આપ સૌએ સાંભળ્યું આપે જોયું કે મેં કોઈ ધર્મશાસ્ત્રનું એકપણ અવતરણ આપને ટાંકી સંભળાવ્યું નથી. છતાં હું માનું છું કે અને મારો દૃઢ વિશ્વાસ છે કે ધર્મનો મર્મ જે મે સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં ભાગ્યેજ કોઈ ધર્મના વિદ્વાનને કશોય વાંધો હોય. અનેક વિદ્વાનો અહિંયા હાજર છે. સર્વપલ્લી જેવા પ્રખર તત્ત્વજ્ઞોના આપે ભાષણો સાંભળ્યા. અને હજુ પણ બીજા મહાન વિદ્વાનોના પ્રવચનો સાંભળવાનું સદ્‌ભાગ્ય આપને સાંપડશે. મારી માન્યતા મુજબ સૌનો સૂર એકજ હશે જે મે આપને જણાવ્યો. હું ભલે દર્શન શાસ્ત્રી કે ધર્મશાસ્ત્રી ન હોઉં પણ જગતના એક મહાનધર્મને વરેલી એક સાધ્વી છું સાધુ સાધ્વીઓ પણ ધર્મના ઉપાસકો છે. આ ઉપાસનાનાં થોડા અનુભવે જે સત્ય મે અનુભવ્યું તેજ મેં આપની સેવામાં રજુ કરેલ છે. હું તો ફરી ફરીને એકજ વાત ઉપર ભાર દેવા માગું છું. કે આવો શુદ્ધ ધર્મજ માનવસમાજનું સંરક્ષણ કરી શકશે. ધર્મ સિવાય માનવસમાજ માટે અન્ય કોઈ તરણોપાય નથી. આ શબ્દો જ્યારે હું બોલું છું ત્યારે મનુ મહારાજનો એ શ્લોક જીભ ઉપર આવી ચડે છે.

धर्म एव हतो हन्ति, धर्मो रक्षति रक्षित ।
तस्माद्धर्मो न हन्तव्यो मानो धर्मो हतोऽवधीत ॥

જે મનુષ્ય ધર્મનો નાશ કરે છે, ધર્મ તેનો નાશ કરે છે.

જે ધર્મની રક્ષા કરે છે, ધર્મ તેની રક્ષા કરે છે.

આ પ્રમાણે ધર્મનો નાશ કરવાથી આપણો નાશ થશે.

એમ જાણીને ધર્મનો નાશ ન કરવો.

—મનુસ્મૃતિ

મનુસ્મૃતિનું આ કથન એક સનાતન સત્ય સમાન છે કોણ કહી શકશે કે મનુષ્ય પોતાના ધર્મને ભૂલશે તો માનવજાતિનો વિનાશ નહિ થાય? યુદ્ધોએ માનવજાતિનો સંહાર કર્યો. યુદ્ધ એટલે ભાન ભૂલીને

આદરેલી પ્રગતિ. જે દેશ, જે રાષ્ટ્ર, જે સમાજ ધર્મને ભૂલે છે તે સૌ પોતાનો વિનાશ જ નોતરે છે.*

ધર્મનું શુદ્ધ સ્વરૂપ અને જીવનમાં ધર્મનું મહત્વપૂર્ણ સ્થાન, વિશ્વશાંતિ અને વિશ્વની સામુહિક પ્રગતિ માટે ધર્મની ઉપયોગીતા જો આજના યુવકવર્ગને સમજાય તો ધર્મનો ઉપહાસ કરવાનું સાહસ તેઓ ન કરે. પણ સત્ય હકીકત તો એ છે કે જે વર્તુળો, વાડાઓમાં તેઓ જાય છે ત્યાં ધર્મનો મર્મ કોઈ સમજાવતું નથી. ત્યાં તો સૌ પોતપોતાના ક્રિયાકાંડો અને વિધિનિષેધોના જ બરાડા પાડતા હોય છે.

માટે જ—

આવી સર્વધર્મ પરિષદો યોજવાની ખાસ આવશ્યકતા છે જ્યાંથી ધર્મનું રહસ્ય સૌ કોઈ જાણી શકે.

આજના ભૌતિકવાદીઓ નાસ્તિકતાના મદમાં ચકચૂર છે ત્યારે નામના આસ્તિકવાદીઓ અંધશ્રદ્ધાના અંધકારમાં ડૂબેલા છે. આ બન્ને વર્ગો માટે આપણી આ ધર્મ પરિષદ ધર્મના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરનારી દીવાદાંડી સમી બને એ શુભ કામના સાથે હું મારું વક્તવ્યપૂર્ણ કરું છું.

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

---

*થોડાક દિવસો પહેલાં નવી દિલ્હી ખાતે ભરાયેલી પરિષદમાં સર સર્વપલ્લી રાધાકૃષ્ણે કહ્યું હતું કે "વિગ્રહનો અંત આપણે નહિ લાવીએ તો વિગ્રહ આપણો જ અંત લાવશે." એ જ વાતને હું મારા [illegible] શબ્દોમાં કહું છું કે જો આપણે ધર્મનું રક્ષણ નહિ કરીએ, ધર્મનું પાલન નહિ કરીએ તો ધર્મ આપણું રક્ષણ નહિ કરે આપણું પોષણ નહિ કરે આપણે ધર્મનો નાશ કર્યો તો ધર્મ આપણો નાશ કરશે

---


## પ્રે....મ....ધ—ર્મ

વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૬-૮-૦ વિદેશ માટે રૂા. ૮-૧૨-૦ (૧૩ શિલિંગ)

છૂટક નકલ કિંમત રૂા. ૦-૧૦-૦

### ગ્રા હ કો ને

'પ્રેમધર્મ' દરેક અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રગટ થાય છે. ગ્રાહક થવા ઇચ્છતા ભાઈઓએ બને ત્યાં સુધી વાર્ષિક લવાજમના નાણાં મ. ઓ. થી મોકલવા વિનંતિ છે. વી. પી. ના ઓર્ડર પણ સ્વીકારવામાં આવશે.

### લે ખ કો ને

૧ 'પ્રેમધર્મ' માસિક માટે શાહીથી, સારા અક્ષરે કાગળની એક જ બાજુએ લેખો, કાવ્યો, નિબંધો, ધાર્મિક વ્યાખ્યાનો વગેરે લખી મોકલવા લેખક ભાઈ બહેનોને વિનંતિ છે

૨. મોકલેલ લેખ પસંદ કરવામાં નહીં આવે તો ટપાલની ટિકિટો મોકલનારને તે પાછા મોકલવામાં આવશે.

### એ જ ન્ટો ને

'પ્રેમધર્મના છૂટક વેચાણ માટે ગુજરાત કાઠિયાવાડના શહેરોમાં એજન્સીઓ આપવાની છે. શરતો માટે 'પ્રેમધર્મ' ના વ્યવસ્થાપકને રૂબરૂ મળવું અગર લખી પૂછવા વિનંતિ છે.

તમામ પત્રવ્યવહારનું સરનામું

'પ્રેમધર્મ' કાર્યાલય.

સારંગપુર ખડાયતાની વાડી : અમદાવાદ. (૫)

# ગુણદૃષ્ટિ કેળવો

**વ્યક્તિવિકાસનું સોપાન ૨ જું**

કોઈ એક વ્યક્તિ આખા ગામનો કીચડ–કાદવ શરીરે ચોપડીને, રાજાની મુલાકાત લેવા ઇચ્છે તો એ અશક્ય છે. એવી જ રીતે રાજાઓના રાજા સમા પરમાત્મા પાસે જવાનું ક્યારે બની શકે.. ત્યારે જ જ્યારે આપણે પોતે સ્વચ્છ હોઈએ.

આપણે જાણીએ છીએ કે આત્માની શક્તિ કેટલી વિશાળ છે. એક અણુની શક્તિનો ખ્યાલ આપણને આજે એટમબોંબ આપે છે ત્યારે કેટલાયે પરમાણુમય આત્માની શક્તિ કેટલી! આ શક્તિ મેળવવા માટેનું પહેલું પગથીયું તો પોતાની જાતને ઓળખવાનું–આત્મશક્તિને ઓળખવાનું છે, ત્યારે બીજું પગથીયું છે પોતાનો મેલ દૂર કરો.

લોકો ઉજળાં કપડાં પહેરીને બોલે કે અમે તો નાહીધોઈને મેલને દૂર કર્યો છે. એ તેમની ભ્રમણા છે. આપણામાં જે મેલ ભરેલ છે તે દુર્ગુણોનો. આ દુર્ગુણોનું ઉત્પાદન થાય છે બીજાના દુર્ગુણો જોવાથી.

જગત આખામાં આજે આ 'દુર્ગુણો જોવાનો' મેલ હદથી વધારે વ્યાપ્યો છે. સો કરે નેવું ટકા માણસો બીજાના અવગુણો–છિદ્રો જ તપાસે છે એ સામા માણસના ગુણોને જોઈ શકતા નથી. એક રીતે એમ પણ કહી શકાય કે દુનિયાના મોટા ભાગના માણસો જાણે આંખે આંધળાં જેવાં છે.

આ દુર્ગુણો જોવાને મેલને દૂર કરવા માટે સાબુ શોધો કે બીજી કોઈ વસ્તુ શોધો તો તે છે ગુણદૃષ્ટિ. બીજાના ગુણો જુઓ. જેમ સાબુને પાણી પછી તેને મેલ ઉપર ઘસીએ તો એ દૂર થાય તેમજ આ ગુણદૃષ્ટિના સાબુ વડે તમારા વ્યક્તિત્વ રૂપી શરીર ઉપર રહેલ દુર્ગુણો ઉપર ઘસો એટલે ત્યાંથી દૂર થશે અને તમારું વ્યક્તિત્વ ચમકી ઉઠશે.

કાદવમાં કોઈ માણસ પત્થર મારે તો શું થશે! એના છાંટાં પત્થર મારનારને જ ઉડશે એ આપણે ન ભૂલવું જોઈએ.

**દુનિયા તો અરિસો છે તમારે તમારું મોઢું સારું જોવું હોય તો તમારે ગુણી થવું જ પડશે બીજાના અવગુણોને તપાસીને, મોઢું બગાડીને હમેશાં ગાળો ભાંડશો તો મને અરિસામાં તમારું મોઢું પણ એવું જ દેખાશે.**

ઘણીવાર સાધારણ જેવા દેખાતા માણસો પાસેથી વ્યક્તિત્વ વિકાસની ઘણીજ સાધન સામગ્રીઓ મળી આવે છે. કોઈપણ વ્યક્તિની ઉપેક્ષા ફક્ત તેનાં કપડાં, નામ કે બહારના આભરણ ઉપર ન કાઢજો.

જો કપડાં જ સહુથી વધારે જરૂરની વસ્તુ હોય તો આપણે કહેવું જોઈએ કે પછી ગાંધીજીને અને સાધુઓને કોઈ ન પૂજે. એમના કપડા એમને માન અપાવતાં નથી. પણ એમના જીવનમાં રહેલી સરળતાઓ એમનો જીવન વિકાસ, એમની જીવન સેવા આપણને એમના માટે માન પેદા કરે છે.

તેવી જ રીતે નામથી જ કંઈ બધું સરતું નથી. લોકોમાં એ ખોટો વહેમ છે કે અમુક નામ હોય તો તે પ્રમાણે એ વ્યક્તિના ગુણો હોવા જ જોઈએ. એ વ્યક્તિના ગુણો એના વ્યક્તિત્વમાં રહેલા છે એના નામમાં નહિ.

દા. ત. એક ગામમાં એક બાઈ રહે છે તેનું નામ વિજયકુંવર છે. નાનપણમાં તેના લગ્ન ગાંડાભાઈ નામની કોઈ વ્યક્તિ સાથે થએલા. ઉમર લાયક થતાં એ સાસરે આવી. સાસરામાં પોતાના પતિને જોઈને એ હરખાણી. કારણ કે એ સદ્‌ગુણી, વિવેકશીલ તેમજ સમજુ હતો, પણ એક વાતનું એને દુઃખ હતું તે એ કે બીજી સ્ત્રીઓના પતિના નામો જેમ એનું નામ મધુર કે સુંદર ન હોઈને ફક્ત 'ગાંડાભાઈ' હતું.

તેના મનમાં આ વસ્તુ ઘણીજ ખૂંચતી અને એ રીતે તે હમેશા ઉદાસ રહેતી. ગાંડાભાઈએ ઘણું જાણવાની કોશિશ કરી, પણ એનો કશો જવાબ તેણી તરફથી ન મળ્યો. ઉલટું બન્ને વચ્ચે અંતર વધતું ગયું.

આ તરફ બાઈ પોતે જે આવે તેને એનું નામ પૂછ્યા કરે. દુનિયાં આખીના નામો એને સારાં લાગવા લાગ્યાં પણ પોતાના પતિનું જ નામ ઠીક ન લાગ્યું.

લેખક

યતિશ્રી હેમચંદ્રજી

એક દિવસે એક ઝાડુવાળી ઝાડુ કાઢવા આવી. તેને તેનું નામ પૂછ્યું. ત્યારે ઝાડુવાળીએ કહ્યું 'મારૂ નામ લક્ષ્મી!'

"લક્ષ્મી ..છતાં ઝાડુ કાઢે"

"હા ભાઇ! નામ સાથે કાંઈ લેવાદેવા!"

એ બાઇ ગઇ. પછી એક ભિખારી આવ્યો. એનું નામ હતું ધનરાજ. બાઇને થયું કે આ ધનરાજ હોવા છતાં ભીખ માગે છે

આ રીતે તેની દ્રષ્ટિ બદલાણી. તેણે પોતાના ધણી બાબત વિચાર કર્યો કે 'અંગાલાલ' નામ છતા તેમા કોઇ રીતનું ગાંડપણ નહોતુ જ ત્યારથી એ પોતાના પતિના ગુણો જોવા લાગી અને એમાં એને બધા ગુણો જોવા મળ્યા. ધીમે ધીમે તેમનો સંસાર પાછો સુખમય બની ગયો.

ઉપરનો એક દાખલો છે, એમા બે વસ્તુઓ રજુ કરવામાં આવી છે. એક તો દ્રષ્ટિ ભ્રમ અને બીજી વસ્તુ એ કે ગુણ ક્યા છે?

ગુણ ક્યા છે? એમ પણ ઘણા માણસો પૂછે છે. આ લોકોના પ્રશ્નનો એકજ જવાબ છે કે દુનિયા આખીમાં સાર છે અને તે એ લોકો જોઈ શકે તો' સંસાર નામ એ ઉપરથી જ પાડે છે. બાકી જેને પીળીઓ હોય તેને બધુ પીળું જ દેખાય.

ગુણ દરેક વ્યક્તિમાં અમુક અંશે રહેલા છે. ગુણો જોવાનો ક્રમ આપણે જરૂર વિચારવાનો રહેશે, પોતાની જાતને જે માણસ થોડા અંશે ઓળખતા શિખ્યો હશે તે માણસને દુનિયામા ગુણો ક્યા છે એ પોતાની મેળે ખબર પડશે.

આ જ્ઞાન તે સદ્‌વાચન, સારાં જીવનચરિત્રો તેમજ મનનથી મેળવી શકાશે. સારૂ વાંચન થતાં તેનું મન સહેજે કોઈના અવગુણો તરફ ન વળતાં વ્યક્તિના ગુણો તરફ વળશે.

સારાં જીવનચરિત્રો તેના મગજ ઉપર એ ગુણોને જીવનમાં ઉતારતાં શીખવશે અને એ ગમે તેવી વ્યક્તિમાં ગુણ જ જોવા લાગશે

લોકોમાં આજે સહિષ્ણુતા અને ધીરજનો અભાવ થઇ ગયો છે. એમને તો આજે વગર પરિશ્રમે બધુ મળી જવુ જોઈએ એવો રોગ લાગ્યો છે. આવા રોગી માણસોને ક્યાંય પણ ગુણ દેખાશે નહી

ઘણા લોકો "ગાંધીજી" 'જવાહરલાલ' નેતાઓ વિ. માટે નિરર્થક સમજ્યા વગર આલોચના કરતા હોય છે. આ લોકોની આલોચના પણ તેમના વિચારો જેટલી જ ક્ષણભંગુર હોય છે તેઓ મનમા આવે તેમ આપણા આ નેતાઓને ગાળો ભાંડતા હોય છે અને બીજી જ ક્ષણે તેઓ એમની પ્રશંસા પણ કરતા હોય છે આવા તકવાદીઓથી બચતા રહેવું એ પણ ગુણ દ્રષ્ટિ કેળવવાનો રસ્તો છે.

ઉપરની વાતો સાંભળીને ગુણી લોકોને દુ:ખ થયા વગર રહેશે નહીં. આપણને કમળો થયો એટલે આખી દુનિયાને થયો એ કોણે કહ્યું?

ગુણ દ્રષ્ટિ કેળવવા માટે સત્સંગ પણ આવશ્યક વસ્તુ છે. સાધુ પુરુષોના પરિચયમા આવતાં આપણી દ્રષ્ટિ કે પારકાના દોષો જોવાનો જે કમળો લાગ્યો છે તે દૂર થશે.

અવશ્ય અવગુણ જોવાની દ્રષ્ટિ તમે કેળવો પણ કોના માટે ..તમારા પોતાના માટે! તમે તમારી જાતને તપાસો અને સૂરદાસના પેલા પદ પ્રમાણે ચિંતન કરો કે:—

મો સમ કૌન કુટિલ ખલકામી?

આ પ્રમાણે આપણે ગુણદૃષ્ટિ કેળવશુ તો આપણને વ્યક્તિમાં પરમાત્માનાં દર્શન થયા વગર નહિ રહે અને એ દર્શને આપણે આપણુ વ્યક્તિત્વ ઉજ્જવળ બનાવી શકીશુ!

તમારા વ્યક્તિત્વની છાપ બીજા ઉપર ત્યારે પડશે જ્યારે તમારા પોતાના વ્યક્તિત્વનો વિકાસ કર્યો હશે. તમે ફક્ત અવગુણ જોઇ જોઇને દુનિયા આખીને જોશો તો દુનિયા તમને જ સર્વ પ્રથમ નાલાયક કહેશે

દુનિયા એક પ્રકારનો અરીસો છે. તમારે તમારું મોઢુ સારૂ જોવુ હોય તો તમારે ગુણી થવુ પડશે. તમને પોતાને જીવનમાં આનંદ આવશે પણ બીજાના અવગુણો તપાસીને, મોઢું બગાડી હમેશા ગાળો ભાંડશો તો આ દુનિયાના અરીસામાં તમારૂં મોઢું એવુ જ દેખાશે.

પોતાના દોષને જુઓ, પારકાના દોષને જોવુ મૂકીદો તમારા દોષને ખોળો, બીજાના ગુણોને તપાસો ગુણ દ્રષ્ટિ કેળવ્યા વગર ન વિકસી શકે આ ગુણદૃષ્ટિ કેળવવાનો રાજમાર્ગ છે.-

(૧) પોતાના દોષો તપાસો.
(૨) બીજાના ગુણો જુઓ.
(૩) ઉત્તમ સાહિત્યનુ વાંચન.
(૪) સાધુ પુરુષો અને જગતના ઉપકારકોનાં જીવનચરિત્રો વાંચો અને તેમાથી બોધ ગ્રહણ કરો.
(૫) સત્સંગ કરો...

આ બધાં તત્વો તમારી દ્રષ્ટિને થયેલ 'પારકાના દોષો જોવાના' કમળાને દુર કરશે. તમારામાં દ્રષ્ટિ પ્રગટશે અને તમે તમારૂ વ્યક્તિત્વ વિકસાવતા જશો.

# ધર્મનું સાધન અને ફળ

ધર્મનું સાધન નીતિ અને સદાચાર છે અને ધર્મનું ફળ ઈશ્વરપ્રાપ્તિ છે.

નીતિ અને સદાચાર માટે સાદું જીવન અને ઉત્તમ વિચારની જરૂર છે, પણ હાલમાં સાયન્સની મદદથી અનેક કેટલાક મશીનોની શોધથી મોજશોખના સાધનો વધી ગયાં છે અને તેથી જીવન સાદું થવાને બદલે વિલાસી થવા લાગ્યું છે. વિલાસી જીવનવાળા માણસને પોતે કોણ? ઈશ્વર કોણ છે? જગતનું ખરું રહસ્ય શું છે તે જાણવાની ઈચ્છા થતી નથી અને તેને તે માટે ફુરસદ મળતી નથી. માણસે જાતે કુદરત ઉપર કેટલોક કાબુ મેળવ્યો છે, પણ પોતાના સ્વભાવ ઉપર કાબુ ઓછો થયો છે, તેથી આપણે આગળ વધીએ છીએ એમ કહી શકાતું નથી. ખોટા જ્ઞાનના વધારાથી મુશ્કેલીઓ વધે છે પણ ઓછી થતી નથી. સાચું જ્ઞાન મળે તો એમ લાગશે કે માણસ જેવડો દેખાય છે તે કરતાં ઘણો મોટો છે. માણસ પોતાના પગરખાં અને ટોપી વચ્ચે સમાઈ ગયો નથી. તેના આત્મામાં ઈશ્વરના જેટલું જ્ઞાન ભરેલું છે. બહાર જે જ્ઞાન દેખાય છે તે મૂળ સ્વરૂપના જ્ઞાનનો બહુ અલ્પ ભાગ છે. ધર્મનું ખરું કામ એ છે કે માણસને અજ્ઞાનમાંથી છોડાવી દિવ્ય જ્ઞાન સુધી પહોંચાડવો. તેને માટે આપણા જીવનમાં કેટલીક નિવૃત્તિ જોઈએ, શાંતિ જોઈએ, એકાંત જોઈએ અને અનુકૂળ સત્સંગ પણ જોઈએ.

હાલના સમયમાં કેટલાક માણસોના મન એવા થઈ ગયા છે કે સીનેમાના પડદા ઉપર બેચારવાર કોઈ ચિત્ર ન આવે તો ધીરજ રહેતી નથી, તેવી જ રીતે કંઈક બોલવાનું, કંઈક સાંભળવાનું, કાંઈક જોવાનું કે કંઈક કરવાનું ન મળે તો જાણે પોતાનું જીવન નકામું જાય છે એમ માની બેસે છે, પણ ખરી રીતે જોતાં શાંતિમાં, ધ્યાનમાં, જ્ઞાનની જે વિશાળતા થાય છે તેવી માણસોના ઘોંઘાટ વચ્ચે થતી નથી.

માણસનો આત્મા સમાજનું અંગ નથી પણ માણસનું શરીર સમાજનું અંગ છે તેથી અમુક અંશે સમાજ વ્યવસ્થા અને રાજ્ય વ્યવસ્થા સારી હોય તો ધર્મના પાલનમાં વધારે સગવડ રહે છે, પણ હાલની સમાજ વ્યવસ્થામાં અને રાજ્ય વ્યવસ્થામાં બધા દેશોના સંસ્કારની અસર ચાલુ રહે છે. વે એના રાજ્યોમાં સાયન્સની મદદથી ધન વધારે ઉ થયું, પણ તેની વહેંચણી બરાબર થઈ શકી હજુ પણ કોઈ ઠેકાણે અનાજ વધારે થાય છે કોઈ ઠેકાણે માણસો ભૂખે મરે છે. કોઈ જગ્યાએ વધારે છે અને કોઈ જગ્યાએ પશુઓ ભૂખે મ વહેંચણી માટે પૂરતી સ્ટીમરો અને તેમનો નથી અથવા એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે ખર્ચ પોસાતું નથી. એશીયામાં વધશે તો યુરોપ અને અમેરીકાની વસ્તીમાં આવી જાય એવી પણ ત્યાંના માણસોને રહે છે. તેથી સમાજ અને રાજ્ય ઠીક ક માટે ઘણાં કારણો આવે છે.

જથાબંધ માલ ઉત્પન્ન કરવામાં અને જ વહેંચણી કરવામાં માણસોને વધારે ધનનો દેખાવો, તેમાંથી લીમીટેડ કંપનીઓ થઈ અને જીવન વધવા લાગ્યું. તેનાથી માણસોની પ્રવૃત્તિ વધી કે પોતે કોણ છે? પોતાનો ધર્મ શું છે બાબતનો વિચાર કરવાનો વખત રહ્યો નહિ. વહેંચણી ઠીક કરવા માટે વેપારીઓના રાજ્યને મજુરોનાં રાજ્ય આવવા લાગ્યાં. મજુરોના રા ધનની વહેંચણી ઠીક થઈ, પણ ધનના ભોગ મર્યાદા રહી નહિ. અજ્ઞાની મજુરો ધનવાનની વધારે વિષયોના ભોગમાં પડવા લાગ્યા. એકંદરે જીવન સુધર્યું નહિ. મજુરોના ઉપર ઘણી થયા. તેના શેઠ અને માલેક ઉપરાંત, યુની નેતા પણ મજુરોના માલેક થયા.

ખરી સ્વતંત્રતા તે કહી શકાય છે કે જે આપણે આપણા સુખ માટે અથવા આપણા માટે આપણા સ્વ એટલે આત્મા સિવાય બીજા ઉપર આધાર રાખવો પડે નહિ. આવી સ્વ બહુ પ્રવૃત્તિ વચ્ચે મળી શકતી નથી અને વિલા ઓછું કર્યા વગર મળી શકતી નથી. ભગવાન છે, કારણ કે તેને પોતાના સુખ માટે અને પો

લેખક.
(સ્વામી માધવતીર્થ)

જીવન માટે પોતા સિવાય બીજા કોઈની જરૂર પડતી નથી.

હાલમાં મજૂરોની સ્વતંત્રતાનો અર્થ એ થયો છે કે વધારે પગાર અને વધારે ભોગ. ભોગ ઉપર મર્યાદાની જરૂર છે અને એવી મર્યાદા માટે ધર્મની જરૂર છે જો ભોગ ઉપર મર્યાદા નહિ રહે તો વસ્તી વધશે અને તેની સાથે કામ, ક્રોધ, અને લોભ પણ વધશે. એ ત્રણે નરકના દ્વાર છે એમ ગીતામાં સ્પષ્ટ કહેલ છે. સાયન્સની નવી નવી શોધોથી ભોગનાં સાધનો વધતાં જાય છે અને ઇચ્છા વધતી જાય છે જ્યાં ઇચ્છા વધે છે ત્યાં બીક પણ વધે છે. એશીઆમાં ધન વધશે એટલે પશ્ચિમના માણસોને તે પડાવી લેવાની ઇચ્છા થશે. પશ્ચિમમાં ધન વધશે તો અંદરઅંદર લડાઈઓ થશે. ધનથી અમરપણું નહિ મળે એ બાબત હજારો વર્ષ પહેલાં આપણા ઉપનિષદોમાં સમજાવવામાં આવેલ છે, છતાં હજુ ઘણા માણસોનું લક્ષ ધન તરફ રહેલ છે, પણ ધન જોઈએ એ છે શા માટે ? કોઈ કહે છે કે "કુટુંબના સુખ માટે" પણ કુટુંબનું સુખ શા માટે જોઈએ છે" તો તેનો જવાબ એ છે કે બીજા કોઈ ઉત્તમ સુખની ખબર નથી. સત્યાગ્રહની લડતનો ઘણો ભાગે મજુરોની હડતાળના જેવો હતો. સત્યાગ્રહદ્વારા પણ પ્રજાને કોઈ ઉત્તમ સુખનો રસ્તો મળ્યો નહિ. એવું સુખ બતાવવું એ ધર્મ પરિષદનું કામ છે, તેમાં રાજ્યની મદદની પણ જરૂર છે. ધર્મના આચાર્યો પાસે જ્ઞાન છે, પણ સત્તા નથી. રાજ્યના અધિકારીઓ પાસે સત્તા છે, પણ ઉત્તમ સુખ બતાવી શકે તેવું જ્ઞાન નથી તેથી બન્નેના સહકારની જરૂર છે. જ્યારે પ્રજા સંયમ વગરની થાય છે ત્યારે તેને વશ રાખવા માટે ઘણા કાયદાની જરૂર પડે છે. હાલ એટલા બધા કાયદા નીકળતા જાય છે કે પ્રજાને તે બધા યાદ રાખવા પણ મુશ્કેલ પડે છે તેનું કારણ એ છે કે પ્રજામાં ભોગ ઉપર સંયમ રહેલ નથી.

વિવાહની બાબતમાં પણ સંયમ રહેલ નથી. ગમે તે માણસ ગમે તેને પરણી લે છે અને પરણ્યા પછી પણ ભોગમાં સંયમ રાખી શકતો નથી. જો વિવાહમાં ઊંચો આદર્શ ન હોય તો માણસનું બી બગડી જાય છે અને ખરાબ બી ઉપર ગમે તેટલી સારી ખેતી કરવામાં આવે તો એ સારો પાક મળતો નથી તેથી વિવાહમાં સંસ્કાર જોવાની ખાસ જરૂર છે અને તેથી સંસ્કારી મંડળ અને બીન સંસ્કારી મંડળ એવાં મંડળો રચવા પડશે. ખેડુતો પણ સારા બીને અને ખરાબ બીને જુદા રાખે છે એવી જાતનો ભેદ કરવાથી આપણે બીન સંસ્કારી તરફ તિરસ્કાર કરતા નથી, પણ બધી જાતના બી ભેગાં કરવાથી જેમ ખેતી સુધરતી નથી તેમ બધી જાતના માણસોને ભેગા કરવાથી સમાજ સુધરશે નહિ. વળી બીન-સંસ્કારી માણસોની સંખ્યા વધારે હોવાથી તેઓ આખા સમાજને બીન-સંસ્કારી બનાવી દેશે.

જેઓ સંસ્કારી હશે તેઓ ધર્મ તરફ વળશે. એ તેમનો નવો જન્મ છે તેથી તેઓ દ્વિજ કહેવાય છે. દ્વિજ એટલે બીજીવાર જન્મેલા એટલે જેઓમાં ધર્મની અને આત્માની જાગૃતિ સારી હોય તે દ્વિજ કહેવાય છે

સંસ્કાર વગર હાલના માણસોની ગુલામી વધતી જાય છે પ્રાચીનકાળમાં કેટલાક માણસો એમ માનતા હતા કે ભગવાન આપણા માથા ઉપર કોઈ જગ્યાએ બેઠા હશે. હવે એટલો સુધારો થયો છે કે ભગવાન બધામાં છે અને અહીં છે, પણ હાલના માણસોની બીજી ભૂલ એ થાય છે કે અમુક જાતની સેવા કરશો એટલે ભગવાન મળશે. એ રીતે ભગવાન હમેશાં ભવિષ્યમાં રહે છે અને એ ભવિષ્યનો છેડો આવતો નથી. કાળ છતવો હોય તો કાળનું કારણ જીતવું જોઇએ. માણસની અંદર બીક અને ઇચ્છા જ્યાં સુધી ઉત્પન્ન થાય છે ત્યાં સુધી એવી વૃત્તિની સાથે જ દરેકના કાળ ઉત્પન્ન થાય છે. કાળ કોઇ સ્વતંત્ર તત્ત્વ નથી એમ હાલના સાપેક્ષવાદના સાયન્સથી પણ સિદ્ધ થયેલ છે. તેથી કાળને માણસ બનાવે છે, કાળ માણસને બનાવતો નથી. તેથી બધા સુધારાનો અંત લાવે એવા સુધારાની જરૂર છે અને તે માટે ધર્મની જરૂર છે. ધર્મથી સંયમ પ્રાપ્ત થાય છે અને ભગવાનનો અનુભવ વર્તમાનમાં મળી શકે છે. તેથી ઇતિહાસની કે ભવિષ્યની જરૂર રહેતી નથી. "તે તું છો" તત્ત્વમસિ એ મહાવાક્યનો અર્થ "તે તું થઈશ" એમ થતો નથી તેથી સમાજની સેવા કર્યા પછી ભગવાન મળશે એવું કોઇ કહે તો તે વાત સાચી નથી. પહેલાં સેવક પોતે

જો દેશ-કાળની મર્યાદા ઓળંગી શકે તો તે પૂર્ણ બની શકે અને પછી સમાજને પૂર્ણ માણસની સેવાનો લાભ મળે. અપૂર્ણ સેવામાં અપૂર્ણ સેવકનો અપૂર્ણ સમાજ સાથે સંબંધ થાય છે અને તેના પરિણામમાં સમાજમાં અપૂર્ણતા વધે છે. સારા ભવિષ્યની આશામાં અને આશામાં તણાતા માણસને તે ભવિષ્યનો અંત જણાતો નથી. ધર્મનું ખરૂં કામ એ છે કે એ ભવિષ્યને વર્તમાનમાં લાવી દેવું તે માટે જીવ કોણ છે? ઈશ્વરનું સ્વરૂપ કેવું છે, સાચું જ્ઞાન કોને કહેવું એ જણાવવાની જરૂર છે, પણ એ શીખવાડે કોણ? હાલના કાળની પરાધીનતા જુદા પ્રકારની છે. પ્રધાનોનો આધાર કાઉન્સીલના સભ્યો ઉપર છે. સભ્યોનો આધાર અજ્ઞાની માણસોની બહુમતિ ઉપર છે, અને મજુરોનો આધાર યુનીયનના નેતા ઉપર છે. યુનીયનના નેતાનો આધાર મજુરો ઉપર છે તેથી પરાધીનતાનું ચક્કર ચાલે છે. તેમાં માણસ પોતે કોણ? એ જાણવાની પોતાને ફુરસદ મળતી નથી. નવી જાતની પરાધીનતામાં જ્યારે લડાઈ શરૂ થાય છે, ત્યારે લડાકુ માણસોની સાથે સાથે બીન—સમજુ પ્રજા પણ મરે છે. જ્યાં સુધી ધર્મ દ્વારા સંસ્કાર ઠીક થાય નહિ ત્યાં સુધી જીવનમાં દુઃખો વધતાં જાય છે.

આપણી સરકાર સુધારા કરી કરીને આપણને ક્યાં લઈ જવાની છે તે બતાવવું જોઈએ. તેમને ખબર ન હોય તો ધર્મના આચાર્યોની મદદ તેમણે લેવી જોઈએ. માત્ર દેશનું હિત લક્ષમાં રાખવાથી સંસ્કાર સારા થશે નહિ. બીજા દેશો આપણી વિરૂદ્ધમાં રહેવાનો સંભવ છે અને ત્યાં સુધી શાંતિ મળશે નહિ. આપણા વિરૂદ્ધમાં કોઈ રહે નહિ એવું કરવું હોય તો સાચા ધર્મની જરૂર છે.

હવેનાં નવાં વિમાનો નીચે ઉતર્યા વગર દશ હજાર માઈલ સુધી જઈ શકે છે અને એટમ બોમ્બનો વરસાદ કરી શકે છે તેમાં જો સારા સંસ્કારની જાગૃતિ નહિ થાય અને વિલાસ અને મોહ વધશે તો પ્રજાના જીવનનો નાશ થશે. પ્રજાસત્તાક રાજ્યમાં ઘણા રાજાઓ થયા છે અને તેમને પણ પહેલાંના જેટલી જ બીક લાગે છે. એશીયામાં ઉદ્યોગ વધે તે એશીયાના સુખ માટે છે અને યુરોપને ભયરૂપ છે. બધા દેશોનું એક રાજ્ય કરીએ તો પણ રાજ્યની મહત્વાકાંક્ષા એવી છે કે એક પાર્ટી કહેશે કે મારૂં રાજ્ય થવું જોઈએ. અને બીજી પાર્ટી કહેશે કે મારૂં રાજ્ય થવું જોઈએ. એમાં પણ સંસ્કારની વાત આવતી નથી. ઘણા માણસો ઉપર રાજ્ય કરવું એ સારૂં જીવન નથી તેથી હિંદમાં ક્ષત્રીઓ કરતાં બ્રાહ્મણનું જીવન ઉત્તમ માનેલું છે. બધા દેશોના લશ્કરના ખર્ચ ઓછા કરવા હોય તો ધર્મ અને સંસ્કારની જરૂર છે. સંસ્કાર વગરના માણસોને બીજાનું પડાવી લેવાની ઈચ્છા રહે છે. સંસ્કારવાળો માણસ બીજાને કંઈક આપવાની ઈચ્છા કરે છે.

ભગવાન માણસના દોષ માટે તરત સજા કરતા હોય તો પોલીસ કે કોર્ટની કે વૈદ્ય ડાક્તરની જરૂર રહે નહિ, પણ ભગવાન કર્મ પ્રમાણે સજા કરે છે, તેથી માણસને દુઃખ અને મુશ્કેલી અમુક વખત સુધી ભોગવવી પડે છે, છતાં સંસ્કારથી તે વખત ઓછો કરી શકાય છે. સંસ્કારની પાસે કાળની કિંમત કાંઈ નથી. ભવિષ્ય વર્તમાનમાં લાવી શકાય છે, તેથી આપણે ઘણું જીવવા કરતાં સારૂં જીવન જીવવાની જરૂર છે. ઘણું જ્ઞાન મેળવવા કરતા સાચું જ્ઞાન મેળવવાની જરૂર છે એટલું ખરૂં છે કે આત્મજ્ઞાન મેળવવામાં દુનિયામાં કેટલાંક સુખ છોડવાં પડે છે અને કેટલાક અનુભવ ત્યાગવા પડે છે, પણ સંસ્કાર સારા કરવા માટે બધા અનુભવ લેવાની જરૂર નથી. હજારો વર્ષ પહેલાંના સંસ્કારી ઋષીઓ આપણને કહી ગયા છે કે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થઈ શકે છે. લોકમાન્ય તિલક મહારાજ કહી ગયા છે કે, "જો સ્વરાજ આવે અને જો હું તેમાં કેળવણી ખાતાનો પ્રધાન થાઉં તો હાલના ધાર્મિક કથાકારો અને કીર્તનકારોને રાજ્ય તરફથી પદવી આપી ધર્મના જ્ઞાનનો ખૂબ પ્રચાર કરૂં" આ બાબત મુંબઈના કેળવણી ખાતાના પ્રધાને સમજવા જેવી છે એ પ્રધાન પણ એમની જ જાતિના છે.

ધર્મનો રસ્તો નિરપેક્ષ સુખ બતાવવાનો છે. સંસારનો માર્ગ આપણને સાપેક્ષ સુખ બતાવે છે. દેશમાં ધન વધે, વૈભવ વધે તો પણ નિરપેક્ષ સુખ તેનાથી મળશે નહિ. જે રસ્તે સાપેક્ષ સુખ મળે છે તે રસ્તે નિરપેક્ષ સુખ મળશે નહિ, તેથી ધર્મના પ્રચારની જરૂર છે. ધર્મ વગર ધર્મી તૈયાર થતા નથી અને ધર્મી વગર ધર્મને જોર મળતું નથી.

**કાળ જીતવો હોય તો કારણ જીતવું જોઈએ માણસની અંદર બીક અને ઈચ્છા જ્યાં સુધી ઉત્પન્ન થાય છે ત્યાં સુધી એવી વૃત્તિની સાથે દરેકનો કાળ કોઈ સ્વતંત્ર તત્ત્વ નથી એ વાત હાલનું સાપેક્ષ સાયન્સ પણ માને છે. એટલે કાળને માણસ બનાવે છે કાળ માણસને બનાવતો નથી.**

---



રોહિત
નું
કાપડ આકર્ષક
કલામય
અને રંગોમાં ભભકદાર
છે
વિવિધ રંગી
પ્રીન્ટીંગ કાપડ
રોહિતનું જ
વાપરો.
રોહિત મીલ્સ લી. અમદાવાદ

જ્યોતિષ શાસ્ત્રનું

# તત્વજ્ઞાન અને ઉપયોગિતા

આપણા તત્વજ્ઞાનમાં પિંડ-બ્રહ્માંડનું ઐક્ય માનવામાં આવ્યું છે. પાશ્ચાત્ય તત્વજ્ઞો મનુષ્યને Microcosm એટલે વિશ્વનું અલ્પ પ્રમાણમાં પ્રતિબિંબ કહે છે, બન્નેનો અર્થ એકજ છે કે જે જે વિશ્વમાં છે તે તે તત્વો મનુષ્ય-દેહમાં છે. આજ ન્યાયે સૂર્યમાળામાં જે તત્વો કાર્ય કરે છે તેજ માનવીમાં પણ છે, એમ સિદ્ધ થાય છે.

જ્યોતિષશાસ્ત્રનો બધો આધાર જન્મકુંડળી ઉપર છે; એ કુંડળી એટલે, આકાશમાં માણસના જન્મ વખતે જે ગ્રહોની સ્થિતિ હોય તેનું બરાબર પ્રતિબિંબ બતાવનાર અરિસો છે. અથવા, કુંડલી તે ગ્રહોનો ફોટોગ્રાફ એમ કહો. એમ હોવાથી કુંડળીના આધારે તે વખતની ગ્રહસ્થિતિ જાણી શકાય છે અને તેના આધારે તે વખતે જન્મેલા માણસના સ્વભાવ, ગુણધર્મો વિગેરેનું જ્ઞાન થઈ શકે છે એમ માનવામાં કાંઈપણ અયોગ્ય નથી પ્રત્યક્ષ અનુભવમાં એ અનુમાન સાચું પડે છે.

સ્વભાવ વિગેરે જેમ જાણી શકાય તેમ તે માણસના જીવનમાં જે જે મહત્વના બનાવ બને છે તેનું પણ જ્ઞાન કુંડળી ઉપરથી થઈ શકે છે

આપણા ઋષિમુનીઓ કહી ગયા છે 'પ્રત્યક્ષં જ્યોતિષં શાસ્ત્રમ્' એનો અર્થ એ છે કે જ્યોતિષ શાસ્ત્રનો અનુભવ પ્રત્યક્ષમાં થવો જોઈએ. જે પ્રત્યક્ષ અનુભવમાં આવતું નથી તેને શાસ્ત્ર કહી શકાય નહિ. ભગવાન્ શંકરાચાર્યે કહ્યું છે કે પ્રત્યક્ષની વિરૂદ્ધ વેદનું વચન હોય તો પણ તેને પ્રમાણ માની શકાય નહિ. અગ્નિ શીતળ છે, એમ વેદ કહે તો તે સાચું નથી, માટે જ્યોતિષ શાસ્ત્રને સાચું મનાવવું હોય તો તે શાસ્ત્ર પ્રત્યક્ષની સાથે મળતું આવે છે એમ સિદ્ધ કરવું જોઈએ. આપણા પ્રાચીન ઋષિમુનિઓ કહી ગયા છે એટલા જ ઉપરથી કોઈપણ શાસ્ત્રની સત્યતા સિદ્ધ થઈ શકતી નથી. દરેક શાસ્ત્રમાં કાંઈ એક મૂળભૂત વિશિષ્ટ તત્વજ્ઞાન હોય છે. તેનું દર્શન કરાવવા માટે તેને શાસ્ત્ર વિશિષ્ટ સાધનો બતાવે છે; તે સાધનોનો બરાબર ઉપયોગ કરવાથી, તે શાસ્ત્રનું જે મૂળભૂત અંતિમ તત્વ છે તેનું દર્શન કરી શકાય છે એટલે જ, આપણામાં શાસ્ત્રને દર્શન કહેવામાં આવે છે દર્શન એટલેજ અનુભવ. મૂળતત્વનું દર્શન કરાવે, એટલે તેને અનુભવમાં લાવે, તેને જ શાસ્ત્ર કહી શકાય. માટે જ મારે કહેવાનું છે કે જ્યોતિષને શાસ્ત્ર કહેવું હોય તો બે વસ્તુની જરૂર છે એક એ કે તેના મૂળભૂત તત્વજ્ઞાનના સિદ્ધાંતો સાચા હોવા જોઈએ; બીજું એ કે તે સિદ્ધાન્તો સાચા છે એ અનુભવમાં આવવું જોઈએ. 'અમારા સિદ્ધાન્તો સાચા છે' એટલું જ કેવળ કહેવાથી, તમારા વચનને શાસ્ત્રવચન કહી શકાશે નહિ.

અત્યારે આપણામાં જ્યોતિષશાસ્ત્ર વીશે, એથી ઉલટી પરિસ્થિતિ છે. પ્રત્યક્ષ પુરાવાથી આ શાસ્ત્રની સત્યતા સિદ્ધ કરવાનો પ્રયત્ન થતો નથી. કોઈ કરવા જાય તો તેને જુના મતવાળા હસી કાઢે છે. કોર્ટમાં બેરિસ્ટરનો કેસ નબળો હોય તો જે માર્ગનું અવલંબન કરે છે તેના જેવું અત્યારના જ્યોતિષિઓ કરે છે. સામાવાળાની ટીકા કરવી, ગેરવાજબી મુદ્દાઓ આગળ કરવા, વક્તૃત્વશક્તિથી ન્યાયાધીશને મોહિત કરવાનો પ્રયત્ન કરવો, વિગેરે કરી કેસ જીતવાનો પ્રયત્ન, નબળા કેસવાળા વકીલો, કરે છે. લુન્ત્ઝ (Luntz) નામનો જ્યોતિષિ લખે છે —Perhaps, the astrologer, in his efforts to conceive the wored, has,

☆

: લેખક :

પ્રો. એચ. બી. ભીડે

☆

અત્યારે જ્યોતિષ પરથી લોકોને વિશ્વાસ ઉઠી ગયો છે એનું મુખ્ય કારણ આપણા જ્યોતિષિઓ જ છે. માત્ર જુના ગ્રંથકારોના નામ દેવાથી જ વિશ્વાસ પેદા થાય તેમ નથી. તેનું સત્ય પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવું જોઈએ તે બરાબર કરી શકતા નથી. એટલે સુશિક્ષિત માણસો જ્યોતિષમાં વિશ્વાસ મૂકી શકતા નથી.

to too great an extent, adopted the method of legal sophistry. One reads, through book after book purporting to offer the "case for astrology" what one finds is, assertion, declamation, doubtful argument, wild statements unbuttressed by any shadow of truth.

એવી પરિસ્થિતિ અત્યારે છે. તે કારણે લોકોનો જ્યોતિષ ઉપરનો વિશ્વાસ ઉઠી ગયો છે, તેમાં આશ્ચર્ય જેવું કંઈ નથી. એનું મુખ્ય કારણ આપણા જ્યોતિષિઓ જ છે. જૂના ગ્રંથકારોના નામો દેવાથી જ લોકોમા વિશ્વાસ પેદા થાય તેમ નથી. જ્યોતિષનું સત્ય પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવું જોઇએ, જે ઘણાખરા કરી શકતા નથી. તેથી, સુશિક્ષિત માણસો જ્યોતિષમાં માનવા તૈયાર થતા નથી, અને એ શાસ્ત્રને humbug, pseudo science (ધતીંગ, શાસ્ત્રાભાસ) એમ કહે છે.

એવો અવિશ્વાસ પેદા થવાનું એક કારણ છે જ્યોતિષ શાસ્ત્રનો મોટા પ્રમાણમાં દુરુપયોગ થતો દેખાય છે. એ દુરુપયોગ, મુખ્યતઃ બે રીતે થાય છે હમણાંના લગભગ દરેક છાપામાં કે માસિકમાં અઠવાડિક, માસિક અને વાર્ષિક ભવિષ્ય છાપવામાં આવે છે. શાસ્ત્રનો એ ચોખ્ખો દુરુપયોગ છે. એનું માઠું પરિણામ બે રીતે આવે છે એક તો માણસો ખોટે રસ્તે દોરવાઇ જાય છે અને બીજું, પુરુષાર્થ તરફ ઉદાસીન બની પ્રારબ્ધવાદી બનવાની વૃત્તિ માણસમા આવવાનો ઘણો સંભવ રહે છે તે બિલકુલ ઇષ્ટ નથી. માણસને નિષ્ક્રિય બનાવવા માટે જ્યોતિષ શાસ્ત્ર નથી. આ એક દુરુપયોગનો પ્રકાર થયો. સટ્ટામાં તેજીમંદી કાઢવી. રેસોમાં ઘોડાના નામો કાઢવાં, જેને 'ટીપ્સ' કહે છે તે આંકડાઓ દેવા, ઇત્યાદિ કામો અત્યારના ઘણા ખરા જ્યોતિષીઓ કરતા જોવામાં આવે છે. એ બીજો દુરુપયોગ; શાસ્ત્રની દૃષ્ટિએ એ પણ યોગ્ય નથી. એવી પ્રવૃત્તિઓથી શાસ્ત્રને કલંક લગાડવાનું પાપ જ્યોતિષિઓ માથે લે છે. જ્યોતિષિઓની વૃત્તિ લોભવાળી છે, પણ તે દોષ શાસ્ત્ર ઉપર આવે છે, તે ઇચ્છનીય નથી.

ઘણીવાર ધંધાદાર જોશીઓ સાચા ખોટા ગપ્પાં મારે છે, અને તેટલો લાભ મેળવવો એ એ જ હેતુ આ ધંધાવાળાઓનો હોય છે.

આવાં કારણોથી જ્યોતિષ શાસ્ત્રની નિંદા થાય છે. જે ઋષિમુનિઓનાં નામથી એવાં ગપ્પાં ખોટાં કરવામાં આવે છે તેમના આત્માને આ બધું જોઇને બહુ દુઃખ થતું હશે.

તો પછી સવાલ પૂછવામાં આવશે, 'જ્યોતિષશાસ્ત્ર સાચું છે કે નથી ? ઉત્તરમાં મારો નિશ્ચિત મત છે કે એ શાસ્ત્ર સાચું જ છે. ઉપર જે ચન્ડ નામના લેખકનો નિર્દેશ કર્યો છે તેની સાક્ષી આપું. તે લેખક, આરંભમાં જ્યોતિષનો કટ્ટર વિરોધી હતો; જ્યોતિષને ઢોંગ કહેતો અને તે ઢોંગ ઉઘાડો પાડવાના હેતુથી જ તેમણે જ્યોતિષનો અભ્યાસ શરૂ કરેલો, પણ પરિણામ ઉંધું આવ્યું. નિંદક ઉપાસક બની ગયો. તેમને અભ્યાસથી માલૂમ પડ્યું કે જ્યોતિષ શાસ્ત્ર ખોટું નથી, કિંતુ, તેના આધારે માણસના ગુણ, ધર્મ, સ્વભાવ અને છંદ ગીના આકેવાલની રૂપરેખા વિગેરેનું સચોટ જ્ઞાન થાય છે, એ પરિવર્તન એમણે પોતેજ જાહેર કર્યું છે.

આટલા ઉપરથી જ્યોતિષની ઉપયોગિતાનો ખ્યાલ આવશે. જ્યોતિષની ઉપયોગિતા સમજવામાં એક વસ્તુનો

ખ્યાલ અવશ્ય રાખવો જોઈએ. જ્યોતિષનો આધાર કુંડળીના બાર સ્થાનો અને તેમાં રહેલા ગ્રહો ઉપર રહેલ છે. ઘણાખરો એમ માને છે કે આ ગ્રહો જાતે અસર કરે છે અને તેના પરિણામે જીવનમાં સુખ દુઃખના બનાવો બન્યા કરે છે. એ માન્યતા ભૂલવાળી છે, અગ્નિનો સ્પર્શ કરવાથી દાઝી જવાય, તે અગ્નિની અસર છે. ગ્રહો એવી રીતે અસર કરતાજ નથી. તો શું કરતા હશે તે સમજવા માટે ઘડિઆળનો દાખલો સારો છે. ઘડિઆળમાં બાર આંકડાઓ છે. બપોરે બાર ઉપર જ્યારે બેઉ કાંટા આવે ત્યારે સામાન્યતઃ સૂર્ય, માથા ઉપર હોય છે અને આપણે કહીએ છીએ કે બાર વાગ્યા એટલે મધ્યાન્હ થયું. એનો અર્થ એમ થાય છે ખરો કે બારના આંકડા ઉપર આવેલા બન્ને કાંટાઓ મળીને સૂર્યને માથા ઉપર લાવ્યા, અને મધ્યાન્હ કર્યું ? કોઈપણ એવો અર્થ કરે નહિ, તેનો અર્થ એટલો જ કે બપોરે બાર ઉપર બન્ને કાંટાઓ આવે ત્યારે મધ્યાન્હનો વખત થયો એમ સમજવું, અને તમારાં તે વખતનાં કામો કરવાં. સાયંકાલે જ્યારે પાંચ ઉપર કલાક કાંટો આવે અને બાર ઉપર મિનિટ કાંટો આવે ત્યારે સમજવાનું કે સાયંકાળનો ટાઈમ થાય છે, એટલે તે વખતના કામો કરવાં—જેમકે દેવદર્શને જવા નીકળવું, ફરવામાં જવું, ઓફીસ બંધ કરવી, વિગેરે, ઘડિઆળના કાંટાઓ તો કેવળ નિદર્શક અથવા સૂચક (Indicator) છે કુંડળી એ પણ એક જાતનું ઘડિયાળ છે બાર ભાવો ને બાર આંકડાઓ ગણો, તેમાં બે કે ત્રણને બદલે નવ અથવા અગિઆર કાંટાઓ, ગ્રહનામના છે, કાંટાની જેમ ગ્રહો ફરે છે, અને આપણને વિવિધ જાતનું સૂચન કરે છે દાખલા તરીકે સાતમા ભાવમાં મંગળ હોય તો જ્યોતિષ કહે છે કે તે માણસને સ્ત્રી સુખ ઓછું મળે. એનો અર્થ એ નથી કે એ મંગળ તેની પત્નીને મારે છે. મંગળ એટલું જ દર્શાવે છે કે તે માણસના ભાગ્યમાં સ્ત્રી સુખ સારૂ નથી.

બેરોમીટરમાં પારો હવામાનમાં થતા ફેરફારો બતાવે છે પણ પોતે તે કરતો નથી. થર્મોમિટરમાં રહેલો પારો પોતે તાવની વધઘટ કરતો નથી, પણ કેટલી વધઘટ થઈ છે તે બતાવે છે. એમજ કુંડળીનું સમજવું

જ્યોતિષ શાસ્ત્રનું આ મુખ્ય તત્વ ધ્યાનમાં રાખવામાં આવે તો એ શાસ્ત્ર વિષે બીજો એક જે ખોટો મત પ્રચલિત છે તે દૂર થશે. જ્યોતિષ શાસ્ત્ર માણસને પ્રારબ્ધવાદી બનાવી પુરૂષાર્થ કરતાં અટકાવે છે, એવો આરોપ કરવામાં આવે છે તે પણ ખોટું છે પહેલી વાત એ છે કે મિનિટે મિનિટે જોવા માટે આ શાસ્ત્ર નથી. તેજીમંદી, રેસેસ વિગેરેમાં મિનિટે મિનિટે ફેરફારો થાય છે તે જણાવવા માટે આ શાસ્ત્ર ઋષિ મુનિએ કહેલુ નથી. માણસ પોતે બનતો પ્રયાસ છેવટ સુધી કરે અને છતાંય કોઈ પણ રસ્તો સુઝતો ન હોય ત્યારે જ આગળ જતાં કેવી જાતના સંજોગો છે તે જાણવા પુરતીજ આ શાસ્ત્રની મદદ લેવાની હોય છે. પ્રયત્ન કર્યા વગર ફળ પામશો એમ આ શાસ્ત્ર કહેતુંજ નથી કોઈ વિદ્યાર્થીને જ્યોતિષી કહે કે આ વર્ષે પરીક્ષામાં પાસ થવાનો યોગ છે આ ઉપરથી જો તે વિદ્યાર્થી એમ માને કે હું પાસ થવાનો છું જ, તો અભ્યાસ શા માટે કરવો, તો તે નાપાસ થવાનોજ. જ્યોતિષના કહેવાનો ભાવાર્થ એમ સમજવાનો કે જરૂર છે તે અભ્યાસ જો કરવામાં આવશે તો જ પાસ થવાશે. એમ બીજી બાબતોમાં સમજવું. તમારે આવતા વર્ષે ધન લાભનો યોગ છે એમ કહેવાથી તમારે એમ ન માનવું કે કાંઈ પણ કર્યા વિના ઘેર બેઠા રહીશું અને હાથમાં નોટોનાં બંડલો આવી પડશે. તમારી પરિસ્થિતિની અનુકુળતા પ્રમાણે તમે જો કાંઈક ધંધો કરો તો તેમાં તમને સારો લાભ થશે. એટલેજ તે ભવિષ્યનો અર્થ છે.

---



# સૌન્દર્યનો સુમેળ



રૂસ્તમ
સાઠી.




## રૂસ્તમ મીલ્સ લી.

દુધેશ્વર રોડ

અમદાવાદ.






# શું હિંદે કોમનવેલ્થમાં રહીને ભૂલ કરી છે?


લેખક
યતિશ્રી. રાજચંદ્રજી


હિન્દ કોમનવેલ્થમાં જોડાયું તે અંગે ઘણા આઘાત પ્રત્યાઘાતો પડયા છે. આપણા દેશના વાદીઓ તેને પોતપોતાની દૃષ્ટિએ જુવે છે અને વાદને અનુકૂળ અભિપ્રાય આપે છે. આ લેખમાં યતિશ્રી રાજચંદ્રજીએ તે અંગનું તુલનાત્મક મંતવ્ય રજુ કર્યું છે.

હિંદની તવારીખનો સહુથી મહત્વનો અને યાદગાર-બની પ્રસંગ, તાજેતરની લંડનની મંત્રણાઓ દરમ્યાન હિંદે રાષ્ટ્રસમુહમાં એક પ્રજાસત્તાક તરીકે રહેવાનું કબૂલ કર્યું છે તે છે અને તાજ સાથેના સંબંધો તેથી સુધરશે એવી હિંદના મહામાત્ય પં. જવાહરલાલ નેહરુની ધારણા છે

આ પ્રસંગ અંગે થોડોક વિરોધ પણ થયો છે અને વિરોધીઓની દૃષ્ટિઓ નવયુગને ઓળખી શકતી નથી એવું તાજેતરમાં પંડિતજીએ એક પત્રકાર પરિષદમાં કહ્યું છે. તેઓ જણાવે છે કે "વિરોધીઓ ભૂતકાળની વાતો યાદ રાખે છે"

આ પ્રસંગની સામયિક છણાવટ આવશ્યક હોઈને આપણે તેની બન્ને બાજુ તપાસી જઈએ અને એ ઉપરથી એક સામાન્ય નિર્ણય ઉપર આવીએ તો પ્રસંગની યોગ્યાયોગ્યતાનો ખ્યાલ આવી જશે.

સમાજવાદીઓ કહે છે તેમ હિંદે કોમનવેલ્થ સાથેનો સંબંધ વિચ્છેદ કર્યો હોત તો? એમના કહેવા મુજબ આથી હિંદ મૂડીવાદ અને ફાસીસ્ટવાદ તરફ વધી રહ્યું છે. અને હિન્દવતી પંડિતજીએ મોટામાં મોટી ભૂલ કરી છે એનાં ઘણાં કારણોમાં તેઓનું એક દૃષ્ટિબિંદુ એ છે કે બ્રિટન સામ્રાજ્યવાદનો પોષક છે અને એ સામ્રાજ્યવાદ જે લાખો વ્યક્તિઓના શોષણનું યંત્ર છે તેની સાથે સંબંધ ચાલુ રાખવો એટલે હિંદમાં મૂડીવાદનો પાયો ઉંડાણથી નાખવો એ છે.

આ એક એવી ખોટી માન્યતા છે તેમજ એક તરફી એવી રીતે રજૂ કરવામાં આવે છે કે તેમાં પૂર્વગ્રહ બંધાયેલો હોય તેમ સાફ દેખાય છે બ્રિટનનો અમુક વર્ગ સામ્રાજ્યવાદને પોષતો હોય એનો અર્થ એવો જરાયે ન ઘટાવી શકાય કે ત્યાં સમાજ એ મોહિના છે. હમણાંની સરકાર તો મજૂર સરકાર મનાય છે. એ એટલી સરકારનું અસ્તિત્વ જ હતું કે હિંદ માટે મુક્ત થવાનું શક્ય બન્યું–સાથે જ એ લોક પણ હિંદની લોકજાગૃતિ જાણે છે અને એટલે જ હિંદ પ્રજાસત્તાક બને અને તો પણ તેઓ તેની સાથે સંબંધ બાંધવા માગે છે આ રીતે એક પૂર્વગ્રહની આદતે–હિંદનો કોમનવેલ્થ સાથેનો સંબંધ ભૂલ છે એ કહેવું ખોટું ઠરે.

બીજા પક્ષ તરીકે સામ્યવાદીઓ તેનો વિરોધ કરે છે. તેમના વિરોધમાં રશિયાનો સ્વર રહેલો છે. સામ્યવાદનો સિદ્ધાંત ઘણો જ સારો હોવા છતાં–તેના પ્રયોગ રૂપે જે કામ્યવાદી ચાલ છે તે તો ભૂલ ભરેલી છે. રશિયામાં આજથી ૩૦ વર્ષ ઉપર જે પરિસ્થિતિ હતી તે આજે દુનિયાના દેશોમાં રહી નથી આ ઉપરાંત માનવ-મુક્તિના સંગ્રામના સાધનો બદલાયા છે અને રશિયાના લેનીનશાહી સામ્યવાદ કરતાં ગાંધીવાદ વધુ મજબુત છે, સંગીન છે અને ઓછાં માનવ-હીતોને નુકશાન પહોંચાડીને કાર્ય સીધ્ધ કરાવવાની શક્તી ધરાવે છે

ટુંક સમયમાં જ હિંદે જે રીતે ફેલાતી અરાજકતા અને લડાઈના 'પ્રત્યાઘાતીઓને ઝીલ્યા છે તેમજ ટુકડા ટુકડામાં વહેંચાયેલી ભૂમિને એકત્રિત કરી છે એ જોઈને કોઈ એમ ન કહી શકે કે હિંદે મહાન સિદ્ધિ નથી સાધી.

એ સિવાય સ્વતંત્ર હિંદને આગળ વધવા માટે કોઈનો સાથ નહિ–તો પણ જીવવા માટે સહકાર જોઈએ જ છીએ. હિંદ આઝાદ બન્યું ત્યારે આબાદ ન હોતું. આધુનિક યંત્રયુગનો પૂરેપૂરો ફાયદો તે લઈ શકે તેવા ટેકનીશીયનો એની પાસે નથી, યંત્ર સામગ્રી પણ નથી, અહિંના વિજ્ઞાનને વિકાસવવા સારા સારા વૈજ્ઞાનિકો નથી એ સિવાય પણ હિંદમાં લડાઈના જે જે પ્રત્યઘાતો પડ્યા છે તેના કારણે હિંદની પાસે તેટલી મૂડી પણ નથી. આજે હિંદના બધા મૂડીદારોની મૂડી એકઠી કરીને હિંદની જનતામાં વહેંચી દેવામાં આવે તો બધાના ભાગે માંડ એક એક રૂપિયો આવે.

આ જોતાં એ જરૂરી બન્યું કે પરદેશનો સહકાર જરૂરી છે. બીજા કરતાં બ્રિટન સાથે આપણો જુનો સંબંધ છે અને તેની નબળાઈઓ આપણે જાણીએ છીએ એટલે તે હવે આપણને નુકશાન પહોંચાડે એ માનવું ખોટું છે એ સિવાય બ્રિટનને દુનિયાના શક્તિશાળી દેશોમાં માનવામાં આવે છે અને તેની સાથેનો સહકાર સાધીને રાખવો એટલે :—

૧. સારાં યંત્ર અને ટેકનીશીયનની મદદ—જે હિંદના વિકાસમાં ભાગ ભજવી શકે.

૨. બ્રિટનના સહકારથી આપણી આયાત વધુ સુલભ થાય.

૩. સહકારના યુગમાં એક દુશ્મનને પણ આપણે મિત્ર બનાવીએ છીએ.

તાજેતરની પરિસ્થિતિનો કોઈપણ અભ્યાસ કરશે તો જણાશે કે પંડિતજીએ હિંદ માટે જે કર્યું છે તે તેમનાથી વધુમાં વધુ સારું થઈ શકે તે મુજબ જ કર્યું છે. વિરોધ ફક્ત શિરોમણીના કારણે જ પક્ષવાદ અને તેના વિરોધીના સારા કામને જોઈ શકતો નથી, તેઓ એક યા બીજી રીતે હિંદની અજ્ઞાનતાનો લાભ લઈને જનતાને ઉંધે રસ્તે દોરવે છે. શું સમાજવાદીઓ એમ કહી શકશે ખરા કે વગર સહકારે તેઓ હિંદનો વિકાસ સાધી શકશે? શું સામ્યવાદીઓ પોતાની અરાજકતા ફેલાવવાની નીતિને—ગાંધીવાદ તેના કરતાં સામ્યવાદ કે સમાજવાદને પહોંચવા માટે સરળ અને ટુંકો માર્ગ છે એમ માનીને—છોડશે ખરા?

ફેફડાઓ મારવાથી કંઈ આઝાદીની મંઝિલે ન પહોંચાય. દરેક ક્રમે ભવિષ્યનો ખ્યાલ કરીને ચાલવું જોઈએ. આ બધા વિરોધનું કારણ તો આવતી દુનિયામાં નજર ફેલાવવાની દૃષ્ટિના અભાવનું પરિણામ છે. જેઓ ભવિષ્યની આવતી કાલનો વિચાર કરી શકે છે તેમણે એમજ કહેવું પડશે કે પંડિત નહેરુનો નિર્ણય એ હિંદ માટે આર્થિક ફાયદાનું જ પગલું નથી પણ આવતી કાલની દુનિયામાં હિંદ વિશ્વને જે દોરવણી આપવાની છે તેના પરિચયરૂપે એ પહેલું પગલું છે અને એ પંડિત નેહરુની કાબેલ મુત્સદ્દીગીરી છે કે તેમણે રાષ્ટ્ર સમૂહનું સ્વરૂપ બદલ્યું છે.

—




## પ્રકરણ ૧૮મું

### એડીસઅબાબા તરફ

હું અમારું જણાવી ગયો છું તેમ એબીસીની-યામાં ૮ માસ વર્ષાદ પડે છે હું સવારે મારા સાથીઓ સાથે એડીસઅબાબા જવા માટે નીકળ્યો. આ ટ્રેન જુદા જ પ્રકારની ખાસ ટ્રેન કહેવાય છે જેમા બધાને બેસવાની સગવડ હોય છે.

અમે નિકળ્યા ત્યારે આકાશ વાદળોથી ઘેરાયુ હતું. ટ્રેન ઉપડયાં ને થોડીવાર થઈ કે વર્ષાદ શરૂ થયો હતો. વરસતાં પાણીએ આસપાસનો પ્રદેશ વધારે રળિયામણો થયો હતો. અને વનસ્પતિઓ સુંદર જણાતી હતી.

ઝીણુટીથી દીરદવા જેટલો જ લગભગ રસ્તો ટ્રેને દીરદવાથી એડીસઅબાબા જવા માટે કાપેલો અને લગભગ સાંજે અમે એડીસઅબાબાના સ્ટેશનને જોયું. અહિં હજુ સુર્યાસ્તને વાર હતી. એટલે કલાક દોઢ કલાકનો રસ્તો ઝીણુટી દીરદવા કરતાં ઓછો હોવો જોઇએ એવું હું અનુમાન કરી શકું છું.

સ્ટેશન ઉપર હિન્દુ મહાજન એસોસીએશનના સેક્રેટરી શ્રી ગોવિંદ રામાનુજ તેમજ શ્રી. નથુ મુળજીની કું.ના મેનેજર લાલચંદભાઈ વિ.એ અમારું સ્વાગત કર્યું અને સ્ટેશનથી ઉતારા સુધી જવા માટે બત્રીસ મોટરકારમાં અમારું ભવ્ય સ્વાગત સરઘસ કાઢવામાં આવ્યું.

સરઘસ મુખ્ય રસ્તા ઉપરથી જતું હતું એટલે અમને જોવા હબસી લોકોનાં ટોળાના ટોળાઓ ઘર અને દુકાનમાંથી બહાર નિકળીને ઉભરાતા હતાં. તેમજ અમે કોણ છીએ તે જાણવા પ્રયત્ન કરતાં હતાં.

છેવટે સરઘસ અમારા ઉતારા સુધી પહોંચ્યું અને ત્યાંજ સમાપ્ત થયું. અમારો ઉતારો શેઠ નથુ મુળજીના મકાનમાં હતો. ત્યાં એડીસઅબાબાના આગેવાન હિંદી ભાઈઓ સાથે અમારો પરિચય થયો અને પીછાણ થઇ સાથે જ આવતી કાલથી વ્યાખ્યાનનો કાર્યક્રમ પણ નક્કી કરવામાં આવ્યો.

(૨)

માનવધર્મ, માનવતા, આપણું જીવન, આપણી ફરજ, સમભાવ વિ. વિષયો ઉપર મેં સાત દિવસ સુધી પ્રવચનો આપ્યાં. મારાં પ્રવચનોમાં સર્વસાધારણ વિશ્વહિતના સિદ્ધાંતોનું નિરૂપણ હોય છે, એટલે મારા માટે જે ભ્રમણા એડીસઅબાબાની જનતામાં હતી તે દૂર થઇ અને મને કહેવામાં આવ્યું કે, "તમારા અંગે જે ખોટો અભિપ્રાય બાંધવામાં આવેલો તેથી અમને અમારી ભૂલ સમજાય છે."

મેં કહ્યું તમારી ભૂલ થાય તે સ્વાભાવિક છે; કારણ કે મારી આગળ પણ એક પ્રકારનો ધર્મનો બિલ્લો તો લાગ્યો જ છે.

આગેવાનોએ મને ત્યાંની હકીકત બતાવી અને કહ્યું મહારાજ સાહેબ કરવાનું બીજું કાંઈ કારણ નહોતું પણ અહિં સંગઠન કેટલું સારું છે તે અમે પોતે કહીએ તો આત્મશ્લાઘા જેવું કહેવાય પણ સત્ય એ છે કે અહિં જૈન અને વૈષ્ણવના ભેદભાવ તો નથી જ પણ હિંદુ-મુસલમાન જેવાએ ભેદ નથી હિંદુ મરે તો મસાણમાં મુસલમાન ભાઈઓ આવે છે. અને મુસલમાન મરે તો હિન્દુઓ કબ્રસ્તાનમાં જાય છે

●

**ગયા માર્ચ માસથી યુગ સંદેશ પ્રેમધર્મ સાથે જોડી દેવામાં આવ્યુ હોઈ તેના વિદ્વાન તંત્રી યતિશ્રી હેમચંદ્રજીની આફ્રિકાના પ્રવાસ અંગેની લેખમાળા, જે તેમાં આવતી હતી તે પ્રેમધર્મમાં ચાલુ રાખી છે.**

તેમનું આવું સમર્થન જોઈને મારું મન ગદ્ગદ થઈ ગયું. મને ત્રણામી અને નિરંતર ભાઈ ભાઈની લડાઈમાં બરબાદ થતા મારા વતન હિંદની યાદ આવી અને તેના જ સંતાનો અહિં પરદેશમાં કેટલા સંપથી રહે છે. જાણે બે ધ્રુવનું અંતર ન હોય.

મેં તેમને કહ્યું: મારું તો માનવું છે કે ધર્મગુરૂઓનું કામ બે વછુટી વસ્તુને સાંધવાનું છે નહિ કે સંપને તોડવાનું; એટલે દરેક ધર્મપ્રચારકે એક વાતને વળગીને બીજી વાતનું ખંડન કરવું ન જોઈએ. તેણે પોતે જે સત્યને માન્યું છે તેના કરતાં વિશાળ જન સમુદાયના હિત માટે સત્ય શું છે તે વિશ્વસત્યને જાણીને તેનો પ્રચાર કરવો જોઈએ.

રામ અને રહેમાનના ઝેરો આ દુનિયામાં સ્વાર્થી માણસોએ પેદા કર્યાં છે. સંપ્રદાયવાદે માનવજાતમાં ઘર કર્યું હોય તો તે વધારેમાં વધારે દશ હજાર વર્ષથી; તે પહેલાં તો માનવ જ એક જાતિ હતી અને માનવતા જ એ એક ધર્મ હતો. જેટલા ધર્મસ્થાપીત થયા છે. તેમણે સંપ્રદાય વિરૂદ્ધ જ ઝુંબેશ ઉપાડીને માનવને એક કરવા પ્રયત્ન કર્યો છે ત્યારે આજે એમની એ ભાવનાને ભુલીને સંપ્રદાયવાદના પ્રચાર કરનાર ધર્મગુરૂ કે ઉપદેશક ધર્મના જ નહિ પણ માનવજાતના શત્રુઓ છે.

તેઓ સંપ્રદાયવાદના નામે જે ધિક્કારનું વિષપાન માનવસમાજને કરાવે છે તે કેટલું ભયંકર છે તે તો હિંદમાં હિંદુ–મુસ્લીમના ઝઘડાઓ ઉપરથી તેમજ તવારીખે ધર્મના નામે માનવ હત્યાકાંડની જે નોંધ લીધી છે તે ઉપરથી સમજી શકાય છે."

મારા આ વિચારોની ઘણીજ સુંદર છાપ તે લોકો ઉપર પડી તે હું જોઈ શકતો હતો. વ્યાખ્યાન સિવાય પણ રાત્રિચર્ચાઓ ચાલતી અને તેમાં હિંદુ–મુસલમાન બધાજ ભાગ લેવા આવતા. અહિં જે ચર્ચાઓ થતી તે ઘણીજ ગંભીર ચર્ચાઓ થતી

હિન્દથી એબીસીનીયા જેટલા દૂર પ્રદેશમાં આવ્યો અને અહિં મારા આગમનની સ્મૃતિ રૂપે કંઈ ન થાય તો પછી મારો આવવાનો અર્થ નથી એ હું સમજતો હતો એટલે મેં એક પછી એક યોજનાઓ તેમની સમક્ષ મૂકી.

પરદેશમાં ફક્ત કમાવવા આવવું એજ કંઈ માનવનું ધ્યેય ન બનવું જોઈએ. સશક્ત માણસે પોતાનાથી ઉતરતા નિર્બળ માનવીની તન–મન અને ધનથી સેવા કરવી જોઈએ. હિંદમાં ઘણા એવા બંધુઓ છે, જેઓ દર વર્ષે કુદરતી આફતોનો ભોગ બનીને ઘરબાર વિનાના થઈ જાય છે. આ ભાઈઓ પણ આપણા જ બંધુઓ છે. પોતાની કમાણીમાંથી કંઈક તેમના માટે આપવું એ પ્રત્યેક માનવીની ફરજ છે

દુનિયામાં જો કોઈ ખરો દેવ હોય તો તે માનવ દેવ છે. માનવ જ પરમાત્મા બની શકે છે એટલે એજ માનવને સહાયક થઈ તેની પૂજા કરવી એજ માનવ–જગતની સહુથી મહાન પૂજા છે. 'જેની પાસે રૂપિયા હોય તેણે પૈસો આપણા ગરજ અને અશક્ત ભાઈઓ માટે ખર્ચવો જોઈએ જેની પાસે વધારે છે તેને વધારે ખર્ચવા જોઈએ.

અમુક વ્યક્તિ આટલું ભરાવે છે એટલે પોતાની શક્તિ હોવા છતાં ઓછું આપવું એ જાતની આપણા મગજમાં જે ખોટી શરમની ભાવના પ્રવેશી ગઈ છે તેને દૂર કરીને ઉદાર હાથે આ માનવ–ઉધ્ધાર યજ્ઞમાં જેટલું વધારેમાં વધારે હોમી શકાય તેટલું હોમવું જોઈએ. આ માનવ–ઉદ્ધારના પવિત્ર યજ્ઞમાં સમાજની અશાંતિ, દુઃખ, ક્લેશ બધું બળીને ખાક થશે અને માનવ–દેવ પ્રસન્ન થતાં જે વરદાન મળશે તે સમસ્ત માનવ માનવ–સમાજ માટે કલ્યાણકારી સિધ્ધ થશે.

રાહત ફંડ માટે મારા પ્રવચનોની અસર ઘણી જ સારી થઈ અને રૂા. લગભગ ચારેક હજાર–સાડા ચાર હજારનું ફંડ બહુજ ટુંક સમયમાં થઈ ગયું અને અશક્ત તેમજ અપંગ હિંદીઓની સેવામાં એદીસઆબાબાએ પણ પોતાનો સહયોગ નોંધાવ્યો.

એદીસઆબાબામાં સંગઠન ઘણુંજ સારું છે તે હું જણાવી ગયો છું. અહિંની સંસ્થાઓમાં હિંદુ–મુસ્લીમ બન્ને ખંભાથી ખભો મેળવીને કાર્ય કરે છે તે હું જોઈ શકયો હતો. એમને સંગઠન કે સંપની વાતો કરવી એ તો સમય વિરૂદ્ધની વાત હતી.

એટલે બધો વિચાર કરતાં મને લાગ્યું કે અહિં મહિલા મંડળની ખાસ જરૂરત છે, સ્ત્રીશક્તિ એ સમા-

જની આત્મશક્તિ છે. આ આત્મશક્તિ જો બળવાન અને મહાન હશે તો આ દેશની પ્રજા પણ મહાન અને બળવાન હશે.

હિંદી સંસ્કૃતિએ અને તેના સંસ્કૃતિવાહકોએ તો 'નારી' સન્માનની ખુબજ અગત્યતા બતાવી છે પણ સંસ્કૃતિમાં વિકૃતિ જેમ ધણી બાબતો પ્રવેશી ગઇ છે તેમ આજે હિંદી-નારીનું વધારે પડતું જીવન ઘરની ચાર દિવાલમાં ગોંધી રાખવામાં આવ્યું છે.

હું એમ તો નથી જ કહેતો કે નારીનું ક્ષેત્ર ઘરની બહાર નથી. પણ સાચેજ ધર્મના નામે જે અંધશ્રદ્ધા, વહેમ, ભય વિ. એ નારી-માનસમાં પ્રવેશ કર્યો છે તેને દૂર કરવોજ રહ્યો. જો માતા પોતેજ વ્હેમોનો શિકાર બની હોય તો બાળક ક્યાંથી નિડર બને? એક તો હિંદમાં શિક્ષણ ઓછું છે તેમાં સ્ત્રી-શિક્ષાનો પ્રશ્ન આવે છે ત્યારે ઘણા સમજુ માનવો પણ પ્રશ્ન કરે છે "બૈરાંઓને ભણાવીને શું કરવા છે. ભણી કરીને પણ તેને ચુલો તો ફુંકવાનો જ છે ને!" પણ એના કારણે જે ભયંકર પરિણામ આપણે આજે ભોગવી રહ્યા છીએ તે એક આજે આપણી પ્રજા બીજી પ્રજાઓ કરતાં વધારે કંગાળ ચામડાંજાતી બની છે.

મારે હું જ્યાં જોઉં છું ત્યાં હમેશા મહિલા મંડળોની સ્થાપના સાથે મહિલા-જગતને ઉપયોગી થાય તેવી રૂપરેખા આપું છું. મે બોટીસ્યાભામાં પણ મહિલા-મંડળ અંગે વાતચીત કરી અને સાધારણ કાર્યક્રમની રૂપરેખા તેમને દોરી આપી. બ્હેનોમા ભારોભાર ઉત્સાહ હતો અને તેમણે નક્કી કર્યું કે મહિલામંડળની ઉણપને દૂર કરવી. મહિલામંડળમાં અક્ષરજ્ઞાન, હુન્નર ઉદ્યોગ વિ.ની લાભ્ય સમયની રૂપરેખા મેં બ્હેનોને સમજાવી અને ત્યાંની બ્હેનોએ કાર્યને તરતજ અમલી રૂપ આપ્યું આમ બોટીસ્યાભામાં મહિલામંડળ સ્થાપવામાં હું સફળ થયો અને કંઇક કર્યાનો મને સંતોષ પણ થયો.

—




વર્તમાન સમયમાં આપણે ધ્યાન દઈએ વિચારીએ તો જણાશે કે ભૂતકાલીન ઋષિ મહર્ષિઓએ સમજપૂર્વક જે માર્ગે પ્રયાણ કરેલું તે માર્ગ વર્તમાન સમયમાં પ્રાય: જીર્ણશીર્ણ અવસ્થાને પામેલ છે, જેથી વર્તમાનયુગના જીવો ભૂત-ભવિષ્યનો વિચાર કર્યો સિવાય આંખમીંચામણા કરીને પોતાની બુદ્ધિએ પસંદ કરેલા માર્ગે ચાલી રહ્યા છે. જેથી પૂર્વગામી સંયમી પુરુષોનો શુદ્ધ માર્ગ ભૂલાય જવાયો છે અથવા તો ભૂલી જવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે

કેટલીક અણુજાણ મનુષ્યો વિશુદ્ધ અને પુરાતન સંસ્કૃતિને રૂઢી અથવા ખોટી પરંપરાનું નામ આપીને તેની ભર્ત્સના કરે છે અને પોતાના મત પ્રમાણેની પ્રવૃત્તિને આજ સંસ્કૃતિનું નામ આપી જગતના અન્ય જીવોને ભ્રમણામાં નાખી સાચા સ્થાનથી ધીમે ધીમે વિમુખ કરી રહ્યા છે આજે પાશ્ચાત્ય સંસ્કૃતિનો પડછાયો અથવા તો નાસ્તિક સામ્રાજ્યનો પ્રભાવ.

જે સમયે વિશુદ્ધસંયમી સંત પુરુષોએ આચરેલી પુરાતન સંસ્કૃતિ પૂર્ણપણે ભારતમાં ફુલીફાલી હતી. તે સમયે આપણા સંસ્કારો ઉંચા અને આદર્શમય હતા. આપણે અનીતિ અને અધર્મથી ભયભીત થઈને દૂર રહેતા હતા. ત્યારે હિંસા, જૂઠ, અબ્રહ્મચર્ય વગેરે દુષ્કર્મોનું ગામો, શહેરો, ગામ-નગરો વગેરે જગ્યાએ સ્થાન નહોતું, કારણ કે ત્યાં તપસ્વી, સંયમી, યોગી, જ્ઞાની અને જીતેન્દ્રિય પુરુષો રહેતા હતા. તેમને કોઈ દુષ્કર્મોનો સ્પર્શ થતો નહોતો. તેઓ ગામડાના તથા નગરજનોના ઉપર પોતાનો ઉપદેશ પ્રભાવ પાડી દુષ્કર્મથી મુક્ત રાખતા હતા.

તે સમયે હિંસા કે દુષ્ટ આચરનાર વ્યક્તિ પોતાની મેળેજ પોતાને પામર અને અધર્મી માની અથવા નહી થયેલ ભૂલને જાહેર જનતા સમક્ષ અને ન્યાયદાતાની સામે જાહેર કરતી હતી, તેમજ તેનું કોરમાં કોર પ્રાયશ્ચિત્ત લઈ નેમ ઇચ્છતી હતી—આવના કરતી હતી. આપણી પુરાતન સંસ્કૃતિની આવી નિર્મળ અને ઉચ્ચતર ભાવના હતી.

આવી સંસ્કૃતિને રૂઢીમત કહીને તેની અવહેલના કરનારને કહેવું જોઈએ કે :

'ઓ બુદ્ધિના સરદાર' જરા તારી કપોલકલ્પિત સંસ્કૃતિને અને તેના અનાદર્શને તપાસી જો. જ્યારથી પાશ્ચાત્ય કેળવણીને અપનાવીને તે આ ભૂમિમાં પગ મૂક્યો અને પુરાતન સંસ્કૃતિને ફગાવી, ત્યારથી તારા જેવા ભણેલાઓ શું કરી રહ્યા છે તે તું જો. હિંસા, જૂઠ, ચોરી, વગેરે આચરનાર કેવું જીવન ગાળી રહ્યા છે, તેમને પોતાના કૃત્યો અજાણતા માટે આત્મપશ્ચાત્તાપ થાય છે કે નહિ!" જીવનનું વિશુદ્ધ ધોરણ ઘટ્યું છે કે વધ્યું છે. તે વર્તમાન પરિસ્થિતિથી જણાઈ આવશે.

તો શું આપણે આપણી પુરાતન સંસ્કૃતિને રૂઢી અથવા ખોટી પરંપરા રૂપ જણાવી તેનાથી વિપરીત આપણેજ કલ્પેલી પાશ્ચાત્ય સંસ્કૃતિને વધારે પુષ્ટ કરવા પ્રયત્ન કરીએ છીએ એટલાજ ખાતર કે ભારત ભૂમિ પરથી માનવતા નષ્ટ થાય, રાક્ષસી સામ્રાજ્ય સ્થપાય!

કોઈ પણ વ્યક્તિ આપણી પુરાતન સંસ્કૃતિને ફગાવીને ભારત પર સામ્રાજ્ય સ્થાપવા ઇચ્છતિ હોય તો તે ખરેખર પતનને વરી રહેલ છે.

ધ ર્મ સિ વા ય પૃ થ્વી ટ કી શ ક તી ન થી.

ધર્મ સિવાય પૃથ્વી ટકી શકતી નથી. સૂર્ય ચંદ્ર પોતાની સ્થિતિએ રહી શકતા નથી. જળ, અગ્નિ, વાયુ, વનસ્પતિ ધર્મ વિના સ્વાનુકુળ વર્તી જ શકે નહીં. તો પછી ધર્મ વિના રાજનીતિ કઈ રીતે ચાલી શકે! માટે ધર્મ જીવનનું એક અંગ છે તે ધર્મ કે જે આપણી બુદ્ધિએ પસંદ કરેલ નહીં, પણ વિશુદ્ધ જીવન જીવનાર સંયમી પુરુષોએ મહાન ત્યાગ અને પરાક્રમથી આચરેલ ધર્મ તે જ સાચો ધર્મ છે.

આ માર્ગની જીર્ણશીર્ણ અવસ્થા ફરીથી સુધરે, તેની પ્રવૃત્તિને અપનાવાય તેવી અભ્યર્થના છે.

---

# સાહિત્ય અને ધર્મ



એક અભ્યાસ પૂર્ણ લેખ

અર્વાચીન યુગનું સાહિત્ય એ માત્ર શબ્દ કે અર્થની સામાન્ય રચના નથી, ખાલી આકૃતિ નથી. પરંતુ શબ્દ અને અર્થ સુંદર આકારમાં ઉતરે એ સાહિત્ય. આ આજના સાહિત્યની માન્યતા છે. આજનું સાહિત્ય, નવલકથા, નાટક, વિવેચન, નિબંધ, આત્મકથા, ઐતિહાસિક આલેખન, નવલિકા, જીવનકથા, કાવ્ય, વગેરે અંગોનું બનેલ છે અને આ બધાં અંગોમાં ધર્મ બહુ જ ગૌણ સ્થાન લે છે.

સ્વાભાવિક રીતે એ પ્રશ્ન મનમાં ઉદ્ભવે કે પ્રાચીન યા મધ્યકાલીન, સાહિત્યમાં ધર્મનું તત્ત્વ મુખ્ય હતું તો હવે તેનું મુખ્ય કેમ ઘટી ગયું? સાહિત્યમાં ધર્મનું તત્ત્વ ઠેઠ આપણને દયારામ સુધી જોવા મળે છે એ હકીકત તો સાચી છે કે ઠેઠ દયારામ સુધીનું ગુજરાતી સાહિત્ય નવ્વાણું ટકા પદ્યમાં જ લખાયેલ છે. વળી આ પદ્ય રચનાઓમાં પણ ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, નીતિ, વગેરે મુખ્યત્વે જોવા મળે છે એટલે સાહિત્ય અને ધર્મ એટલા સંલગ્ન હતા કે તેને છૂટા પાડવાનું કાર્ય નર્મદ સિવાય કોઈ કરી શક્યું નહિ. અને પ્રાચીન યુગના સાહિત્યમા એકલા ધર્મનું જ મુખ્યત્વે તત્ત્વ હોવાથી તેમાં આપણને વિવિધતા, નવીનતા, રસાત્મકતા, વગેરે કાંઈ પણ જોવા મળતું નથી. એકલા ગુજરાતી સાહિત્યની આ સ્થિતિ હતી એમ ન હતું. પણ હિન્દી, બંગાળી, મરાઠી, વગેરે દરેક સાહિત્યમાં ધર્મનું જ તત્ત્વ હતું. અને ધર્મના પ્રચાર અર્થે જ સાહિત્ય લખવામાં આવતું

> એક યુગમાં કે જ્યારે ધર્મનું તત્ત્વ મુખ્ય હતું તેનું મુખ્ય વર્તમાન કાળમાં કેમ ઘટી ગયું ? જે ભારતવર્ષનું પ્રાણતત્ત્વ હતું તે તેના સ્થાન પરથી કેમ ભ્રષ્ટ થયું !

આનું કારણ એ પણ છે કે પ્રાચીનયુગમા ભારતમા તો ધર્મ એજ જાણે તેનું પ્રાણતત્ત્વ હતું. અને જેવું જીવન તેવું સાહિત્ય. એટલે ભારતીય જીવનમા જો ધર્મ જ પ્રાણતત્ત્વ હોય તો તેના પ્રતિબિંબ રૂપ સાહિત્યમાં પણ ધર્મનું તત્ત્વ આવેજ એમાં નવાઈ નહિ. સાહિત્ય એ સમાજનું, સમાજ જીવનનું દર્પણ (Mirror) બની રહે છે અને સાહિત્યમાં પ્રજાની રસવૃત્તિનું, પ્રજાનાં આશા-અભિલાષાનું, પ્રજાના મથનો અને આદર્શોનું, પ્રજાના સ્વાભાવિક ચિંતનોનું પ્રતિબિંબ પડે છે. તેથી જ જો ધર્મ એજ પ્રજાનું મંથન અને ચિંતન હોય તો તે સાહિત્યમાં આવે જ.

વળી પ્રાચીન યુગના માનવીઓ, ધર્મશાસ્ત્રી, અને પ્રભુમાંજ તલ્લીન થવું એ મતના હતા. અને જો ધર્મ ગયો તો બધું ગયું એમ ભારતના સંસ્કારરક્ષકોએ વારંવાર આજસુધી કહ્યું છે. ભારતીય સંસ્કૃતિ અનેક સૈકાઓ પછી પણ ટકી શકી, અને નવા નવા યુગબળો અને હુમલાઓ, લૂંટ, વગેરે સામે ટક્કર ઝીલી શકી તેનું કારણ પણ ભારતમા રહેલા ધર્મનો જ પ્રતાપ છે. દરેક પ્રજા સ્થળ, અને સંજોગો ઉપર આધાર રાખી વિવિધરૂપે, વિશિષ્ટ પણે પોતાનું જીવન વ્યક્ત કરે છે. પરંતુ આ સર્વમા સાહિત્ય એ એવું અંગ છે કે જેમા જીવનનો સર્વ સ્પર્શી આવિર્ભાવ થઈ શકે. અને જીવનનો વિકાસ એક માર્ગી ક્વચિતજ હોય છે. અને સાહિત્યનું સ્વરૂપ સર્વ ગ્રાહી છે, તેથીજ પ્રજાજીવનનાં જુદા જુદા અંશો તે પોતાનામા સહજતાથી ઉતારી શકે છે આ દૃષ્ટિથી જોતાં આપણે ગુજરાતી પ્રાચીન સાહિત્ય તપાસશું તો જણાશે કે પ્રાચીન અથવા વધુ યોગ્ય રીતે કહીએ તો મધ્યકાલીન ગુજરાતનો સમય થોડાક આબાદીના કાળને બાદ કરતાં મોટા ભાગે અંધાધૂંધીનો, નિરાશાનો, પરાજયનો, માલુમ પડે છે. પ્રજાએ આ બધાની સામે ટકી રહેવા માટે એક માત્ર ધર્મનો જ આશ્રય લીધો. વળી મુસલમીનોના આક્રમણને લઈને ધર્મમાંથી જન્મતી વટાળ પ્રવૃત્તિ અને સંક્ષોભનો ગુજરાતમાં ચાલતાં. પછી મરાઠાઓ આવ્યા, પીંઢારાઓનાં ધાડાં ગુજરાત ઉપર આવતાં, કર ઉઘરાવવા માટે મરાઠાઓ કેર વર્તાવતા; આમ પ્રજા જીવનમાં શાંતિ ન હતી, આ બધામાંથી છૂટવા માટે પ્રજાએ ધર્મનો ટેકો વગાયો. અને આ કારણને લઈને પણ સાહિત્યમા ધર્મનું પ્રમાણ વધારેને વધારે આવતું ગયું. અને પ્રજાએ કાચબાની જેમ પોતાના અંગોને સંકોરી લીધાં અને ધર્મને જ વળગવા માંડ્યું. વસ્તુની

લેખિકા
ડૉ. રમાબ્હેન શેઠ

સામે ટકી રહેવાનો ઉપાય માત્ર ધર્મ હતો. એમ પ્રજાએ માન્યું; અને તેમાં કાંઈ ખોટું પણ ન હતું.

જીવનની ઘણી ખરી રેખાઓનો ચિતાર સાહિત્યમાં આવી જાય છે અને તે રેખાઓ કોઈ વાર એટલી સ્પષ્ટ હોય છે કે ફક્ત સાહિત્ય ઉપરથીજ અમુક સમયના જનસમાજની સ્થિતિ અને પરિવર્તનોનો ઇ તિ હા સ પ ણ ર ચી શ કા ય છે. અ ને તેથી કરીને આપણે પ્રાચીન સાહિત્ય રચ્યું તે ફક્ત ધર્મોના ગુણગાન ગાવા માટેજ અને તે સમયની પ્રજાની ઊર્મિ અને આચાર સંતોષવા માટેજ સાહિત્યનો ઉપયોગ કર્યો હતો. ધર્મ એ તો પ્રાચિન યુગની પ્રજાની ગળથુથીમાંજ પાયો હતો. અને તેથી કરીને તે વખતના કવિઓને પણ ધર્મ સિવાય કાવ્ય રચવાં ગમ્યાં નહિ પ્રતિભાશાળી કવિઓ પણ ધર્મ અને ભક્તિ કરવી એજ માનવજીવનની ઉચ્ચ કક્ષા છે એમ માનતા હતા. પ્રેમાનંદનાં આખ્યાનો એજ કારણને લઈને ભાગવત, રામાયણ, મહાભારત, કે પુરાણ આદિનો આશરો લઈને લખાયેલાં છે તેથી ધર્મનું તત્વ એમાં પણ છે અને તે ધાર્મિક ગ્રંથો વાંચતા અત્યારે પણ કોને કટાક્ષો આવશે અથવા તો રસ નહિ પડે? આ એક હકીકત છે એકંદરે અને વ્યાપક દ્રષ્ટિએ પ્રાચિન ગુજરાતી સાહિત્યને અવલોકીએ તો આચાર્ય આનંદશંકરનું કથન વ્યાજબી લાગે છે કે પ્રેમાનંદ અખો, નરસિંહ, મીરાં ને બાદ કરતાં એટલું સ્વીકારવું જોઈએ કે આપણા ગુર્જર કવિઓનું રસાત્મક વિશ્વ બહુ સંકુચિત હતું, બહુ નાનું હતું વળી ગુજરાતી ગદ્યનું ખેડાણ પણ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં લગભગ નહિવત જેવું જણાય છે, કેમકે તે વખતમાં પદ્યજ બધી દરગે ગવાતું વળી તે વખતના સમાજની દશા જોઈએ તો તે કંઈ બહુ ઊંચી કે સરકારી હતી નહિ ઘણો મોટો ભાગતો અભણ દરિદ્ર, અસંસ્કારી, નીચલા ધર્મનો હતો તેથી જે ભાવ પ્રજા સમક્ષ રજુ થાય તે બહુધા વ્યાપક જ હોય, ઊંડા ન હોય અને પ્રજાનું વલણ ધર્મ તરફ વિશેષ હોવાથી ધાર્મિક આખ્યાનો કે કાવ્યો દ્વારા જ પ્રજાનું અનુરંજન થાય. આથી કરીને જ પ્રાચીન કવિતા ધાર્મિક અને ગેય છે. આ રીતે પ્રાચીન યુગનું સાહિત્ય જાણે કે બે પગમાં બે ઝાંઝર એક પદ્યનું અને બીજું ધર્મનું–પહેરીને ઠમક ઠમક કરતું દેખાય છે.

આમ આપણે જોયું કે પ્રાચીન યુગમાં ધર્મનું મહત્વ સૌથી વિશેષ હતું. નર્મદના આવતાંની સાથે ધર્મનું મહત્વ ઘટવા લાગ્યું જો કે નર્મદ આજે સાહિત્યકાર તરીકે પંકાયામાં પડતો જાય છે એની કલામાં પ્રાથમિક પણ દેખાઈ આવે છે એની કવિતામાં અને ગદ્યમાં આપણે અપરિપક્વપણું જોઈએ છીએ. તથાપિ ગુર્જર સાહિત્યમાં તેનું ઐતિહાસિક સ્થાન અમર છે નર્મદે અર્વાચીન ગુજરાતી સાહિત્યને ખેડયું અને તેનો મજબુત પાયો નાખનાર પણ નર્મદ જ હતો. નર્મદના યુગમાં સાહિત્ય જે ધર્મ માટેજ રચાતું હતું તેણે નવું પોત ધારણ કર્યું અને ઉલટું ધર્મપ્રત્યે પરાભિમુખ બન્યું તેમ થવાનું કારણ એક એ પણ છે કે નર્મદ આવતા જમાનો તદ્દન પલટાઈ ગયો હતો અંગ્રેજોના આગમનથી આપણે ત્યાં તાર, ટપાલ, રેલ્વેહિન, છાપખાના વગેરે આવ્યા હતાં. અને અંગ્રેજોના આવતાં કેળવણી પણ અપાવા લાગી, તેને કારણે પ્રજા વાચતાં, લખતાં વિશેષ પ્રમાણમાં શીખી. અને નર્મદે પદ્યસાહિત્યને ગદ્ય અને સાહિત્યને વધારે ખીલવ્યું પ્રાચીન યુગમાં ધર્મનું જે વર્ચસ્વ હતું અને ધર્મના જ શાસ્ત્રોચ્છવાસ જે દેખાતા હતા, મનુષ્યો પણ ધર્મ ખાતર ધર્મ પાળતા પણ તેનાં મૂળ સમજતાં નહિ, તે બધું નર્મદ આવતાં પડી ભાંગ્યું અને ધર્મના બ્હેણું કામ કરીને ચાલી ગયાં.

નર્મદે ગુજરાતી સાહિત્યના પદમાં ફેરફાર કર્યો અને ધર્મને બદલે પ્રકૃતિને સ્થાન આપ્યું, અને પ્રજાને નવી દ્રષ્ટિ આપી ત્યાર પછી ધર્મનું મહત્વ ધીમે ધીમે ઘટતું ગયું. નરસિંહરાવ આવતાં તો કાવ્યો, પ્રકૃતિની કલ્પના અને લીલામાં જ ઉદ્ભવ કરવા લાગ્યાં. મુનશીએ તો સાહિત્યમાંથી ધર્મનું તત્વ તદ્દન કાઢી નાખ્યું. તેના જ શબ્દોમાં કહીએ તો "ધર્મનો હેતુ, ઉપાસના, મોક્ષ અને ઈશ્વર પ્રાપ્તી છે; સત્ય શોધવાનો હેતુ વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવાનો છે, નીતિનો હેતુ સામાજીક આચારન સાચવવાનો છે પણ કલાનો હેતુ ને સાહિત્યનો હેતુ સરસતાનાં દર્શન ને સર્જનથી આનંદ પ્રાપ્ત કરવાનો છે" તેઓએ તો શુદ્ધ ભક્તિનો પણ વિરોધ કર્યો છે. કેમકે એમને મન તો શુદ્ધ ભક્તિનું પ્રાબલ્ય એ પ્રજાના અભાવનો પુરાવો છે 'જે જીવંત પ્રભુ અનુભવી શકે તે શુદ્ધ ભક્તિ અનુભવી શકે જ નહિ" અને ત્યાર પછીના કવિઓ વાસ્તવ જગત

# બાળકોનો............બગીચો

[ લેખક : બબાભાઈ સોમાભાઈ પટેલ ]

## એવું બળ ઉભું કરો

ભલે તમે વાંચો, વિચારો, ચર્ચાઓ કરો, પણ તમે સ્વતંત્ર રીતે નિર્ણય બાંધીને ધારેલું કામ પાર પાડવાની ટેવ પાડો. એમ કરતા કોઈવાર ભૂલ થઈ જાય તો પણ હરકત નહિ ભૂલ કરીને જ માણસ આગળ વધે છે, નવું શીખે છે. જે ભૂલ કરતા જ નથી તેમને આગળ વધવાપણું જ ક્યાં રહે છે? માટે તમે એવી હિંમત-હિંમતનું બળ અંતરમાં ઉભું કરો.

—રવિશંકર મહારાજ.

## અમે થઈશું એવા....

રાણા પ્રતાપ સમા શૂરા ને ટેકીલા,<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા.<br>
શિવાજી મા'રાજ સમા ધર્મ પ્રેમીલા;<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા.<br>
મહાન અકબર સમા ભ્રાતૃભાવીલા;<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા<br>
પાદશાહ જહાંગીર સમા ન્યાય દેનારા,<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા<br>
ઈસુ ભગવાન સમા બલિદાન દેનારા,<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા.<br>
ગાંધી બાપુ સમા મરીને જીવનારા;<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા<br>
વીર સુભાષ સમા દેશ-દાઝીલા,<br>
અમે થઈશું એવા અમે થઈશું એવા.<br>
પ્યારા જવાહર સમા વૈભવ ત્યજનારા<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા.<br>
વીર વલ્લભ સમા એકમ કરનારા;<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા<br>
મા'રાજ રવિશંકર સમા સાહાય સેવનારા<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા<br>
એમ ભારત ખંડને વિશ્વે દીપાવનારા,<br>
અમે થઈશું એવા, અમે થઈશું એવા.

## — ધન્ય દધીચિ ઋષિ ! —

વૃત્રાસુર નામે રાક્ષસ હતો ભારે ક્રૂર. દયાનો છાંટો પણ ના મળે.

એક સમે એણે પૃથ્વીપર કાળો કેર વરતાવ્યો.
પ્રજા ત્રાસી ગઈ-જુલમ સહન ન કરી શકી.
સૌ દેવો પાસે આવ્યા. હકીકત જણાવી.

ઇન્દ્રરાજા ખડા થયા. સૈન્ય લીધું અને દુષ્ટનો સંહાર કરવા ચાલ્યા.

વૃત્રાસુરને જાણ થઈ, એ પણ અપૂર્વ તૈયારી સાથે સામો આવ્યો.

બન્ને પક્ષો વચ્ચે યુદ્ધ જામ્યું. ઇન્દ્રે વૃત્રાસુર પર અસંખ્ય તીરનો મારો ચલાવ્યો. પણ વ્યર્થ! તેને ઉની આંચ પણ ન આવી.

ઇન્દ્રરાજા વિચારમાં પડ્યા. 'આ શું કે'વાય? વૃત્રાસુર કેમ હરાતો નથી?

ઇન્દ્ર ઋષિઓ પાસે આવ્યા વસ્તુસ્થિતિ જણાવી. સૌ ઋષિઓએ ધ્યાન ધર્યું. વાત પારખી.

'તમારાં હથિયાર વૃત્રાસુર આગળ પાણી ભરે છે. જાઓ દધીચિ ઋષિ પાસે. તેમના હાડકાની માંગણી કરો અને તે હાડકામાંથી હથિયાર તૈયાર કરો. તે હથિયાર રાક્ષસનો સંહાર કરશે,' ઋષિઓએ કહ્યું.

ઇન્દ્ર વિસ્મય પામ્યા 'શું દધીચિના હાડકાં? તેઓ આત્મ ભોગ આપીને અસ્થિ આપશે?'

'જરૂર, એ જગતના કલ્યાણ અર્થે જ જીવે છે. જગ સુખી તો તેઓ સુખી. જાઓ, એ તમારી જ રાહ જોતા બેઠા છે.' ઋષિઓએ કહ્યું.

નદી તટે રહેતા દધીચિ પાસે ઇન્દ્રરાજા ગયા. પ્રણામ કર્યા ને સર્વ વિગત કહી.

પ્રેમાળ સમમથી શાંત રહેલું મુખડું મલકાયું. આવો સોનેરી મોકો પ્રાપ્ત થતાં હૃદય મનમની ઉઠયું. દધીચિએ હસતામુખે આત્મભોગ આપી તેમના અસ્થિ આપ્યા.

ઇન્દ્રે તેમાંથી હથિયાર તૈયાર કર્યું
—અને હથિયારના એકજ પ્રહારે વૃત્રાસુરનો પાપઘડો ફોડી દીધો.

ફરી વિશ્વમાં શાંતિનું રાજ્ય પ્રસરી રહ્યું.

ધન્ય હો પરમાર્થી દધીચિ ઋષિને!

ધન્ય હો મૈયા ભારતીને, કે જેણે આવા નરરત્નોને પોતાના કુખે જન્મ આપ્યો!

---

## રામાયણનાં પાત્રો બાળકોને કેવી પ્રેરણા આપે છે?

ઘણી રજામાં મજા કરીને, પુસ્તક મેં બહુએ વાંચ્યાં,
સારી બાબત નોંધી લઈને, આચરતાં જીવન રાચ્યા.

મુસાફરીમાં જ્ઞાન વધ્યું ને, સ્વાશ્રયના કંઈ પાઠ ભણ્યા;
કામ કરીને કસરત કરવા, સ્વાધીનતાના સાજ સજ્યા.

રામાયણ વાંચીને મેં તો, વિવિધ વાત વિચારી છે;
'રામરાજ્ય' ને 'કુટુંબપ્રેમ'ની રીત રૂડી અપનાવી છે.

સમાજની રચના ઉત્તમ ને, સૌનું સુખમય જીવન છે;
ઘરમાં પણ સંપીને રહેતા, ઘરજીવન સંજીવન છે.

'રામજીવન'માંથી શીખ્યો હું, ત્યાગ તપસ્યાની રીતિ;
વિશાળ માનસ, સત્ય, વીરતા, પિતૃપ્રેમ ને સુનીતિ.

શીલ, સભ્યતા સદાચારથી, આદરનો વ્યવહાર કરો;
સાદાં ને ધર્મિષ્ઠ જીવનથી, જીવનમાત્ર પર પ્રેમ ધરો.

લક્ષ્મણ જેવા ભાઈ જગતમાં, મળવા મુશ્કેલ માનું છું,
બંધુ આજ્ઞા શિર ચઢાવી, જીવન આખું નિહાળું છું.

ધીર, વીર ને અડગ નિશ્ચયી, સંકટ સાથી સાચા છે,
ધન્ય ભાગ્ય જે ભાઈ ભાઈમાં, લક્ષ્મણ જેવા ભ્રાતા છે.

સીતા સમી સુશીલ સન્નારી, કળિયુગમાં મળવી મુશ્કેલ;
પતિ પડછાયા પેઠે પામી, જીવન આખાનો ઉકેલ.

નારીધર્મનો મહાઆદર્શનો, આપણને આપી દીધો;
પતિસેવામાં મગ્ન રહીને, જીવનનો લહાવો લીધો.

બજરંગ બલિ છે સાચા સેવક, જગમાં જોટો જડતો ના,
બ્રહ્મચર્યના અખંડ ઉપાસક, બળ—બુદ્ધિનો ખજાનો હા.

શક્તિના ભંડાર સમા પણ, ભક્તિપૂર્ણ હૃદયવાળા,
'રામ' વિનાના સાચા મોતી, કાચ સમાં એ ગણનારા.

પિતાધર્મ દશરથનો મોટો, જોટો જેનો જડતો ના;
'વનવિચરો' કહેતાં કહેતાંમાં, જીવ અતિ મુંઝાતો હા.

'પુત્રપ્રેમ'ને ને 'વચનધર્મ'માં, 'માનવતા' આવી મળતાં;
'ધર્મસંકટ' દેખી જીવનનું, નાવ ખરાબે જઈ ચઢતાં.

કૌશલ્યા જેવી માતાઓ, ભારતમાં જો જન્મ ધરે,
ભાઈ ભાઈ સંપીને રહેતાં, ઝગડો શોધ્યો નહિ જડે

માતૃસ્નેહ મીઠા શબ્દોથી. સૌને સરખી પ્રીતિ દઈ;
જીવનની કેળવણી આપી, સૌને જીવનશક્તિ દઈ.

ભરત સમા ભ્રાતમાં ભાઈ, મળતા જીવન ધન્ય બને;
રાજ્યલોભ પણ તુચ્છ ગણીને, દોડી ગયા તે ભાઈ કને.

માતા પણ અન્યાય કરે તો, સત્ય વસ્તુનું ભાન કરે,
સંત સુશીલને વીર નિશ્ચયી સારાસાર વિવેક કરે.

શત્રુના જીવનથી જાણ્યું અનીતિમાં નહિ સાર કહી;
જેવાં કામ કરે તેવા ફળ જગમાં જોવા મળતાં સહી.
અત્યાચાર અનીતિ ઉપર મહારાજ્ય પણ ટકે નહિ;
ખૂનામરકી આજ લૂંટ પર કોઇજ ધર્મ નભે નહિ.
કનકમૃગની કથા ઉપરથી કપટ જાળથી ચેતું છું;
સીતહરણ પરિણામ તથા ત્યાં સાથેસાથું પેખું છું.
કૈકેયીની કથા ઉપરથી સ્વાર્થગુના સિદ્ધાંત જાણું;
પણ મહદો તેનો લેવામાં લોભવૃત્તિને પાપ ગણું.
જનકવિદેહી સમું જીવન તો જગનાં જનમાં જડતું ના;
રાજા, સેવક, જ્ઞાની, દાની, ભક્તિ શરણ તો ધરતું હા.
સંસારે રહેતાં ફરતાં પણ, સંન્યાસી જીવન સાચું;
'જળ કમળ વત' જીવન જોતાં, ઉચ્ચ જીવનમાં હું રાચું.
વાલી, સુગ્રીવ, જટાયુ, કેવટ, અંગદ, શબરી આદિ સૌ,
મુજ જીવનને ઉચ્ચ બનાવી, જીવનભાથું દેતા સૌ.
અભણ, અજ્ઞાની, નાનાને પણ, સાથે લઇને આગળ જવું;
સાચી ઉન્નતિ સાથે સાધી, જીવન આખું ધન્ય થવું.
રામાયણના મહાકાવ્યમાં અનેકાનેક પ્રસંગો જે;
મુજ જીવનમાં દીવાદાંડી, બની પ્રેરણા પાતા તે.
ભારત જો ચડતી ચાહે તો 'રામનીતિ'ને અપનાવે;
'રામરાજ્ય'ની સમાનતામાં સૌને સુખ–શાંતિ આવે.

---

( અનુસંધાન પાન ૬૮ નું ચાલુ )

તરફ વધારે અભિમુખ થયા અને તેને કાવ્યમાં ધર્મ ભાવના અને પ્રભુપ્રેમનાં બદલે અસલ સ્થાન આપણે સ્વ. ઝવેરચંદ મેઘાણીની પંક્તિઓ જોઇએ.

ભારતીને ઘરે પ્રસવે પસલે,
મુઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે,
અહો રાત કરોડ કરોડ ગરીબોના–
પ્રાણ ધનીકોને હાથ રમે,
ત્યારે હાયરે હાય કવિ! તને સખ્યાનાં
રંગતણાં કેવું ગીત ગમે!
મહારોગ ને મૃત્યુના સાગરમાં
લાખો લોક નિઃશ્વાસ ભર્યો જગમાં
સિતમે સળગંત ધરાતળમાં,
રસ ઘુંટતા પ્રેરી હાયરી છે
નથી ભાળ સુનેરી જુગ્મા જનને,
ત્યારે હાયરે હાય કવિ! તુને
શબ્દોની ચાતુરી ગુંથવી કેમ ગમે!

સ્વ. શ્રી. મેઘાણી

આ રીતે આપણે જોઇ શકીએ છીએ કે કવિને હવે ધર્મનાં મર્મમાં કે કર્મ ગમતાં નથી. અને વાસ્તવ જગતનું ચિત્ર આલેખીને સાહિત્યમાં રજુ કરવું છે આ છે આજના કવિનું ધ્યેય.

આ રીતે સાહિત્યમાં ધર્મનું સ્થાન અત્યારે તો તદ્દન નજીવું છે યા નષ્ટ થયું છે. છતાં પ્રજાના માનસમાં કંઇક ધર્મનાં તત્વો છે તેથી સાહિત્યમાં પણ ધર્મ હશે જોઇએ અને છે તે પણ સત્ય હકીકત જ છે. તેથી કરીને સાહિત્ય અને ધર્મને મોટો સંબંધ છે. અલબત, પ્રાચીન યુગ જેટલો તો ન જ જોવાય.

## રામાયણનાં પાત્રો બાળકોને કેવી પ્રેરણા આપે છે?

ઘણી રજામાં મજા કરીને, પુસ્તક મેં બહુએ વાંચ્યા,
સારી બાબત નોંધી લઈને, આચરતાં જીવન શરૂ્યાં.

મુસાફરીમાં જ્ઞાન વધ્યું ને, સ્વાશ્રયના કંઈ પાઠ ભણ્યા,
કામ કરીને કસરત કરતાં, સ્વાધીનતાના સાજ સજ્યા.

રામાયણ વાંચીને મેં તો, વિવિધ વાત વિચારી છે;
'રામરાજ્ય' ને 'કુટુંબપ્રેમ'ની રીત રૂડી અપનાવી છે.

સમાજની રચના ઉત્તમ ને, સૌનું સુખમય જીવન છે;
ઘરમાં પણ સંપીને રહેવા, ઘરજીવન સંજીવન છે.

'રામજીવન'માંથી શીખ્યો હું, ત્યાગ તપસ્યાની રીતિ;
વિશાળ માનસ, સત્ય, વીરતા, પિતૃપ્રેમ ને સુનીતિ.

શીલ, સભ્યતા સદાચારથી, આદરનો વ્યવહાર કરો;
સાદા ને ધર્મિષ્ઠ જીવનથી, જીવનમાત્ર પર પ્રેમ ધરો.

લક્ષ્મણ જેવા ભાઈ જગતમાં, મળવા મુશ્કેલ માનું છું;
બંધુ આજ્ઞા શિર ચઢાવી, જીવન આખું નિહાળું છું

ધીર, વીર ને અડગ નિશ્ચયી, સંકટ સાથી સાચા છે,
ધન્ય ભાગ્ય જે ભાઈ ભાઈમાં, લક્ષ્મણ જેવા ભ્રાતા છે.

સીતા સમી સુશીલ સન્નારી, કળિયુગમાં મળવી મુશ્કેલ,
પતિ પડછાયા પેઠે પામી, જીવન આખાનો ઉકેલ.

નારીધર્મનો મહાખજાનો, આપણને આપી દીધો;
પતિસેવામાં મગ્ન રહીને, જીવનનો લહાવો લીધો.

બજરંગ બલિ છે સાચા સેવક, જગમાં જોટો જડતો ના;
બ્રહ્મચર્યના અખંડ ઉપાસક, બળ—બુદ્ધિનો ખજાનો હા.

શક્તિના ભંડાર સમા પણ, ભક્તિપૂર્ણ હૃદયવાળા,
'રામ' વિનાન્ય ચાહ્યા કોઈથી, કામ સમાં એ અનુસાર

પિતાધર્મ દશરથનો મોટો, જોટો જેનો જડતો ના;
'વનવિચરો' કહેતાં કહેવામાં, જીવ અતિ મુંઝાતો હા.

'પુત્રપ્રેમ'ને ને 'વચનધર્મ'માં, 'માનવતા' આવી મળતાં;
'ધર્મસંકટ' દેખી જીવનનું, નાવ ખરાબે જઈ ચડતા.

કૌશલ્યા જેવી માતાઓ, ભારતમાં જો જન્મ ધરે;
ભાઈ ભાઈ સંપીને રહેતા, ઝગડો શોધ્યો નહિ જડે

માતૃસ્નેહ મીઠા શબ્દોથી. સૌને સરખી શાંતિ દઈ;
જીવનની કેળવણી આપી, સૌને જીવનશક્તિ થઈ.

ભરત સમા ભારતમાં ભાઈ, મળતાં જીવન ધન્ય બને;
રાજ્યલોભ પણ તુચ્છ ગણીને, દોડી ગયા તે ભાઈ કને.

માતા પણ અન્યાય કરે તો, સત્ય વસ્તુનું ભાન કરે;
સંત સુશીલને વીર નિશ્ચયી સારાસાર વિવેક કરે.







# પ્રેમધર્મ






જેની સાથે યતિશ્રી ઉમચંદજી સ્થાપિત 'યુગ સંદેશ' એની હવામાં વિલીન છે


તંત્રીમંડળ

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
યતિશ્રી હેમચંદ્રજી
યતિશ્રી રાજચંદ્રજી
શ્રી શાંતિલાલ દીનાનાથ મહેતા

વર્ષ : બીજું
અંક : ૧૦ મો

કાર્યાલય
ખડાયતાની વાડી, સારંગપુર
અમદાવાદ.

પૂર્ણાંક : ૨૨
જુલાઈ ૧૯૪૯





હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર (માસિક)

न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः ।

| વર્ષ ૨ | જુલાઇ ૧૯૪૯ | 'પ્રેમધર્મ' કાર્યાલય<br>સારંગપુર–ખામતાની વાડી–અમદાવાદ. | વાર્ષિક લવાજમ<br>દેશમાં ૧-૮-૦<br>વિદેશમાં [illegible] [૩ શિ.] | અંક ૧૦<br>પૂર્ણસંખ્યા ૨૨ |
|---|---|---|---|---|


# સુખ

સુખ! સુખ ક્યાં છે? લડીને જીતી શકાય એવો એ પ્રદેશ નથી, અથવા પૈસાથી એ ખરીદી શકાય એમ પણ નથી. લક્ષાધિપતિઓ અને સમાજના નેતાઓ સુખની પાછળ ઘણુંએ ફાંફાં મારે છે પણ સુખ એમને હાથતાળી આપીને છટકી જાય છે.

ક્યારેક, કામ કરનારાઓને અને રખડેલ કહેવાતાઓને એ સહજમાં મળી જાય છે. પણ જીવનભર સુખની શોધ કરનારને એ મળતું નથી.

તમે સુખને શોધવા નિકળશો તો એ નહીં મળે પણ તન મનથી તમારા કર્તવ્યકર્મમાં ગરકાવ થઇ જાવ તો, અથવા કોઈ સેવા કાર્યને હાથમાં લ્યો તો સંતોષ રૂપી સુખ મળશે.

સ્વાર્થ કરતાં કંઇ મહાન ચીજ છે–પરોપકાર. જનતા જનાર્દનની કંઇને કંઇ સેવા કરશો તો દિવસને અંતે નિરાંતે બેઠા પછી ખરું સુખ ભોગવ્યું હતું એવો ખ્યાલ આવશે.

સુખ રૂપી ઘર માનવ હાથોથી બાંધી શકાય એમ નથી, એ તો ફૂલની માફક ઉગે છે અને તમને આનંદમાં ગરકાવ કરી નાંખે છે. કોઈ ખેતરની વાડ પાસેથી તમે જતા હો અને કોઇ ગીત સંભળાય એમ ઓચિંતુ એ આવે છે.

કોઇ તંદુરસ્ત જુવાનના ગાલ પરની લાલી જેવું એ છે. એ લાલી મેળવવાના ઉદ્દેશથી જુવાન કામ નથી કરતો પણ કામ કરતાં કરતાં, કોઈ ધારેલી સિદ્ધિ મેળવવા એ તલ્લીન થઇને કામ કરે છે ત્યારે લાલી એની મેળે ખીલી ઉઠે છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ.

## ડાંગની ભાષા

ડાંગની ભાષા બાબતની ચર્ચાએ ગુજરાતભરમાં ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. ભાષાવાર પ્રાંત રચના જો કે હાલમાં મુલતવી રાખીને પ્રાંતિકતાના ઝેરી વાયુને દેશનેતાઓએ ફેલાતો અટકાવ્યો છે છતાં, મુંબઈ સરકારે ઉતાવળથી, "એની ભાષા મરાઠી છે જ" એમ કહી નાખીને જે ક્ષોભ, ફેલાવ્યો છે તે વધારે ગંભીર અને ઊંડી તપાસ પછી કરેલું હોત અને તે માટે પ્રમાણભૂત ભાષા શાસ્ત્રીઓની મદદ લેવાઈ હોત તો સારું થાત.

કર્મિંઘાન પ્રાન્તિક સમિતિના પ્રમુખ માનનીય કનૈયાલાલે આ નિર્ણયને ભાષાવાર પ્રાન્ત સાથે કંઈ સંબંધ નહીં રહે એવી ખાત્રી આપી છે. એટલે દીર્ઘસ્થાયી ઉગ્રતા જરા શાંત પડી છે પરંતુ ગુજરાત સાહિત્ય સભાએ ભાષાની વિશેષ તપાસ અર્થે જે ડેપ્યુટેશન મોકલ્યું છે અને સુરતમાં આ વિષયના મધ્યસ્થ નિર્ણય માટે જે પરિષદ ભરાવવાની છે એને અમે આવકારદાયક ગણીએ છીએ.

રાગદ્વેષ વગર ન્યાય બુદ્ધિથી આ વિષયનો નિર્ણય થવો જોઈએ એ રાષ્ટ્ર હિતને માટે જરૂરનું છે. આખરે તો કપિલ કહેતા હતા તે આ છે કે "રાજ્ય કોઈ કોમના ઉપભોગ માટે નથી પણ સેવા માટે છે", અને ખરો સન્યાસી જ ખરો રાજા થઈ શકે છે. પેશવાના રાજાઓ સન્યાસવૃત્તિથી રાજ્ય ન કરી શક્યા તેથી એમનાં રાજ્ય ગયાં. લોકશાસનમાં પણ સાત્વિકતા અને સન્યાસવૃત્તિ જ ટકી શકશે. કોમનો પક્ષ



## માસિક નોંધ

વિસ્તૃત છે, કે એની આવક ૨૫ લાખ અને ખર્ચ ૩ લાખ છે એ મજૂરીથી જે પ્રજા એનો કબજો લેવાની દાનત રાખશે તે રામરાજ્યના આદર્શને નહીં પામી શકે.

### દુલા ભગતનાં ભજનો

અમદાવાદની હિન્દુ મુસલમાન સંઘમાં લોકોએ દુલા ભગતનાં રસિક અને મધુર ભજનોનો હજારોની સંખ્યામાં લાભ લીધો છે. લોકશિક્ષણને માટે અને નવા જમાનાના નાગરિક ધર્મને સમજી, પ્રજા સમસ્ત પ્રગતિમાન બને તેની ખાતર આવાં ભજનોને અમે આવકારીએ છીએ. પોતે ચારિત્ર્ય ઉપર વિશેષ ભાર મૂકે છે અને લોક સાહિત્યની પ્રબળ અસર એવી પાડે છે કે શ્રોતાજન ડોલે છે.

રૂા ૩૫૦૦૦ જેટલી રકમ એમણે દુષ્કાળગ્રસ્ત વિસ્તારોમાં મદદ અર્થે ભજનો મારફતે પ્રાપ્ત થતા દાનોમાંથી મોકલી છે.

ગૌવધ અટકાવવા પોતે પ્રજા સમસ્તની સહીઓ લઈને સરકાર પર વિનંતિપત્ર તૈયાર કરી રહ્યા છે, પરંતુ સરકારે દુધાળાં ઢોરોની કતલ નહીં કરવાનો કાનૂન તો ક્યારનોએ પસાર કર્યો છે.

હવે પ્રાંતજનોની અને ઉપદેશકોની એ ફરજ છે કે એ કાયદાનો અમલ બરાબર ના થતો હોય તો અને તપાસ કરે અને સામના વગમતાનું ધ્યાન ખેંચી આ કાયદાનો બરાબર અમલ કરાવે.

માંસાહારી મોટા જેવી ગાયોની રક્ષા કરે છે અને યુરોપ અમેરિકામાં ગાયો જેવું અખૂટ, પોષણ દૂધ દઈને આપે છે તેવું ગોરક્ષાની લાગણી છતાં અને પાંજરાપોળો ચલાવીએ છીએ છતાં આપણે કરી શક્યા નથી.

ગૌસેવા કેવી રીતે કરવી જોઈએ તેનું ઉત્તમ દૃષ્ટાંત મહાત્માજી આપણી સમક્ષ મૂકી ગયા છે. વર્ધા બોચાસણ સાબરમતી વગેરે આશ્રમોમાં ગાયોની જાત સુધરી છે. ઉત્તમ વાછડીઓ અને બળદ તૈયાર થાય છે. શુદ્ધ ભેળસેળ વગરનું દૂધ બાળકોને અને માંદાને આપીને એ પાલન કરતો ગૌ પાલન તરફ પ્રજા વળે તો દેશને કેટલો બધો શારીરિક અને આર્થિક લાભ થાય તે સિદ્ધ કરવામાં આવ્યું છે.

ગુજરાતે આ દુષ્કાળના સમયે જે રીતની ગામ સેવા અને પ્રાણી સેવા કરી છે તેવી આ પહેલાં કદી કરી નથી.

ગામોને, વેપારીઓને, સરકારને અને પ્રજાસેવકોને અમે વિનંતિ કરીએ છીએ કે ગામેગામ અને શહેરે શહેરે ઉત્તમ ડેરીઓ રચાવી સહકારી ધોરણ પર ચોખ્ખું દૂધ, દહીં અને ઘી જોઈતા પ્રમાણમાં પુરા પાડવાનું મહાન અને ધાર્મિક કાર્ય પ્રતિષ્ઠિત કરવામાં આવે.

નામદાર દીનકરરાવ દેસાઈની પ્રેરણાથી રચાયેલી મુંબઈની ડેરી અમે જોઈ છે અને એની ચોખ્ખાઈનો પદ્ધતિનું રાષ્ટ્ર ભરમાં અનુકરણ થાય એ જોવાની અમારી ઉમેદ છે.

## કલકત્તાની ચૂંટણી

કોંગ્રેસ નેતાઓએ સાવધાન થવાની હાકલ કરી છે તે યોગ્ય છે. ત્યાં અરાજકતા, લાંચખોરી અને વેરભાવનો ફેલાવો કરી મજબૂત થતા રાષ્ટ્રને હેરાન કરવાના ઝેરી પ્રયત્ન થઈ રહ્યા છે.

મહાત્માજી આપણને ચારિત્ર્ય ખીલવવાની, નિષ્કામ સેવાની, રચનાત્મક કાર્યની અને પ્રેમધર્મની જે શિક્ષા આપી ગયા છે તે પર કોંગ્રેસના કાર્યકરોએ અને પ્રજા સેવકોએ વિશેષ ધ્યાન આપવું જોઈએ.

હમણાં મારામારીથી, ઉશ્કેરણીથી કે નિષેધાત્મક પ્રચારથી કંઈ જ ફાયદો થવાનો નથી.

હમણાં તો મહામહેનતે મેળવેલા સ્વરાજ્યને મતભેદો ભૂલી સર્વે સમજુ સ્ત્રી પુરુષોએ સલામત અને સ્થાયી બનાવવાના અને સંપ વગર આપણી ખરાબી થઈ છે તે સંપ વધારવાના જ પ્રયાસ કરવાના છે. પ્રજાને નાના પ્રકારની તકલીફોનો પાર નથી પણ નેહરુ સરકાર જે પાયામાંથી બાંધકામ કરી રહી છે તે તરફ આદરભાવ અને લાગણી રાખવાની જરૂર છે. તોફાનો, બંડ અને સામ્યવાદના ઉપચારો રાષ્ટ્રદેહને ઉભરતો મારી ના નાખે એ જોવાની આપણી ફરજ છે જે કોઈ આંધળિયાં કરીને આ રાષ્ટ્રદેહને ધૂળ કરશે તેના દેશદ્રોહને ભવિષ્યની પ્રજા કદાપી કાળે ક્ષમા આપશે નહિ. ડૉ. હરિપ્રસાદ.

## તમામ અંકુશો તત્કાળ ઉઠાવી લેવા હિન્દી સરકારને વિનંતિ

યુદ્ધના સમય પુરતા અંકુશો મૂકવા વ્યાજબી ગણી શકાય પણ હવે યુદ્ધ પુરૂં થયે ઘણો સમય થઈ ગયો છે. અંકુશો ચાલુ રાખી રાજ્ય કરવું એ હિન્દને શોભાસ્પદ નથી. મહાત્મા ગાંધીજી કહેતા કે જે રાજ્ય ઓછામાં ઓછી સત્તા વાપરે તે જ સુરાજ્ય ગણાય. હિન્દી સરકારે અનાજ, કાપડ, પેટ્રોલ અને સીમેન્ટ પરના સઘળા અંકુશો વિના વિલંબે ઉઠાવી લેવાની જરૂર છે. કાળાંબજાર, લાંચરુશ્વત અને આર્થિક અંધાધુંધી ચાલુ રાખવી હોય તોજ હવે અંકુશો ચાલુ રાખવા એવું અમારૂં માનવું છે. હિન્દી સરકાર લોકમત પારખી શકતી હોય તો તેણે જાણવું જોઈએ કે પ્રજા અંકુશોથી ત્રાસી ગઈ છે અને હવે અંકુશો ચાલુ રાખવાથી પ્રજાની નૈતિકતા પણ હણાઈ રહી છે પ્રજાનું બળ અને કાર્યશક્તિના વિકાસમાં અંકુશો ભારે અંતરાય રૂપ છે અંકુશોના પરિણામે ચારે બાજુ અંધેર જામ્યું છે. અંકુશવાળી ચીજો મેળવવા પ્રજા વધારે નાણાં આપી કાળાં બજાર કરે છે અને કરાવે છે. સગવડો મેળવવા પ્રજા લાંચરુશ્વતને ઉત્તેજન આપી પોતાનું કાર્ય પાર ઉતારે છે અમલદાર વર્ગ અંકુશો ચાલુ રાખવાનું ઈચ્છે છે કારણ કે તેમ કરવામાં તેમનો ઘણો લાભ સમાયલો છે. અંકુશો ચાલુ રાખવાથી પ્રજા અનીતિમાન બનશે, ચોરી કરતાં શીખશે અને બીજાને શીખવાડશે. અંકુશો ચાલુ રાખવાથી સામ્યવાદ ફાલશે અને સામ્યવાદને નામે ગુંડા રાજ્ય જામી પડશે. કોંગ્રેસ અને રાષ્ટ્રીય સરકારને અમે સઘળા અંકુશો ઉઠાવી લેવા ભારપૂર્વક વિનતી કરીએ છીએ. તેમ નહિ કરે તો પ્રજાનો ભારે વિરોધ સહન કરવો પડશે એટલું જ નહિ પણ દેશમાં અનીતિ અને અરાજકતાનું સામ્રાજ્ય વ્યાપશે. અંકુશો ચાલુ રાખ્યા વિના ભાવનું નિયમન રાખી શકાશે.

અમે રાષ્ટ્રીય સરકારના આજના સુત્રધારો પંડિત જવાહરલાલ નહેરુ તેમજ સરદાર પટેલને અંકુશો ઉઠાવી લેવાની હિંમત કરવા વિનતિ કરીએ છીએ અને ખાત્રીથી જણાવીએ છીએ કે અંકુશો ઉઠાવી લીધા પછી રાષ્ટ્રના વેપાર ઉદ્યોગો ટુંક સમયમાં જ વ્યવસ્થિત કરી શકાશે એટલું નહીં પણ પ્રજા રાહત અનુભવશે.

## વર્તમાનપત્રો પરનો ગેરવ્યાજબી વેરો

મુંબઈ સરકારે ઘણાખરા અખબારોમાં પ્રગટ થતી જાહેરખબરો પર રૂપીએ એક આનો કર લેવાનું ઠરાવ્યું હોવાથી તેની સામે દેશભરના વર્તમાનપત્રોએ વિરોધનો અવાજ ઉઠાવ્યો છે આજે દેશનો કોઈપણ જોખમનો અને ખોટનો ધંધો હોય તો તે છાપાનો ધંધો છે. માત્ર જુજ અપવાદ જેટલા પેપરવાળા તે ધંધામાં કાયમ છે જ્યારે બાકીના માંડ માંડ બે પાસાં સરખાં કરી શકે છે. વર્તમાનપત્રોનું એકમાત્ર આવકનું સાધન જાહેરખબરો હોય છે. તે સાધન પર સરકારે નજર નાખી ગરીબની મુડી આંચકી લેવા જેવું કામ કર્યું હોવાથી સ્વાભાવિક રીતે જ વર્તમાનપત્રોએ સરકાર સામે વિરોધ નોંધાવ્યો છે.

વર્તમાનપત્રોનું યોગ્ય મુલ્યાંકન કરીએ તો દેશની જાગૃતિ અને પ્રગતિમાં તેમનો હિસ્સો ઓછો નથી. આજ સુધી હિન્દમાં ચાલી રહેલા સ્વાતંત્ર્ય યુદ્ધમાં અખબારોએ પણ પોતાનો યોગ્ય હિસ્સો આપી કર્તવ્ય પાલન કર્યું છે. હવે તો આઝાદ હિંદમાં વિશાળ પાયા પર સામુદાયિક કેળવણી અને જ્ઞાનપ્રચાર

માટે વર્તમાનપત્રોની જરૂર હોઈ તેના વિકાસ માટે સરકારે તેને રક્ષણ અને ઉત્તેજન આપવું જોઈએ, તેને બદલે અખબારોની જાહેરખબરોમાંથી હિસ્સો પડાવવાની સરકારી નીતિ યોગ્ય નથી.

દુનિયાના કોઈ પણ દેશમાં આ પ્રકારનો વેરો લેવાતો નથી તેમજ આવી નીતિથી ચાલુ અખબારોને મોટો ફટકો પડે અને પરિણામે દેશમાં જ્ઞાનપ્રચાર કરતા આ વિશાળ સાધનોનો વિકાસ અટકી પડે એ દેશના સમગ્ર હિતની વિરૂદ્ધ હોઈ અમે સરકારને વિનંતિ કરીએ છીએ કે તે આ કર લેવાનું તાત્કાલિક બંધ રાખી વર્તમાનપત્રોને યોગ્ય ન્યાય આપે.

## રેલ્વેના અંધેર વહીવટ માટે તાબડતોબ પગલાં લેવાં ઘટે

આપણા રેલ્વે વહીવટમાં ભારે અંધેર વ્યાપ્યું છે. પૈસા આપનારને વેગનો મળે છે લાગવગવાળા બેસી શકે છે. લાંચરૂશ્વત આપનારને બધી સગવડ મળે છે. ટ્રેનોમાં ભારે ગીરદી રહે છે. માણસો ઢોરની પેઠે મુસાફરી કરે છે. એટલું જ નહિ પણ પાટીયાં પર ઉભા રહેવામાં જીંદગીનું જોખમ વેઠે છે. ટ્રેનોના ડબા તાત્કાલીક મેળવવા જોઈએ, વધુ ગાડીઓ દોડાવવી જોઈએ. ખાઉ બદલા માણસોને અમર લાંચ રૂશ્વત ખાતા-રને તુરત ડીસમીસ કરવા જોઈએ. સારા માણસોને રેલ્વેની નોકરી માટે મેળવવા જોઈએ. ગાડીઓમાં થર્ડ ક્લાસના ડબાઓમાં વધુ સગવડો રાખવી જોઈએ. આઝાદ હિંદની પ્રજાને હવે ઢોરની માફક મુસાફરી કરાવવી એ સરકાર માટે શોભતું નથી. ડીગ્રીઓનાં ક્વોલીફીકેશન્સ કરતાં ચારિત્ર્યવાન માણસોને તેમજ સાચા કાર્યકરોને નોકરીમાં લેવા જોઈએ. નોકરોને સંતોષકારક વેતન આપવું જોઈએ અને તેમની પાસેથી ઉત્તમ ચારિત્ર્ય અને સારૂં કામ માગવું જોઈએ. ભલામણો અને લાગવગોને પ્રાધાન્ય આપવું જોઈએ નહી. રેલ્વેની વ્યવસ્થા મૂળમાંથી ફેરવી આદર્શ સગવડ આપતી વ્યવસ્થા સર્જવી જોઈએ અને તેવા કાર્યમાં રસ લેતા નાગરીકોની એક કમીટી નીમી સરકારે તેને સઘળી મદદ કરવી જોઈએ.

## મુંબઈમાં જાહેર રસ્તા પર ચાલતી અનીતિની દુકાનો

મુંબઈ જેવા હિન્દના અગ્રણી શહેરના જાહેર રસ્તા પર અનીતિની ઉઘાડે છોગ ચાલતી દુકાનો આપણે માટે શરમાપ છે. સમાજ વ્યવસ્થાની એ ખામી છે. રાષ્ટ્રીય સરકારે અને ખાસ કરીને મુંબઈના વડાપ્રધાને સેન્ટ્રલ સ્ટેશને જતા ફરજીઆત જોવું પડતું આ દ્રશ્ય જોયું છે? ચારિત્ર્યમાં માનતું હિન્દ તેના મુખ્ય શહેરના જાહેર રસ્તા પર સ્ત્રી શક્તિના લીલામનું, ચારિત્ર્યનું લીલામ આ રીતે થવા દે એ શોચનીય છે અમે મુંબઈ સરકારને વિનંતિ કરીએ છીએ કે જેવી રીતે સરકાર પેગડોડ, સટ્ટો અને જુગારને કડક હાથે દબાવવા પ્રયત્નશીલ છે તે મુજબ મુંબઈના જાહેર રસ્તા પરનું આ કલંક તત્કાળ દુર કરવાનાં પગલાં ભરે.

## આપણી અદાલતોને આદર્શ બનાવો

જ્યારે રાષ્ટ્ર આઝાદ થયું છે ત્યારે દરેક ક્ષેત્રમાં ચાલતા સડાને દૂર કરવા માટે અને નવીન રાષ્ટ્ર સર્જવા માટે પ્રયત્નો જરૂરી છે આપણી અદાલતોમાં સાચો ન્યાય જવલ્લે મળે છે અને તે મેળવવામાં ભારે ખર્ચ કરવું પડે છે. ગરીબ અને મધ્યમવર્ગને માટે અદાલતો આશા સનને બદલે શાપ રૂપ છે. વકીલો ભારે પૈસા પડાવે છે. કોર્ટમાં સ્ટેમ્પના પૈસા ભરવા પડે છે. મુદ્દતો પડાવવામાં નિયમિત રીતે વાદી અને પ્રતિવાદી બન્ને જણા એક બે રૂપીયા કારકુનને આપે છે. આવી જગ્યાના કારકુનને દરરોજ દશ કે પંદર અગર તેથી વધુ રકમ મુદ્દતો પાડવામાં મળે છે લાગવગો ભારે પ્રમાણમાં કામ કરે છે. પહેલાંના સમયમાં ભારતવર્ષમાં ન્યાય દરેકને એક પણ પૈસો ખર્ચ્યા વગર મળી શકતો. ન્યાયની અદાલતમાં પૈસા આપવાના હોવા જોઈએ નહીં

વકીલોની પ્રથા રદ થવી જોઈએ. કોઈને વકીલ કરવા છુટ હોવી જોઈએ નહિ. વકીલનો ધંધો જુઠાણાં ઉભા કરવાં અને પૈસા પડાવી અસીલો ઉપર રોફ કરવામાં સમાયો છે સેવા કાર્ય માટે વકીલનો ધંધો જરાય પ્રશંસનીય નથી. પૈસા લીધા વિના જો કેસ હાથ ધરવામાં આવે તો જ તેને સેવા કાર્ય કહી શકાય. મોટા વકીલ અને બેરીસ્ટરો હજાર પર ફી લે છે. આ એક બદી છે. ન્યાય આટલો મોંઘો અને ખર્ચાળ દ્રષ્ટિએ થવો જોઈએ નહિ. ન્યાયાધીશ, વકીલો વગર ન્યાય આપી શકે તેવી પ્રથાની હવે જરૂર છે આપણી અદાલતો અને તેની કાર્ય પ્રણાલી મૂળમાંથી જ ફેરફાર માગે છે. રાષ્ટ્રીય સરકારને પશ્ચિમની ઢબની અદાલતોને બદલે આપણા ભૂતકાળમાંથી ઘણું શીખવાનું મળે તેમ છે. આ દિશામાં યોગ્ય સૂચનો મેળવી સરકારે ઘટતું કરવા વિનંતિ છે.

શાંતિલાલ મહેતા.

---

# પ્રેમધર્મની ટપાલ

- પુસ્તકાલયોને
- જાહેર સંસ્થાઓને
- 'ધર્મ'ના ગ્રાહકોને
- ધર્મપરિષદના સ્વાગત સભ્યોને

## 'ધર્મ' સાપ્તાહિક પત્રના ગ્રાહકોને 'પ્રેમધર્મ' માસીક મોકલાશે.

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી તા. ૧૨ મી જુનથી 'ધર્મ' સાપ્તાહિક પ્રગટ કરવાનું હતું પણ છેલ્લી ઘડીએ સમિતિએ 'ધર્મ'ની અઠવાડિક વ્યવસ્થા ફરવાનું ઠરાવ્યું હોવાથી તેનું પ્રકાશન કામ તુરત મોકુફ રાખવામાં આવ્યું છે. 'ધર્મ' માટે નોંધાયેલા ગ્રાહકોને ત્રણ માસ સુધી 'પ્રેમધર્મ' માસીક મોકલાશે. જેમને આ યોજના માન્ય ન હોય તેમણે તુરત કાર્યાલયને ખબર આપવી જેથી તેવા ગ્રાહકોને ૨ દોઢ મનીઓર્ડરથી પરત કરવામાં આવશે.

વ્યવસ્થાપક 'પ્રેમ ધર્મ'

ગયા વર્ષે 'પ્રેમધર્મ' પ્રચાર અર્થે માત્ર સવા રૂપિયામાં એક હજાર જાહેર સંસ્થાઓ તેમજ પુસ્તકાલયોને મોકલવામાં આવ્યાં હતાં તે બધાને વિનતી કરવાની કે બધાના લવાજમ આ અંકે અગર હવે પછીના એક બે અંકે પૂરા થતા જાય છે જેમણે 'પ્રેમધર્મ'ના ગ્રાહક તરીકે નવા વર્ષમાં ચાલુ રહેવું હોય તેમણે લવાજમના રૂ. ૬-૮-૦ મની ઓર્ડરથી મોકલી આપવા. કોઈને પણ વી. પી કરવામાં આવશે નહિ અને લવાજમ નહિ મળે તો તેમને પ્રેમધર્મ મોકલવાનુ બંધ થશે.

ઘણી સંસ્થાઓએ 'પ્રેમધર્મ' આખા લવાજમે ચાલુ રાખવા લખ્યું છે તેમને જણાવવાનું કે સંસ્થા હાલ તુરત તેમની વિનતીનો સ્વીકાર કરી શકે તેમ નહિ હોવા બદલ દિલગીર છે.

આશા છે કે ઉપરોક્ત વિનંતિને માન્ય રાખી જે સંસ્થાઓ અગર વાંચનાલયોએ ગયા વર્ષે 'પ્રેમધર્મ'નો લાભ મેળવ્યો છે તેઓ 'પ્રેમધર્મ'ને ચાલુ રાખશે. સામાન્ય રીતે આવી જાહેર સંસ્થાઓમાં થોડાક બંધુઓ ભેગા મળી ફાળો કરે તો પણ 'પ્રેમધર્મ'નું લવાજમ એકઠું કરવામાં વાંધો ન આવે.

તા. ૨૨-૬-૪૯ તંત્રી 'પ્રેમધર્મ'

## અમદાવાદમાં મધ્યમ વર્ગનાં વસવાટો બાંધતી ધર્મનગર હાઉસીંગ સોસાયટીએ વડાપ્રધાન પર કરેલો તાર

અમદાવાદ, ગુરુવાર

અત્રેની ધર્મનગર કો. હા. સોસાયટીએ આજરોજ વડાપ્રધાન શ્રી બી. જી. ખેર પર નીચે મુજબ તાર કર્યો છે. "ધર્મનગર કો. હા. સોસાયટીના મકાનોનું બાંધકામ અડધે રસ્તે અટકી પડયુ છે ને સીમેન્ટના અભાવે સોસાયટીને ભારે નુકશાનીમાં ઉતરવું પડે તેમ છે. સરકારી લોનનું વ્યાજ તેમજ મજુરોની રોજી ચઢતી હોવાથી આ મામલામાં દરમ્યાનગીરી કરી સોસાયટીને તાત્કાલીક સીમેન્ટ મળે તેવી વ્યવસ્થા કરવા વિનતિ છે મધ્યમ વર્ગનાં વસવાટોની તંગી દૂર કરવા સરકારી યોજના મુજબ ધર્મનગર હાઉસીંગ સોસાયટી મકાનો બાંધી રહી છે અને મુંબઈ સરકારે તેને લોન આપેલી છે."

ઉપરાંત જુદા પત્ર દ્વારા શ્રી વડાપ્રધાનને વસવાટોની તંગી દૂર કરવા સરકારે વારવાર વચનો આપ્યા મુજબ સહકારી હાઉસીંગ સોસાયટીઓને માલસામાન પૂરો પાડવા વિનંતિ કરવામાં આવે છે.

## ધર્મ પરિષદના સ્વાગત સભ્યોને 'પ્રેમધર્મ' માસિકના ગ્રાહક બનવા વિનંતિ

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી દરેક અંગ્રેજી મહિનાની પહેલી તારીખે 'પ્રેમધર્મ' માસિક પ્રગટ થાય છે તેનું વાર્ષિક લવાજમ રૂા. ૬-૮-૦ રાખવામાં આવ્યુ છે.

સમિતિ તરફથી તાજેતરમાં મુંબઈમાં યોજાયેલી બીજી ધર્મ પરિષદના સ્વાગત સભ્યોને આ માસિક પત્ર ગયા મહિનાથી મોકલવાનું શરૂ કર્યું છે. અમે આશા રાખીએ છીએ કે ધર્મ પરિષદના સહાયક સભ્યો 'પ્રેમધર્મ'ના ગ્રાહક બની સંસ્થા સાથેનો સહકાર અને સબંધ ચાલુ રાખશે.

'પ્રેમધર્મ'ના ત્રણ અંકો નમુના રૂપે દરેકને મોકલવામાં આવ્યા બાદ બધા સભ્યોને રૂા ૬-૧૨-૦નું વી. પી કરવામાં આવશે તે દરમ્યાન જેઓ 'પ્રેમધર્મ' મંગાવવા ઈચ્છતા ન હોય તેમણે પત્રદ્વારા કાર્યાલયને ખબર આપવા વિનતિ છે. અમે ઈચ્છીએ છીએ કે અમારી વિનંતિ માન્ય રાખી સ્વાગત સભ્યો 'પ્રેમધર્મ'ના લવાજમના રૂા ૬-૮-૦ મનીઓર્ડરથી જ મોકલી આપો તો વધુ સારું.

વ્યવસ્થાપક 'પ્રેમધર્મ.'

# મુંબઈ સરકારે સીમેન્ટ પરનો અંકુશ ઉઠાવી લેવો જોઈએ અગર સીમેન્ટની વહેંચણી મજુર ખાતાને સોંપવી જોઈએ.

હિન્દી તત્કાલ પ્રચાર સમીતીના મંત્રી અને ધર્મનગર કો. ઓ. સોસાયટીના ચેરમેન શ્રી. શાંતિલાલ દીનાનાથ મહેતાએ એક જાહેર નિવેદન દ્વારા જણાવ્યું છે કે,

મુંબઈ સરકારના પ્રધાનોએ મધ્યમવર્ગના વસવાટોની તંગી દૂર કરવા સહકારી હાઉસીંગ સોસાયટીઓ દ્વારા મકાનો બાંધવા પ્રજાને વીનતી કરી, તેના પરિણામે સંખ્યાબંધ સહકારી સોસાયટીઓએ વસવાટો બાંધવાનું કાર્ય ઉપાડી લીધું છે.

## પ્રધાનોની ખાત્રી

સરકારના માનનીય પ્રધાનોએ જાહેર નિવેદનો અને વ્યાખ્યાનોમાં સહકારી સોસાયટીઓને લોન અને માલ-સામાન પૂરો પાડવાના વચન આપ્યાં, ઉપરાંત પ્રધાનોએ પોતાના પત્રવ્યવહારમાં પણ સોસાયટીઓને મદદ કરવાની ખાત્રી આપી છે

આ બધા વચનો અને ખાત્રીઓ માત્ર કાગળ ઉપર અગર શબ્દોમાં રહેવાં જોઈએ નહી, પણ તેને વ્યવહાર બનાવવાની તેમજ સોસાયટીઓ મકાનો બાંધી શકે તેવી સંગીન મદદ કરવાની સરકારની ફરજ છે.

આજે પરિસ્થિતિ શું બની રહી છે તે આપણી રાષ્ટ્રીય સરકાર અને પ્રધાનોએ જાણવું જોઈએ અને તે દૂર કરવા તમામ પ્રયત્નો કરવા જ જોઈએ, નહીં તો પ્રધાનોના વચનો પર વિશ્વાસ રાખી યોજનાઓ ઘડનારાઓ અને કાર્ય કરનારાઓની સ્થિતિ કફોડી બને.

## અધવચ રસ્તે

આજ તો અધવચ રસ્તે આવેલાં મકાનોનાં બાંધકામ માટે હાઉસીંગ સોસાયટીઓને સીમેન્ટ મળતો નથી. પ્રધાનો અગર સરકારી ખાતાના ઉચ્ચ અમલદારો પણ કોઈ જાતની જવાબદારી સ્વીકારતા નથી, અને સરકારી ખાતામાં કોઈ દાદ-ફરિયાદ સાંભળતું નથી. જ્યારે બીજી બાજુએ હજારો ટન સીમેન્ટ રૂ. ૨૦૦ થી રૂ ૨૫૦ ના ભાવે કાળા બજારમાં વેચાય છે રૂ. ૮૫ ના કન્ટ્રોલ ભાવે કોઈ માલ આપતું નથી.

## વ્યવસ્થા નથી

ધર્મનગર સોસાયટીનો દાખલો જ આ બાબતમાં ટાંકુ તો જણાવવું જોઈએ કે સીમેન્ટ માટે સોસાયટીનું કામ અટક્યું હોવા છતાં મુંબઈ સરકાર તેને કોઈપણ રીતે મદદરૂપ બની શકતી નથી. મુંબઈ સરકારના માનનીય પ્રધાન શ્રી. નંદાજીએ સોસાયટીને તાત્કાલીક સો ટન સીમેન્ટ આપવા ભલામણ કરી છે અને સરકારી મજુર ખાતાના સર્વોચ્ચ અધિકારીનો હુકમ હોવા છતાં આજે સીમેન્ટની વહેંચણી કરનારી કંપની તે માટે વ્યવસ્થા કરી શકતી નથી.

## મજુર ખાતાને સોંપો

તેથી આ નિવેદન દ્વારા મધ્યસ્થ સરકારને વિનંતિ કરવાની કે તેણે સીમેન્ટની વહેંચણી મુંબઈ સરકારના મજુર ખાતાને સોંપવી જોઈએ અગર તેમ ન કરે તો સીમેન્ટ ઉપરનો કન્ટ્રોલ તરતજ ઉઠાવી લેવો જોઈએ. કન્ટ્રોલ ઉઠાવી લીધા સિવાય સીમેન્ટનાં કાળાં બજાર અટકશે નહી. સીમેન્ટની વહેંચણીની ગેરવ્યવસ્થાથી પ્રજા ખુબ મુશ્કેલીમાં મુકાઈ છે ને કાળાં બજાર ફાલી રહ્યાં છે. આ રીતે જ જો કામ ચાલશે તો મધ્યમ-વર્ગનાં મકાનોનાં બાંધકામની નીતીને ઉત્તેજન આપવાની વાતો માત્ર શબ્દોમાં જ રહેશે.

મુંબઈ સરકારને વીનતિ કરવાની કે તેમણે માત્ર આદર્શ શબ્દોમાં નિવેદનો નહી કરતાં આપેલાં વચનો અમલમાં મુકવા પ્રયત્ન કરવો જોઈએ. અને ખાસ કરીને હાઉસીંગ સોસાયટીઓને તાત્કાલીક માલસામાન પુરો પડે છે કે કેમ તે જોવું જોઈએ

## રાહત કેમ નથી?

હિન્દી સરકારે એક વેપારી કંપનીને હસ્તક સીમેન્ટની વહેંચણી કરવાનો ઇજારો આપવામાં કઈ રીતે પ્રજાહીત સાધ્યુ છે તે સમજાતુ નથી. એક બાજુ સહકારી સોસાયટીઓને ઉત્તેજવાની અને એ[illegible] નફાખોરી બંધ કરવાની સરકારી નીતિ અખત્યાર કરવામાં આવી છે ત્યારે બીજી બાજુ વેપારી કંપનીને હસ્તક સીમેન્ટની વહેંચણી સોંપી તે નફાખોરીને ઉત્તેજન આપી રહી છે તેથી હવે તો કાં સરકાર સીમેન્ટ પરનો કન્ટ્રોલ સમુળગો દુર કરે અગર તેનો વહીવટ મુંબઈ સરકારના લેબર ડીપાર્ટમેન્ટને સોંપે, તો જ પ્રજાને રાહત મળી શકે એમ લાગે છે.

# ગીતાનો સાર પકડો

— રજુ કર્તા —
સ્વામિ શ્રી. ચૈતન્યાનંદ
શ્રી રામકૃષ્ણ આશ્રમ, પંચવટી - નાસિક

પ્રિય......

ગીતાનો અભ્યાસ કરવાની તારી ઇચ્છા જાણીને આનંદ. તેં લખ્યું કે મારે તને બને તેટલી મદદ કરવી. ગીતા વિષેના મારા વિચાર જાણવાનું કાંઈ કારણ નથી. પણ મારા વિચારોથી તને કેટલે અંશે ફાયદો થશે એનો આધાર સંપૂર્ણ રીતે તારા પર છે. હું કહું છું માટે જ તારે અમુક વસ્તુ સ્વીકારી લેવી એવી મારી જરાય ઇચ્છા નથી જો તું એમ કરે તો તો જે કેટલાક માણસો પોતે સ્વતંત્ર વિચાર કરવાને બદલે એકાદ મહાન આચાર્ય અથવા ટીકાકારને જ પોતાના માર્ગદર્શક તરીકે સ્વીકારી બેસે છે, તેમના જેવી જ ભૂલ કરી બેસે. પરિણામે કેટલીક સાદી છતા અગત્યની બાબતો વિષે નજર ચૂક થઈ જાય.

તું ચિદંબરમ્ તો ગઈ છો. ત્યાં શ્રી નટરાજની સૌંદર્યપૂર્ણ પ્રતિમાનો પ્રભાવ તારા પર ખૂબ પડ્યો હશે. પરંતુ વરસમાં છ વખત આવતા અભિષેક સિવાયના દિવસોમાં તો શ્રીનટરાજને માથે કિરીટ હોય છે અને આખુ શરીર કવચથી ઢાંકેલું હોય છે, અરે! ચરણો પણ ઢાંકેલા હોય છે. એ ઉપરાંત રેશમના વાઘા, અને તેના ઉપર અસંખ્ય ઝવેરાતના બનાવેલા બહુ મૂલ્ય અલંકાર પ્રતિમાને આખા શરીરે ધારણ કરાવેલાં હોય છે. પણ એટલાથીએ કેમ પૂરું થાય! એ સુવર્ણમાં સુગંધનો સુમેળ કરવા સારુ વિવિધ જાતનાં ફૂલોની રંગબેરંગીને સુગંધી માળાઓ, ને તેમાંય ચરણે ધરવાની તો ખાસ રીતે બનાવેલી એટલે કે બહાર જોતાં તમને ખરેખરી પ્રતિમા તો જોવા જ નથી મળતી. જો કે આ માત્ર વાઘા અને શણગાર અલબત્ત એ બધાથી શોભા વધે છે જરૂર, અને આપણને આકર્ષણ પણ થાય, પણ અભિષેકને દિવસે એ બધા વાઘા, અલંકાર અને માળાઓ વગેરેના ઠાઠ વિનાની નટરાજની શ્રીમૂર્તિ જો દેખ તો તને ખબર પડે કે આપણા દેશનું ધાર્મિક સ્થાપત્ય-કલા-વિજ્ઞાન કઈ ટોચે પહોંચ્યું હતું! ભાન ભૂલી થઈને એ પ્રતિમાને બેઠી જોવાનું જ તને મન થઈ જાય એવી જીવંત અને સુમધુર એ પ્રતિમા છે. મંદિર મૂકીને બહાર નીકળીએ તોય એ મૂર્તિ તો જાણે નયન સામે ખડીને ખડી!

ગીતાનું ય કાંઈક એવું જ છે. ગીતા પરની અગણિત ટીકાઓ, અસંખ્ય દીપિકાઓ ભલે ગીતાનું ગમે તેવું સૌંદર્ય દેખાડે પણ તેને બહાર કાઢીને તેના ખરા સ્વરૂપમાં રજુ કરવા છતા ઉલટી તેને વધુ ઢાંકે છે. એટલે ગીતાનો જો ખરેખરો અભ્યાસ કરવાની તારી ઇચ્છા હોય તો કોઈ પણ ટીકા વાંચ્યા વિના જ તેને સમજવાનો પ્રયાસ કરવો. બને તો યુનિવર્સિટીમાં સાંભળેલા ગીતાના વિષય પરનાં વિદ્વાનોના વ્યાખ્યાનો બધાં વિસરી જવા.

ભગવાન શ્રીરામકૃષ્ણના જીવન અને વચનામૃતનો તેં અભ્યાસ કર્યો છે એ સમજવા માટે ટીકાની જરૂર નથી પડતી. તારી પોતાની જ મેળે જ તું એ સમજે છે, ખરું ને? તો પછી ગીતાની બાબતમાં એમ કેમ ન કરવું! મૂળની સંસ્કૃત ભાષા તથા શબ્દોનો પરસ્પર વિરોધી અર્થ થઈ જવાની સંભાવનાને લીધે જરૂર મુશ્કેલી ઉભી થાય. પણ તારે તારી સાદી સમજણ ઉપર આધાર રાખીને સીધો અને સરળ અર્થ લેવો.

એક બીજી સાવચેતીની સૂચના. અમે કોલેજમાં ભણતા ત્યારે બી. એ. ની પરીક્ષામાં અંગ્રેજી સાહિત્યનો એક પ્રશ્ન પત્ર આવતો. જૂના સ્કેન્ડીનેવીઆના સંતો અને એંગ્લો-સેક્સનોના ઇતિહાસથી આરંભીને અત્યારની છેલ્લામાં છેલ્લી નવલકથા સુધીના અંગ્રેજી સાહિત્યમાંથી કોઈપણ ગ્રંથકાર અથવા ગ્રંથ વિષે સવાલો પૂછવામાં આવતા. એ ગ્રંથકાર અથવા ગ્રંથ વિષેનાં અમારાં જ્ઞાન અથવા અમારી ઉપર પડેલી છાપમાંથી જવાબો આપવાના નહોતા. અમને નોંધ ઉતરાવનારા પ્રોફેસરોએ ઘણાં એ પુસ્તકો ન પણ વાંચ્યાં હોય; (એવી નોંધને વર્ગમાં બોલવાને જ માનપૂર્વક "લેક્ચર" કહેવામાં આવે છે. એ નોંધોમાંથી જ અમારે જવાબ આપવાના હતા.) આ રમુજની મારા ઉપર બહુ જ લાભકારક અસર થઈ. એ વખતથી શબ્દોની હારમાળાઓ ભલે તેટલી સરસ વાક્યરચનાવાળી અને સુશોભિત હોય પણ મારે મન તેનો અર્થ કંઈ જ નહિ, તેમજ હું તેમનાથી

આંજાઉ નહિ. ભલે ત્યાંના શબ્દો હોય, પણ મારે મન તેમનો કંઈક પણ સમજમાં ઉતરે એવો અર્થ નીકળવો જોઈએ. તારી પાસે કેટલાક માણસો અતિ માનસિક રસાયણશાસ્ત્ર, પરમ ગુહ્ય મનોવિજ્ઞાન, યા તો આત્માદિક શરીરશાસ્ત્ર—એવા એવા જડમતિક શબ્દો-વાળા વિષયો વિષે વાતો કરતા હશે, પણ એ શબ્દોમાં મને કંઈ અર્થ કે ભાવ જણાતો નથી. વર્તમાન યુગમાં જુના વહેમોનું સ્થાન છાપેલા શબ્દો અને વૈજ્ઞાનિક પ્રયોગ વાક્યોએ લીધું છે અને તેમને આંખ મીંચીને માની લેવામાં આવે છે. એટલા સારૂ તારે દરેક શબ્દનો કંઈક પણ સમજાય તેવો અથવા ખરેખરો અર્થ નીકળે એ પર ખાસ ભાર મૂકવો. આ સૂચનાઓ નજર સામે રાખીશ તો ગીતાના કંઈક સાચા અર્થની આશા રાખજે.

તારી ઇચ્છા એવી છે કે આ પત્રો સહેલી અને સાદી ભાષામાં લખાય. કાંઈ તાત્ત્વિક પ્રયોગો અને સમજણમાં ન ઉતરે એવી બાબત વૈજ્ઞાનિક બુદ્ધિની કસરતોની ચર્ચાઓના ઉલ્લેખથી દૂર રહેવાની તારી ઇચ્છા પણ મને ગમી. તેમ છતાં, ગીતામાં કેટલાય તત્ત્વજ્ઞાનના અને આધ્યાત્મિક વિચારો છે તેમને સાવ છોડી દેવા એ અસંભવિત છે. તારે એમને તારી પોતાની રીતે સમજવાનો પ્રયાસ કરવો. તે શ્રી રામ-કૃષ્ણને વિષે અભ્યાસ કર્યો છે એટલે એ બહુ સહેલું થઈ પડશે.

દુનિયા તથા જીવનની સમસ્યાઓ પરનું મારું દર્શન શ્રીરામકૃષ્ણના જીવન અને ઉપદેશ પર બંધા-યેલું છે એટલે ગીતાની મારી વ્યાખ્યામાં તને જણાશે કે મારી એક માત્ર સહાય, પ્રકાશ યા આધાર શ્રીરામ-કૃષ્ણ છે; કારણ કે એ સર્વ દર્શન અને સર્વ ધર્મના જ્વલંત જીવંત ઉદાહરણ છે

આ કાગળ ઠીક ઠીક લાંબો થઈ ગયો છે. એટલે ગીતાને સમજવાની જુદી જુદી દૃષ્ટિઓ વિષેની વાત હવે પછીના કાગળમાં.

* નોંધ—ચિદંબરમ્ એ દક્ષિણ હિંદમાં યાત્રાનું ધામ છે એ ધામના અધિષ્ઠાતા દેવતા શ્રી નટરાજ અને તાંડવ નૃત્ય કરતા શિવજી છે એ પ્રતિમાને જ્યાં દમંડક આદિના આપત્તિપૂર્ણ સ્થાન કાઢવા સારૂ વરસમાં બે વખત બહાર લઈ જવામાં આવે છે

# નવ મણુકાની માસિક મનન માળા

૧ આરોગ્યં, બલં, યૌવનં,
   (આરોગ્ય બળ અને યૌવન હે ભગવાન! મને આપો!)

૨ ઐશ્વર્ય
   (ઈશ્વર જેવા ગુણ—જેવા કે શક્તિ, તેજસ્વીતા, જ્ઞાન અને કલ્યાણ કરવાની વૃત્તિ હે ભગવાન મને આપો)

૩ શરીર માદ્યં ખલુધર્મ સાધનમ્
   સંસારના સર્વે ધર્મો બરાબર બજાવી શકાય તે માટે પ્રથમ શરીર તન્દુરસ્ત જોઈએ

૪ વ્યાયામથી શરીર તન્દુરસ્ત અને મજબૂત બને છે.

૫ વ્યાયામથી શરીરનો મહારિપુ એટલે શત્રુ એવો જે આળસ તે દૂર થાય છે.

૬ વ્યાયામથી વ્રત અને નિયમ જેવી શીસ્ત આવે છે.

૭ વ્યાયામથી ઇન્દ્રિયો વશ થાય છે.

૮ વ્યાયામથી અભય પ્રાપ્ત થાય છે.

૯ વ્યાયામથી સારી ભૂખ લાગે છે અને મીઠી ઊંઘ આવે છે.

## ઉચ્ચ વિચાર

સાહિત્ય, સંગીત અને કલાના સેવનથી અનેક અવતારોનું જ્ઞાન, માધુર્ય અને આનંદ એક અવતારમાં મળે છે

*

સૃષ્ટિ સૌન્દર્ય ના ઉપભોગ જેવો બીજો પુણ્ય પ્રસંગ આ સંસારમાં નથી.

*

જેઓ એક પતિ વ્રત કે એક પત્ની વ્રત પાળે છે તેમને શુદ્ધ પ્રેમ મળે છે અને એજ શુદ્ધ પ્રેમ એમને પ્રભુનો યોગ કરાવી આપે છે.

ધર્મ પરિપક્વ મુખ્યત્વે યુવકોને માટે હતો. ધર્મ કે તત્ત્વજ્ઞાન આધેડ થયા પછી કે વૃદ્ધ થયા પછી જાણવાના વિષયો નથી. જીવન શરૂ કરતાં પહેલાં જીવ, જગત અને ઈશ્વર વિષે મુખ્ય મુખ્ય બાબતો જાણી લેવી જોઈએ. નીતિ અને ધર્મ માર્ગે જનાર શરીરે તન્દુરસ્ત રહે છે, પૈસે ટકે સુખી થાય છે. કીર્તિ મેળવે છે અને માનસિક શાન્તિનો અનુભવ કરે છે, મહાભારતકાર કહે છે કે હું ઊંચા હાથ કરીને કહું છું કે ધર્મ માર્ગે ચાલનારનું આધ્યાત્મિક કલ્યાણ તો થાય છે પણ સાથે સાથે દુન્યવી સુખ પણ એને મળે છે છતાં મારું કહેવું લોક કેમ સાંભળતા નથી!

ડૉ. હરિપ્રસાદ

# ચિ........ન........ગા........રી........ઓ

## સાચો ધર્મ

અઢી હજાર વર્ષથી હિન્દુસ્તાનનું પ્રજાકીય જીવન એવી રીતનું ચાલતું આવ્યું છે કે આપણે વધુને વધુ નિર્બળ બનીએ અને પેટ ચાલતા કીડા જેવા થતા જઈએ. આજે આપણને સાચી જરૂર હોય તો બળ, બળ અને બળની જ જરૂર છે. આર્થિક, શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક; એ આપણા મુદ્રાલેખો છે એ આપણો ધર્મ છે.

## માનવતાની જરૂર

આપણે આપણી ફરજ બજાવીએ, ખોટું કર્મ ન કરીએ, બીજા પર જુલમ ન કરીએ, આપણી શક્તિના પ્રમાણમાં બીજાનું ભલું કરીએ. પરંતુ મહત્ત્વને માટે અન્યાય સહન કરવો એ પાપ છે, તેનો તુરત જ પ્રતિકાર કરવો જોઈએ. વિશેષ ઉત્સાહથી ધન પ્રાપ્ત કરવું, આપણા કુટુંબ અને આશ્રિતોને નિભાવવા, પરોપકારનાં કાર્યોમાં રત રહેવું એ આપણી ફરજ છે. જ્યાં સુધી આપણે આપણી આ ફરજ નબજાવી શકીએ ત્યાં સુધી માણસની ગણત્રીમાં જ નથી, તો પછી મોક્ષ કેવી રીતે મેળવી શકાશે? સાચી રીતે માનવતાની જરૂર સર્વ પ્રથમ છે.

## જગદ્વિજયી શાથી થવાય?

જડવાદ કદી જડવાદથી જીતાયો જાણ્યો નથી. જેમ જેમ સૈન્યો વધતાં જાય છે તેમ તેમ માનવ, માનવ મટીને પશુ બનતો જાય છે, એટલે જ આધ્યાત્મવાદથી જગતપર વિજય મેળવવો જરૂરી છે. આ આધ્યાત્મવાદમાં વિશ્વબંધુત્વ તેમજ જૂની ખખડી ગયેલી નિષ્પ્રાણ ક્રિયાઓમાં ચેતન ભરી નવું જીવન્ત સ્વરૂપ આપવું, સમય અને બદલાયલા સંજોગોને અનુરૂપ નવું જીવન સર્જાવવું એજ સાચો ધર્મ છે

## આત્મવત્ સર્વ ભૂતેષુ

આ સુભાષિત માત્ર શું પુસ્તકમાં જ સંગ્રહી રાખવા માટેનું સુશોભિત ચિન્હ છે? જે ભૂખ્યાને રોટલીનો ટુકડો ન આપી શકે, તે મોક્ષ શું આપી શકે? જે બીજાના શ્વાસથી અભડાય તે કોઈને પવિત્ર શું કરી શકે? સાચો ધર્મ ચાલ્યો ગયો છે અને વર્તમાન ધર્મ માત્ર ક્રિયાકાંડ અને બાહ્ય ચિહ્નોમાં જ સમાઈ ગયો છે. ખરી રીતે તેને ધર્મ કહેવો તે ઠીક નથી, એ માનસિક રોગ બની ગયેલ છે. સાવધાન! પ્રેમ એ જ જીવનનો એક માત્ર ધર્મ છે.

## ધર્મનો બોલ

"હું ગરીબને માટે છું જેનું હૃદય ગરીબોને માટે રડે છે તેને જ હું મહાત્મા કહું છું. જ્યાં સુધી કરોડો માણસો ભૂખ અને અજ્ઞાનતામાં જીવન ગાળશે ત્યાં સુધી: જે માણસ તેઓના ખર્ચે કેળવાયલો બન્યો હોવા છતાં તેમના તરફ થોડામાં થોડું પણ લક્ષ આપતો નથી તેને હરેક માણસ ઉપર અને સમાજનો દ્રોહી છે"

ધર્મનો હેતુ અને ઉદ્દેશ દુષ્ટ રાક્ષસી રચનાઓને નિર્મૂળ કરવાનો છે, જે ધર્મો ગરીબ અને કનિષ્ઠ વર્ગોને કચર્યો છે તે ધર્મ સાચો ધર્મ નથી.

## હું ધર્મ છું.

એક બોમ્બ પડે ને ફરિ તેમ સમાજ પર હું પડીશ ને સમાજ મારો અનુયાયી બની જશે. હું સમસ્ત વિશ્વને, માનવ સમાજને ધ્રુજાવી અને ન્યાયને પકડી રહીને મૂળમાંથી હલાવી નાખીશ. હું જે કાંઈ કહીશ તે જગતે સાંભળવું જ પડશે. એ શબ્દો સ્વામી વિવેકાનન્દના હતા. મહાત્મા ગાંધીએ કહ્યું. "અંગ્રેજો ચાલ્યા જાવ" અને તે શબ્દો અગ્નિની માફક સમસ્ત દેશમાં ફેલાઈ ગયા અને તેના પરિણામે અંગ્રેજો હિન્દમાંથી આપોઆપ ચાલ્યા ગયા. ધર્મનો આ પ્રભાવ છે

પ્રભુ કહે છે કે:

જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે ત્યારે ત્યારે હું જન્મ લઉં છું.

## એજ રીતે

માનવકુળમાં અજોડ એવા ભારતીય ધર્મ અને તત્વજ્ઞાનનો સદેશ ઘેરઘેર પહોંચાડવા જરૂર પડતાં આ ભારતભૂમિમાં અદ્વિતીય નરરત્નો ઉત્પન્ન થયાં છે, થાય છે અને થશે.

## ધર્મનું ઉદ્બોધન

તારામાં તું શ્રદ્ધા રાખ અને તેને અવલંબી ઉભો થા, બળવાન બન! આજે સાચી રીતે બળની જ જરૂર છે. માનસિક નિર્બળતા અને શારીરિક નિર્બળતા દૂર કરીને હિંમતવાન અને આત્મબળવાન થા. વેદાંત કહે છે કે હું આત્મા છું-પરમાત્મા છું અને ધારું તે કરી શકું છું. મારામાં બધું બળ છે. આત્મામાં આ અનંત શક્તિ રહેલી છે. તેનો આવીર્ભાવ કર. ઉભો થા, તારા વ્યક્તિત્વની ખાત્રી કરાવ. તારામાં રહેલ પરમાત્માની પરમ જ્યોતથી જગતને ઝગમગાવી દે. તેનો અંધકાર દૂર કરી દે."

---

# કલ્યાણકારી માનવધર્મ છે

બધી ક્રિયાના અતિરેકથી ધર્મ- ગ્રંથોનું પ્રાબલ્ય વધે છે તેમનું જોર વધવાથી ક્રિયા પણ વધી જાય છે અને એ ક્રિયામાં મુળ ધર્મ ગુંગળાઈ જાય છે. માનવ ધર્મ મંદિર, ક્રિયા કે પુરોહિત મંડળની વિરુદ્ધ બિલકુલ નથી, માત્ર એ સર્વમાં તરફ વધુ આપતો નથી, પણ ધર્મનાં મુળભુત સિદ્ધાંતો પ્રત્યે ધ્યાન આપે છે આપણે પોતાના ધર્મની સાથોસાથ માનવધર્મ પણ પાળી શકીએ છીએ અને માનવ ધર્મને ખાતર આ પ ણા પો તા ના ધ ર્મ નો ત્યાગ કરવા નથી. આપણા સૌના ધર્મોમાં મંદિરો, ક્રિયાઓ વગેરે જેમ છે તેમ જ ચાલુ રહેશે માત્ર વર્તમાન યુગમાં વધુ અગત્યનું શું અને ઓછું અગત્યનું શું તે માનવ ધર્મદ્રષ્ટિએ આપણને જાણવા મળે છે

## માનવ ધર્મ કર્તવ્ય સમજાવે છે.

માનવધર્મમાં મનનચિંતનની, તત્ત્વજ્ઞાનની, સંન્યાસની, દેહ કષ્ટની, જપતપની અગત્ય ઓછી નથી. એટલું જ નહિ પણ માનવ ધર્મને આધ્યાત્મિકતા, જ્ઞાન અને ભક્તિ સાથે પણ સીધો સંબંધ નથી માનવધર્મ માત્ર કર્મપરાયણતામા માને છે અને સત્કર્મને ધર્મની કસોટી સમાન લેખે છે. અલબત આપણો પોતાનો ધર્મ તો ચાલુ રહેશે જ અને તેમા જ્ઞાન, ભક્તિ અને આધ્યાત્મિકતા અતિ મોટો ભાગ અવશ્ય ભજવશે. ભક્તિ અને આધ્યાત્મિકતા આપણને શુદ્ધ સત્કર્મો કરવા પણ પ્રેરશે. આપણે એ મહાન ગુણો માનવ-ધર્મને ખાતર છોડતા નથી અને માનવધર્મ તે છોડવા આપણને કહેતો પણ નથી. જો આ સૌના પાલનથી માણસ સત્કર્મો કરતો હોય (અને તે થાય છે જ) તો માનવધર્મ એનો બિલકુલ વિરોધ કરતો નથી પરંતુ માનવધર્મનું અંતિમ ધ્યેય લોક કલ્યાણ છે, વ્યક્તિગત મોક્ષ નથી પણ સમૂહગત માનવ કલ્યાણ છે. આ ધ્યેય પ્રાપ્તિમા જ તેનું ધ્યાન અને શક્તિઓ કેન્દ્રિત થએલાં હોવાથી ધર્મના બીજા ઉપયોગી અંગો એને ગૌણ લાગે છે માનવધર્મ બીજા ધર્મોનો ઉચ્છેદ કરવા માગતો નથી It comes not to destroy but to fulfil માનવી તરીકે તે આપણું કર્તવ્ય આપણને સમજાવે છે, અન્ય માનવીઓનું હિત સાધવા આપણને પ્રેરે છે, અને એ મહાન ધ્યેયને મુકાબલે ધર્મના બીજા ઉપયોગી અંગો વિષે તે મૌન ધારણ કરે છે પ્રત્યેક વ્યક્તિ પોતપોતાનો ધર્મ સ્થિરતાથી પાળે એમ આપણે ઈચ્છીએ, પરંતુ તેના જાહેર જીવનમાં તે માનવધર્મની દ્રષ્ટિ કેળવે એ [illegible] છે એક રાજનીતિજ્ઞ પુરુષ ભલે દેવદર્શને ન જતો હોય, પૂજા-વિધિ ન કરતો હોય, અને ભક્તિમય જીવન પણ ન ગાળતો



આ લેખના લેખક પ્રો. દાવર.

હોય તો પણ તેના જાહેર જીવનમાં ધર્મથી માનવ ઉપર સેવાની એવી આશા તો આપણે જરૂર રાખીએ. આ રીતે માનવધર્મની યોગ્યતા સર્વ સજ્જનોનું અને જાહેર જીવન ગાળતા તમામ સેવકો અને નેતાઓનું એક Minimum qualification બને એ ઈચ્છવા યોગ્ય છે

---

બધાજ ધર્મોનું રહસ્ય અંતે તો માનવ-ધર્મ તરફ જ વળેલું છે, પરંતુ જે અનિષ્ટો જોવામાં આવે છે તે રૂઢીજન્ય સ્થિતિ-સ્થાપકતા, કોમવાદ અને સાંપ્રદાયિકતા-થી જ સર્જાયેલાં છે, જે માનવતાનો વિધ્વંસ કરે છે. પ્રો. દાવરે આ લેખમાં તેનું સુંદર નિદર્શન કર્યું છે. આ લેખ ધર્મપરિષદના પ્રસિદ્ધ થતા પુસ્તક માટે તેઓશ્રી તરફથી મળ્યો છે જેને પ્રેમધર્મના વાંચકો માટે અત્રે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.....

---

રાષ્ટ્રનો કોઈ પણ એક ધર્મ ન જ હોય તે રાષ્ટ્ર માટે બહેતર છે.

# જીવને મને શું શીખવ્યું ?

સર રિચર્ડ ગ્રેગરીનો જન્મ બ્રીસ્ટલમાં ૧૮૬૪ માં થયો હતો. ૧૨મા વર્ષે પ્રાથમિક શિક્ષણ પૂરું કરીને, છાપાં વેચનાર ફેરિયા તરિકે, પ્રેસ ચલાવનાર મજૂર તરિકે અને ચામડાં કાપનાર તરિકેનું કામ કરીને તેમણે ગુજરાન ચલાવ્યું હતું. ૨૨ વર્ષની ઉંમરે સ્કોલરશીપ મેળવીને વિજ્ઞાનની રૉયલ કૉલેજમાં દાખલ થયા ત્યાં ઉપાધ્યાયની પદ્દિ મેળવીને આખરે ૧૯૪૦ થી ૧૯૪૬ સુધી વિજ્ઞાનની અભિવૃદ્ધિ માટે બ્રિટીશ એસોસીએશનના પ્રમુખપદ સુધી પહોંચ્યા હતા. વર્ષો સુધી દેશ વિદેશમાં ખ્યાતિપામેલા Nature [ કુદરત ] નામના સાપ્તાહિકના પોતે તંત્રી હતા.

મારા દાદા એ ૬૦ વર્ષ સુધી ઉપદેશકનું કામ કર્યું હતું અને મારા પિતાજી પણ વો, મોચી હતા પણ સુંદર કાવ્ય રચતા. એમની કવિતાના હસ્ત લીખીત પ્રાર્થના ગ્રંથો અમારે ત્યાં હતા એ જીવ્યા ત્યા સુધી લખે ગયા હતા.

બાર વર્ષ સુધી હું પ્રાથમિક કેળવણી લઈ શક્યો, પણ પછી તો ગરીબાઈના કારણે મારે છાપા વેચવાનું, છાપખાનાનું યંત્ર ચલાવવાનું અને ચામડા કાપવાનું કામ દસ વર્ષ સુધી કરવું પડયું હતું.

એ દરમિયાન મને સારી સારી ચોપડીઓ વાંચવાની ટેવ પડેલી.

કેપ્ટન મેરિયેટના ગ્રંથો, અને ડીકન્સ રેડ અને ચેકરેની નવલકથાઓ મે લગભગ બધી વાંચી કાઢી હતી

૧૫ વર્ષની ઉંમરે મે એક રાત્રીશાળામા જવા માંડયું ત્યાં ગણિતનુ મારું જ્ઞાન તાજું કર્યું અને ધંધામાં જરૂરના નહી એવા પણ કેટલાક વિષયોનો મે ત્યાં અભ્યાસ કર્યો. બ્રીસ્ટલ કૉલેજના વર્ગોમાં લેટીન શીખ્યો અને વર્ષને અંતે ઇનામ મેળવ્યું.

કારખાનામા સવારના ૬થી સાંજના ૭ સુધી કામ કરતો પણ તે વખતે ભણવાનુ સવારના એક કલાક અને સાંજના એક કલાક રાખ્યું હતું. આખો દિવસ શરીરના કામ પછી સાંજનો કલાક તો આરામ જેવો અને મનને પ્રફુલ્લીત બનાવનારો લાગતો.

એક હેડમાસ્તર મારા પિતાજીના કાવ્યોના પ્રશંસક હતા. એમણે મને બોલાવ્યો અને વિજ્ઞાનના વર્ગની પ્રયોગ શાળામાં શીશીઓ ધોનારની નોકરી મને અપાવી

હેડ માસ્તરસાહેબની યોજના, લેબોરેટરી એસીસ્ટંટનું કામ હું શીખું અને ગણિતનો તથા બીજો અભ્યાસ આગળ વધારી શકું એવી હતી.

સાયન્સ કૉલેજમાં તો જ્ઞાનનો નવો જ પ્રદેશ મારી આંખ સમક્ષ ખડો થયો. હું અંતઃકરણપૂર્વક ત્યાં કામ કરવા લાગ્યો. પદાર્થ વિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર શીખવવાનાં બધાં સાધનો મારા હાથમાં હતાં. એ વિષયના ભાષણો પણ મને સાંભળવા મળતાં અને પ્રયોગ થતો તે પણ હું જોતો. વિજ્ઞાનનાં અને ગણિતશાસ્ત્રનાં સારાં સારાં પાઠ્ય પુસ્તકો પણ લાયબ્રેરીમાંથી હું વાંચી શકતો અને કૉલેજના વિદ્યાર્થીઓ કરતા પણ વધારે જ્ઞાન હું મેળવી શકતો. ખગોળ વિદ્યાની અવલોકનશાળા પણ પછી મારી સંભાળ નીચે આવી અને એ જ્ઞાન પણ મને સહેલાઈથી મળી ગયું

ત્રણ વર્ષ પછી આ વિષયોની પરીક્ષામાં, મને બીજા વિદ્યાર્થીઓની સાથે બેસવા દીધો. હું પાસ થયો અને કૉલેજમા બે વર્ષ ભણી શકું એવી સ્કોલરશીપ મળી. અઠવાડીયે ૧ ગીની ખોરાક પેટે મળતી તેથી ભણવા ખાવાનું ખર્ચ પણ નીકળી ગયું અને જુનથી ઑક્ટોબરની રજાઓમાં ખાનગી શિક્ષક તરીકે અને કેમેરા

## વિજયી જીવનની ચાવી

જેઓએ ગરિબીમાં દુઃખ ભોગવીને પણ વિદ્યાભ્યાસ જારી રાખ્યો છે અને હિંમત હાર્યા નથી તેઓ ભવિષ્યના મહાન નાગરિકો બન્યા છે. તેઓ કહે છે કે "દરેક મનુષ્યને ભગવાને કંઈને કંઈ બક્ષિસ આપી હોય છે. એ ખીલવવી અને ભોગવવી એમા જેવું સુખ છે એવું ક્યાંમા નથી." તેમણે સંજોગોનો સામનો કરીને પોતાના જીવન ધ્યેયને પ્રાપ્ત કર્યું છે

આ અંકમાં સર ગ્રેગરીની નોંધપોથી વાંચકો સમક્ષ રજુ થાય છે.

તથા ફેરીઓના સામાન વેચવાનું કામ કરીને હું થોડું કમાઈ લેતો.

૨૧ વર્ષની ઉમ્મરે જ્યારે હું લંડન ગયો ત્યારે વિલાયતના સ્વ. મજૂર પ્રધાન, રામસે મેકડોનલ્ડ, બાળકોની ક્લબના સીપાઈ તરીકે લંડન આવ્યા હતા.

એમનો વિચાર પણ વિજ્ઞાન શિક્ષક થવાનો હતો અને બે વર્ષ બ્રીસ્ટલમાં રહેલા ત્યારે પ્રાચીન સમયમાં થઈ ગયેલાં પ્રાણીઓના અવશેષો એમણે જંગલોમાં ફરી ફરીને ખૂબ એકઠાં કર્યાં હતાં

તે વખતે સમાજસુધારકો અને મજૂરસેવકોની એક વગવાળી મંડળી લંડનમાં જામી હતી અને રામ્સે મેકડોનલ્ડ એ મંડળીના હતા.

મારા પિતા પણ એ મંડળીમા ભળ્યા હતા. પછીના મજૂર આગેવાનો અરનેસ્ટ બેવીન અને સર જેમ્સ ઓ મેટી, જે પાછળથી ઑસ્ટ્રેલીયાના હાઈ કમીશનર થયેલા તે પણ ત્યાં હતા.

આ બધા ગરીબ મજૂરવર્ગના મુત્સદ્દીઓ, જે સ્થિતિમાં ભગવાને જન્મ આપ્યો એમાં ગમેતેમ કરીને ગુજરાન ચલાવ્યે જવું એવા નિરાશાવાદી સ્વભાવના નહતા. એમણે તો બહાદુરીથી સંજોગો ઉપર કાબુ મેળવ્યો અને સ્વતંત્રપણે પોતપોતાના આદર્શ માર્ગે સ્વપ્નને આગળ વધ્યા.

રામસે મેકડોનલ્ડની મહત્વાકાંક્ષા સાયન્સના શિક્ષક થવાની હતી. સાયન્સ તરફનો એમનો રસ છેલ્લે પર્યંત રહ્યો.

મજૂર ચળવળની મારફતે અચાનક એ સમાજશાસ્ત્રના અભ્યાસી તો મજૂર જીવન જોતાં જોતા થઈ પડ્યા. પણ પોતાના વ્યક્તિ વિકાસને પ્રતાપે અને કેવળ આત્મબળે જ પોતે મજૂરોના નેતા બન્યા અને બ્રિટીશ સામ્રાજ્યના વડા પ્રધાનને પદે પહોંચ્યા.

મારું બાળપણ અને જુવાની પણ રામ્સે મેકડોનલ્ડના જેવા જ વાતાવરણમાંથી પસાર થયાં છે અને એ વાયુમંડળની હવા હજી પ્રિય છે.

હું પણ અકસ્માતથી બીજા કાર્યપ્રદેશ તરફ તણાયો. ત્યાંનું વાતાવરણ રાજકીય વાતાવરણ કરતાં જુદું જ હતું પણ એ વિજ્ઞાનનો આખો પ્રદેશ મારા મન અને આત્માને વેગ આપનાર અને પુષ્ટ કરનાર નીવડ્યો.

રામસે મેકડોનલ્ડને વિજ્ઞાન છોડીને રાજકારણમાં જવું પડ્યું તે માટે એને પસ્તાવો થયો હોય એમ તો મે જાણ્યું નથી, પણ રાજકીયક્ષેત્રમાં કીર્તિ કેવી ક્ષણભંગુર છે એ તો એના સમજવામાં આવ્યું હતું. એક પ્રસંગે, અમારી નાનપણની વાતોનું સ્મરણ કરતાં એમણે મને કહ્યું કે "ભાઈ, તે જે માર્ગ લીધો તે મારા કરતાં સારો હતો."

રૉયલ કૉલેજ ઑફ સાયન્સ (વિજ્ઞાનની મહાશાળા કોલેજ)માં હું હતો, ત્યારે હું સુપ્રસિદ્ધ લેખક એચ. જી. વેલ્સના સંબંધમાં આવ્યો. એ પણ ત્યાં વિજ્ઞાન શિક્ષકના વર્ગમાં દાખલ થયા હતા

પછી તો સાઠ વર્ષ સુધી અમે જીગરજાન દોસ્તો રહ્યા. અને ૪૬માં એ ગયા પછી પણ એનો અમર આત્મા જાણે મારી પાસેને પાસે હોય એમ લાગે છે.

અમે બન્ને જુદી જુદી શાળાઓમાં વિજ્ઞાન શીખવતા. બે વર્ષ પછી સુપ્રસિદ્ધ ખગોળશાસ્ત્રી સર નોરમન લોકિયરના હાથ નીચે ખગોળના પદાર્થ વિજ્ઞાનની શોધખોળ ખાતામાં હું મદદનીશ નીમાયો. ત્યાં ઉપાધ્યાયનું કામ પણ મને સોંપવામાં આવ્યું હતું.

૧૮૯૩માં વેલ્સની તબીયત બગડી તેથી એમને શિક્ષકનો ધંધો છોડવો પડ્યો. પણ સામાયિકોના લેખો લખી એમણે પોતાનું ગુજરાન ચલાવવા માંડ્યું, પહેલાં તો અવલોકનો અને નિબંધો એ લખતા, પણ પછી એમનું પહેલું પુસ્તક "સમય યંત્ર" "ટાઈમ મશીન" પ્રસિદ્ધ થયું.

લેખક મંડળના આકાશમાં એક સીતારો ઉગ્યો. પછી તો દેશવિદેશનાં વાદળમાં પણ એ તેજસ્વી તારાએ પ્રમુખસ્થાન લીધું

એ સમયમાં અમે બહુ જ ગાઢ મિત્રો બન્યા હતા. હું તો એનો પક્ષપાતી અને પ્રશંસક બની ગયો.

અવલોકન અને પ્રયોગ દ્વારા સ્વતંત્ર રીતે જ્ઞાન મેળવવાની અમારી રીત એક જ જાતની હતી. અમે જ્ઞાનતીર્થની મુસાફરીમાં સાથે જ યાત્રા કરી છે. અવલોકન અને પ્રયોગ પછી અમે પોતાની મેળે એકઠા કરેલા સાક્ષી પુરાવાને આધારે સત્યનો નિર્ણય કરતા હતા. શિક્ષક તરીકે અમે જાતે પ્રયોગ શાળામા સિદ્ધ કરેલું

હોય તે ભણાવતા, અમારી આંખે જોયું હોય, કાને સુણ્યું હોય અને બુદ્ધિએ સ્વીકાર્યું હોય તેજ ખરૂં માનતા. એ શોધોમાંથી જે અર્થ અમે તારવ્યા હોય તે વિદ્વાનોની આગળ પણ અમારે પ્રસિદ્ધ કરાવવાના હતા.

વેલ્સ કેળવણી પત્રોમાં બહુ લખતા–વિચાર પ્રકટ કરવાની એમની શક્તિ અદ્દભુત હતી.

એમની પ્રાણી વિદ્યા ભણીને તો હોરડર જેવા હજારો વિદ્યાર્થીઓ પાસ થયા છે. એ ચોપડી છેક ૧૮૯૩ મા લખાયલી.

મે પણ તે પહેલાં "ફીઝીઓગ્રાફી"ના વિષય પર ત્રણ પાઠય પુસ્તકો લખ્યાં હતા. ફીઝીઓગ્રાફી એટલે પૃથ્વી પર અને આકાશમાં બનતા બનાવો અને કુદરતી વસ્તુઓનાં વર્ણન અને ગુણદોષ. હવે એ વિષયને દરરોજનું વિજ્ઞાન એવું નામ અપાયું છે.

વૈજ્ઞાનિક નિબંધો અને શોધખોળોના સારરૂપે મેં પણ ઠીક ઠીક લેખો લખ્યા છે અને સુપ્રસિદ્ધ સામાયિકોમાં એ પ્રસિદ્ધ થયા છે.

આ લખાણો મુખ્યત્વે પૈસા પેદા કરવા કે કીર્તિ માટે નથી લખ્યા, પણ અંતઃકરણની પ્રેરણાથી–નવું નવું જ્ઞાન પ્રાપ્ત કરવું અને એ લોકો સમક્ષ મૂકવું, એ એક જ આશયથી પ્રેરાઈને લખ્યાં છે. કલાકારો અને કવિઓ, જે હૃદયના આદેશથી કલા કે કવિતા કરે છે તેવા જ આદેશથી મે એ લેખો લખ્યા છે.

૧૮૯૩ મા "નેચર" એટલે કુદરત સામાયિકનો હું ઉપતંત્રી થયો ત્યારથી જ વેલ્સે પણ પુસ્તકો લખવા માંડયાં. અમારા બન્નેના સંજોગો તો વિષમ હતા. જન્મ તો ગરીબ ઘેર થયેલા. પુરૂષાર્થથી જ અમે આગળ આવી શક્યા. નસીબ પર હાથ મૂકીને બેસી રહ્યા હોત તો અજ્ઞાની અને અપ્રસિદ્ધ દશામાં ક્યારે સડતા હોત!

મુશ્કેલીઓનો વિચાર કરીને હતાશ થઈ જવાની કંઈજ જરૂર નથી. સંજોગો અનુકૂળ છે કે પ્રતિકૂળ એ પર બિલકુલ ધ્યાન આપ્યા વગર કર્તવ્ય કર્મ આંખ મીચીને કર્યે જવું આદર્શ નક્કી કરી, જીવવા માટે અને વિકાસ પામવા માટે કામ કરવામાં કોઈ જાતની કચાશ ન રાખવી. આપણામા જેટલી શક્તિ હોય તે બધી પૂરેપૂરી વાપરવી.

માત્ર મોજમઝા ખાતર જીવવા કરતાં કોઇ આદર્શ નક્કી કરી, જીવવા માટે અને વિકાસ પામવા માટે કામ કરવામાં કોઇ જાતની કચાશ ન રાખવી. આપણામાં જેટલી શક્તિ હોય તે બધી પૂરેપૂરી વાપરવી

માત્ર મોજમઝા ખાતર જીવવા કરતાં કોઇ આદર્શને પામવા જીવન નિર્ગમન કરવું એમાં વધારે સંતોષ મળે છે.

ઘણા અમે તે મળ્યો હોય પણ ઘણા માણસોને કંઇને કંઈ રચનાત્મક કાર્ય માટે વખત મળી રહે છે.

દરેક મનુષ્યને ભગવાને કંઇને કંઈ બક્ષીસ આપી હોય છે એ ખીલવવી અને ભોગવવી એમા જેવું સુખ છે એવું કશામાં નથી.

જનકલ્યાણના આવા પારમાર્થિક ગુણો ખીલવનારાની જેમ વધારે તેમ સમાજ આખે તેમ સંસ્કૃતિનો વિકાસ થાય છે.

નવી નવી શોધો વિદ્યા, કળા અને સાત્વિક આનંદના લાભ, જનસમાજને જેમ વધારે મળે અને આપનાર સેવા ભાવે નિરાભિમાનપણે આપે તેમા પ્રજાની શોભા છે

પેટ તો બધા ભરે છે પણ નીચે ત્રણ મજૂરોની એક કથા હું કહું છું તેનું રહસ્ય તમે સમજો એટલે જીંદગીએ મને શું શીખવ્યું છે તે તમે જાણશો.

પથ્થર કાપીને સાફસુફ કરનારા ત્રણ મજૂરોને એક મુસાફરે પુછ્યું ભાઈ! આ શું કરો છો!

એકે કહ્યું પથરા કાપીએ છીએ.

બીજા એ કહ્યું. પેટ ભરવા માટે વેતરૂ કરીએ છીએ.

ત્રીજા એ કહ્યુંઃ ભગવાનનું મંદિર બાંધીએ છીએ.

વ્યવહાર તો બધાને કર્યે જ છુટકો છે પણ જુસ્સામાં ફેર છે. કોઈ યાંત્રિક રીતે કામ ધંધો આંધળાં ઘનેરાઓની માફક ઘસડે છે. બીજો એ ધંધામાં રહેલો આદર્શ સમજીને કરે છે.

વ્યક્તિ ગત જીવન અને સમષ્ટીનું જીવન આપણું પોતાનું અને સમાજનું જીવન આપણે પણ જ્ઞાનપૂર્વક ઘડી શકીએ છીએ.

પેટ ભરાય, કામ થાય અને જવાબદારીના ભાન સાથે પ્રેમ પૂર્વક આનંદ માણતા માણતા એનું એ કામ સારી રીતે થઈ શકે કે પ્રભુ પ્રેરીત યોજનાઓ આપણા કામમાંથી ઉભી કરીએ અને એનું સૌન્દર્ય ભવિષ્યની પ્રજાને વારસામાં આપતા જઈએ તો ધન્ય છે.

# આફ્રિકામાં...

યતિશ્રી હેમચંદ્રજીએ કરેલા પૂર્વ આફ્રિકાના પ્રવાસનાં સંસ્મરણો. અહિં રજુ થાય છે ...

## પ્રકરણ ૧૯ મું

### શહેનશાહની મુલાકાતે

એડીસઆબાબા આવ્યા ને ત્રણ દિવસ થયા હતા. તે દરમ્યાન ત્યાંની પ્રજાની ખાસિયતો વિ. નો પરિચય પણ થયો. અહિં વરસાદ ઘણો વરસે છે અને તેના કારણે 'ફ્લુ' નામના જંતુઓની વધારે ઉત્પત્તિ થાય છે. તેનાથી બચવા માટે અહિંની પ્રજા હમેશાં લાંબા જોડા પહેરે છે. અહિંનો મુખ્ય પહેરવેશ કોટ પેંટ જ છે. ધોતીયાં ખાસ જોવા મળ્યાં નહિ.

એડીસઆબાબા એબિસીનીયાનું પાટનગર છે અને ત્યાં શહેનશાહ હાઇલસેલાસીનો મહેલ છે. ખુદ શહેનશાહ ઇસાઇ ધર્મને માને છે અને મોટા ઇસાઇ દેવળો આ શહેરમાં ખાસ નજરે પડે છે. શહેનશાહ હાઇલસેલાસીને લોકો રાસતારીના નામે ઓળખે છે.

૧૯૩૪ની શરૂઆતથી ઇટલી-એબીસીનીયાની લડાઈની વાતોએ શહેનશાહ રાસતારીનું મહત્વ ઘણું જ વધારી દીધું છે. એડીસઆબાબામાં આવ્યા બાદ તેમને મળવા માટે એક સમય નક્કી કરવામાં આવ્યો અને તેમણે મને મળવા માટે આમંત્રણ આપ્યું.

ઇથુપીયાનો ઇતિહાસ પણ જાણવા જેવો છે. તેમની મુલાકાતની વિગતોની નોંધ ટપકાવતાં પહેલાં ઇતિહાસની જેટલી નોંધો મળી છે તે અહિં હું ટાંકીશ.

ઇથુપીયાનું સામ્રાજ્ય ઘણું જુનું છે. હિંદમાં જ્યારે આર્યસંસ્કૃતિનો વિકાસ સધાયો હતો ત્યારે મિસર દેશની સંસ્કૃતિનો પ્રચાર ઠેઠ અહિં સુધી થયો હતો. હજુ પણ અહિંના ઘણા રીતરિવાજોમાં હિંદુ સંસ્કૃતિની છાપ દેખાય છે. એક ખાસ દિવસે અહિં કોઈ પણ જાતની હિંસા કરવાની મનાઈ છે.

તે વખતનું એબીસીનીયા અને આજનું એબીસીનીયા એ બન્નેમાં ઘણો ફરક છે. અઢારમી સદીની વચમાં રાજા મેનેલીકે એબીસીનીયા ઉપર રાજ્ય કર્યું હતું. તેના વખતમાં પ્રજા ઘણી સુખી હતી. મેનેલીકની ખ્યાતિ રાજદ્વારી કે કુનેહબાજ પુરૂષ કરતા વીર પુરૂષ તરીકે વધારે હતી.

ભૂમધ્ય સમુદ્રથી આવેલો ઇટાલીયન વસાહત આસબ બંદર અને ઇરીટ્રીયાનો કબજો ઇટાલીયન સૈનિકો વડે મેળવેલો. ૧૮૯૪ માં આ બન્ને સરકારો વચ્ચે યુદ્ધ થયું અને બહાદુર એબિસીનીયાની પ્રજાએ ઇટાલીયન સેનાને સખત હાર આપી. આથી ત્યારપછીનાં વર્ષોમાં મેનેલીક રાજાએ પોતાની પ્રજાની આબાદી વધારવા અને પ્રજાને સુખી કરવામાં પોતાનું જીવન વીતાવ્યું. ખાસ કરીને જીત પછી હબસી લોકો માટે તે કોઈ દેવ કરતાં પણ વધારે પૂજનીય થઇ પડ્યો.

સન ૧૯૦૬ આવી અને ત્યારે મેનેલીકનું મરણ થયું. સાથે જ તેની રાજ્યગાદીનો વારસ ન હોવાથી રાજ્યમાં ઘણી અંધાધુંધી ફેલાએલી. તેના કારણે ઘણી વ્યક્તિઓનાં લોહી રેડાયાં હતાં. આ ખૂનની નદીઓ બાદ નક્કી થયું કે મેનેલીકની દીકરીને ગાદી સોંપવી. તે રાજકાજ સંભાળતી હતી ત્યારે મેનેલીકની બીજી દીકરીનો પુત્ર લીજયાસુ રાજ્યને પચાવી પાડવા માટે પ્રયત્ન કરતો હતો.

આ વખતે હરર પ્રાંતનો સુબા તરીકે રાસમકુનનો દીકરો રાસતારી હતો. લીજયાસુની પ્રવૃત્તિના કારણે રાજ્યમાં ધાર્મિક બળવો થયો. તેમાં રાસતારી રાણીના પક્ષમાં રહ્યા અને લીજયાસુને કેદ કરીને બળવો દાબી દેવામાં તે સફળ થયો. તેથી તેની નીમણુંક રાજ્યના વહીવટદાર અને રાણીના મંત્રી તરીકે કરવામાં આવી.

મંત્રી બન્યા બાદ રાસતફારીએ પોતાની લાગવગ વધારવી શરૂ કરી અને રાણીની આસપાસના બીજા જે વારસદારો હતા તેને ધણાજ કુનેહથી દૂર કરી દીધા. ૧૯૩૦માં રાણીના મરણથી તે પોતાની લાગવગના કારણે ગાદી ઉપર આવ્યો.

રાસતફારીએ ત્યારે પોતાનું નામ બદલી હાઇલ-સેલાસી રાખ્યું. ગાદીએ આવતાં પહેલાં ચાર-પાંચ વર્ષ અગાઉ તે યુરોપની મુસાફરીએ ગએલો અને ત્યારે તેણે એબીસીનીયાને લીગ ઓફ નેશન્સ (League of Nations)ના સભ્ય તરીકે નોંધાવ્યું એટલે ૧૯૩૦માં જ્યારે તે ગાદી ઉપર આવ્યો ત્યારે તેણે પોતાનો રાજ્યાભિષેક ધુમધામથી પાટનગર એડિસઆબાબામાં કર્યો. એ પ્રસંગે તેણે League of Nations (રાષ્ટ્રસંઘ)ના બધા રાજ્યોને ભાગ લેવા આમંત્રણ આપેલું અને ઘણાં રાજ્યોના પ્રતિનિધિ તે વખતે હાજર હતા.

શહેનશાહ હાઇલસેલાસી ગાદી ઉપર આવતાં તેણે ઘણા યોગ્ય સુધારાઓ જાહેર કર્યા, તેમાંથી થોડાક નીચે મુજબ ગણાવી શકાય.—

(૧) આ દેશમાં ગુલામી પ્રથાને રીતસર કાનૂની ઠેરાવદે કરીને નાબુદ કરવામાં આવી.

(૨) દેશમાં ફરજિયાત કેળવણી દાખલ કરવામાં આવી.

(૩) પરદેશ ખાતું ખોલીને રાજ્યદ્વારી સંબંધો વધારવા દરેક દેશમાં અરસપરસ એલચી મોકલવામાં આવ્યા.

(૪) દુનિયાના અન્ય દેશોના ધોરણે જકાતીખાતું ખોલવામાં આવ્યું.

(૫) પોસ્ટ અને તાર ખાતાઓને દુનિયા સાથે વ્યવસ્થિત કરવામાં આવ્યા.

(૬) પરદેશી જીવનની સલામતિ માટે ખાસ ધારા ધોરણ ઘડવામાં આવ્યાં.

(૭) નાણાંકીય સંબંધ–આંતરિક અને આંતર-રાષ્ટ્રીય–વધારવા બેંક ઓફ એબીસીનીયા ખોલવામાં આવી. આજે તે બેંક ઓફ ઇથુપીયાના નામે અસ્તિત્વમાં છે.

અહીં પ્રથમ ચલણી નાણું M. T. Dollar (એમ. ટી ડોલર) એટલે કે ચાંદીનો ડોલર, જેનું વજન એક ઔંસ હતું, તેનું શરાફી ધોરણ ચાંદીના ભાવ પ્રમાણે હતું. હાલનું નાણું ઇથીઓપીઅન ડોલર્સ રાખવામાં આવેલ છે. તે ચલણ કરન્સી નોટોનું છે અને તેનું શરાફી ધોરણ પૌંડ સાથે નક્કી થયું છે. ઇથુપીયન દશ ડોલરોનો એક પૌંડ થાય છે.

શહેનશાહ હાઇલસેલાસી, અગાઉ વફાદાર હોઇને તેમજ દેશપરદેશ ફર્યો હોઇને તેણે પોતાના રાજ્યકાળ દરમ્યાન ૧૯૩૦ થી ૩૫ સુધીના વખતમાં કુનેહ અને બાહોશીથી એબીસીનીયાને દુનિયાના આગળ પડતા દેશ તરીકે લાવીને મૂક્યું હતું.

૧૯૩૪માં ઇટાલીયન સરકાર એબેસીનીયાને હડપી જવા માટે આકરા પ્રયાસો કરવા લાગી. ૧૯૩૫માં તો રીતસર ખોટા કારણો રજૂ કરી તેણે લડાઇ જાહેર કરી. એક વર્ષ દરમ્યાન રીતસરની યુદ્ધ સામગ્રી, એબીસીનીયામાં પ્રવેશ કરવા માટે મોકલાઇ ગયેલી.

આ પરિસ્થિતિ સામે એબીસીનીયાએ પોતાની ફરિયાદ લીગ ઓફ નેશન્સમાં નોંધાવી. લીગ ઓફ નેશન્સ પડું પડું થતું હતું. સાથે જ કાળી ધોળી પ્રજાના રંગભેદના કારણે પણ લીગ ઓફ નેશન્સે આ પ્રશ્ન અંગે આંખ મીચામણાં કર્યાં અને એબીસીનીયાને કશી મદદ ન મળી. આથી ઇટાલીયન સરકાર જોરમાં આવી ગઇ અને તેણે આક્રમણ શરૂ કરી દીધું

સાધનો વગર, આ દેશની પ્રજાએ ઇટાલીયન સૈન્યો સામે ટક્કર ઝીલી અને આઠ માસ સુધી ઇટાલીયન સૈન્યોને ખાળી રાખ્યાં. એટલે આ વીર પ્રજાને હરાવવા ગેસનો ઉપયોગ ઇટાલીયન સરકારે કર્યો, જેથી હજારો નિર્દોષ શહેરીઓની ખુવારી થઇ. લડાઇ વધતી જ ગઇ અને સાધનો વગરના ઇથુપીયન સૈનિકો હાર્યા અને ઇટાલીએ એબીસીનીયા રીતસર પચાવી પાડ્યું. તેની સામે દુનિયાનાં મિત્ર રાજ્યો કંઇ પણ કરી શક્યાં નહિ.

એથી શહેનશાહ હાઇલસેલાસીને મિત્રરાજ્યોના શરણે જવું પડ્યું. તેણે યુરોપ જઇને પોતાના દેશ સાથે સળંગ અનુસંધાન કેસ ચાલુ રાખ્યો. છતાં કોઇ પણ જાતનું તેનું નિરાકરણ ન થયું.

૧૯૩૯ આવી અને જર્મનીએ યુદ્ધ જાહેર કર્યું. તે વિશ્વયુદ્ધ થયું અને જર્મની સાથે ઇટાલીના મુસોલીનીએ સાથ આપ્યો. મિત્રરાજ્યો તરીકે બ્રિટન અને અમેરિકા અને રશિયા લડ્યાં.

આફ્રિકાની મધ્યપૂર્વનો મોર્ચો બ્રિટીશ અને હિંદી સૈનિકોએ લોર્ડ વેવલ (હિંદના ભૂ. પૂ. વાઇસરોય)ના આધિપત્યપણા નીચે જીત્યો અને ૧૯૪૧ માં પરદેશીને એબીસીનીયા ગુમાવવું પડ્યું અને તે બ્રિટનના હાથમાં આવ્યું. બ્રિટીશ સરકારે સંજોગો સુધરતા એબીસીનીયાને તેના મૂળ માલિક સમ્રાટ હાઇલસેલાસીને સુપ્રત કર્યું અને તે ફરીથી ગાદી પર આવ્યો.

(૨)

હું જ્યારે એડીસઆબાબા પહોંચેલો ત્યારે યુદ્ધ સમાપ્ત થઈ ગએલું અને ગાંધીજીના સત્યો-હિંદની આઝાદી વિ. બાબતો દુનિયા જાણવા લાગેલી. એબીસીનીયાના સમ્રાટ જેણે ઘણી ચડતી-પડતી જોઈ નાખેલી તેને મળવાનું સદ્ભાગ્ય મને સાંપડશે તે જાણીને હું પ્રફુલ્લિત થયો.

મળવાના આગલા દિવસે નક્કી થયું કે અમારી સાથે કોણ કોણ હશે! ત્યાંના જ એક ભાઈ રતિલાલ શાહ અમારી સાથે દુભાષિયા તરીકે રહે એવું નક્કી કરવામાં આવ્યું.

બીજે દિવસે શહેનશાહને મળવા હું તેમજ મારા સાથીઓ મોટરમાં ગયા અમને રાજમહેલમાં લઈ જવામાં આવ્યા. મહેલની વચમાં એક મોટા સિંહાસન ઉપર શહેનશાહ હાઈલસેલાસી પોતે બેઠા હતો. પાસે જ તેમનો સેક્રેટરી હતો.

જેવી અમારી નજરો મળી અને તેમણે મને જોયો કે વે ઉભો થઈ ગયો અને હું મારા સ્થાન ઉપર પહોંચીને બેઠો ત્યારે તે પોતે બેઠો એટલે મને તેના વિનય પ્રતિ માન જ થયું.

અમારી પ્રારંભિક વાતચીતમાં હું કોણ છું, શા માટે અહિં આવ્યો છું વિ. બાબતો દુભાષિયા મારફતે તેણે જાણી. ત્યારબાદ પૂ. મહાત્મા ગાંધીજી અંગે અને તેમના વિચારો માટે વાતચીત થઈ. ગાંધીજી અંગે મારી પાસેથી વાતો સાંભળીને તે ઘણો જ ખુશ થયો સાથે જ અહિંસા અંગે પણ તેણે મને પૂછ્યું અને મેં જવાબ વાળ્યા. મારી વાતચીતથી તેમના ઉપર સુંદર પ્રભાવ પડ્યો અને ઉપસંહારમાં તેમણે મને કહ્યું કે, "તમે હિંદથી પાછા અહિં આવો અને આપણે દુનિયાના ધર્મોનું સંમેલન કરીએ."

મેં જવાબ આપ્યો કે, "હું હિંદ ગયા પછી જણાવી શકું."

ત્યારબાદ હિંદ પાછા ફરીને કોઈ પત્ર વહેવાર થયો નથી તે અત્રે મારે નોંધવું રહ્યું તેની વાતચીત ઉપરથી તે વખતે હું જોઈ શક્યો હતો કે વખત જતાં દુનિયા શાંતિ માટે અહિંસાનું મૂલ્ય સમજશે અને ગાંધીજીના સત્યો જીવનમાં ઉતારશે.

મારી અને શહેનશાહની મુલાકાત ટુંકી પણ વિધિસરની હતી. અમે ઉઠ્યા ત્યારે તેમણે પોતાના સેક્રેટરીને મને રાજ્યનું ખાસ ચર્ચ (દેવળ) દેખાડવા કહ્યું અને સેક્રેટરી મને તે દેખાડવા લઈ ગયો. દેવળ બહારથી જોતાં જ ભવ્ય લાગતું હતું. અમે તેમાં પ્રવેશ કર્યો અને સેક્રેટરીએ ત્યાંના મુખ્ય ધર્માચાર્ય જેને 'એબુના' કહેવામાં આવે છે તેની સાથે મારો પરિચય કરાવ્યો.

એબુનાએ દેવળની દરેક બાબતો અમને બતાવી. દેવળના એક ભાગમાં રાષ્ટ્ર માટે જે ધર્મગુરૂઓએ ભોગ આપેલો હતો તેમની સમાધી હતી. તે તરફ અમને લઈ જઈને તેણે કહ્યું "આ અમારા ધર્મગુરૂઓ છે, જેમણે લડાઈ વખતે પોતાનો ભોગ આપેલો. શું તમારા હિંદમાં પણ એવા ધર્મગુરૂઓ છે?"

મારે વિવશતા સાથે કહેવું પડ્યું "ના! તેઓ તો ફક્ત અધ્યાત્મવાદ તરફ જ વળેલા છે."

હું જોઈ શક્યો કે મારી વાત સાંભળીને તેને ખાસ તોષ થએલો અને હું કહેતા કહેતાં અટકી ગયો કે "અમારે ત્યાં એક એવો ધર્મગુરૂ છે, તે રાષ્ટ્રપિતા પણ છે અને અમારી આઝાદીનો વિધાયક છે. તેનું નામ છે મહાત્મા ગાંધી."

પણ હું તે કહી શક્યો નહિ અને તે વખતે વે એબુનાના શબ્દો બાણ જેવા લાગ્યા અને એ સત્ય છે કે હિંદમાં કોઈ ધર્મગુરૂ સીધી રીતે રાષ્ટ્રની આફતો વખતે ઉપયોગી સિદ્ધ થયા નથી શું એટલા માટે જ ૫૬ લાખ સાધુઓ હોવા છતાં હિંદી પ્રજામાંથી નીતિ અને ન્યાય જેવું થોડું રહ્યું છે-એ નગ્ન સત્યનો આભાસ મને ત્યાં થએલો.

---

# સરળ ગીતા ધર્મ સાર

અધ્યાય ૧૫
—માનવધર્મ યોગ—

અર્જુન બોલ્યા :

હે ભગવન્ આપ કૃપા કરીને મને એ વાત સમજાવો કે દુનિયામાં માણસો તિર્થયાત્રા કરવા નીકળે છે તેનું કારણ શું ? ૧

શ્રી કૃષ્ણ બોલ્યા :

હે પરંતપ ! માણસને જીવનમાં જ્યારે કોઈ પણ રીતે શાંતિ નથી સાંપડતી ત્યારે તે તિર્થ કરવા નીકળે છે. ૨

માણસનું મન સતત સ્વાર્થના જ વિચારો કર્યા કરે છે તેને તેમાંથી મુક્ત કરવા માટે પણ તિર્થ કરવા નીકળે છે ૩

માણસને નવા પ્રદેશમાં ફરવાની તક મળે છે. ત્યાં નવા માણસો સાથે પરિચય થાય છે ને નવો અનુભવ પ્રાપ્ત થાય છે. ૪

માણસને નવો અનુભવ મળવાથી તેનામાં ધીરજ અને શાંતિ કેળવાય છે. પોતાનામાં રહેલી સંકુચિતતા છોડી દઈને તે વિશાળ દ્રષ્ટિવાળો બને છે. ૫

આમ તો માણસ ઘણાય પ્રવાસો કરે છે પરંતુ એ પ્રવાસની પાછળ જ્યારે ઈશ્વરનાં દર્શન કરવાની ભાવના હોય છે ત્યારે જ તે સાચો યાત્રી બને છે. ૬

માણસનું જીવન પણ એક યાત્રા જ છે. એ વાત જે માણસના લક્ષમાં રહે છે તેનું આખું જીવન તિર્થ સમાન બની જાય છે. ૭

માણસ એક વાતની સ્મૃતિ હંમેશાં સાચવે કે તે કોઈક અગમ્ય સ્થાનેથી નીકળીને પાછો અગમ્ય સ્થાનમાં વિલીન થઈ જવા પ્રવાસે નીકળેલો છે તો તેનું જીવન ધન્ય બને છે. કારણકે એવા માનવીને સાચો માનવધર્મ સમજાય છે. ૮

અર્જુન બોલ્યા :

હે ભગવન્ ! સાચા માનવધર્મ વિષે આપે મને કેટલીક વાત સમજાવી છે. પરંતુ આપ મને ફરીથી એ સમજાવો કે સાચો માનવધર્મ શું છે. ૯

શ્રી કૃષ્ણ બોલ્યા.

હે અર્જુન ! હાડકાના માળખા અને ચામડીની દિવાલની બનેલી એક ઝુંપડીમાં અહોરાત્ર 'હું હું'નો ધ્વનિ ગાજ્યા કરે છે ૧૦

એ 'હું'નો શબ્દ જેણે પોતાનામાંથી ઓછો કરવાનો પુરૂષાર્થ કર્યો હોય છે તે સાચો માનવધર્મ શું છે એ અનુભવથી જાણી શકે છે. ૧૧

**હાડકાના માળખા અને ચામડીની દિવાલની બનેલી એક ઝુંપડીમાં અહોરાત્ર 'હું હું'નો ધ્વનિ ગાજ્યા કરે છે. એ 'હું'નો શબ્દ જેણે પોતાનામાંથી ઓછો કરવાનો પુરૂષાર્થ કર્યો હોય છે તે સાચો માનવધર્મ શું છે એ અનુભવથી જાણી શકે છે.**



માનવી એક શિકારી કુતરાની માફક પોતાના વિષયોની પાછળ સતત દોડ્યા જ કરે છે. તેને ઘડીનીયે શાંતિ નથી એવું સામાન્ય માનવીનું મન હોય છે ૧૨

જે માનવી પોતાની મનની જુદી જુદી વૃત્તિઓને શિકારી ન બનાવતા શાંત ને સ્વસ્થ બનાવવા માટે નિત્ય થોડો સમય પણ ધ્યાન પ્રાર્થના કે પૂજામાં બેસે છે તે પોતાના નહિ, તો પછી પોતાના બાળકના જીવનમાં પણ શાંત જીવનના સંસ્કારો મૂકી જાય છે ૧૩

માનવધર્મનો સાર એ છે કે માણસે પોતા માટે નહિ પણ બીજાના માટે જ પોતાનું જીવન સમર્પિત કરવું. ૧૪

હે અર્જુન ! માનવીને અનેક જન્મોને અંતે વૃત્તિની શાંતિ પ્રાપ્ત થાય છે. એ લક્ષમાં રાખજે. ૧૫

અનેક જન્મો એટલે પોતાના જ નહિ, પરંતુ પેઢી દરપેઢી જે સંસ્કારોનું જતન થતું આવે તે અનેક વ્યક્તિઓનું જીવન સમજવું ૧૬

માનવીના જીવનમાં એકાએક જ કોઈ પણ સંસ્કાર કેળવી શકાતો નથી. પોતાના પૂર્વ જન્મના અને પૂર્વજોના સંસ્કારો ઉપર જ ઘણો આધાર રહે છે.૧૭

એટલે, સાચો માનવ ધર્મ આચરવાનું બળ આપણી આવતી પેઢીને મળે એ દ્રષ્ટિએ જ આજે આપણે પુરૂષાર્થ કરવાનો રહે છે. ૧૮

માનવી પોતાનો ધર્મ પાળે તો એને ઘરમાં બેઠે પણ તિર્થ કર્યાનું પુણ્ય મળે છે ૧૯

: પ્રયોજક :

શ્રી. પુરાતન બુચ

જેઓ તિર્થ કરવા જાય છે. તેઓના મનની વૃત્તિઓ રાગ-દ્વેષથી રંગાએલી હોય તો તેમની યાત્રાનો કંઈ અર્થ જ નથી રહેતો. ૨૦

સાચુ તિર્થ તો તે જ કરે છે જે પોતાનું જીવન એવી રીતે ઘડે કે જેથી કદી કોઇને પણ હાનિ ન પહોંચે. ૨૧

આખી સૃષ્ટિમાં માત્ર માનવીને જ એક એવી વિવેકની શક્તિ મળી છે કે તે પોતાના પ્રાકૃતી શક્તિથી પોતાના જીવનનું પરિવર્તન કરી શકે ૨૨

માણસ પોતાની વૃત્તિઓ ઉપર કાબૂ નથી ધરાવી શકતો તેનું ખરુ કારણ તેની ઇચ્છા જ એમ કરવાની નથી એ છે. ૨૩

માણસ જો મનથી સંકલ્પ કરે કે તેણે કોઇ પણ ભોગે જીવનને વિવેક પૂર્વક જ પસાર કરવું છે તો તે અવશ્ય કરી જ શકે તેમ છે. ૨૪

માણસે વૃત્તિઓને કાબૂમાં લેતાં એ લક્ષમાં રાખવું કે બાહ્ય કોઈ જ પ્રકારના ફેરફાર વગર કેવળ મનની સાથે જ તેણે મેળ કરી લેવાનો છે ૨૫

જેઓ બહારના ફેરફારો કરીને અંતરનું પરિવર્તન કરવા મથે છે તેઓ અજાણતાં જ પોતાની જાતને નુકશાન કરી બેસે છે. ૨૬

માટે હે અર્જુન ! આ સંસારરૂપી મહાસાગરને તરી જવા માટે માણસ હંમેશા પોતાની વિવેકશક્તિને જાગ્રત રાખે એ ખુબ જ જરૂરી છે. ૨૭

વિવેકની શક્તિ કોઇ વ્યક્તિ, પુસ્તક કે ગુરુ પાસેથી પણ સાંપડતી નથી વિવેકનો ગુણ સ્વપ્રયત્નથી ને ઇશ્વરની કૃપાથી જ મળે છે ૨૮

માણસ પોતાનું ગુમાન છોડે, અભિમાનનો ત્યાગ કરીને નમ્ર બને તો તેને પોતાની ભૂલ સમજવાની શક્તિ પ્રાપ્ત થાય છે. ૨૯

જેનામાં બીજાની નહિ, પરંતુ પોતાની ભૂલ જોવાની આવડત છે ને તે ભૂલનો તરત સ્વીકાર કરીને સુધારી લેવાની તત્પરતા છે તેને જ સાચા અર્થમાં વિવેક શક્તિ પ્રાપ્ત થાય છે. ૩૦

---


## પ્રે...મ...ધ—ર્મ

વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૬-૮-૦ વિદેશ માટે : રૂ. ૮-૧૨-૦ (૧૩ શિલિંગ)

છુટક નકલ કિંમત : રૂ. ૦-૧૦-૦

### ગ્રા હ કો ને

'પ્રેમધર્મ' દરેક અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રગટ થાય છે. ગ્રાહક થવા ઇચ્છતા ભાઈ બહેનોએ બને ત્યાં સુધી વાર્ષિક લવાજમના નાણાં મ. ઓ. થી મોકલવા વિનંતિ છે. વી. પી. ના ઓર્ડર પણ સ્વીકારવામાં આવશે.

### લે ખ કો ને

૧. 'પ્રેમધર્મ' માસિક માટે શાહીથી. સારા અક્ષરે કાગળની એક જ બાજુએ લેખો, કાવ્યો, નિબંધો, ધાર્મિક વ્યાખ્યાનો વગેરે લખી મોકલવા લેખક ભાઇ બહેનોને વિનંતિ છે.
૨. મોકલેલ લેખ પસંદ કરવામાં નહી આવે તો ટપાલની ટિકિટો મોકલનારને તે પાછા મોકલવામાં આવશે.

### એ જ ન્ટો ને

'પ્રેમધર્મ'ના છુટક વેચાણ માટે ગુજરાત કાઠિયાવાડના શહેરોમાં એજન્સીઓ આપવાની છે. શરતો માટે 'પ્રેમધર્મ' ના વ્યવસ્થાપકને રુબરુ મળવું અગર લખી-પૂછાવા વિનંતિ છે.

તમામ પત્રવ્યવહારનું સરનામું.

'પ્રેમધર્મ' કાર્યાલય.

સારંગપુર ખડાયતાની વાડી : અમદાવાદ. (પ).

# ધર્મ અને મુક્તિ

: લેખક :
પ્રો. ધનજીભાઇ ફકીરભાઇ

**આ**પણને રાજકીય મુક્તિ એટલે પરદેશી તત્ત્વની સત્તા નીચેથી સ્વતંત્રતા પ્રાપ્ત થઇ છે પરંતુ, ગીતામાં કહ્યું છે તેમ, મન એ માનવીનાં બંધન તથા મોક્ષનું કારણ છે. મનની સંકુચિતતાને કારણે માણસ બંધનમાં, પરતંત્રતામાં જકડાએલો રહે છે. આજે રાજકીય ક્ષેત્રમાં આપણને પારકાની સત્તા તળેથી મુક્તિ મળી છે પરંતુ આપણા મનની સંકુચિતતા અને માન્યતાઓની સત્તાને લીધે મન અનેક જાતના બંધનમાં જકડાયેલું છે, તેમાંથી આપણે મુક્તિ પ્રાપ્ત કરવાની છે.

કેટલાંક પક્ષી કે પ્રાણીને લાંબો વખત પિંજરામાં પૂરી રાખ્યા પછી પિંજરાનું બારણું ખોલી દેવામાં આવે છતાં તે પોતાની સ્વતંત્રતા ભોગવવા બહાર નીકળવા માગતાં નથી, તેમનું શરીર મુક્ત છે છતાં તેમનું મન બંધનમાં છે-તેમનું મન પિંજરને વશ થઇ ગએલું છે ઇશ્વર એક છે, વિશ્વ એક છે, જગત એક છે, માનવતા એક છે, સર્વ ભાઇભાઇ છે એવા વિશાળ દેશમાં, જગતમાં, વિશ્વમાં આપણે બંધન અને સંકોચ અનુભવીએ છીએ, કારણ કે એ વિશાળતાને ભરવા જેટલું આપણું મન મોટું અને મુક્ત હોતું નથી. આપણી પોતાની સંકુચિતતામાં જ આપણે જકડાઇ મરીએ છીએ. જે 'સર્વ' આપણું છે, જે વિશાળતા આપણી છે તેમાં આપણે બધુ-પારકું, અજાણીત, વિરોધી અને શત્રુવત્ જોઇએ છીએ. કોઇ કુટુંબને મોટો મહેલ રહેવા મળે પણ મહેલમાં કેમ રહેવું, તેના ખંડો કેમ વાપરવા, તેના ઓરડાઓમાં શું શું ભરવું, કેમ ગોઠવવું, એ ન જાણવાથી તે વિશાળ ભવન તેને ભૂતાવળ જેવું ખાવા ધાય છે અને તેમાંના એક બે જ ઓરડાનો ભોક્તા બની સંતોષ માની લે છે, કારણ કે મહેલ ભરવા જેટલું તેનું મન વિશાળ, પ્રવૃત્તિશીલ અને ઉદાર થએલું નથી.

આજે તો હિન્દના એક છેડેથી બીજા છેડા સુધી આપણે બધાં સ્વતંત્ર, સ્વાધીન, સ્વાભિમાની નાગરીકો છીએ. હિંદ આપણો છે, હિંદના લોકો આપણા છે, તેની સંસ્કૃતિ, સંપત્તિ, ભાષા, પ્રાંત, કોમો, ધર્મો, સુખ અને દુઃખ સૌ આપણાં છે—મારાં પોતાનાં છે પરંતુ તે બધાના સાચા ભોક્તા થવા જેટલું મન મુક્ત ન હોય, હૃદય વિશાળ ન હોય એ બધાના માલિક થવાને બદલે મનના બંધન, પૂર્વગ્રહો, સંકુચિત વિચારોને પ્રથાઓને કારણે એક ખુણાને જ પોતાનો માની તેમાં જકડાઇ જવાય. આજે જગતની પ્રજાઓ સાથે, લોકો સાથે, આંતરરાષ્ટ્રીય વ્યવહાર, સબંધ અને સહકારતાને માટે દ્વાર ખુલ્લા હોવા છતાં મનની સંકુચિતતા તેનો લાભ લેવા ન દે.

સંત પૉલ લખે છે કે "આજે સમસ્ત સૃષ્ટિ બંધનમાં પડીને પ્રસુતાની માફક કષ્ટમાં છે અને એક સરખી નિસાસા નાખે છે. તે ઇશ્વર-પુત્રોના પ્રગટ થવાની રાહ જુવે છે. જ્યારે તેઓ પ્રગટ થશે ત્યારે સૃષ્ટિ પોતે પણ મુક્ત થઇને આનંદ કરશે."

ખરેજ મનુષ્ય પોતાના માનસની સંકુચિતતાને લીધે અનેક જાતના કષ્ટોથી પીડાય છે. દુઃખગ્રસ્ત છે. લડાઇઓ વિગ્રહો તેમજ મહાયુદ્ધોથી પૃથ્વી દુખી થઇ રહી છે. સૃષ્ટિમાં ખાવા, પીવા ઓઢવા પહેરવા અને વસવાટ માટે પુરતું છે છતાં પણ લોકો ભૂખ્યા, તરસ્યા ઉઘાડા અને ઘર વગરના રહે છે. બધા જ એક પિતાના પુત્રો હોવા છતાં ઉચ્ચ, નીચ, પારકા અને શત્રુની માફક વરતે છે. દેશ, રાષ્ટ્રભાષા, રંગ, જાતિ, ન્યાતિ, ધર્મ અને સંપ્રદાયના ભેદો અને સંકુચિતતા હેરાન કરી રહી છે અને સૃષ્ટિ કષ્ટથી નિસાસા નાંખે છે. સર્વોદય અને સર્વના હિતની વાત બાજૂએ મૂકીને પોતાના જ કુટુંબ, ન્યાત ગોળ, વાડા, પક્ષ, પંથ અને પ્રાંતના જ હિતનો વિચાર કરવામાં આવે છે. કોઇને ખાસ રિબાવીને મારવો હોય તો રોમન લોક આ રીત વાપરતા હતા. તે જીવતા માણસને એક મૃત દેહ સાથે જકડીને બાંધી દઇ વન-વગડામાં ફેંકી દેતા. મૃત દેહ સડે અને ગંધાય તેમ તેમ પેલો જીવતો માણસ ગુંગળાતો જાય, રિબાય અને અંતે મરણ પામે. આપણી સંકુચિતતા, સ્વાર્થ અને પૂર્વગ્રહો ગળે બાંધેલા પ્રેત સમાન છે. જો આપણને

[અનુસંધાન પાનું ૩૫]

# મનુષ્ય જીવનનું સાફલ્ય—

આ સંસારમાં મનુષ્ય અવતાર એ મહાન અવતાર ગણાય છે. જીવાત્માનું આ અવતારમાં જીવન-મુક્તપણું કિંવા બંધનપણું રહેલું છે. મનુષ્ય અવતારમાં પ્રભુભજન અને મોક્ષજ્ઞાન મેળવવાની તક રહેલી છે, પરંતુ જો મનુષ્ય સાંસારિક ઝગડાઓમાં પડી જાય છે અને આ મારો ભાઇ, આ મારી બહેન, આ મારા મા બાપ, આ મારી પત્ની, આ મારાં છોકરાં, આ મારી મિલ્કત એમાં જ જીવનકાર્યની પૂર્ણાહુતિ માને છે, તો તેની દશા "ધોબીના કૂતરા જેવી" થઇને રહે છે; કારણ કે,

"यथा काष्ठं च काष्ठं च समयेतां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद् भूतसमागमः ॥"

"જેમ કોઇ મહાસાગરના મોજાંથી ખેંચાતાં બે લાકડાં એકઠાં થાય અને બેમાં રહ્યાં ન રહ્યાં ત્યાં તો પાછાં જુદાં પડી જાય તેજ પ્રમાણે આ જગતમાં પ્રાણીઓના મેળાપ વિષે સમજવાનું છે" આ પ્રમાણે સંબંધપણામાં છેવટે વિયોગ તો રહેલો છે જ. વિયોગ થયા પછી કોઇ કોઇની સાથે જતું નથી. સાંસારિક સંબંધ ફક્ત દૈહિક છે અને દેહ તો નાશવંત છે, કારણ કે,

"अस्थिरं जीवितं लोके अस्थिरे धन यौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्मकीर्तिद्वयं स्थिरम् ॥"

"પ્રાણીમાત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાંનો, બૈરીનો કોઇનો ભરોસો નથી, આજ છે ને કાલે નહિ, પણ ધર્મ અને કીર્તિ એ બે સ્થિર રહેવાના" મનુષ્ય મરણ પામે પણ તેનાં સુકૃત્યો તેને ચિરંજીવ રાખે છે; પરંતુ આ મનુષ્ય અવતારની કિંમત ન સમજતાં એળે ગાળનારને "મૂર્ખ" કહેવામાં આવે છે. કવિશ્રી કાલિદાસે એક પક્ષીના બોલવા ઉપરથી ભોજરાજાને કહ્યું હતું કે,

"मूर्खो वर्षाप्रवासी सती पितरि—
गृहे नार्जिता येन विद्या,
नाना धान्यौषधीनां सती धननिचये—
संग्रहो नास्ति गेहे,
त्यक्त्वा जाय सुशीला रतिसुखमकरोद्
भृतपत्न्यां च दास्यां,
वाण्या वैरावभाषी समय मति वदो
वक्ति राजन् खगोऽयम् ॥"

"વરસાદના દિવસોમાં જાવકીયક, નદીનાળાં તથા તોફાનોમાં જે પ્રવાસ કરે છે તે મૂર્ખ, પોતાના ઘરમાં વિદ્યા છતાં એટલે ઘરમાં માબાપ ભાઇ વગેરે ભણેલા છે, તો પણ જે વિદ્યાભ્યાસ નથી કરતો તે મૂર્ખ, ધન પુષ્કળ હોવા છતાં જે નાના પ્રકારનાં ધાન્ય અને ઔષધી એટલે સુખ મેળવવાની વસ્તુઓનો સંગ્રહ નથી કરતો તે મૂર્ખ; સારા સ્વભાવની પોતાની સ્ત્રીને છોડીને સેવકની સ્ત્રી સાથે અથવા દાસી સાથે વ્યભિચાર કરે છે તે મૂર્ખ; જેની વાણી કડવી વેરવાળી છે તે મૂર્ખ અને જે સમય પર કહેવું તે સમે સાંભરતું નથી તે મૂર્ખ. હે રાજા! આ પક્ષી આટલા જણને મૂર્ખ કહે છે." આ પ્રમાણે મૂર્ખપણામાં જિંદગી વેડફી નાખનારને જીવતો મૂએલો ગણી શકાય. જેમ કે—

"जीवतोऽपि मृताः पंच व्यासेन परिकीर्तिताः ।
दरिद्री व्याधितो मूर्खः प्रवासी नित्यसेवकः ॥"

"દરિદ્રી, રોગી, મૂર્ખ, નાકરી અવસ્થાએ ભટકનારો અને હંમેશનો ચાકર એ પાંચ જણ જીવતા મૂએલા જાણવા." આ પ્રમાણેનું જીવન ગાળનારે આ દુનિયામાં જન્મ લીધો તોયે શું અને ન લીધો તોયે શું! તેઓ જીવતા છતાં હાલતા ચાલતા મૂએલા જ ગણી શકાય! જો મનુષ્ય અવતારને સફળ કરવો હોય અને મનુષ્ય જિંદગીની કિંમત આંકવી હોય તો પોતાના આત્માને શુદ્ધ કરવો જોઇએ, કારણ કે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે,

"आत्मा नदी संयमतोयपूर्णा,
सत्यावहा शीलतटा दयोर्मि ।

: લેખક :
ચંદુલાલ કે. દવે

तत्राभिषेकं कुरु पांडु पुत्र।
न वारिणा शुद्धयति चान्तरात्मा।।

"આત્મારૂપી નદી છે તેમાં સંયમરૂપી જળ ભર્યું છે, સત્યરૂપી પ્રવાહ છે, શીલરૂપી કિનારા છે, દયારૂપી મોજાં ઉછળી રહ્યા છે. હે પાંડુપુત્ર! તું આ આત્મારૂપી નદીમાં નાહિલે. ભૌતિક જળથી તો માત્ર પંચભૂતનું આ શરીર જ શુદ્ધ થાય છે, આત્મા શુદ્ધ થતો નથી." આ પ્રમાણે આત્માને ઓળખવાથી અને શુદ્ધ કરવાથી ઐહિક અને પારલૌકિક શાંતિ મળે છે. આ ભૌતિક દેહનો અને તેના અંગોનો પણ ઈશ્વર પ્રેરિત કર્મોમાં ઉપયોગ કરવો જોઇએ, જેમકે —

"दानेन पाणिर्न तु कंकणेन
श्रोत्रं श्रुतेनैव न कुंडलेन।
विभाति कायः करूणापराणा
परोपकारेण न चंदनेन ॥"

"હાથ દાન કરવાને આપ્યા છે; કડાં, સાંકળા તથા કૃષ્ણના ગજરાં બાંધવાને નહિ. કાન આપેલા છે તે હરિગુણ સાંભળવાને, કડીઓ અને કુંડળો લટકાવવાને નહિ. પારકાના ઉપર દયા અને પરોપકાર કર્યાથી કાયા શોભે છે, મળીઆગરા તથા ચંદન કેસરના લેપોથી અને તિલકો કરવાથી નહિ." આ પ્રમાણે અનગવેલું પ્રતિકર્તવ્ય બતાવેલ છે અને આ કર્તવ્યમાં જ મહત્તા અને સફળતા સમાયેલી છે છેવટે શ્રીકૃષ્ણ ભગવાનના આદેશ અનુસાર દાન પણ યથાશક્ય કરી આ દુનિયામાં વર્તવું; પુણ્યશાળી થઈ મોક્ષપદ મેળવવા તૈયારી કરવી, દાન આપવામાં પણ શ્રીકૃષ્ણ પ્રભુએ ગીતાજીમાં કહ્યું છે કે,

"दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम्॥"

જેનાથી આપણે કરેલો ઉપકાર પાછો વળવાનો નથી, એવા ગરીબને દાન કરવું, દાન લેનારો ધૂર્ત ન જોઇએ, પાત્ર જોઇએ, દેશ અને સમય જોઈને દાન કરવું આવા દાનને પંડિતો સાત્વિક દાન કહે છે" અને સાત્વિક દાન સર્વે દાનમાં ઉત્તમ અને મોક્ષ અપાવનાર છે. અસ્તુ

(પાન ૭૩ નું ચાલુ)

ગુમાવીને આપણી મુક્તિ હરી લે છે. અને જ્યાં મુક્તિ નથી ત્યાં વિનાશ છે.

એક નવલિકા પ્રમાણે ત્રીજા વિશ્વયુદ્ધમાં અણુબોમ્બથી આખી દુનિયા તારાજ થઈ ગઈ છે કેવળ ત્રણ માણસો બચી ગયા છે તેઓ દુનિયાના પાંચ ખંડો વહેંચી લેવા માટે માંહે માંહે ઝગડે છે અને આખરે એક દિવાસળીની પેટીનો કબજો મેળવવા તેમાંના બે માણસો મરણને શરણ થાય છે.! સ્વાર્થ આખી દુનિયા મળે તો પણ ધરાતો નથી. સંકુચિતતા અન્યને સહન કરી શકતી નથી અહંતા આખી દુનિયાને સળગાવી દેવા તૈયાર થાય છે.

આ પ્રેતથી આપણને કોણ છોડાવી શકે! તમે સત્ય જાણશો ત્યારે સત્ય તમને મુક્ત કરશે સત્ય કોઇ એક દેશ ભાગ સમય કે પ્રજાનું નથી. સત્ય સર્વવ્યાપક છે સર્વ દેશકાળને માટે એક છે. એવું સત્યજ મુક્તિ આપી શકે ઇતિહાસ, ભૂગોળ, તારા કે ગોળથી ધર્મ બંધાયેલો રહેતો નથી સાચું દર્શન કે તત્ત્વજ્ઞાન મારું, તારું, એક દેશ કે સમયનું નથી. સાચું જીવન દર્શન સાચું તત્ત્વજ્ઞાન સાર્વત્રિક છે.

## આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલા ભારતના મહાન ગણિતજ્ઞ

# શ્રીનિવાસ રામાનુજન્

પ્રતિભાશાળી વ્યક્તિ યુવાવસ્થામાં આ જગતમાંથી વિદાય થઈ જાય છે કુદરતનો આવો જ એક નિયમ છે સાહિત્ય જગતના ચેટર્ટન, કિટ્સ, શેલી, ભારતેન્દુ, શ્રીમદ્ શંકરાચાર્ય જેવાં રત્નો પણ થોડું જીવીને મહાનકાર્યો કરી ગયા છે. હિન્દના પ્રસિદ્ધ ગણીતજ્ઞ શ્રી. શ્રીનિવાસ રામાનુજન્ પણ આમાં અપવાદ રૂપ રહ્યા નથી. એ થોડા સમય કીર્તિ આકાશમાં ચમકતા તારાની માફક ચમકીને અભેદ અંધકારમાં અસ્ત થઈ ગયા. શ્રી રામાનુજન્ પોતાની પ્રખર પ્રતિભાથી અન્ય પ્રતિભાશાળી વ્યક્તિઓની માફક અણુ-જાણુજ હતા. તેમણે ૨૦–૨૫ વર્ષની વયમાંજ એવા ગણિતના ગૂઢ સિદ્ધાન્તોને શોધ્યા હતા કે તે સંબંધમાં પ્રો. જી એચ હાર્ડીને એમ કહેવું પડયું કે, "હું તો એ જોઈને આશ્ચર્યચકિત થઈ ગયો કે આ માનવીએ ગણિતના સિદ્ધાન્તોને એવાતો સ્પષ્ટ કરીને મૂક્યા છે કે જેને ઉકેલવા માટે યુરોપના મહાન ગણીતશાસ્ત્રી એોને સો વર્ષ લાગ્યાં હોત્ા છતાં પણ તેઓ ઉકેલી શક્યા નહોતા. તેઓ એક અસાધારણ પ્રતિભાશાળી વ્યક્તિ હતા"

તેઓશ્રીનો જન્મ દક્ષિણભારતના ઇરોડ નામના ગામમાં થયો હતો. તેઓ બાળપણથીજ સાધારણ જણાતા હતા. કુંભકોણમની શાળામાં તેઓ ગણીતની અટપટી સમસ્યાઓ સરળતાપૂર્વક ઉકેલતા હતા બાર વર્ષની ઉંમરે કોઇની પણ મદદ લીધા સિવાય તેઓ (સીની) Loneyની ટ્રિગોનોમેન્ટ્રીનો એકેએક દાખલો ગણી શકતા હતા. ત્રણ વર્ષ પછી એમણે કારની સીનોપ્સીસ ઓફ પ્યોર મેથેમેટીક્સને સંપૂર્ણ રીતે પચાવી લીધું ગણીતની આ નવી દુનિયામાં એમને પરોક્ષ આનંદ આવવા લાગ્યો. પરંતુ આર્થિક મુશ્કેલીઓને કારણે એમને કોલેજ છોડીને આજીવિકાની ચિંતા કરવી પડી ઘોર દરિદ્રતાના આ દિવસોમાં એમને શ્રી. રામચન્દ્રરાવને મળવાનું સદ્‌ભાગ્ય સાંપડયું. અને આ મેળાપ તેમના જીવન પ્રવાહને બીજી દિશામાં ફેરવવાના કારણરૂપ બની ગયો. એમણે પોર્ટટ્રસ્ટના ચેરમેન સર ફ્રાન્સિસ સ્પ્રિંગ ને શ્રી રામાનુજનના કાર્યો અંગેની દેખરેખ રાખવાની ભલામણ કરી. શ્રી. સ્પ્રિંગે રામાનુજનનાં કાર્યો અંગેની ચર્ચા પ્રો. જી. ટી. વૉકર સાથે કરી. શ્રી. વૉકર કેમ્બ્રિજની ટ્રીનીટી કોલેજના ભૂતપૂર્વ ફેલો હતા, તેથીજ એ સિમલામાં વેધશાળાના ડાયરેક્ટર જનરલનું માનપદ ભોગવતા હતા. કેમ્બ્રિજની કોલેજના ગણિતના કોઈ ફેલોમાં હોય તેવી મૌલિકતા તેમણે રામાનુજનમાં જોઈ. તેમની ભલામણથી મદ્રાસના વિશ્વ વિદ્યાલય તરફથી એમને માસિક પંચોતેર રૂપિ-આની શિષ્યવૃત્તિ મળવા લાગી. આ પછી રામાનુજન મોટા મોટા વિદ્વાનોના સંપર્કમાં આવવા લાગ્યા. અને શ્રી શેષ આયરની સૂચનાથી પ્રો. જી. એચ. હાર્ડી સાથે તેમણે પત્ર વ્યવહાર શરૂ કર્યો.

૧૬ મી જાન્યુ ૧૯૧૩ ના દિવસે એમણે શ્રી. હાર્ડીને પહેલો પત્ર લખ્યો જેમાં જણાવ્યું હતું કે, મે જુદી જુદી શ્રેણીના સિદ્ધાંતોનું વિશિષ્ટ દૃષ્ટિએ મનન કર્યું છે, અને આપની તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ Order of Infinuy નામની પુસ્તિકા મેં વાંચી. તેના ૩૬મા પૃષ્ઠપર લખ્યુ છે કે 'ઘણી અભાજ્ય સંખ્યાઓ માટે કોઈ નિશ્ચિત વ્યાખ્યા પ્રચલિત નથી. મે એક એવું નામ શોધી કાઢયુ છે કે જે વાસ્તવિક સંખ્યાની ખૂબજ નજીક છે. એમાં રહેલી અશુદ્ધિઓ નજીવી છે —આપને મારી પ્રાર્થના છે કે આપ આ સાથે બીડેલા કાગળો જરૂર જોઈ જશો."

પ્રોફેસર હાર્ડીના રામાનુજનના કેટલાક પત્રો વાંચ્યા ત્યારે તેઓ ખૂબ જ આશ્ચર્ય પામ્યા એમણે



પંડિત જવાહરલાલ નહેરૂ પોતાના "Discovery of India" ગ્રંથમાં લખે છે: "હિન્દુસ્તાનમાં ગણીતનો પ્રસંગ આવતાં જ આપણું ધ્યાન સહસા એક અસાધારણ વ્યક્તિ તરફ દોરાય છે અને એ વ્યક્તિ તે શ્રીનિવાસ રામાનુજન્ છે. ટુંક સમયમાં એમણે અત્યંત કિંમતી અને મૌલિકતાપૂર્ણ કાર્ય કરી બતાવ્યું. પરંતુ ૩૩ વર્ષની નાની વયે ક્ષયના કારણે તેમનું અવસાન થયું."

અનુવાદક

શ્રી. મુકુંદ પી. શાહ

મદ્રાસની મંત્રણા સમિતિ સાથે તેમજ લંડનના સત્તાવાળાઓ સાથે સંપર્ક સાધ્યો કે જેથી રામાનુજનને માટે કેમ્બ્રિજ યુનિવર્સિટીમા અભ્યાસ કરવાની વ્યવસ્થા થઈ શકે પરંતુ રામાનુજનના ભાગ્યમાં એ વખતે એવું લખાયું ન હતું. થોડાક વર્ષો પછી તેમની મુલાકાત પ્રો. ઈ. એચ. નેવિલ સાથે થઈ. શ્રી નેવિલ ટ્રિનિટી કોલેજના ફેલો હતા. એમણે મદ્રાસ વિશ્વવિદ્યાલયને ભલામણ કરી કે રામાનુજનને કેમ્બ્રિજ યુનિ૰ માં અભ્યાસ કરવાની વ્યવસ્થા કરી આપે. શ્રી. હાર્ડીએ પણ નેવિલને રામાનુજનની પ્રતિભાની વાત કરી હતી નેવિલ મહાશય ઉપર આ યુવાન ગણીતશાસ્ત્રીના કાર્યોનો એવો તો પ્રભાવ પાડયો હતો કે એમણે યુનિ૰ ને લખ્યુ કે "મદ્રાસના એક રામાનુજનની પ્રતિભાને પ્રકાશમા લાવવાનું કાર્ય વર્તમાન ગણિતની દુનિયામાં એક વિશિષ્ટ બનાવ છે. ભવિષ્યમાં એમનુ નામ જગતના શ્રેષ્ઠ ગણીતશાસ્ત્રીઓની નામાવલીમાં લખાશે અને મદ્રાસ શહેર અને ત્યાંની યુનિ૰ અભિમાન લેશે કે રામાનુજનને અંધકારમાંથી પ્રકાશમાં લાવવામાં એણે મદદ કરી છે"

૧૭ મી માર્ચ ૧૮૧૪ને દિવસે રામાનુજન્ જહાજમા બેઠા અને કેમ્બ્રિજ યુનિવર્સિટીની કોલેજમા તેઓ દાખલ થયા. શરૂઆતમા શ્રી હાર્ડી અને લિટલવુડ મહાશયની દેખરેખ નીચે તેઓ કાર્ય કરવા લાગ્યા. દોઢ વર્ષ બાદ શ્રી. હાર્ડીએ મદ્રાસ વિશ્વવિદ્યાલયના રજીસ્ટ્રારને શ્રી રામાનુજનની બાબતમાં લખ્યું કે 'એમની પ્રતિભા અસાધારણ અને અસંદિગ્ધ છે. કેટલાક દૃષ્ટિકોણથી ઘણા નાશિખ્યો કરતા કેટલાક વિશેષ ગુણો એમની અંદર જણાઈ આવે છે"

હવે શું જોઈએ ! રામાનુજન્એ ગણિતમાં જે અનુસંધાનનું કાર્ય કર્યું હતું એનાથી આખુય જગત માહિતગાર થઈ ગયું હતું પોતાની સેવાઓની કદરને વેઓ ૧૮૧૮ ની ૨૮ ફેબ્રુઆરીના રોજ ફેલો નિમાયા. તથા એજ વર્ષના ઓકટોમ્બર માસમાં ટ્રિનિટી કોલેજ કેમ્બ્રિજ ના ફેલો નિમાયા. આ બહુમાનથી રામાનુજન ગણિતની દુનિયામા ખૂબજ ખ્યાતિ પામ્યા આ બહુ માન મેળવીને તેઓ હિન્દ પાછા ફર્યા.

શ્રી હાર્ડિએ મદ્રાસ યુનિવર્સિટી પરના પત્રમા ફરીવાર લખ્યું છે કે, 'રામનુજન એક સુવિખ્યાત ગણિત શાસ્ત્રી તરીકે હિંદમા આવે છે આ પહેલા કોઈ પણ હિંદીએ આવું બહુમાન તેમજ કીર્તિ મેળવ્યા નથી મને પૂરેપૂરો વિશ્વાસ છે કે હિંદીઓ એમને પોતાના દેશનું એક અણમોલ રત્ન ગણશે " ૧૮૧૫ ની ૨૭ માર્ચે રામાનુજન મુંબઈના બંદરે ઉતર્યા. અને ત્યારપછીના એક વર્ષે ૨૬મી એપ્રીલના રોજ ૩૩ વર્ષની ભર યુવાનીમા ચેતપુરમાં આ ફાની દુનિયાનો તેમણે ત્યાગ કર્યો.

તેમનો ફાળો આ ગણીતની દુનિયામાં ઘણો છે. એમણે ઘણી સિદ્ધાંતો પ્રાપ્ત કરી છે. એમના પત્રોમાં ગણિતના ઘણા સિદ્ધાંતો જેવા કે અપૂર્ણાંક પૂર્ણાંક તથા આંકડાઓની અનન્ત સંખ્યાઓના સિદ્ધાંતોનું પરિણામ વગેરે આપ્યુ છે એથી એમની બહુમુખી પ્રતિભાનું પ્રમાણ મળે છે તેઓ અનિશ્ચિત સામ્ય તથા ગુણાત્મના પ્રશ્નોને તદ્દન નવીન રીતે ઉકેલતા હતા અને અપૂર્ણાંક ગણવામાં તો તે દુનિયાભરમાં અદ્વિતીય ગણિતજ્ઞ હતા. એમણે ગણિતની જૂદી જૂદી આવશ્યકતાઓને અર્વાચીન કે પ્રાચીન પ્રણાલિકામાં ખરી કે ખોટી રીતે ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે એમાં એમના તર્ક અને બુદ્ધિનો આધાર છે. એ સંબંધમાં તેઓ કોઈ વિવરણ ઉપર મુજબનું આપી શકતા નહોતા. "પ્રો. હાર્ડીએ તેઓશ્રીની ગણિત સબંધી પ્રતિભાનો ઉલ્લેખ કરતા લખ્યું છે કે, "એમની અંદર સૌથી મોટી વિશિષ્ટતાની વાત એ હતી કે તેઓ બીજ ગણિતના વિષયોમા ખૂબજ પારંગત હતા, તથા અનિશ્ચિત સંખ્યામા અંતર બાકી દેતા હતા. આ દિશામાં એમના પ્રતિસ્પર્ધી મારી દૃષ્ટિમાં તો કોઈજ નહોતા આવ્યા. એમની સરખામણીમા મને ફક્ત યુલર તથા જેકોબીના નામનુ સ્મરણ થાય છે એમણે ઘણા જ નવા ગણીત શાસ્ત્રીઓની સરખામણીમાં વધુ કાર્ય કર્યું છે. એમની સ્મરણ શક્તિ, ધૈર્ય, તથા કળાત્મક શક્તિથી તેઓ સામાન્ય કરણની શક્તિ, આકારની ભાવના તથા એમની કલ્પનાને જલ્દીથી નવીન પરિસ્થિતિઓના સ્વરૂપમાં લાવવાની શક્તિ મેળવી લીધી હતી. એમના આ ગુણોને જોઈને આશ્ચર્ય થાય છે અને એ જ કારણથી આ ક્ષેત્રમા એમનુ સ્થાન અદ્વિતીય હતું."

શ્રી રામનુજન આદરણીય ત્રિકાના માણસ હતા. તેઓ સ્વભાવે સરળ તથા નિસ્પૃહી હતા. રોયલ સોસાઈટીના ફેલો બનીને પણ એમણે એમની સ્વાભાવિક સરળતાને છોડી ન હતી. પ્રો. હાર્ડિએ એમના વિષયમાં એક જગ્યાએ લખ્યું છે "એમની સરળતાનો

પ્રભાવ એમની સરળતા પર લેશ માત્ર પણ પડ્યો નથી. તેઓ એટલા તો સરળ હતા કે એમને એમની મહાનતાનું ભાન પણ ન હોતું."

શ્રીરામનુજનનું કાર્યક્ષેત્ર ફક્ત ગણિત સુધીજ મર્યાદિત હતું. એમ કહેવાય છે કે તેઓ સારી અગર નરસી ક્લાયા કોઈ ભેદ સમજતા ન હોતા. એમના અવસાનના ચાર દિવસ પહેલાં તો તેઓ કામમાં મશગુલ રહેતા હતા. 'માર્ક પેડ' માં એમણે જે કાંઈ લખ્યું હતું તે મૃત્યુને બિછાનેથી લખ્યુ હતું.

શ્રી રામાનુજન્ ધાર્મિક દ્રષ્ટિએ ખુબજ મક્કમ વિચારો વાળા આદમી હતા. અન્ય ધર્મનિષ્ઠ હિંદુઓની માફક તેઓ જ્ઞાતિઓના નિયમોમાં માનતા હતા અને ઇંગ્લાંડમાં પણ તેઓ એનું પાલન કરતા હતા. ધર્મને તેઓ કેવળ મહાનો જ વિષય માનતા નહોતા, પરંતુ જીવનમાં એનું આચરણ પણ કરતા હતા.

એમના વિષે હિંદના વડા પ્રધાન શ્રી જવાહરલાલ નહેરૂએ એમના જાણીતા ગ્રંથ ડીસ્કવરી ઓફ ઇન્ડિયામાં લખ્યું છે –

"હિન્દુસ્થાનમાં ગણિતનો પ્રસંગ આવતાંજ આપણું ધ્યાન સહસા એક અસાધારણ વ્યક્તિ તરફ દોરાય છે એ વ્યક્તિ તે શ્રીનિવાસ રામનુજન્ છે એમનો જન્મ દક્ષિણ હિંદના એક ગરિબ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. અત્યંત ટૂંકા સમયમાં પણ તેમણે અત્યંત કિંમતી અને આશ્ચર્યકારક મૌલિકતાપૂર્ણ કાર્ય કરી બતાવ્યું પરંતુ ૩૩ વર્ષની ઉમરે પણ ક્ષયના કારણે એમનું અવસાન થઇ ગયું. મારો ખ્યાલ છે કે જુલીઅન હક્સલેએ કોઇક જગ્યાએ શતાબ્દિના સૌથી મોટા ગણીતજ્ઞ" તરિકે એમનો ઉલ્લેખ કર્યો છે"

રામાનુજનનું ટૂંક જીવન અને અવસાન હિંદની અવસ્થાનું પ્રતીક છે જો જીવનનું સિંહદ્વાર હિંદીઓને માટે ખુલ્લું હોય અને ભોજન તથા આજીવિકા તેમજ શિક્ષણને માટે સ્વાસ્થ્યકર પરિસ્થિતિ વગેરે ઉત્પન્ન થવાની તક મળે તો આ કરોડો માનવીઓમાંથી કોણ જાણે કેટલાએ ઉચ્ચકોટીના વૈજ્ઞાનિકો, અધ્યાપકો, ટેક્નીશીયનો, ઉદ્યોગપતિઓ લેખકો અને કલાકારો ઉત્પન્ન થાય ને નૂતન જગતના નિર્માણમાં સહાયક બને.

# શ્રી રામકૃષ્ણ પરમહંસ

## ( તેમના આધ્યાત્મિક જીવનના અનુભવોનું દર્શન )

માનનીય શ્રી. રાજગોપાલાચારીએ, એક વખત પોતાના વ્યાખ્યાનમાં કહ્યું હતું કે "હિન્દુ ધર્મ શું છે એ બરાબર સમજવું હોય, તેણે માત્ર Sayings of Shree Ramkrishna વાંચવાની જરૂર છે." આ પુસ્તક પરથી શ્રી. ઓઝાએ આ લેખ તૈયાર કરેલો છે. શ્રી રામકૃષ્ણદેવના બાળપણના અનુભવો, તાન્ત્રિક અને અન્ય સાધનાઓ, નિર્વિકલ્પ સ્થિતિનો અનુભવ, સતત ઈશ્વરાનુભવ, પ્રાર્થનાની શરત, સારા અને નરસામાં એકસરખું ઈશ્વરનું અસ્તિત્વ તથા માલકી અંગેનું કથન પ્રસ્તુત લેખમાં રજૂ કરવામાં આવ્યું છે.

**બાળપણના અનુભવો**

(૧) બાળપણમાં જ્યારે પોતાના અભ્યાસ તરફ બેદરકાર રહેતા માટે તેમના મોટાભાઈએ ઠપકો આપ્યો ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે મોટાભાઈ' માત્ર પેટ ભરાય એવી કેળવણી લઈને હું શું કરું! હું તો એવું જ્ઞાન મેળવવાની ઈચ્છા રાખું છું કે, જે જ્ઞાનથી હૃદયમાં અજવાળું અજવાળું થઈ જાય-તે જ્ઞાન કે જેથી હૃદયમાં કાયમની શાન્તિ આવી જાય."

(૨) આધ્યાત્મિક જીવનની શરૂઆતના દિવસોમાં એક રાત્રે હૃદયે ગુરૂ મહારાજને એકાન્ત જંગલમાં તદ્દન નગ્નાવસ્થામાં, જનોઈ પણ કાઢી નાખીને ધ્યાન ધરતા જોયા હતા. હૃદયે તેમને પૂછ્યું કે કપડાં દૂર કરી ધ્યાન ધરવાથી શો ફાયદો?" ત્યારે ગુરૂમહારાજે જવાબ આપ્યો હતો કે, "બધાં બંધનો અને અંકુશોથી મુક્ત બનીને માણસે ધ્યાન ધરવું જોઈએ. જન્મથી જ માણસ ધિક્કાર, લોકલજ્જા, કુટુંબનો અહંકાર, સામાજિક રૂઢી, બીક, આબરૂ, વર્ણાભિમાન અને હું પદ—એમ આઠ બંધનોથી બંધાયેલો છે. જનોઈ પણ એક જાતનું બંધન છે—અહંકારનું ચિહ્ન છે. તેને લઈને માણસને એમ લાગે છે કે, હું બ્રાહ્મણ બધાથી ઉંચો; તેથી જ્યારે કાલીમાતાનું ધ્યાન ધરવું, ત્યારે આ બધા બંધનો દૂર ફેંકી દેવા."

**સાક્ષાત્કારનો અનુભવ.**

(૧) જ્યારે ગુરૂ મહારાજમાં ઈશ્વર દર્શન માટે તીવ્ર ઉત્કંઠા જાગી, ત્યારે ઈશ્વર દર્શન વિના તેમને જીંદગી અસહ્ય લાગવા માંડી. એક વખત કંટાળીને પોતાના જીવનનો અંત આણવા જતા હતા, ત્યાં તો એકાએક તેમને ઈશ્વરદર્શન થયા તેનું વર્ણન કરતાં ગુરૂ મહારાજે કહ્યું છે કે—"બારી બારણાં સહિત આખોએ ઓરડો, મંદિર અને મારી આસપાસની બધી વસ્તુઓ અદૃશ્ય થઈ ગઈ. મને એમ લાગ્યું કે બીજું કાંઈ છેજ નહીં, એ બધાની જગ્યાએ ચિદાનન્દમય પ્રકાશનો અમર્યાદ સમુદ્ર મારી નજરે પડયો. જે જે દિશામાં હું જોવા લાગ્યો ત્યાં ત્યાંથી પ્રકાશમય મહાસાગરનાં મોટાં મોટાં મોજાં ઉછળી મારા પર ધસી આવવા લાગ્યા. અને પછી બધાએ ભેગા મળીને મને ગરકાવ કરી દીધો. આ રીતે એ મોજાઓ નીચે આવી જઈ જાણે ગુંગળાઈ જતો હોઉં એમ મારું ભાન ચાલ્યું ગયું અને હું પડી ગયો." આજ અનુભવની વાત કરતાં એક બીજે પ્રસંગે તેમણે કહ્યું હતું કે "હું ઓરડાની અંદર દરસ બંધી પર પડી ગયો અને માતાના દર્શનના પરમાનન્દમાં બધું ભાન ભુલી ગયો બહારનું શું ચાલતું હતું તેનું મને લગીરે ભાન હતું નહી, તે દિવસ અને તે પછીનો દિવસ કેવી રીતે પસાર થયા તે હું જાણતો નથી. માત્ર અંદરથી મને એટલું ભાન હતું કે મારી અંદર થઈને અપૂર્વ અવર્ણનીય આનંદનો પ્રવાહ વહી રહ્યો છે તે સાથે હૃદયના ઠેઠ ઉંડાણ સુધી એમ પણ ભાન થતું હતું કે હું માતાની પવિત્ર સાન્નિધ્યમાં પડયો છું.

: અનુવાદક :

શ્રી. જયંતિલાલ મંગળજી ઓઝા;
બી એ. બી. ટી. એલએલ. બી.

માતાજીનું આશ્વાસન આપવું.

(૪) પરંતુ આ જાતના ઇશ્વર સાક્ષાત્કારથી ગુરુમહારાજને કાયમી ઇશ્વરાનુભવની સ્થિતિ મળી નહી. આ અનુભવ પછી પણ સમયે સમયે ઇશ્વરાનુભવ વિના તેમને જીવન નિરસ કંટાળા ભરેલુ લાગતુ અને તેથી ઇશ્વરના કાયમી અનુભવની આતુરતાને લઇને તેઓ આંસુ પાડી મોટે અવાજે માતાજીની સતત્ પ્રાર્થના કર્યા કરતા. તે સમયે પોતાના મનની સ્થિતિનુ વર્ણન કરતાં ગુરુમહારાજે કહ્યુ હતુ કે—"મોટે અવાજે કરેલી પ્રાર્થનાથી એ ચાઇને જો એ વખતે મારી આસ પાસ માણસોનુ ટોળુ જમા થઇ જતુ તો મને એ બધા માત્ર પડછાયા જેવાં ખોટા ચિત્રામણના માણસો જેવા લાગતાં, તેથી તેમને જોઇને મને જરાકે શરમ કે ક્ષોભ લાગતી નહી પરંતુ જ્યારે જ્યારે અતિશય દુઃખને લઇને હુ બેભાન બની જતો ત્યારે ત્યારે તરતજ એ સ્થિતિમા મને માતાજીના દિવ્ય પ્રકાશયુક્ત સ્વરૂપનાં દર્શન થતાં. એ સ્વરૂપ કેટલીકવાર હસતુ, કેટલીકવાર મારી સાથે વાતચીત કરતુ, કેટલીકવાર મને ઉપદેશ અને આશ્વાસન આપતુ મારા જોવામા આવતુ"

શરીરની બેદરકારી.

ઇશ્વર દર્શન માટેની આતુરતાના સમયનું વર્ણન કરતાં ગુરુ મહારાજે કહ્યું હતું કે "એ વખતે શરીરને વ્યવસ્થિત રાખવા પ્રત્યે તદન બેદરકાર હોવાથી વાળ ખૂબ વધી ગયા હતા. અને એક બીજામા ગુંચવાઇ જટા જેવા થઇ ગયા હતા અંદર કચરાનો અને ધૂળનો પાર ન હતો. ધ્યાનને સમયે મનની એકાગ્રતાને લીધે આખુ શરીર થડ જેવું સખ્ત અને સ્થિર થઇ જતુ પક્ષી તેને થાંભલો ધારીને માથા પર બેસતાં અને ખાવાનુ મળે એ ઇચ્છાથી વાળમાં ચાંચ પણ મારતાં કેટલીક વાર તો ઇશ્વર વિરહને લીધે મને એટલું દુઃખ થતુ કે અસહ્ય પીડાને લીધે અને આકળાઇને હું મારું મોઢું જમીન સાથે ઘસડતો. એ નીચે પટકવાથી તેમાંથી લોહી નીકળતુ ધ્યાન, પ્રાર્થના અને બીજી સાધનાઓમાં દિવસ એટલો જલ્દી પસાર થઇ જતો કે મને તેનુ બીલકૂલ ભાન રહેતું નહિ. સંધ્યા સમયે આરતી વખતે મંદીરમાંથી શંખ અને ઘંટનો અવાજ આવતો ત્યારે મને યાદ આવતુ કે દિવસ પૂરો થઇ ગયો છે અને રાત પડી છે. આ વાતનું ભાન થતાં નિરાશાને લીધે શોકાતુર થઇ જતો અને જમીન પર પડી મારું મોં જોરથી ત્યાં ઘસતો અને રડતાં રડતાં બોલતો"હે મા ! એક દિવસ ગયો અને હજી તુ આવી નહીં." મારો અંતરઆત્મા ચીરાઇ જતો હોય તેમ લાગતું એ વખતે જે કોઇ મને હું ખમા આળોટતું જોતું તેને એમ લાગતું કે પેટમાં અસહ્ય પીડાને લઇને હું એમ કરતો હતો.

તલ્લીનતા.

(૬) વિવાહ થઇ ગયા પછી ગુરુમહારાજ દક્ષિણેશ્વર આવ્યા ત્યારે બીજી વાર એવો દિવ્યોન્માદ તેમને થઇ આવ્યો હતો. તે સમયની પોતાની મનની સ્થિતિનું વર્ણન તેમણે કહ્યુ હતું કે મારા મન અને શરીરમાં તે વખતે જે મહાન પરિવર્તનો થઇ રહ્યાં હતાં તેનો ચોથો ભાગ અનુભવ્યો હોય તો પણ સાધારણ માણસનું મૃત્યુ થઇ જાય. અને આ શરીરની એજ દશા થઇ હોત, પરંતુ સુભાગ્યે મારા આ વખતના જીવનનો મોટો ભાગ, માતાજીના દિવ્ય દર્શનને લઇને એક પ્રકારની આનંદમય વિસ્મૃતિમાં પસાર થઇ જતો હતો. પછીના ૭ વર્ષમાં મને નામ માત્રનીપણ ઉંઘ હતી નહીં. એક ક્ષણ પણ તે દરમિયાન મારી આંખો ઉંઘમાં મીંચાઇ ન હતી, હું ગમે તેટલી મહેનત કરતો પરંતુ મારી આંખનાં પોપચાં બેગાંજ થતાં ન હતાં. કાળનો બધો ખ્યાલ મારામાથી નિકળી ગયો હતો, શરીરની ભાવના પણ ચાલી ગઇ હતી. માંનો વિચાર છોડીને શરીરનો વિચાર કરવા જતો તો મને મોટી બીક લાગતી કેટલીક વારતો મને થતું કે હું ગાંડો થઇ ગયો છુ અરિસા સામે ઉભો રહી હું મારું પ્રતિબિંબ નિહાળતો અને આંખમાં આંગળા ઘોંચવા છતા જ્યારે કાંઇ લાગણી ન થતી ત્યારે બીકને લીધે હું રડવા લાગતો અને માને કહેતો'

"મા ! મારી પ્રાર્થનાઓ અને શરણાગતીના બદલામા શુ તે આવો અસાધ્ય રોગ મોકલ્યો છે !" પરંતુ બીજીજ ક્ષણે વિરોધી વિચાર આવતો કે, "મા મારા શરીરનું ગમે તે થાય, પણ તું મારો ત્યાગ કરતી નહી, તારી દયા અને તારાં દર્શનનો મને સતત અનુભવ થવા દેજે. ઓ માડી ' મે તો તારા પવિત્ર ચરણ કમળનો આશરો લીધો છે, તારા સિવાય મારે બીજું કોઇ આશ્રય સ્થાન નથી." આ રીતે આંસુ સહિત પ્રાર્થના કરતો ત્યારે મારા મનનાં અગાધબળ અને ઉત્સાહનો સંચાર થતો, શરીર પ્રત્યે અત્યંત ઘૃણા ઉત્પન્ન થતી અને મન મા નાં દૈવી દર્શનમાં અને પ્રેરક શબ્દોમાં તલ્લીન થઇ જતું.

આત્માજ ઉપદેશક બન્યો.

(૭) તેઓશ્રીનું શુદ્ધ મન જ તેમનો પહેલો અને મુખ્ય ઉપદેશક બન્યું હતુ. આ સંબંધમાં ગુરુમહારાજ

કહેતા કે "જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે ત્યારે દેખાવમાં એક મારા જેવો જ યુવાન સંન્યાસી મારા શરીરમાંથી બહાર નીકળતો અને મને બધુ શીખવી દેતો. જ્યારે તે સંન્યાસી આ રીતે બહાર નીકળતો ત્યારે, કેટલીકવાર મને બાહ્ય પદાર્થોનું થોડુ ઘણું ભાન રહેતું અને કેટલીક વાર તો માત્ર તે સન્યાસી અને તે જે કરતો હતો તે સિવાય બીજું કાંઈ ભાન રહેતુ નહિ. જ્યારે ફરી તે સન્યાસી શરીરમાં પેસતો ત્યારે મને બાહ્ય જગતનું ભાન થતું બીજાઓએ ઉપદેશ રૂપે મને કહ્યું હતું તે સંન્યાસી પાસેથી જે હું શીખ્યો હતો તે જ ફરીથી આ ઉપદેશકોએ મને શીખવ્યું હતું."

### તાંત્રિક અને બીજી સાધનાઓ

(૮) ભૈરવી બ્રાહ્મણીની સંભાળ નીચે તેઓશ્રીએ કરેલી તાંત્રિક સાધનાઓનો ઉલ્લેખ કરતાં તેમણે કહ્યું હતું કે, "દિવસના ભાગમાં બ્રાહ્મણી દક્ષિણેશ્વરથી દૂર દૂરના ભાગમાં જઈ તંત્રશાસ્ત્રમાં જણાવેલી સાધના માટે જરૂરી દુર્લભ વસ્તુઓ એકઠી કરતી. રાત પડતાં મને તે એક આસન ઉપર બેસવાનું કહેતી. કાલીમાતાની પૂજા કરી પછી હું બ્રાહ્મણીના કહેવા પ્રમાણે ધ્યાન ધરવાનું શરૂ કરતો. હું માળા પણ ઝાઝી ફેરવી શકતો નહિ, કારણ કે જેવી માળા ફેરવવાની શરૂઆત કરતો કે તુરત એક પ્રકારની દિવ્ય આતુરતાનો મને અનુભવ થતો અને હું સમાધિ-મગ્ન થતો. તે વખતે મને કેવાં કેવાં દિવ્ય દર્શનો થતાં હતાં, તે હવે હું કહી શકું તેમ નથી. એ બધા એક પછી એક પૂર ઝડપે આવતા અને એ બધી સાધનાઓની અસર તાત્કાલિક થતી. મુખ્ય મુખ્ય તાંત્રિક ગ્રંથોમાં જણાવેલી બધી સાધનાઓ બ્રાહ્મણીએ મારી પાસે કરાવી હતી, આમાંની ઘણી સાધનાઓ તો બહુ મુશ્કેલ છે. તે કરતાં કરતાં કેટલાક સાધકો તો લપસી પડે છે અને તેમનું નૈતિક અધઃપતન થાય છે. પરંતુ માની અપાર દયાને લીધે એ બધામાંથી હું સાંગોપાંગ પાર ઉતર્યો."

### ઈશ્વરમયતાનો અનુભવ.

(૯) કુંડલિની શક્તિની જાગૃતિના સંબંધમાં બોલતાં ગુરુમહારાજે કહ્યું હતું કે "મને જ્યારે આ સ્થિતિ (ઈશ્વર મયતા)નો અનુભવ થયો ત્યારે, બરાબર મારા જેવો દેખાવો કોઈ મારી પાસે આવ્યો અને, તેણે મારી ઈડા, પીંગળા અને સુષુમ્ણા નાડીઓ હલમલાવી નાંખી ⋅ એ ચક્રનાં કમળોને તેણે જીભ વડે સ્પર્શ કર્યો કે તુરતજ એ બધાં કમળો ખીલી ઉઠ્યાં. અને સીધાં થઈ ગયાં અને છેવટે સહસ્રાર પદ્મ પ્રફુલ્લ થઈ ગયું."

### અન્યધર્મોની સાધના.

(૧૦) ઈસ્લામ ધર્મના મત પ્રમાણેની સાધનાઓ ગુરુમહારાજે કરેલી તે વખતે પોતાના મનની સ્થિતિ કેવી હતી, તેની વાત કરતાં તેઓ શ્રીએ કહ્યું કે "તે વખતે હું અલ્લાનું નામ લેતો, મુસલમાન ઢબે લુંગી પહેરતો અને નિયમિત નમાજ પઢતો હિન્દુ ધર્મના બધા વિચારો તે સમયે મારામાંથી દૂર ગયેલા હોવાથી હું કોઈ હિન્દુ દેવદેવીઓને તે વખતે પ્રણામ કરતો નહીં, એટલુંજ નહીં પરંતુ મને મંદિરમાં જવાની પણ ઈચ્છા થતી નહીં આ રીતે ત્રણ દિવસો ગાળ્યા પછી મને તે જાતની સાધના દ્વારા પણ ઈશ્વર દર્શન થયા હતાં.

(૧૧) હિન્દુ, ઈસ્લામ, ખ્રિસ્તી ધર્મો પ્રમાણેની સાધનાઓને એકએક વાર કરી જોઈ છે. અને પછી હિંદુ ધર્મના શાક્ત વૈષ્ણવ, વેદાન્તી અને બીજા સંપ્રદાયો પ્રમાણેની સાધના પણ કરી જોઈ છે અને મારો અનુભવ છે કે માત્ર જુદે જુદે રસ્તે એ બધાએ એકજ પ્રભુ પ્રત્યે પ્રયાણ કરી રહ્યા છે.

### વિયોગ દુઃખનો અનુભવ.

(૧૨) પોતાના વહાલા ભાણેજ અક્ષયના મૃત્યુ વખતે મનુષ્ય કેવી રીતે મરણ શરણ થાય છે તેનો અનુભવ શ્રી. રામકૃષ્ણને થયો હતો. તે પ્રસંગનું વર્ણન કરતા કહ્યું હતું કે "અક્ષય મારી નજર સમક્ષજ ગુજરી ગયો હતો પરંતુ તેની મારા પર જરાએ અસર થઈ નહોતી. માણસ કેવી રીતે મરણને વશ થાય છે એ પાસે ઉભા રહીને જોયું હતું મ્યાનમાંથી તલવાર કાઢી લઈએ તેના જેવું એ હતું. તલવાર તો એમની એમ રહે માત્ર મ્યાન પાછળ રહી જાય. મને તો આ દૃશ્યથી આનંદ થયો, હું તો તે જોઈ ખૂબ નાચવા કૂદવા અને ગાવા લાગ્યો. બધા આવી ને શબને લઈ ગયા અને બાળી આવ્યા પરંતુ બીજે દિવસે જ્યારે હું ત્યાં પરસાળના અગ્નિ ખૂણામાં ઉભો હતો ત્યારે જેમ ભીના ટુવાલને નિચોવતા હોઈએ તેમ મારું હૃદય નીચોવાતું હોય એવું દુઃખ થવા લાગ્યું. શરીર સાથે તો મારે કાંઈ જ સંબંધ ન હોતો તો પછી ભાણેજ સાથે તો હોય જ શું? પરંતુ તેનો વિયોગ થતાં જેમને પણ આટલું દુઃખ થયું તો પછી નજીકનાં સગાં વહાલાંઓનું મૃત્યુ થતાં ગૃહસ્થીઓને કેટલું બધું દુઃખ થતું હોવું જોઈએ!"

# પ્રેમોન્માદ

પ્રેમના ઉન્માદમાં મસ્ત બનેલાઓની દશાનું કુબહુ બ્યાન શ્રી. વિયોગી હરિ નીચેના લેખ દ્વારા રજૂ કરે છે........................

પ્રેમમાં એક પ્રકારનો ઉન્માદ હોય છે. ઉક્ત પ્રકારના સાચા પ્રેમીઓ કાયમ ગાંડા જેવા જ જોવામાં આવ્યા છે. આ ગાંડપણમાં એક ખાસ પ્રકારનો શાંતિમય આનંદ પ્રાપ્ત થાય છે, જેનો અનુભવ પાગલ પ્રેમિઓને જ હોય છે—

There is a pleasure sure in being mad, which none but mad men know.

પાગલ બનવામાં એક ચોક્કસ આનંદ છે. જેને કોઈ નથી જાણતું, માત્ર પાગલો જ જાણે છે.

જરૂર પાગલ બની જવામાં એક જાતનો આનંદ છે. જેને માત્ર પાગલો જ જાણે છે. પ્રેમના ગાંડપણમાં જે મસ્ત બની ગયાં, તેનો સમજી લ્યો કે બેડો પાર થઈ ગયો. પ્રેમની દુકાનમાં ગાંડા માણસ જ પગ મૂકી શકે છે કારણ કે ત્યાં પોતાનું મસ્તક, પુરસ્કાર સિવાય જ વેચવામાં આવે છે. પાગલ કવિ મીર કહે છે કે

સૌદાઇ હો તો રખ્ખે બાઝારે ઇશ્ક મેં પા,
સર મુફ્ત બેચતે હૈં, યહ કુછ ચલન હૈ યાંકા.

ગમે તેમ હો, સમજદાર વ્યવહાર, દુનિયા તો આને બેવકૂફી જ કહેશે બધા! આ પણ કોઈ વહેપાર છે, માથા જેવી મોંઘી ચીજ, મૂલ્ય લીધા સિવાય જ વેચી નાખવી ક્યાંનું ડહાપણ છે! ભલે ડહાપણ ન હોય, પણ એ પાગલોને તો પોતાની અણસમજણમાં મઝા મળે છે. ગાંડપણથી ભરેલી મુર્ખતા જ એમની સાચી સમજદારી છે.

How wise they are, that are but fools in Love.

પણ ભાઇ જ્યાં પ્રેમનું ગાંડપણ રાજ્ય ચલાવી રહ્યું હોય, પ્રેમોન્માદ જ્યાંનો રાજા હોય, ત્યાં બુદ્ધિ અધિકાર સિવાય પ્રવેશ કેવી જ રીતે કરી શકે! ત્યાં અક્કલ પેસે તો જરૂર જ ફસાઇ પડે.

શેર મેરે જુનૂંકા જિસ જા હૈ,
દખ્લે અક્લ ઉસ મુકામમેં ક્યા હૈ.

મીર.

અક્કલ તો એક બલા છે, બુદ્ધિનો રોગ ઘણો ખરાબ હોય છે, જે પ્રેમની મસ્તિથી જ સારો થઇ શકે છે—ગાંડે મટી શકે છે.

મૈં મરીઝે અક્લ થા, મસ્તીને અચ્છા કર દિયા!

× × ×

ભક્તિમાં પાગલ બનેલ કવયિત્રી સહજોએ ખૂબ જ સુંદર અને સાચું ચિત્ર અંકિત કર્યું છે. નીચે લખેલાં લક્ષણો જેનામાં મળતાં હોય તેને સમજી લ્યો કે પ્રેમી છે—પાગલ છે—ને જગતના સમજવા પ્રમાણે ખાસો બેવકૂફ છે

પ્રેમ દિવાને જે ભયે, મન ભો ચકનાચૂર,
છકે કહે, ઘૂમત રહે, 'સહજો' દેખી હુજૂર.
પ્રેમ દિવાને જે ભયે, કહે, બહકતે બૈન,
'સહજો' મુખ હાંસી છુટે, કબ હૂ ટપકે નૈન.
પ્રેમ-દિવાને જે ભયે, જાતિ બરન ગઈ છૂટ,
સહજો' જગ બૌરા કહે, લોગ ગયે સબ ફૂટ
પ્રેમ-દિવાને જે ભયે, 'સહજો' ડગમગ દેહ,
પાંવ પરૈ કિતકૈ કહૂં હરિ સંવારિ તબ લેહ.
કબ હૂં કડબડ હ્વૈ રહે, ઉઠે પ્રેમ-હિત ગાય,
'સહજો' આંખ મુંદી રહે, કબ હૂં સુધિ હ્વૈ જાય,
મન મેં તો આનંદ રહે, તન બૌરા સબ અંગ,
ના કાહૂ કે સંગ હૈ 'સહજો' ના કોઈ સંગ.

પ્રેમોન્માદિ આવા હોય છે. એ પાગલો પોતાના જ હૃદયની મસ્તિમાં ઉછળી ઉછળીને 'દિવાનાઓ,' શયતાન મનને પકડીને તેના ચૂરેચૂરા કરી નાંખે છે. મન-રૂપી હાથીને તેઓ પ્રેમરૂપી જંજીરથી જકડીને બાંધી દે છે. તેની મસ્તિ પાસે મનરૂપી મસ્ત હાથી મચ્છર જેવો પડી રહે છે.

મન મતંગ મય મંતથા, ફિરતા ગહિર ગંભીર,
દોહરી, તેહરી ચૌહરી પરિ ગઇ પ્રેમ-જંજીર.

—કબીર

એ પાગલ છોકરી વાતો કરે છે, જેની કોઈ મતલબ જણાતી નથી, કેટલીક વખત મનાય નહિ તેવી પણ હોય છે. કદીક ખડખડાટ હસી પડે છે તો કદીક અવિરામ આંસુ વહાવે છે. કોણ જાણે શા માટે રડે છે! કોણ જાણે શા માટે હસે છે! પણ એટલું તો અમે ચોક્કસ જાણીએ જ છીએ કે એ મૌનમાં રહે છે, તેના રડવામાં પણ રહસ્ય છે, હસવામાં પણ રહસ્ય છે.

પ્રેમમાં ગાંડો થઈ ગયેલો ભક્ત-વર સુતીક્ષ્ણની આજ કેરીની પ્રેમ વિહ્વળતા ને ગુસાંઈ તુલસીદાસજીએ જે કુશળતાથી ચિતરી છે તે ખરેખર અત્યુત્તમ છે,

નિર્ભર પ્રેમ-મગન મુનિ જ્ઞાનિ,
કહી ન જાઇ સો દસા ભવાની,
દિસિ અરૂ વિદિસિ પંથ નહિ સૂઝા,
કો મૈં, ચલેઉં કહાં નહિં બૂઝા.
કબ હુંક ફિરિ પાછે પુનિ જાઇ,
કબ હુંક નૃત્ય કરઇ ગુન ગાઈ

આવા પાગલ પ્રેમિઓનો ભાન જાત સાથેનો કોઇ સંબંધ નથી રહેતો. એક જ ઝટકામાં બધું તોડી ફોડીને તે દૂર જઇને ઉભો રહે છે. લોકો તેને પાગલ કહે છે, અને તેનો સાથ છોડી દે છે. એ મસ્તરામ પોતાની જાતનો પણ-શરીરનો પણ-ખ્યાલ રાખતો નથી, તેની સંભાળ રાખતો નથી. પગ ક્યાંક મૂકવા ધારે છે અને ક્યાંક પડે છે પરંતુ સારૂં છે કે તેનો વહાલો હંમેશ તેની સાથે રહે છે, તે જ તેને પડતો આખડતો બચાવી પણ લે છે. કદીક શાંત થઇ જાય છે, કદીક પ્રીતિનું ગીત પણ ગાઈ લે છે અને કદીક ડૂસકે ડૂસકે રડી પણ પડે છે. કોણ જાણે કોનું ધ્યાન કરે છે કંઈ સમજ નથી પડતી, ઘેનમાં ભાન ભૂલેલો લાગે છે. પણ કદીક તો એ દોસ્ત વગરનો પાગલ-હોશિયાર માણસની માફક કામ કરવા લાગી જાય છે. તેના હૃદય સાગરમાં આનંદની લહેરો ઉઠે છે. એ પાગલ ન તો જાતે કોઇનો સાથ પસંદ કરે છે અથવા ન તો તેને કોઈ પોતાનો સગો સાથી બનાવે છે.

પ્રેમ-દિવાનો કેવો મોજી જીવ હોય છે તે અંગે પાગલ ભક્ત મલૂકદાસ પોતાની પ્રેમ-મસ્તિમાં સાંભળો કેવું ગાઇ રહ્યો છે

પ્યારે, તેરા મૈં દીદાર દીવાના.
ઘડી ઘડી તુઝે દેખા ચાહૂં સુન સાહિબ રહમાના.
હૂં અલમસ્ત ખબર નહીં તનકી, પીયા પ્રેમ પીયાલા
ઠાઢ હોઉં તો ગિરિ ગિરિ પરતા, તેરે રંગ મતવાલા.

આ બાજુ કબીર સાહેબ પણ પોતાની ધૂનમાં મસ્ત થઇને અનુરાગમય રાગ આલાપી રહ્યા છે —

હમન હૈ ઇશ્ક મસ્તાના, હમનકો હોશિયારી ક્યા!
રહેં આઝાદ યા જગસે, હમન દુનિયાસે યારી ક્યા!
જો બિછુડે હૈ પિયારેસે ભટકતે દરબદર ફિરતે,
હમારા યાર હૈ હમમેં હમનકો ઇન્તિઝારી ક્યા!

× × ×

એક પ્રેમોન્માદિની ગોપીકાની પ્રેમદશાને મહાકવિ દેવ જે સફળતા સાથે અંકિત કરેલ છે તે અવર્ણનિય છે.

કાનકુંવરની કહાનિ સાંભળીને બિચારીને ગાંડપણ આવી ગયેલ છે. જોઇએ એ નિષ્ઠુર કનૈયાને એ ગાંડાની સ્નેહ કથા સાંભળીને ઉન્માદ ઉત્પન્ન થાય છે કે નહિ!

જબતેં કુંવર કાન્હ, રાવરી કલા-નિધાન,
કાન પરી વાકે કહૂં સુજસ કહાની-સી;
તબહી તેં 'દેવ' દેખી દેવતા-સી, હંસતિ-સી,
ખીઝતિ-સી, રીઝતિ-સી, રૂસતિ-રિસાતિ-સી.
છેરી-સી, છલી-સી, જનિ-લીની-સી, છકી-સી લીન,
જકી-સી, ટકી-સી લગી, થકી થહરાની-સી,
બીંધી-સી, બંધી-સી, વિષ બૂડી-સી, બિમોહિત સી,
બૈઠી વહ બકતિ બિલોકતિ બિકાની-સી.

એ સાંવરિયાના દર્શનની દિવાની, એ બાંસુરીવાળાના પ્રેમમાં પાગલ બનેલી, આજે આવી હાલત પર પહોંચી ગઇ છે. પ્રેમ શું નું શું કરી નાંખે છે એ પોતાના ઘરની રાણી આજે "બૈઠી હૈ કહું બકતિ-બિલોકતી બિકાની-સી!"

રસિકવર હરિચન્દ્રે પણ આવી જ એક ઉન્માદિનીનું ચિત્ર ખેંચ્યું છે. જરા એના પર પણ એક નજર નાખતા જાવ.

ભૂલી-સી, ભ્રમી-સી, ચૌંકી, જકી-સી, થકી સી ગોપી.
દુ:ખી-સી રહતી, કછુ નાહી સુધ દેહકી,
મોહી-સી લુભાઈ, કછુ મોદક સી ખાયે સદા,
બિસરી સી રહૈ નેકુ ખબર ન ગેહકી.

રિસભરી રહે, કહીં ફૂલિ ન સમાતી અંગ,
હંસિ હંસિ કહે બાત અધિક ઉમંગકી,
પૂછે તેં ખિસાની હોય, ઉત્તર ન આવે તાહિ,
જાની હમ જાની હૈ નિસાની યા સનેહ કી.

પ્રેમ રસોન્મત્તની ગતિ અગમ્ય છે. કોણ તેની મહિમાનો પાર પામી શકે છે? તેનાં લક્ષણ જ વિલક્ષણ હોય છે. શ્રીમદ્‌ભાગવતમાં પ્રેમોન્મત્ત ભક્તનો મહિમા, એક સ્થળ પર ભગવાને પોતે પોતાના મુખેથી આ પ્રમાણે ગાયો છે કે —

વા ગદ્‌ગદા દ્રવતે યસ્ય ચિત્તં
હસત્યભીક્ષ્ણં રુદતિ ક્વચિચ્ચ,
વિલજ્જ ઉદ્‌ગાયતિ નૃત્યતે ચ
મદ્‌ભક્તિયુક્તો ભુવનં પુનાતિ.

એટલે કે જેની વાણી ગદ્‌ગદીત થઇ ગઇ છે, જેનું ચિત્ત ભાવાતિરેકથી દ્રવિત થઈ ગયું છે, જે કદી રડી ઊઠે છે, કદી નિર્લજ્જ બનીને ઉંચે સ્વરે ગાયને કદી નાચી ઊઠે છે તેવા મહાભાગ્યશાળીઓ સંસારને પવિત્ર કરે છે.

સહજોની બહેન દયાએ પણ પ્રેમની પ્રીતિના પાગલો પર મીઠી સાખીઓ લખી છે. તે કહે છે કે.

'દયા' પ્રેમ ઉન્મત્ત જે, તનકી તનિ સુધિ નાહિં,
ઝુકે રહે હરિ-રસ-છકે, થકે નેમ-વ્રત નાહિં.
પ્રેમ-મગન જે સાધુજન, તિન ગતિ કહી ન જાત,
રોય રોય ગાવત હંસત 'દયા' અટપટી બાત.
પ્રેમ-મગન ગદ્‌ગદ બચન, પુલક રોય સબ અંગ,
પુલકિ રહ્યો મનરુપમે 'દયા' ન હુવે ચિત-ભંગ

× × ×

મહાકવિ ગોઠેનો એક પ્રસિદ્ધ શેર છે. તેમાં એક પાગલ કહે છે કે 'હું પ્રેમોન્માદના મહાસાગરની લહેરનો એ અંશ છું કે સમસ્ત સંસાર મારી એ લહેરથી આતરી રહ્યો છે. મારી ભાવનાઓ, જેણે આ દુનિયા એ પરેશાન કરી રાખી છે, ચક્કરમાં નાખી દીધેલ છે, જે ખુશી અથાગવાળી સમાન છે. તે શેર જેવો.

વહ હૂં મૈં જેસુએ મૌજે મુહીતે આઝમે વહશત,
કિ હૈ ઘેરે હુએ ક્રુવે ઝિમીં કે પેચોખમ મેરા.

કેટલું ઉંચું તત્ત્વજ્ઞાન છે. પ્રેમના દિવાનાની ગાંભીરતામાં કોને હેરાન થવા માટે સાથ આપે? પાગલ માણસનો આ અનુભવ મુંગાના સ્વપ્ન જેવો છે જેનું બયાન નથી થઈ શકતું.

ગૂંગે કા સા હૈ ખ્વાબ બયાં હો નહીં સકતા

જે પ્રેમના દિવાનાઓ છે, પ્રેમમાં બેહોશ બનેલા છે તે વાસ્તવિક રીતે હોંશીયાર જ છે. આવા સુતેલા દિલવાળાઓ જ સાચી રીતે જાગે છે.

યા નિશા સર્વ ભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી

મૌલાના રૂમી સાહેબે સાચું જ કહ્યું છે કે આવા બેહોશ લોકો પર તો આપ પ્રાણ પણ નિછાવર કરવાનું મન થાય છે. પણ આ ગાંડપણ, આ બેહોશી મળે છે શી રીતે? સાંભળો. અમર જો એકવાર પણ એ બાદશાહ રામની ઝલક જણાય તો હું દાવા સાથે કહું છું કે તમે એટલા મસ્ત થાને પાગલ બની જશો કે તમારા કુત્સિત માનસમાં અને શરિરમાં આગ લગાવી દેશો. આ દાવો કોઇ સાધારણ માણસનો નથી પરંતુ સૂફિ પ્રેમના સૂર્ય સમાન મૌલાના જલાલુદ્દીન રૂમી સાહેબનો છે.

સ્વામિશ્રી રામતીર્થના પ્રેમોન્માદથી તો આપણે ઘણાખરા પરિચિત છીએ જ, તેઓ પણ એક ગજબના ભક્ત આદમી હતા. સાચા પ્રેમી હતા, પૂરા પાગલ હતા. એ 'રામ' બાદશાહ સાંભળો શું ગાઇ ગયા છેઃ

ટટકર ખડા હૂં ઔક સે ખાલી જહાનમેં
તસકીને દિલ ભરા હૈ મેરે દિલમેં જાનમેં
ગઢ-બગડ દુનિયાંકી છતપર હું તમાશા દેખતા,
ગઢ-બગડ દેતા લગા હૂં વહેશિયાકી-સી સદા.
બાદશાહ દુનિયાં કે હૈ મુહરે મેરી શતરંજ કે,
દિલ્લગી કી ચાલ હૈ સબ રંગ સુલહો જંગ કે.
રકસે શાદીસે મેરે જબ કાંપ ઉઠતી હૈં જમીં,
દેખકર મૈ ખિલખિલાતા, કહકહાતા હું વહીં.

ગીતામાં પણ અવસ્થા વર્ણવી છે 'બ્રાહ્મી સ્થિતી' પ્રેમોન્મત્ત જ આ સ્થીતીનું એક માત્ર અધીકારી છે. પછી દયાબાઈએ સાચું કહ્યુ છે કે.

પ્રેમ-મગન જે સાધુ જન, તિનગતિ કહી ન જાત,
રોય રોય ગાવત હંસત, 'દયા' અટપટી બાત.

———

(હિન્દીમાંથી)

# મુંબઈની ધર્મ પરિષદ : કેટલાંક સંસ્મરણો

**પહેલી** પરિષદ અમદાવાદમાં મળી તે પછી બે વર્ષે બીજી પરિષદ મેળવવાનું નક્કી તો કરવામાં આવ્યું હતું પણ મુંબઈ જેવી અલબેલી નગરીમાં જ્યાં વિદ્યા, કલા અને સંસ્કૃતિનું ધોરણ ઘણું ઊંચું છે ત્યાં * "જગતના ચોકની વચ્ચે મહાલય" જમાવવો એ સહેલું કામ નહોતું. મહાલય એટલે અલક્ષ્ય: આંખથી જે દેખાતો નથી અને ઇન્દ્રિયોથી અગોચર છે, તેનો હડહડતા કળિયુગમાં પોકાર કરવો અને એ પોકાર ઝીલાવવો એ માટે પૃથ્વીભરના તમામ સાત્વિક બળોને એકઠાં કરવાનું ભગીરથ કામ સમિતિએ ઉપાડ્યું હતું. પાસા ફેંક્યા તો ફેંક્યા હતા. 'પણ શા દેવો હારે હાથ છે' એવી હરપળે ચિંતા રહ્યા કરતી હતી.

વિશ્વયુદ્ધના ભયંકર સંહાર પછી, હિંદ અને પાકીસ્તાનના ભાગલાને પરિણામે અને સ્વરાજ્ય સ્થપાતાં સ્થપાતા જે અનિવાર્ય વિટંબનાઓમાંથી આમજનતા પસાર થતી હતી તેવે વિષમ સમયે શાન્ત વિચાર, ભક્તિ કે ધર્મનિર્ણય કોણ સાંભળશે ? આવી ગડભાંજ મનમાં થતી હતી.

ગીતાએ યુદ્ધ પછી પ્રજામાં વર્ણસંકરતા આવે છે એવું તો કહ્યું હતું પણ હમણાં તો માત્ર નૈતિક જીવનમાં જ નહીં, ધર્મ, ચારિત્ર, વહેવાર, આચાર વિચાર રાજકારણ, સમાજજીવન એમ બધી પ્રજાકીય, શારીરીક અને માનસિક ક્રિયાઓમાં વર્ણસંકરતા પેઠી છે અને ચાલે છે એમને એમ ચાલવા દેવાય તો તો મહા વિપત્તિ આવવાની એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે.

પૌરાણિક અને ઐતિહાસિક પરિવર્તનોના આવા આવા યુગ પલટાના સમયોનાં વર્ણનોમાં લખ્યું છે તેનો સાર એ છે કે, તે વખતના ઋષિ મુનીઓ ભયંકર-વિનાશક બળોની સામે કટીબદ્ધ થયા, નૈમિષારણ્યમાં એકઠા થયા અને લોકસમૂહને અર્થે એમણે અમુક અમુક નિર્ણયો કર્યા.

આ સમય પણ એવો જ વિનાશક અને અશુભ બળોથી ઘેરાયલો છે. ઇશ્વરને માનનારા, નીતિ અને ધર્મ પરથી હજી જેમની શ્રદ્ધા ઉઠી નથી એવા આસ્તિક તત્વચિંતકોને અને સંત મહંતોને પરિષદે હાકલ કરી, રાજનીતિ નિપુણો, શાહ સોદાગરો, બ્રાહ્મણો શ્રમણો, શ્રોત્રિયો, જૈનો, બૌદ્ધો, યહુદીઓ, ખ્રિસ્તી અને પારસીઓએ એ હાકલ સાંભળી. આર્યસમાજ, રામકૃષ્ણ, વિવેકાનન્દ, થિયોસોફીકલ સોસાયટી, બ્રહ્મો સમાજ, શીખ, કબીર, બહાઇ, સનાતન હિન્દુ, અને મુસલમાન બધા આવ્યા. ધર્મ સંપ્રદાયના ભેદ ભૂલી બધા સમ દુઃખીઓ ભેગા થયા. ભારતમાતાને અને તો પૃથ્વીના આસુરી બળોના પંજામાંથી કેમ બચાવી શકાય એની વિચારણામાં પ્રેમપૂર્વક પાંચ દિવસ અને પાંચ રાત્રિઓ ગાળી. ઉત્તરેથી સર રાધાકૃષ્ણન આવ્યા, પૂર્વમાંથી ક્ષિતિમોહન સેન અને દેવેન્દ્રનાથ આવ્યા, પશ્ચિમમાંથી પ્રો. દાતર અને યતિ હેમચંદજી આવ્યા, દક્ષિણમાંથી શ્રીનાથજી અને કુંદનમલ ફિરોદીયા આવ્યા. મુંબઈ બંદરેથી શ્રીયુત કનૈયાલાલ મુનશી અને શ્રી. કાન્તિલાલ ઇશ્વર, પંજાબથી શ્રી. અહામાતા, રાજસ્થાનથી રાજકુમારિ રાજે આવ્યાં.

સાધુ, ગૃહસ્થાશ્રમિ, ભક્તો સેવકો, મુમુક્ષુઓ અને યતિઓનો મેળો ભરાયો. ધનિકોએ પૈસાથી, વિદ્વાનોએ બુદ્ધિથી, કાર્યકર્તાઓએ અનુભવથી અને સંગીતાચાર્યોએ ભજનોથી રામરાજ્ય સ્થાપવાની પ્રાર્થનાઓ કરી.

શ્રીયુત કનુ દેસાઇ જેવા કલાકારોએ મંડપનો સુંદર દરવાજો બનાવી આપ્યો. ધ્વનિવર્ધક યંત્રોવાળા, રોશની કરનારા, છબીઓ અને સીનેમાવાળા, વાણી પ્રવચનકારો અને પત્રકારો બધા વર્તમાન સ્થિતિથી અકળાઇ રહ્યા હતા. એ બધા ભારત માતાની સેવા અર્થે આવ્યા.

વડા પ્રધાન સાહેબ અને ગવર્નર, પ્રધાનો અને અમલદારો બધાએ શુભેચ્છાઓ પ્રદર્શીત કરી હતી.

પરિષદે વ્યવહાર કાર્ય શું કર્યું એમ પૂછવાનું ટીકાકારોએ બંધ કર્યું. સર્વધર્મ યાને સંપ્રદાયના ભક્તોએ એક જાહેરનામું બહાર પાડ્યું. છતાં પરિષદ એ કોઈ મિલ કે કારખાનું નથી કે જેણે આટલા હજાર વાર કાપડ કે આટલા ટન માલ તૈયાર કર્યાનો હિસાબ આપે.

પ્રચાર કાર્ય આટલી બધી પ્રબળ રીતે, રત્નાકરની સાંનિધ્યમાં, શુદ્ધ અંતઃકરણ પૂર્વક થયું. હજારો પ્રેક્ષકોમાંથી કેટલાયે હૃદયોને એણે કંઇક ને કંઇક અસર કરી હશે. શુભ નિષ્ઠાથી કરાયેલું કોઈ પણ કામ નિષ્ફળ તો જતું જ નથી. અમારો વિશ્વાસ છે કે

* કવિ ન્હાનાલાલ.

સંપૂર્ણ સ્વભાવ, ઉત્તમ સંસ્કાર અને માધુર્યના પવિત્ર વાતાવરણમાં મળેલી સર્વ ધર્મ પરિષદ બહુ સારી રીતે ફળરૂપ થઇ જ હશે. 'કર્મણ્યે વાધિકારસ્તે માફલેષુ કદાચન.'

નામદાર વડા પ્રધાને બિંદુજી મહારાજ ભાષણ કરતા હતા અને હજારો સ્ત્રી પુરુષો શાંતિથી શ્રવણ કરતાં હતાં ત્યારે મને ધીમેથી પુછ્યું કે "આવો મેટો મેળાવડો તમે કેવી રીતે એકત્ર કરી શક્યા, અમારા બોલાવ્યાં તો આ લોક આવતાં નથી." મેં કહ્યું કે ભગવાનનું કામ છે એટલે આવ્યાં.

## ડાક્તર મિત્રોને..................

બુધા જ સાધકો કે જે વ્યક્તિગત આત્માને, પરમાત્મા યાને ઇશ્વર અથવા તો નિજત્વને ઓળખવા માટે દોરે છે, તેમાં કર્મયોગ જ માત્ર ઉત્તમ, સહી સલામત અને ઝડપી તેમજ વર્તમાન પરિસ્થિતિને અને જનપ્રકૃતિને અનુકૂળ એક માર્ગ છે. હું ધારું છું કે નિઃસ્વાર્થ સેવા માટેનાં અનેક સાધનોમાં ડાક્તરી સેવા યાને સંતપ્તોને રાહત આપવા માટેની સેવાથી ચઢીયાતી બીજી કોઇ જ સેવા નથી.

ગમે તે વ્યક્તિ, ઓછામાં ઓછી આધ્યાત્મિક ભૂમિકા— બૌદ્ધિક પરખશક્તિ સાથે તેમજ ઓછામાં ઓછી મહત્વાકાંક્ષાને મૂર્ત કરીને ડાક્તરી સેવા દ્વારા મહાન સિદ્ધિ મેળવી શકે છે. તેમાં સાધના અંગેનું બહુ જ મહત્વ છુપાયલું છે

અનેક દર્દીઓના ચહેરા પર, ગીતામાં શ્રીકૃષ્ણે આપેલી આજ્ઞા અનિત્યમ્ અસુખમ્ લોકમ્ ડાક્તરોએ વાંચવી જોઇએ. એક જીવ જન્મે છે, બીજો અદૃશ્ય થાય છે અને જીવન અને મૃત્યુનો ભેદ હજુ સુધી અણુઉકેલ્યો જ રહ્યો છે. એક નિર્દોષ બાળક ચોક્કસ રીતે આવું દુઃખ સહન કરે છે: જેનું કારણ મગજને ફેરવી નાખે છે, ત્યારે ડાક્તર તો એ દુઃખને હળવું–ઓછું જ કરે છે, કે જેનું કારણ અને અસરનું માપ ધીરે ધીરે પોતાની મેળે જ સ્પષ્ટ થાય છે. પુરુષ કે સ્ત્રીમાં સદ્ગુણના, સત્યના અને સ્નેહના પવને નક્કી કરીને દુઃખોની અસર ઉપજાવતાં પાપોને તેના દરેક આકારમાંથી દૂર કરવા ડાક્તર જ મહાન શક્તિશાળી છે.

દુઃખ વિષનું છે અને તેથીજ તન્દુરસ્ત હૃદય પણ વિષનું હોવું જોઇએ. નિઃસ્વાર્થ સેવાનો પ્રેમજ ન્યાત, મત, રંગ, રાષ્ટ્રીયતા અને અતીવ અનિષ્ટોને જમીન-

"સાહેબ! આજ સુધી હું મુંબઇની પ્રજાને કેળણ પ્રાંતિક જીવન ગાળતી માનતો હતો. આજ મારાં પાળ ઉઘડી ગયાં છે. એને પણ હૃદય છે. આ વાત જાહેર કરજો." એમણે કહ્યું.

અને આ લેખ દ્વારા વડાપ્રધાન સાહેબની આજ્ઞા મુજબ હું જાહેર કરું છું કે મુંબઇની પ્રજાને હૃદય છે. અને મુજરાતે કે હિન્દે પોતાનો આત્મા ગુમાવ્યો નથી.
* "સખ્યા રંગ ઉપરથી, તેજો આતશી હો, આતશી."

સબ સંતન કી જય'

ડૉ. હરિપ્રસાદ દેસાઇ.

* કવિ ન્હાનાલાલ.

દોસ્ત કરશે. પ્રેમ એજ ઇશ્વર છે અને માનવતાના પ્રેમમાં જ અમર આત્માનો અખંડ આનંદ નિવાસ કરે છે પ્રભુનાં દરેક બાળકો અસરકારક દિવસના આંતરિક પ્રકારે અથવા બૌદ્ધિક ઉપાનાં વિરોધી આત્મભાવે યા તો નારાયણ ભાવે રક્ષાયલાં છે.

ખરેખર રોગ મુક્ત થવા માટે પ્રભુ પ્રાર્થનાના સાતત્યની જ જરૂર છે. ડાક્તર પ્રાર્થના કરે છે: દર્દી સારો થઇ જાય. દર્દી પોતાની કૃતજ્ઞતાથી ડાક્તર માટે પ્રાર્થના કરે છે. દર્દીઓની માવજત કરતાં, દવા આપતાં કે તેના જખ્મો પીતાં દરેક પ્રેકટીસ કરવા ડાક્તરોએ વારંવાર પ્રભુનું નામ લેવાની ટેવ પાડવી જોઇએ. આથી ચમત્કારીક અસર થશે, એ ધાને રૂઝવી નાખશે, દુઃખને ઓછું કરી નાખશે અને તે ઉપરાંત હૃદયમાં એ ઉત્તમોત્તમ આધ્યાત્મિક બીજ વાવશે. આથી દર્દી શરીર અને આત્માથી તન્દુરસ્ત બનીને દવાખાનામાંથી વિદાય લેશે. મંદવાડ ચાલ્યો ગયો છે અને એક એવો રસ્તો જોયો છે કે જે રસ્તે કદમ ભરીને તે સંસાર અને દુઃખના સમુદ્રને ક્રમમને માટે પાર કરશે. એનું દુઃખ અને ખરેખર આશિર્વાદ રૂપ બન્યું છે; કારણકે દુન્યવિ ધ્યાનદશામાંથી તે માણસને આત્માની સાધનાના આનંદ તરફ પુનઃ નિહાળતો કરે છે. દવાખાનું છોડતી વખતે દર્દી, પોતાનું શરીર સાજું કર્યું છે માટે જ નહી પરંતુ આત્માનંદ માટેની ગોળી આપવા માટે, દૈવિ નામની ગોળી—કે જે મહાન શાંતિ અને બારે માસ ચાલે તેવો આનંદ આપતી ગોળી—આપવા માટે ડાક્તરને ધન્યવાદ આપશે.

દરેક ડાક્તરો કર્મ યોગના સાચા આદર્શને અમે ઉતારે, નિઃસ્વાર્થ ભાવથી અને દવિત હૃદયે માનવતાનું રક્ષણ કરે અને પોતાની પવિત્રતા મારફતે પ્રભુતાના ધ્યાનને સંપાદન કરે. સ્વામી શિવાનંદ

(ગુજરાતી ભાષી)

# પુરૂષાર્થ કે પ્રારબ્ધ?

## જેઓ વાતવાતમાં નશીબને દોષ દઈ જીવનમાં રડયા જ કરે છે તેમને ડૉ. હરિપ્રસાદ નીચેના લેખમાં પુરૂષાર્થનો મહિમા સમજાવે છે.

કેટલાક વિચારકો હજી માને છે કે ઇતિહાસના મહાન બનાવો માત્ર નશીબ કે કિસ્મતને આધીન છે. એઓ કહે છે કે હિંદુસ્તાનને સ્વરાજ્ય મળ્યું તે માત્ર ગાંધીજી જો મુંબઈમાં બેરીસ્ટરી કરવા રહ્યા ત્યારે બીજા બેરીસ્ટરોની માફક ફાવ્યા હોત ને દક્ષિણ આફ્રિકા ના ગયા હોત તો એમની સત્યાગ્રહની કોઈ વાત નહિ અને હિંદુસ્તાનને સ્વરાજ્ય મળત નહીં. એક પ્રસંગ માત્ર બેરીસ્ટરીમાં મુંબઈમાં ના ફાવ્યા એ અકસ્માતમાંથી હિંદુસ્તાનને સ્વરાજ્ય મળ્યું, એનો જડબાતોડ જવાબ "ચાન્સ" એટલે કિસ્મતવાદીઓને પુરૂષાર્થવાદીઓ, નીચે મુજબ આપે એ પુરૂષાર્થવાદીઓનું નવું નામ છે Anti chance એન્ટીચાન્સવાળા.

મહાત્મા જેવા હજારો હિન્દીઓ એમના પહેલાં અને પછી આફ્રિકા ગયા હતા. ત્યાંના કાળા ગોરાના ભેદભાવથી કોઈનું આત્મગૌરવ હણાયું ન હતું. કારણ કે એ બધા આહાર, નિદ્રા, ભય અને મૈથુન ને આધિન પશુ જીવનથી સંતોષ પામનારા હતા.

એક મહાત્માજીનું આત્મગૌરવ જન્માથી ધારા ધોરણથી ઘવાયું, કારણ કે એમણે ઉચ્ચ જીવનનો ખ્યાલ વાંચનથી અને મનનથી કેળવ્યો હતો. દૂર રહેલી માતૃભૂમિનું પણ આફ્રિકાના ગોરા સત્તાધીશો અપમાન કરી રહ્યા છે એમ એમના ઘરદારી હૃદયને લાગ્યું અને ત્યાંના સ્વદેશ બંધુ અને ભગિની ને એ જાગૃત કરી શક્યા.

ત્યાં અહિંસક સત્યાગ્રહ એમણે વર્ષો સુધી ચલાવ્યો, જેલો સેવી, હિંદુસ્તાનને પણ એ માનભંગ સામે જાગૃત કર્યો અને આખરે એ ગીરમીટીઆ પદ્ધતિ નાબુદ કરાવી અને સમાન હક્ક મેળવ્યા, એજ આત્મબળને લઈને પોતે સ્વદેશ પધાર્યા. અહીંની મોટી ગુલામી પ્રત્યે આખા ભારતવર્ષનું એમણે ધ્યાન ખેંચ્યું, પ્રચંડ આંદોલન જગાવ્યું અને એજ સત્ય અને અહિંસાને માર્ગે અંગ્રેજ જેવી શક્તિશાળી પ્રજાને હિન્દ છોડી જવા ફરજ પાડી.

આટલો બધો પુરૂષાર્થ મહાત્માજીએ કર્યો છે. પ્રત્યક્ષ જોવા છતાં હજી કોઈ વિદ્વાનનો જડવાદી કે આપણા દેશનો કિસ્મતવાદી એમ કહેવાની હિમ્મત ધરે કે આ બધુ પુરૂષાર્થથી નહી પણ નશીબથી બન્યું છે તો ભોગ એના.

કિસ્મત પર હાથ મૂકીને બેશી રહેનાર કે "મકર, કુંભ ને મીન, મેષ" કર્યા કરનાર નિર્બળ અને નકામા છે, એમનાથી પોતાનો કે દેશનો કશો ભલીવાર થઈ શકવાનો નથી. પુરૂષાર્થ જ ખરો છે અને આપણા પરાક્રમી પૂર્વજોએ કેવા કેવા પુરૂષાર્થ કરીને આપણા આર્યાવર્તને આધ્યાત્મિક અને ભૌતિક શ્રેષ્ઠતાઓ અપાવી હતી, તે આપણે ક્રમે ક્રમે જોઈશું.

—ડૉ. હરિપ્રસાદ દેસાઈ



# મહારાણી દ્રૌપદી

## આપણા પુરાણ ગ્રંથ મહાભારતમાં આલેખાએલું એક પ્રેરણાદાયી અને જ્વલંત સ્ત્રીત્વ

દ્રૌપદી એ મહાભારતનાં પાત્રોમાંનું એક જ્વલંત સ્ત્રી પાત્ર છે. આમ તો મહાભારતમાનાં બધાં જ પાત્રોમાં કંઈક ને કંઈક વીશિષ્ટતા છે જ, પરંતુ એ સમસ્ત પાત્રોમા દ્રૌપદીનું પાત્રાલેખન કંઈ નવી જ પ્રેરણા આપે છે. એક નારી રત્ન તરીકે, માતા તરીકે, પત્નિ તરિકે અને જગદંબતત્વ તરિકે એ આર્યાં, ભારતવર્ષમા અમર છે અને અમર રહેવાની છે.

પ્રસ્તુત લેખમા એમના જીવનના થોડાક પ્રસંગો આપવામાં આવ્યા છે જે ખૂબ પ્રેરણાદાયી છે. મહાભારતના યુદ્ધનું મંડાણ થયું ક્યાંથી? કયા પ્રસંગ ઉપરથી એ અરાઢ અક્ષૌહિણીનો મહાયજ્ઞ થયો? મહાભારતકાર કહે છે કે માત્ર સ્ત્રીત્વના અપમાનથી જ કૌરવ દળનો સંહાર થયો. દ્રૌપદીના વસ્ત્રાહરણનો પ્રસંગ ન બન્યો હોત તો એ સૌમ્યા કદી પણ મહાભારતના મંડાણ થવા જ ન દેત.

રાજ્ય લાલસા, કુટુંબકલેશ અને કૌરવનાં પાપી માનસથીય વધારે તો સતી દ્રૌપદીનું અપમાન કારણભૂત બનેલ છે.

ધર્મરાજા, શકુનીને હાથે જુગારમાં સર્વસ્વ હારી બેઠા અને ત્યારે દુર્યોધન અને કર્ણના પ્રોત્સાહનથી છેવટે દ્રૌપદીને દાવમાં મૂકી દાવ પર દાવ રમાતા ગયા અને ધર્મરાજ દ્રૌપદીને પણ હારી બેઠા.

સભામાં હાહાકાર મચી ગયો. કૌરવોને આનંદનો અનુભવ થયો. જ્યારે આર્યદૃષ્ટાઓ મહાભારતનાં મંડાણ જોઈ રહ્યા હતા.

દુર્યોધને તુરત દૂતને આજ્ઞા કરી કે,

"જા, અને દ્રૌપદીને અહીં પકડી લાવ! હવે તે અમારી દાસી છે"

દ્રૌપદી રજસ્વલા હતી. આ વાત સાંભળીને તેના હૃદયમાં જબરો આઘાત લાગ્યો. દૂત તેને રાજ સભામાં ન લાવી શક્યો એટલે દુઃશાસન મોટાભાઈની આજ્ઞા મેળવીને તેને પકડી લાવવા ગયો. દ્રૌપદી નાસીને ગાંધારી પાસ ગયેલ હતી, દુષ્ટ દુઃશાસન તેને ત્યાંથી, અવભૃથ સ્નાનથી પવિત્ર થયેલા વાળને ખેંચીને રાજ સભામાં લઈ આવ્યો. અત્યંત કરુણ સ્વરથી તે વિલાપ કરી રહી હતી.

કર્ણે "અનેક પતિઓની પત્નિ" વગેરે મહેણાં ટોણાં મારીને તેને અપમાનિત કરી. અને પાંડવો નીચાં માથાં રાખીને બેસી જ રહ્યા. ધર્મભનસ્ક જેવા, દ્રૌપદીના વાગ્યના પૂકાર કે ધિક્કાર એમને કાને પડ્યાં જ નહિ.

અંતે સભાજનો સમક્ષ તેણે ફરિયાદ કરી'

" ધર્મરાજ પોતે પહેલાં હાર્યા, પોતાની જાતને દાવમાં મૂકીને કે મને ! પહેલાં પોતાની જાતને દાવપર હારી જવા પછી મને દાવ પર મૂકવાનો તેમને શો અધિકાર હતો ?"

આ સાંભળી ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરે વૃદ્ધજનોએ માથાં નીચે ઢાળી દીધા. દુર્યોધન અપમાન કરી બેસશે એ બીકથી કોઈ કંઈ અભિપ્રાય ન આપી શક્યા.

" દુઃશાસન ! શું જોઈ રહ્યા છો તેનાં વસ્ત્ર ઉતારી લ્યો ! અને નાગી કરીને અહીંયાં બેસાડી દો. "

આમ કહીને દુર્યોધને પોતાની જાંગ ઉઘાડી કરીને જગ્યા બતાવી. કર્ણે સ્વયંવર સમયે થયેલા તેના અપમાનને યાદ કરીને વ્યંગ સાથે દુર્યોધનના કહેવાનું સમર્થન કર્યું. દુઃશાસને સાડીનો છેડો પકડી લીધો.

હવે શું થાય ! દ્રૌપદી સાવ નિરાધાર હતી. એણે એવી જ નિરાધારીતાથી ચારે બાજુ નજર નાખી બધાનાં મસ્તક નીચે ઝૂકેલાં હતાં. કર્ણે દુઃશાસનને પ્રોત્સાહન આપી રહ્યો હતો. પોતાના હાથથી એ સાડું વસ્ત્ર રોકવાનો પ્રયાસ વ્યર્થ હતો' દસ હજાર હાથીઓના બળવાળો દુઃશાસન જ્યાં વસ્ત્ર ખેંચે ત્યાં અબળાના હાથ શું કરી શકવાના હતા ? અંતે

તેણે નેત્રો બંધ કરી દીધાં અને બન્ને હાથ ઊંચા કરીને તેણે પ્રાર્થના કરી

"હે કૃષ્ણ! હે દ્વારિકેશ! કૌરવોના સમુદ્રમાં અમારી લાજ આજે ડૂબી રહી છે, રક્ષા કરો, રક્ષા કરો!"

તેને શરીરનું ભાન ન રહ્યું. દીનબંધુનો વસ્ત્રાવતાર થઈ ચૂક્યો હતો. દુઃશાસન પરસેવે રેબઝેબ થઈ ગયો હતો. રંગબેરંગી વસ્ત્રોનો ઢગ આકાશે જતો હતો. એ દસ હાથની સાડીનો છેડો ક્યાંય જણાતો નહોતો.

વિદુરે અંધ ધૃતરાષ્ટ્રને કહ્યું:

"મહારાજ! આ શરમજનક દૃશ્ય બંધ કરાવો. તમારા કુળની લાજ આજે તમારી સમક્ષ લેવાઇ રહી છે. જો વધારે વખત આ કાંડ ચાલતો રહેશે તો શ્રી કૃષ્ણના સુદર્શનને આવતાં વાર નહીં લાગે."

ધૃતરાષ્ટ્ર ગભરાઈ ગયા અને દ્રૌપદીને પાસે બોલાવી તેની ક્ષમા માગી. અને છીનવેલ રાજ્ય તથા ધન પાછું આપ્યું

પણ એ અપમાનનો આઘાત તો પછી વનવાસમાં જ્યારે શ્રીકૃષ્ણ પાંડવોને મળવા આવ્યા ત્યારે, દ્રૌપદીએ હાથ જોડીને કહ્યું

"મધુસૂદન! આપ સૃષ્ટિકર્તા છો, આપ વિષ્ણુ છો, આપ જ યજ્ઞ પુરુષ છો. મહર્ષિઓના હૃદયમાં આપનો જ વાસ છે. આપ જ મૃત્યુ, જીવન તથા જીવનના કર્મોના અધિષ્ઠાતા છો." બોલતાં બોલતાં તેમની આંખોમાં આંસુ આવી ગયાં. ગદ્ગદ કંઠે તેમણે કહ્યું

"હું મહાપરાક્રમી પાંડવોની પત્નિ, ધૃષ્ટદ્યુમ્નની બહેન અને આપની સખી છું. ભરી સભામાં કૌરવો મારા કેશ ખેંચીને મને ઘસડી ગયા. હું એક વસ્ત્રા અને રજસ્વલા હતી મને નગ્ન કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા છતાં આ ભીમ અને અર્જુન મારી રક્ષા ન જ કરી શક્યા. અને એ પિશાચ દુઃશાસન આજે પણ જીવીત છે!"

બોલતાં બોલતાં દ્રૌપદી ધ્રૂસકે ધ્રૂસકે રડી રહી હતી.

"તમે મારા સંબંધી છો, હું અગ્નિથી ઉત્પન્ન થયેલી ગૌરવમયી સ્ત્રી છું. તમારા પર મારો પવિત્ર અનુરાગ છે, તમારા પર મારો અધિકાર છે અને રક્ષા કરવામાં તમે સમર્થ છો. તમારા છતાં મારી આ દશા!"

ભક્તવત્સલે કહ્યું:

"કલ્યાણી! તમે જેના પર ક્રોધાન્વિત થયાં છો તેનું જીવન નષ્ટ થયું જ સમજો. એમની સ્ત્રીઓ પણ એક દિવસ તમારી માફક જ રડશે અને એમનાં આંસુઓને લુછવાનો વખત પણ નહિ મળે. થોડા જ દિવસોમાં અર્જુનનાં બાણોથી એ દુરાચારી વિંધાઇ જશે અને તેમના શરીરની કૂતરાં ઉજાણી કરશે. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે તમે સામ્રાજ્ઞી બનીને રહેશો. ભલે આકાશ ફાટી જાય, સમુદ્ર સૂકાઇ જાય, કે હિમાલયના ચૂરા થઇ જાય, પણ મારી આ વાત અસત્ય કદી નહીં નીવડે."

દ્રૌપદીએ અર્જુન તરફ જોયું. તેણે પોતાના મિત્રની આ વાતનું સમર્થન કર્યું અને શ્રી કૃષ્ણ સુભદ્રા તથા અભિમન્યુને લઇને દ્વારકાં ગયા.

પાંડવોના વનવાસની અવધિ પૂર્ણ થઈ ગઇ. વિરાટ નગરમાં તેમના પક્ષના રાજાઓ એકત્ર થવા લાગ્યા. આ બાજુ દુર્યોધનને ઋષીમુનિઓ તથા વિદુર વગેરે વૃદ્ધ અને સમજુ પુરુષોએ સમજાવવામાં કંઈ બાકી ન રાખી, પરંતુ તે એકનો બે ન જ થયો; કારણ કે કૌરવ કુળ પર કાળચક્ર ભમી જ રહ્યું હતું. તેને તો પાંચ ગામ પણ પાંડવોને આપવા નહોતાં

અંતે શ્રીકૃષ્ણ શાંતિદૂત તરીકે હસ્તિનાપુર જવા તૈયાર થયા. બારણે નીકળતાં જ દ્રૌપદીએ તેમને જણાવ્યું.

"જનાર્દન! અવધ્યનો વધ કરવામા જે પાપ લાગે છે તેવું જ પાપ વધ્યનો વધ ન કરવામા લાગે છે. હું મારા અપમાનને ભૂલી શકો નથી. શાંતિથી અને દુર્યોધનને આપેલી ભીક્ષાથી મારી અંતર્જવાળા સહેજ પણ શાંત થવાની નથી. યાદવો, પાંડવો અને પંચાલના યોદ્ધાઓ હોવા છતા પણ મારી આ દશા! જો મારા પર આપનો સહેજ પણ સ્નેહ હોય તો કૌરવોને વધારે તક ન આપો."

પોતાની કેશાવલીને આગળ ધરીને બતાવતા તેમણે કહ્યું:

"કેશવ! આજે બાર બાર વર્ષોનાં વહાણાં વાયા. આ કેશ બંધાયા નથી, ધોવાયા નથી. ભરી સભામા જેણે તેને ખેંચ્યા છે એ દુષ્ટ દુઃશાસનના એજ હાથના રક્તથી ધોવાય નહી ત્યા સુધી એ વણ બાંધ્યા જ રહેશે. આ મારી પ્રતિજ્ઞા છે મધુસુદન! શું એ આજીવન છુટા જ રહેશે? જો પાંડવો કાયર થઈ ગયા હશે, તેઓ યુદ્ધ કરવામાં આનાકાની કરશે તો હું મારા પાંચે પુત્રોને તૈયાર કરીશ. મારો દિકરો અભિમન્યુ તેમની સરદારી લેશે. મારા પિતા અને ભાઇ પણ જો મારી ઉપેક્ષા કરશે તો હું તમારા શરણે પડી રહીશ. શું મારી પ્રાર્થનાથી પણ તમે દ્રવીત નહી બનો! શું તમારું ચક્ર શાંત જ રહેશે! હું કૌરવોની નારીઓને ધૂળમાં રોળાતી જોવા માગુ છુ. એ સિવાય કોઇ સામાન્ય મને સુખી કરી શકશે નહીં."

શ્રીકૃષ્ણે કહ્યું

"કૃષ્ણા! આંસુઓને રોકો. આ નાટકને પતી જવા દો. મે પ્રતિજ્ઞા કરી છે, પ્રકૃતિના બધા જ નિયમો જો પલટાઇ જાય તો પણ એ પ્રતિજ્ઞા કદી મિથ્યા ન થાય. જેના પર તમારો ક્રોધ છે, તેમની વિધવા પત્નિઓને તમે હાહાકાર કરતી અને રડતી જોશો! આ ધર્મરાજ જ યુદ્ધનો આદેશ આપશે અને તમારા શત્રુઓ યુદ્ધ ભુમિમાં માર્યા જશે.

+ + +

અંતે જે થવાનું હતું તેજ થયું શ્રીકૃષ્ણ તો જે દિવસે વસ્ત્ર ખેંચાયાં તે જ દિવસે "મહાભારત યુદ્ધ" ના મંડાણ જોઈ રહ્યા હતા.

અને પાંચાલીએ દુઃશાસનના એ જ હાથના લોહીથી પોતાની કેશાવલીને રંગી એ તો મહાભારત કહે છે.

## સૂફી ધર્મગ્રંથોમાં જેમનું સ્થાન સર્વોચ્ચ છે તેવા 'ગુલ્શને રાઝ'ના કર્તા સૂફી કવિ

# શબ્સતરી

લેખક
શ્રી. જમિયત પંડ્યા

બબીં તા દમ્મો ઓહદા કિબ્રો' પિન્દાશ્ત.
તુરા કિ ના રસીદા અઝ કે વાદાસ્ત.
નઝર કર્દમ બરૂમ નીમ સાઅત,
હમીં અરઝદ હઝારાં સાલ તાઅત.
ખલાઅ બુમ્ના રૂખે આં આલમ આરાઓ,
મરા આમન નમૂદ અન્દર સરો પાઓ.

મૂર્ખ ! ધ્યાનથી જો, કે તારી આ વિદ્યા, ધર્મ અને કર્મકાંડ તને તારા આદર્શ સુધી પહોંચતાં—તારા ધારેલા સ્થાને પહોંચતાં રોકી લીધો છે. એક ક્ષણ પછી મારે પણ તું મારા મોઢા સામે જોઇ લે, એ હજારો વર્ષની પૂજા અને ભજન સમાન છે.

સારાંશ કે, પરલોક ( કે તેની આશામાં જ આપણે આપણાં ક્રિયાકાંડ કરીએ છીએ. )ના સાચવનારા મારા મિત્રે જ મને બતાવી દીધું કે, "હું ક્યાં છું !" ( હું કાંઈ જ નથી. અત્યાર સુધી જે કાંઈ કરતો હતો તે મિથ્યા જ હતું. )

આગળ કહે છે કે એ મિત્ર,—એમ સમજીને કે હું તેના મારી કેટી સૂર્ય સમાન મુખારવિંદને અપ્રાપ્ય સમજીને નિરાશ થઇ ગયો છું —એક પ્યાલો ભરીને મને આપ્યો—જે પીતાં જ શરીરમાં નવી જીવનની ગતી આવી ગઇ એવું કહ્યું કે, આ મદિરાથી-ભજનથી જેમાં ન રૂપ છે ન રંગ છે—તું તારા અસ્તિત્વના અક્ષરોને ધોઈ નાખ. મતવાલો બનીને તારા અસ્તિત્વને ભૂલી જા.

મે એ પ્યાલો ગટગટાવી લીધો અને મદિરાએ એવો રંગ બતાવ્યો કે મસ્ત બનીને હું પૃથ્વી પર લેટી ગયો.

કનૂં ન નેસ્તમ ક્રર ખુદ ન હસ્તમ,
ન હુશયારમ ન મખમૂરમ ન મસ્તમ,

હવે હું જોઉં છું કે પહેલાંનો હું નથી. ન તો મારામાં જીવન છે, ન તો વિનાશ છે, ન બુદ્ધિવાન છું કે ન તો મદિરાના મદમાં મતવાલો છું.

* * *

આ મહાકવિનો જન્મ ઈ. સ ૧૨૫૦ મા શબ્સતરમાં થયેલો. આ શબ્સતર તબરેઝની પાસે આવેલું એક ગામ છે. જગત આથી જ તેમને શબ્સતરીના તખલ્લુસ-ઉપનામથી ઓળખે છે.

એમનું નામ સઅદુદ્દીન મહમૂદ હતું. એક ઉચ્ચ દરજ્જાના સુફીકવિ તરીકે આજે પણ તેઓ પ્રખ્યાત છે. અને સુફિઓમાં સન્માનિત છે. નિષ્કપટ, નિર્વૈર, સર્વેશ્વરના, જ્ઞાનના અભિમાનથી અલિપ્ત, સાંસારિક દ્રષ્ટીથી તદ્દન નિરાળા એવા શબ્સતરી એક ઉચ્ચ દરજ્જાના સુફી હતા. એમ કહેતા પ્રો. બ્રાઉન તેમના 'ગુલશનેરાઝ' પુસ્તક માટે લખે છે કે.

"સુફી ધર્મ ગ્રંથોમાં તેનું સ્થાન બધાથી ઉચ્ચ છે."

એમણે પણ ઓછું લખ્યું છે પરંતુ જે કાંઈ લખ્યું છે તે ઉત્તમોત્તમ છે આ પુસ્તક ખુરાસાનના અમીર હુસેનીના ૧૯૨ પ્રશ્નોના જવાબ રૂપે છે. પ્રો. લેવી કહે છે કે.

"પ્રશ્નોના ઉત્તર એક નાનાં નાનાં ઉદાહરણોમા તેમણે આપેલા છે પરંતુ ગૂઢ વાતોમા આપેલા છે. આ પ્રકારના રહસ્યવાદને તે પૂર્ણજ ઉત્તમ બનાવીદે છે સુંદરભાવોને તે નવીન જ્યોતિ પ્રદાન કરે છે."

ઓગણીસમી સદીના પ્રારંભમા આ પુસ્તકનો અનુવાદ જર્મની તેમજ અંગ્રેજી ભાષામાં થઇ ગયો હતો, અને ત્યાં તેની પ્રશંસા પણ પુષ્કળ થઇ હતી, એની સહાયતાથી ઘણી ગુચવણો સુસ્પષ્ટ બની જાય છે સુફી કવિ જામી સાહેબે આ પુસ્તકની ઘણી પ્રશંસા કરી છે અને તેના ગુણો માટે ઘણીવાર પોતાના પુસ્તકોમાં ઉલ્લેખ પણ કર્યો છે. 'નવાયહ' નામક પુસ્તકમાં તો ભારોભાર પ્રશંસા કરી છે.

તેમના જીવનમા કાંઇ ખાસ ઘટનાઓ બની નથી. તેઓ ખૂબ શાંતિપૂર્વક જીવ્યા છે અને ઇ. સ. ૧૩૨૦ માં જન્નતનશીન થયા છે.

તેમની ખાસ રચનાઓમાં "ગુલશને રાઝ, હક્કુલ યકીન અને રિસાલા શહીદ" મુખ્ય છે.

*

"હું શું છું" એના પ્રશ્નોત્તર પત્યા પછી જે ઉદાહરણ-તપસીલ-આપેલ છે તે ખૂબ જ જાણવા જેવી હોઈ અહી ઉતારું છું. તેઓ કહે છે કે.

બિનેહ આઇન એ અન્દર બરાબર,
હરો બિ નિગર બિ બી આં શખ્સે દીગર.
યકે રહ બાઝ બી તા ચીસ્ત આં અક્સ,
ન ઇનસ્તો ન આં પસ કીસ્ત આં અક્સ.
ચો મન હસ્તમ બઝાતે ખુદ તાઅય્યુન,
નમી દાનમ ચે બાશદ સાયએ મન.

અહમ બા હસ્તી આખીર ચું શવદ ઝમ,
ન બાશદ નૂરે ઝુલ્મત કરદો બાહમ.
ચો માઝી નેસ્ત મુસ્તકબિલ મહો સાલ,
ચે બાશદ ગૈર અઝી યક નુક્તએ હાલ.

તું તારી સામે આયનો રાખીને તારા મોઢાને જો. તને એક બીજો જ મનુષ્ય દેખાશે. ફરી એકવાર ધ્યાનથી જો, અને વિચાર કે આ પ્રતિબિમ્બ શું છે? એ ન આ છે ન તે છે ત્યારે આ પ્રતિબિમ્બ આખર છે શું? જ્યારે હું મારા પોતાનામાં મળ્યો છું ત્યારે મને ખબર નથી કે મારી છાયા કેવી હશે? મૃત્યુ જીવન સાથે મળીને એક શી રીતે થઈ જાય? પ્રકાશ અને અંધકાર કદી સાથે સાથે નથી રહી શકતાં. જ્યાં ભૂતકાળ જ નથી ત્યારે ભવિષ્યના મહિના અને વર્ષો ક્યાંથી હોય? જે કાંઈ છે તે આજ વર્તમાન છે.

બુઝ બઝ હક નેસ્ત દીગર હસ્તી અલહક,
હુવલ હક ગોયેં ગર ખાહી અનલહક

જ્યારે તું એ રહસ્યને સમજી ગયો તો બસ પછી તેના પર જ અમલ કર. પછી તું પોતાને પરમેશ્વર કહે, યા તો પરમેશ્વરને ઈશ્વર, પરંતુ વાસ્તવિક વાત એવી છે કે આ સંસારમાં ઈશ્વર સિવાય બીજી કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી.

તેમના આ પુસ્તકને રાજ પુસ્તકમાં છાપવું એક સુંદર ઉદાહરણ આપ્યું છે અને એ ઉદાહરણ દ્વારા પણ ઊંડું તત્ત્વજ્ઞાન તેમણે સમજાવ્યું છે. સમજનારાઓ આ ઉદાહરણથી પણ પણ સમજી જશે.

તેઓ કહે છે કે —

શુનીદમ મન કિ અન્દર માહે નેસ્તાઁ,
સદફ બાલા રવદ અઝ કઅરે અમ્માઁ

ઝે શીબે કાર બહ આયદ બરફરાઝ,
બરનએ બહ બનશીનદ દહન બાઝ.

મે સાંભળ્યું છે કે સ્વાતી નક્ષત્રમાં છીપોલીઓ પાણીની અંદરના ગંભીર ઊંડાણમાંથી નિકળીને તેની સપાટી પર આવી જાય છે તે પછી મોઢું ખોલીને પાણી ઉપર બેસી જાય છે.

બુખારે મુરતફા ગરદદ ઝે દરિયા,
ફરો બારદ બા મેહ હક તઆલા.
ચકર અન્દર દહાનશ કતરએ ચન્દ,
શવદ બસ્તા દહાઁ ચિ બસદ બન્દ,
રવદ બા કારે દરિયા બાદલે પર,
શવદ આં કતરએ બારાં યકે દર.

સમુદ્રમાંથી વરાળ ઉપર જાય છે, અને પાણી રૂપે નીચે પડે છે. ઈશ્વર કૃપાએ છીપોલીના મોઢામાં થોડાંક ટીપાં પડે છે, બસ તે પછી તેનું મોઢું એવી રીતે બંધ થઈ જાય છે કે જાણે તેના મોઢાને સેંકડો તાળાં લાગી ગયા. પ્રસન્નતાથી તે પછી છીપોલી દરિયાના તળમાં ચાલી જાય છે અને પેલા બુંદ મોતીના રૂપમાં પરિવર્તન પામે છે.

બકાર અન્દર રવદ ગવ્વાસ દરિયા,
વઝો આરદ બરૂં લુ લુ લાલા.
તને તૂ સાહિલો હસ્તી ચુ દરિયાસ્ત,
બુખારશ ફૈઝો બારાં ઈલ્મે ઈસ્માસ્ત.
ખરદ ગવ્વાસે ઈઁ બહ્રે અઝીમસ્ત,
કિ ઊરા સદ જવાહિર દર ગલીમસ્ત.

પાણીમાં ડુબકી મારનાર ડુબકી મારીને અંદર જાય છે અને ઉજ્જવળ મોતીને બહાર લઈ આવે છે.

તારૂં શરીર કિનારો છે અને જીવન દરિયા સમાન છે. એની વરાળ કૃપા છે અને તેના નામનું જ્ઞાન મેળવવું તે વર્ષા છે. બુદ્ધિ તેમાં ડુબકી મારનારી છે. હઝારો મોતી તેની ઝોળીમાં આવી જાય છે.

દિલ આમદ ઈલ્મરા માનીન્દ યક ઝર્ફ,
સદફ બર ઈલ્મે દિલ સોતસ્ત બ હર્ફ.
નફસ ગર્દદ રવાઁ ચું બર્કે લામા,
રસદ બૂ હર્ફહા બરગોશે સામા.

હૃદય જ્ઞાન માટેના એક બળતણ સમાન છે. શબ્દ અને અક્ષર એ હૃદયની જ્ઞાનશક્તિની છીપોલી છે. શ્વાસ એ પ્રકારે ચાલે છે કે જેમ ચપળા ચપળ ગતીએ ચાલતી ન હોય! અને તેનાથી, વાતો સાંભળનારાના કાને વાતો પહોંચે છે.

સદફ બશિકન બરું કુન દુર શહવાર
બિફિગન પોસ્ત મગ્ઝે નગ્ઝ બરદાર

લુગત બા ઈશ્તિકાકો ન હુ બા સર્ફ,
હમી ગરદદ હમા પૈરા મન હર્ફ.

છીપને તોડી નાખ અને તેની અંદરથી સમ્રાટને યોગ્ય મોતી બહાર કાઢી લે. યાદ રાખજે કે તેનાં પડથી કાંઈ લાભ થવાનો નથી. માત્ર તેમાંથી મોતી લઈ લે-તેનું બીજ થઈ લે.

ભાષા અને તેના જ્ઞાનનો સંપર્ક અને વાક્ય નિશ્ચેષણની સાથે આ બધી વસ્તુઓ શબ્દની આસ-પાસ ચક્કર લગાવતી રહે છે.

---

# બંધન-મુકત બનો

: લેખક :
શ્રી 'પ્રેમયોગી'

બાંધેલી પોટલી માથા પર રાખીને ફરનાર! જરા નીચે મૂકીને બતાવો તો ખરા, કે અંદર શું ભરેલું છે! .....

અરે રામ! રામ! ....શું થયું" કહ્યું અને શું નીકળ્યું! આ ગાંઠો ગાંઠોવાળુ દોરડું અને આ માટીનો ઘડો!

બરાબર! તમે અજાણ જ હતા કે તમે એ ભરમ ભર્યા પોટલામાં શું બાંધીને ફરતા હતા! ભલા માણસ, તમે જરા પણ જિજ્ઞાસા રાખ્યા વગર ખાલી જ ઉંચકી ઉંચકીને આ ભાર વહ્યા કર્યો! ઘણાઓ એ રીતે જીવન પણ ભરમમાં અને ભરમમાં જ વિતાવ્યે જાય છે અને નિરૂપયોગી વસ્તુઓમાં મમતા બાંધીને ઉપયોગી વસ્તુનો ખ્યાલ પણ કરતા નથી તેમજ તમે કર્યું નહિં!

અને દોરડું તે ય પણ ગાંઠો ગાંઠોવાળું, જેમ જીવનમાં અનેક બંધનો હોય છે તેમ સ્તો! આવા દોરડાઓ તો ગાંઠોય ન થાય અને ઘડો પણ તેનાથી ન ફસાય. દોરડું ગરગડી મારફતે કૂવામાં પણ ન નખાય! પાણી, ઉપર ઘડો આવતાં પહેલા જ છટકાઈ જાય.

ભલા માણસ! આ દોરડાથી તો ફાંસો જ ખવાય! પણ આ નવા દોરડાને ગાંઠો કોણે વાળી!

મને તો લાગે છે કે એ ગાંઠો પાછળ કંઈક રહસ્ય છે. કંઈક સંકેત પણ છે આવો આપણે એ ગાંઠોને તપાસીએ.

જુવો મારી શંકા સાચી ઠરતી જાય છે પહેલી જ ગાંઠ પર લખેલું છે "મરણના ભયની ગાંઠ!" બધા જ આપણે આવાં દોરડાં અને આવી ગાંઠો વિંટાળીને ફરતા ફરીએ છીએ.

આપણા બનાવી દોરડાને પણ આવી ગાંઠ વળેલી જ હોય છે ને! આપણા જન્મ સાથે જ આ ગાંઠ પડે છે.

આવો આપણે મહેનત કરીને ગાંઠ ઢીલી કરતાં કરતાં ઉકેલીએ. એ ગાંઠ ઉકેલીશું તો બાકીની ગાંઠો પણ ઉકેલવામાં તેની અસર પડશે. જો કે ઘણાને એમ

**માણસ પોતેજ પોતાના મનમાં જન્મગત સંસ્કારો, માન્યતાઓ, રૂઢીની ગુલામી, ભીરૂતા અને નિર્બળતાની ગાંઠો વાળે છે પછી તેને વીંટાળીને ફર્યા કરે છે કેટલીક વખત એ ભાર એને સદી પણ ગયો હોય છે છતાં એ અજ્ઞાન દૂર કરે જ છૂટકો છે.**

●

તો બીજી ગાંઠો નહિ જ ઉકેલે પરંતુ આ પહેલી ગાંઠ ઉકેલવાની આવડત આગળની ગાંઠો માટે જરૂર ઉપયોગી થઈ પડશે. એથી ઉત્સાહ અને બળ પણ આવશે.

આવો દોસ્ત! આપણે બીજી ગાંઠોને પણ જરા બારીકાઈથી જોઈ જઈએ.

બીજી ગાંઠ છે ગુલામીની, પરતંત્રતાની! દેશ તો ગુલામીમાંથી આઝાદ થયો પણ આપણાં ગુલામી માનસ ક્યાં બદલાયાં છે! આ એ ગુલામી માનસની ગાંઠ છે!

અને તમે જુવો છો તે કાટપીંજરામાં જીવન ઘન જેવું કંઈ લાગે છે! રહેવાનું ઘર નથી, ખાવા અનાજ નથી, અંગ ઢાંકવા પૂરતાં કપડાં નથી. એમનાંય બાળકો ભવિષ્યનાં સાચાં નાગરિકો ક્યાંથી બનવાનાં છે.

એમજ ગુલામી માનસનાં બાળકો—ભાવનાઓના આદર્શો પણ ક્યાંથી ફુલે ફળે! જ્યાં સત્તાની ખુમારી છે, ત્યાં ગુલામી પણ છે એ તમે ક્યાં નથી જાણતા. જેમ બળદ આપણો ગુલામ છે તેમ આપણે બળદના પણ ગુલામ છીએ જ.

આ ત્રીજી ગાંઠ જોઈ કે! એ બંધન છે આપણે જે જગ્યામાં જન્મ્યા છીએ તેનું; એજ જગ્યાએ-સ્થળે આ ગાંઠ વાળી આપેલી છે. આપણી ન્યાત, આપણી જાત, આપણો કૌટુમ્બિક રિવાજો, મોભો, અને આપણો ધંધો, આ એની સૂક્ષ્મ ગાંઠ છે.

અને એની નીચે જોઈ કે! કેટલી બધી ગાંઠો ગૂંચવાઈને વળખાઈ રહી છે!

એ નાની નાની ગાંઠોમાં એક તો વહેમની છે, એના બંધન દૂર કરવા હજી મહેનત થઈ ના થઈ ત્યાં તો અનેકાનેક શંકા કુશંકાઓ જન્મે છે. આ ગાંઠો ઘરમાં અને જીવનમાં મહાન ઉત્પાત મચાવે છે, એ વહેમ છે "હું વટલાઈ જઈશ; મારું રોજું ભાંગશે તો આ છોકરાને કોણ પરણશે! અમુક મહોરતી કુંડળીમાં પડ્યા હોત તો મારી ઉન્નતિ થાત! પણ હવે શું થાય!"

હં'!.. જાણે અહીં જ બધું કામ કરી દેતા હોય તેમ, વળી કોઈને વહેમ જાય છે' 'આને મને અપશુકન થયા, ને મારૂં કમાણુ કામ બગડી ગયું. આ ઘરમાં રહેવાથી અમે દુઃખી દુખી થઈ ગયા. કમાણાના પગલાં ઘરમાં થયાં ત્યારથી અમે સુખે રોટલો ખાધો નથી. આ શરીરજ એવું છે કે મને કાંઇ પચતું જ નથી. દાંત આવે ત્યારે બાળકને આમ થાય જ."

આ બધા જ વહેમોથી ભરેલી આ ગાઠ ઉકેલવાની ખાસ જરૂર છે.

કારણ કે જેમ જોયું પણ ન હોય છતાં ભૂતનો વહેમ માણસને મારી નાખે છે તેમ આ વહેમો પણ તમને મારી નાખશે.

અરે! આ જોઈ કેવી મોટી ગાંઠ છે? એ ગાંઠ છે કુટુંબના માણસોએ વાળી આપેલી, "અધકચરી માન્યતાઓની ગાંઠ!"

તમે એ વાત જાણો છો કે જ્યારે કુદરત જ્યારે બાળકને જન્મ આપે છે ત્યારે તો તે સુમન જેવું કોમળ અને નિર્દોષ હોય છે, પણ જે કુટુંબમાં તે જન્મે છે તે કુટુંબ અને તેની આજુબાજુનાં માણસો તેનામાં નકામી ધૂળથી પણ ઓછા મહત્ત્વની હજારો બાબતો જાણે અજાણે પણ ઠકી દે છે. બાળક એ કુટુંબના સંસ્કારો પ્રમાણે ગાળો બોલતાં પણ શીખી જાય છે, બ્હીકણ બને છે અને નિર્મળતાનું-આત્માની દોરડા વાળી પોટલી જેવું સ્તો—પોટલું વીંટાળેલો થઇ જાય છે!

આ ગાંઠ છોડવી એટલે કાંઈ કુટુંબને છોડવું એવો અર્થ થતો નથી હો! રખે એવું માની બેસતા, સમાજનો પણ ત્યાગ કરવાનો નથી, કશુ કર્યા સિવાય માત્ર એ ગાંઠ છોડવાની છે.

એ બંધન છે તમારા અધકચરાપણનું કૌટુમ્બિક અધકચરી માન્યતાઓનું એ બંધન. દાખલા તરીકે કેટલાંક કુટુમ્બોમાં સ્ત્રીઓને હલકી માનવામાં આવે છે. કેટલાંક મા બાપો બાળકોને અજ્ઞાન ગણીને તેમને વારંવાર ઉતારી પાડે છે. કેટલાંક કુટુંબમાં વડીલની ધાકધમકીથી કેટલીક ખોટી બાબતો બાબતો નભાવી રખાય છે. કુતરા બિલાડાંને ખાડીએ છીએ છ માણસને અડકવામાં આપણે અભડાઇએ છીએ. આ અનેક બાબતો કુટુંબ અને આજુબાજુના માણ જ આપણામા ભરે છે.

તમારા આ પોટલામાંથી નિરુપયોગી દોરડાંની ગાં આપણે છોડવી જ પડશે. એ નહીં ઉકલે એ માનીને દોરડાંને આપણે ફેંકી દેવાનું નથી, તેવી રીતે એવી કેટલીક સારી માન્યતાઓ હોય તેને ક આપણે ફેંકી દેવાની નથી, સમજ્યા ને! પણ આ આ ગાંઠો છોડીને તે દોરડાંને ગાંઠો સિવાયનું બનાવ આપણે તે દ્વારા જીવન-રસ કાઢ્યો છે.

ઠીક ઠીક હવે, આપણે તો તમારા દોરડાની ગાં જ ગણવી છે. પણ મારું આ બધું કહેવાનું માત્ર દેર મારે જ છે એમ ન માનશો, હોં!

આમાંની કેટલીક ગાંઠો તો તમે તમારી મેળે માન્યતાઓની વાળી લીધેલી છે. એ આપણને પહે નજરે ઝટ દેખાતી નથી. હા, બારકાંની ગાંઠો આપણ એકદમ જણાય છે, તેની ગાંઠ ઉકેલવા આપણે મ મથામણ પણ કરીએ છીએ—જેમ હું આ તમા ગાંઠોને ઉકેલવાની કરી રહ્યો છું તેમજ સ્તો—ઉતાવ પણ થઇ જાઇએ છીએ. જો તે ન માને તો આપ તેને, બાઝીએ પણ છીએ. આજ પરિણામે જગત ઝગડા વધતા ગયા છે.

પણ આ માન્યતા ભૂલભરેલી છે તમારી આંખ પોતાનું કસ્તર તમે હમણાં ને હમણાં કાઢી નાખે બીજાની આંખનું કસ્તર મોટા મોભ જેવું દેખા હોય તો પણ તમે તે માટે કાંઇ જ કરી શકવા નથી. તમારું ખુંચતું તો તમારી આંખનું કર નીકળશે ત્યારે જ મટશે.

માટે આ માની લીધેલી અને વાળી લીધે માન્યતાની ગાંઠ તમે પહેલા શોધીને ધીમે ધીમે છો નાખો. નહીં છોડો તો એ દોરડું તમારા અજ્ઞાન જીવનની આજુબાજુ ફરી વળશે અને તમને ફાં નાંખશે. તમારે મરવું નહિ હોય તો પણ તમ ભુંગળાવીને મારી નાંખશે.

હા, તમે કહો છો તે મેં સાંભળ્યું અને માનું છું પણ ખરો કે તમે આપઘાત કરવા માંગતા નથી, પણ ડરવાને તમે તમારી મેળે વાળેલી ગાંઠ જ તમને મારી નાંખશે. કદાચ તમે મરી નહી જાવ તો મુવેલા જેવું જીવન જીવશો. એમા નરી કંગાલિયત સિવાય કશું જ હશે નહિ.

આવી જ ગાંઠો તમારા સરળ જીવનમાં ભય ઉભો કરે છે. અને હૃદયમાં વારવાર ભરી દે છે. તમારામાં રહેલી શક્તિને જરાય કામ કરવા દેતી નથી તમે અશક્ત, નિરાધાર અને કંગાલ બની જશો. ભય, શોક અને નિરાશામાં ડુબી જઈ બાપડા અને બિચારા બની મરવાની આળસે જ જીવી રહ્યા છો એમ માનોને!

હા, એકાદ ગાંઠ છોડવાનો પ્રયત્ન કરો. એકાદ ગાંઠ છૂટશે કે ઢીલી થશે એટલે તમારામાં હિંમત આવવા લાગશે, પણ પ્રયત્ન નહી કરો તો કસ્તર ભરાઈને તે વધારે મજબુત થતી જશે હો કે!

......શું કહ્યું? તમને તમારું અત્યારનું જીવન સારું લાગે છે? તમે કહેવાની હિંમત કરો છો કે શું ખોટું છે? આ ગાંઠોવાળું દોરડું તમને સદી ગયું છે! પણ દોસ્ત! આવા શબ્દો તમારું આળસ તમને બોલાવે છે માંદલો તો તમને બળપૂર્વક કહે છે કે "ના, આ જીવન સાચું જીવન નથી." અનેક ચિંતાઓ તમારું કાળજું કોરી ખાય છે કેટલાય ભયો તમને મુડદાલ બનાવી દે છે. તમારા જીવનમા તમને પળીનોય જંપ નથી. ભાઈ સાહેબ! આનું આ મુડદાલ જીવન આની આ ગડમથલ એ કંઈ સારા કે સુખી જીવનનાં લક્ષણ નથી.

તમે જેને આનંદ માની રહ્યા છો ને! તે તો કંઈ જેવો જ નથી અને જે સ્વતંત્રતાની વાતો કરો છો તેનું તો તમારા માણસને સમજ્યું પણ આવતું નથી. એ કહે છે કે, 'હું જાણું કે અંધારી ગલીના ખૂણે ગંદકીવાળી હાલતમાં કંગાલ દશા ભોગવી રહ્યો છું.'

ભાઈભાઈ! શાંતિ—સાચી શાંતિ—નું સુખ તમે એક ક્ષણભર પણ અનુભવો તો તમને એવા જીવનનો નાદ લાગશે, આનંદની તમને ઝાંખી થશે, ત્યારે તમને જીવનમા સાચો રસ પડશે. અને સ્વતંત્રતા જ્યારે તમે માણશો ત્યારે તમારામાં કોઈ અજબ પ્રકારની ખુશાલી-મસ્તિ આવી જશે.

અત્યાર સુધી તમારા જેવા અને મારા જેવાને આ ગાંઠોએ જ જીવવા દીધા નથી. આપણી સમજ શક્તિને ખીલવા જ દીધી નથી. એ ગાંઠોએ જ આપણી લાગણીઓમાં ઝેર મેળવી દીધું છે આપણી ઈચ્છાશક્તિને એ ગાંઠોએ જ નબળી પાડી દીધી છે

અંધારામાં બેસીને માત્ર ખાલી જ સસકીઓ ભર્યા સિવાય આપણે કર્યું છે પણ શું? ભય, ચિંતા, નિર્બળતા અને દુઃખ સિવાય આપણને કંઈ જ મળ્યું નથી. એ બધાં રોળાં કરી રાત દિવસ આપણને ડરાવ્યા જ કરે છે. જરા પણ આગા કે પાછા ખસવા દેતા જ નથી.

સત્યને ખાતર, ન્યાયને ખાતર, અંદરથી પ્રકટ થવા માગે છે એ જીવનને ખાતર, આવી પોતું કામ કરવા આપણે તૈયાર થતાં જ નથી. ઉલટું એમ કહીએ છીએ કે, આપણે એમાં શું જાય છે! ચાલે છે તેમ ચાલવાદોને. ખાલી ઝઘડામાં કોણ પડે! અમને એમા શો લાભ મળવાનો છે? જવાદોને ભાઈ! કજીઆનું મોં કાળું. અરે, આ છે તેટલું જતું રહેશે તો પછી હું શું કરીશ?"

પણ મારા ભાઈ! આટલી બધી નિરાધારીમાં જીવવું એતે કંઈ ઠીક છે? મરણનો ભય લઈને ફર્યા કરવું એ જીવન નથી. તમારે મુક્ત થવું હોય, મુક્તિ મેળવવી હોય, તો મરી જવાની જરૂર નથી. મુક્તિએ કંઈ મરણ પછીનો વિષય નથી. અરે મરણ પછી તો શરિરની લાગણીઓ અને બીજા બધાથી જ મુક્ત થવાના છીએ, પણ તે આપણી ઈચ્છાથી નહિ. તમારી પાસેથી ખૂંચવી લેવામા આવશે ત્યારે!

પણ તે પહેલા આ ગાંઠોને આપણે છોડીએ, સમજાવે! નિર્ભય થઈએ તો અહીં જ મુક્ત થઈ શકીએ મુક્તિ એટલે આ જીવનમાં આનંદ, આ જીવનમાં શાંતિ અને આ જીવનમા સ્વતંત્રતા આપણે અહીં જ આ જગતમાં, જીવતાં જીવન અનુભવી શકીએ એમ છીએ. આ પથી ઉધાર નથી, પણ રોકડીઓ છે.

આજનો ધર્મ

: લેખક :

# વિશ્વાસ કેળવો

યતિ શ્રી હેમચંદ્રજી

**આજે આપણે આપણા નેતાઓની ભૂલો કાઢીએ છીએ પરંતુ આપણે પણ, આપણી ક્ષતિઓને જોઇને તે સુધારવા તથા વિશ્વાસ કેળવવા પ્રયત્ન કરવો જોઇએ.**

યુદ્ધને સમાપ્ત થયે ત્રણ વર્ષથી વધુ થવા આવ્યાં છે. યુદ્ધ બાદ માનવ જગતે ઇચ્છેલું કે આ કદાચ છેલ્લું જ વિશ્વ યુદ્ધ હશે અને આ યુદ્ધ બાદ જુદી જુદી માનવજાતો પરસ્પરનો સહકાર સાધીને જગતશાંતિના પ્રયાસોમાં પોતાનો ફાળો આપશે. આ દરેક દેશની ઇચ્છા હોવા છતાં આજે કોઈ ચોક્કસપણે એમ નથી કહી શકતું કે ભવિષ્યમાં ત્રીજું વિશ્વ યુદ્ધ નહિ થાય—એનાથી વિરૂદ્ધ, પત્રો દ્વારા એવા પણ સમાચારો વાંચીએ છીએ કે જૂદા જૂદા દેશોએ યુદ્ધની તૈયારીઓ પણ કરી છે—અથવા સામનો કરવા માટે સક્રી પ્રવૃત્તિઓ આદરી છે.

દુનિયાની રાજદ્વારી ઘટનાઓથી આપણો દેશ અલગ રહી શકે તેમ નથી. ચીનમાં સામ્યવાદીઓ જે રીતે આગળ વધી રહ્યા છે, બર્મામાં જે કંઇ બની રહ્યું છે—તેની અસર દેશ ઉપર પડે ખરી કિંતુ બહારની દુનિયાનો સંપર્ક સાધવાનો છે જ, પણ સાથે સાથે તેને આંતરિક ઝઘડાઓનો નિકાલ પણ લાવવાનો છે.

આપણા આપસી મતભેદો અને પ્રશ્નોનું નિરાકરણ આપણે જે રીતે કરીએ છીએ—તે પ્રયાસો આગને ઓલવી નાખવા માટેના થતાં નથી, પણ તેના ઉપર રાખ નાખવા જેવાં છે. જૂદા જૂદા સવાલો માટે પ્રતિબંધો અને કાનૂનોનું પાલન એ આપણી નૈતિક ફરજ છે એમ ઓછું મનાય છે. લોકો તેમજ સરકાર બન્ને પક્ષે જે મોટામાં મોટી ભૂલ થઈ રહી છે તે એ કે માનવ જગતની સુધારણાઓ, કાયદાઓ અને તેનું તલવારના જોરે થતું પાલન એ વડે થશે એ માન્યતામાં છે

આપણી વાતોમાં આપણે વાતવાતમાં ગાંધીજીનું નામ આગળ મૂકીએ છીએ. ગાંધીજીના સિદ્ધાંતો અને આદર્શોને લોકો વ્યવહાર રહે એમ સરકારી પક્ષ ઇચ્છે છે. ત્યારે સરકાર વિરોધી પક્ષ પણ ગાંધીજીનું નામ આગળ મૂકતાં ચૂકતા નથી. તે એમ કહે છે કે ગાંધીજીનું તો ફક્ત નામ જ લેવાય છે—બાકી તો લોકો સાથે સરકાર છેતરપીંડી કરે છે. સરકાર મૂડીવાદીઓનો સહકાર સાધે છે વિ. વિ. વાતો તેમના તરફથી સંભળાય છે.

અહિં કોણ સાચું છે—સરકાર કે ટીકાકાર? અથવા કોણ વધુ યોગ્ય કહે છે તે અંગે મારે કશું કહેવાનું નથી પણ પ્રશ્ન એ છે કે આમ પારસ્પરિક આક્ષેપો અને પ્રતિઆક્ષેપો, અને મતભેદના વાતાવરણમાં ક્યાં સુધી જીવી શકાશે? શું આવા અવિશ્વાસના વાતાવરણને પેદા કરીને—એકાનો લાભ ઉઠાવીને શું દેશને આબાદ બનાવી શકાશે?

આપણા આક્ષેપો કેટલી હદ સુધી પહોંચ્યા છે તેના નમૂનો એ રીતે આપી શકાય છે કે જેને દુનિયા અને રાજદ્વારી જગતે મહાન સિદ્ધિઓ તરીકે વધાવી છે. એ સિદ્ધિઓને મેળવનારને આપણા વિરોધ પક્ષના લોકો "નાઝીવાદના પૂજારી" તરીકે ઓળખાવે છે.

શું જવાહરલાલનો કોઇ અંગત સ્વાર્થ ચડત કરારમાં છુપાયો હતો? આપણે આપણી કુંઠી બુદ્ધિના કારણે એમણે જે મહાન ભોગ આપ્યો છે અને આજે પણ દેશના-સુકાનને જે રીતે ચલાવે છે અને જેના કારણે હિંદ ઘણી મુશ્કેલીઓમાંથી બચ્યું તેને ફાસીસ્ટ તરીકે ઓળખાવતાં શરમાવું ન જોઇએ? સરકાર પટેલને શું મહાનો બાંધીને જવાં છે? લોકો ગાંધીજીના આદર્શોને સમજ્યા વગર એમના ઉપર જેમ આવે છે તેમ બોલે છે. એ લોકોની અવિશ્વતાનો ખ્યાલ આપે છે.

ગાંધીજીની રાજનીતિ કે સિદ્ધાંતને સમજનારો એ સ્પષ્ટ જાણી શકે છે કે તેમણે સંઘર્ષ કરતાં સમાધાન વૃત્તિને હમેશાં વધુ મહત્ત્વ આપ્યું છે. કમિશનો ઇતિહાસ—આખો ઇતિહાસ એમ બતાવે છે કે જ્યારે જીત જેવું લાગતું ત્યારે પણ ગાંધીજી સમાધાન માટે તત્પર બનતા એના કારણે ખુદ કેમિશના ઘણા નેતા સાથે તેમને મતભેદ થતો.

ત્યારે આજે શું કારણ છે જે દેશના નેતાઓ અને સંચાલકો સામા નેહરૂ અને સરદાર ઉપર ખાતા આક્ષેપો કરાવવા તૈયાર થાય છે! એનું મને તો ફક્ત એક જ કારણ દેખાય છે કે સ્વાર્થ અને સત્તાની લોલુપતાએ આપણને એટલી હદ સુધી પતિત કરી મૂક્યા છે કે આપણને અવિશ્વાસનો રોગ લાગુ પડી ગયો છે. આપણા પાર્ટીબંધુઓનું જે મુખ્ય ધ્યાન બન્યું છે તે એ કે તેઓ દરેક સત્તા માટે પડાપડી કરે છે. અને એ માટે જેટલો ઠઠારો અને વ્યર્થ બકવાદ તેમને કરવો પડે તે તેઓ કરે છે.

ટીકાકારો એમ માને છે કે ખોટી કે સાચી ટીકાઓ કરીને તેઓ નેતાઓ બની જઈશું એ જરા વધુ પડતું છે. પણ આ ટીકાઓના કારણે આપણે જોઈ શકતા હોઈએ તો સારું; નહિતર મારે કહેવું જોઈએ કે આપણે આપણા ભવિષ્યને અંધકારમય બનાવી મૂક્યું. ટીકાઓથી જે અવિશ્વાસનું વાતાવરણ સર્જાય છે તેના વડે લોકમાનસ જુદા જુદા વિભાગોમાં વહેંચાઈ જાય છે અને એ અવિશ્વાસ ફાટફુટીને પેદા કરાવે છે. એ ફાટફુટનું પરિણામ આપણને મળ્યો વર્ષ ઉપર હિંદની આઝાદીની કીમત આપીને ચૂકવવું પડેલું અને હિંદને હિંદના ટુકડાઓ—પાકિસ્તાન—હિન્દુસ્તાન—કરીને ચૂકવવું પડેલું.

મારું એમ પણ માનવું નથી કે આ ટીકાકારોની બધી ટીકાઓ ખોટી હશે— સાચી પણ હશે, પણ એના પ્રત્યાઘાતો જે અવિશ્વાસ પેદા કરાવે છે તેના ભયંકર પરિણામો સમજવાની જરૂર છે. ટીકા કરીને તમે દેશને આબાદ નહિ બનાવી શકો. તમે જેમની ટીકાઓ કરો છો, જે કાર્ય માટે ટીકા કરો છો—તે કાર્ય અને કાર્યકર્તા કરતા તમારા કાર્યને અને પોતાને વધુ વ્યાપક અને ઉન્નત બનાવો.

જેમને લોકોનો વિશ્વાસ પોતાના કાર્યો વડે મેળવ્યો છે તેમને લોકોએ નેતા બનાવ્યા છે, પણ એ કાર્યો પછી જ નેતા બને છે એ એક જ રાહમાં મં. નહીં કે અત્યારની ટીકા કરવાથી તમે નેતા બની જશો એ ભાર મોટો જ નથી. ઉલટું તમે લોકોના માનસને અવિશ્વાસુ બનાવવાનું ભયંકરમાં ભયંકર પાપ કરો છો.

દેશને કે વિશ્વને વ્યક્તિને કે સમષ્ટિને જો સુખ, શાંતિ અને આબાદી જોઈતી હોય તો આજની દુનિયાનો એક માત્ર ધર્મ એ બને છે કે વિશ્વાસ કેળવો, પ્રેમ સંપાદન કરો. બધા ધર્મો પણ એજ વાત કહે છે. માનવ સંસ્કૃતિના વહેણો પણ એજ સૂત્રોની ભાવનામાંથી વહે છે. તમે મહાપુરુષોના વિચારોને સમજો. ખુદ તમારા જ ઉપદેશકોના ઉપદેશો સાંભળો—તમને એમ લાગશે કે એની પાછળ એકજ વાક્યનો પડઘો પડે છે.

" હે માનવ! તારે સુખી થવું હોય તો બીજાનો વિશ્વાસ કેળવ ! "

આજના ધર્મ રૂપે હું તમને 'વિશ્વાસ કેળવો' એમ કહું છું—એજ સૂત્ર પૂર્વે હતું અને ભવિષ્યમાં પણ રહેશે. આપણે આ સૂત્રને સુખની ચાવી કહી શકીએ છીએ.

વિશ્વાસ કેળવો એટલે તમે જાતે એવી રીતે ઘડાઓ કે તમારો એ આત્મવિશ્વાસ હોવો જોઈએ કે તમે કોઈ ખોટું કામ કરશો નહિ. વિશ્વાસ કેળવો એટલે તમે બીજાને એવો વિશ્વાસ સંપાદન કરો કે તે તમને હાનિ પહોંચાડતા પહેલાં વિચાર કરે અને વિચાર કરતા તેનું મન તમને દગો દેતા ના પાડે!

આપણે આપણી લડાઈઓ, અને વિખવાદો સંબંધી—નાના કે મોટા—તેમજ મનોદુઃખો વિગેરેના મૂળ તપાસતા જઈશું તો આપણને તેમાં અવિશ્વાસ અને સ્વાર્થ દેખાશે. આપણા સ્વાર્થો આપણા મનને સ્વાર્થી બનાવે છે અને એ સ્વાર્થી મન વડે આપણે અવિશ્વાસને કેળવીએ છીએ. એટલે આજે આપણા જીવન વહેવારમાં ડહાપણની મોટી મોટી વાતો હોવા છતાં—આપણી પાસે આદર્શ હોવા છતાં—મન સ્વાર્થી અને અવિશ્વાસુ હોઈને દરેક બાબતને તે નજરે જોયું. પરિણામ એ આવ્યું છે કે આજે મને તમારા ઉપર કે તમને મારા ઉપર બન્ને માનવો હોવા છતાં વિશ્વાસ નહિ આવે.

એટલે જ આપણા માટે જો સંબંધી અટકાવવાનું કાર્ય આવે તો પહેલું કામ તો એ જ કરવું પડશે કે આપણે વિશ્વાસ કેળવીએ. માનવીએ માનવીની દુનિયામાં રહીને, માનવબંધુઓ સાથે અવિશ્વાસ રાખીને, જીવવાનો દંભ કરવો એ મૃત્યુ બરાબર છે એમાં સુખ—શાંતિ—પ્રેમ નથી પણ, એ દંભ અદેખાઈ—લડાઈ—ઝઘડાઓ પેદા કરાવે છે.

માનવના પારસ્પરિક અવિશ્વાસનાં પરિણામો ટાળી દેવા માટે આપણા કાનુની અને રાજ્યબળના પ્રયત્નો અવિશ્વાસને ઘટાડવાને બદલે વધારે છે. આપણે એ પણ જોઈ શકીએ છીએ કે જેમ જેમ નવા કાયદા ઘડાતા જાય છે તેમ તેમ અવિશ્વાસ વધતો જ જાય છે, અને નવા નવા ગુન્હાઓનું સર્જન થાય છે. કાયદો એ સમાજના અવિશ્વાસથી પીડાતા શરીર ઉપર તાત્કાલિક અસર કરનાર ઈન્જેક્શન જરૂરી છે, પણ એથી અવિશ્વાસ દુર જ થઈ જાય છે એ માનવું વધારે પડતું છે. ઉલટું ઘણીવાર કાયદો પસાર થતા જ તેનો ભંગ વધુ દેખાય છે.

એનું કારણ શું છે ?

એનુ કારણ એ છે કે આપણે ભૂલી જઈએ છીએ કે ગુન્હાઓ, લડાઈઓ સર્વેનું મૂળ માનવનું મન છે. એ મન કે જેનું ઘડતર તેની આસપાસની પરિસ્થિતિ, સંયોગો તેમજ મા-બાપના સંસ્કારોથી ઘડાય છે, એટલે જો આપણે અવિશ્વાસને દૂર કરવા માગતા હોઈએ તો મનના ઘડતરને બદલવું પડશે. એ કાર્ય કાયદા-કાનુનો વડે નહિ પણ માનસિક સુધારણાના પ્રયોગો વડે સિદ્ધ થશે.

એ અવિશ્વાસને દૂર કરવા નીચેની બાબતો જરૂરી છે

(૧) ભૂલ સ્વીકાર.—"માણસ માત્ર ભૂલને પાત્ર" એ વાક્ય બધા જાણે છે. અંગ્રેજીમાં પણ To err is human એમ કહેવત છે આથી એક વાત તો સિદ્ધ થાય છે કે ભૂલો થવી એ કાંઈ ન બને એવુ કાર્ય નથી પણ ભૂલો કરીને જો ભૂલનો સ્વીકાર ન કરાતો હોય તો ભૂલો વધતી જાય. કોઈવાર જુઠું બોલાયું હોય એ એટલુ ખરાબ નથી, જેટલું જુઠું બોલીને, કોઈ મોટો વાઘ માર્યો હોય તેમ તેના આનંદમા નાચવું. એટલે ભૂલો જે સ્થાઈ થઈને રહે છે તેને ઉત્તેજન ન આપવું જોઈએ.

એ માટે એવો પ્રચાર થવો જરૂરી છે કે ભૂલ કરીને તેનો સ્વેચ્છાએ સ્વીકાર થવો જોઈએ જે લોકો પંડિતજીની ટીકા કરે છે તેઓ શું તેમની જેમ એમ કહી શકે છે ખરા કે "ના અમારાથી પણ ભૂલો થઈ હશે-પણ તે જાણી જોઈને તો નહિ જ." ભૂલોનો સ્વીકાર થતો નથી એથી પોતાની જાત ઉપર ખોટો વિશ્વાસ બંધાય છે—જે દગો દીધા વગર રહેતો નથી—સાથે જ તમારી એ છેતરપીંડીએ તમે લોકોના વિશ્વાસને ગુમાવો છો. માટે વિશ્વાસ કેળવવા માટે સહુથી પ્રથમ જરૂરી છે તમે ભૂલોનો સ્વીકાર કરો !

(૨) ટીકા ન કરો.—તમને જો કોઈ કાર્ય એમ લાગે કે, ખોટું થાય છે તો પણ તેની ટીકા ન કરો. કારણ કે એ ટીકા કરતાં, એ કાર્ય ખોટામાંથી સાચું બને એવું કરવુ એ વધારે સારૂં છે. આજે તો વગર વિચાર્યે, કંઇ પણ ભાન વગર જેમ આવે તેમ બોલવાનો લોકોને રોગ લાગ્યો છે. તેઓ ટીકા કરતાં પહેલા પોતાની જાતને તપાસે અને પોતાના શબ્દોની કંઈ કીંમત છે—એ વેડફવા માટે નથી એમ માને એ જરૂરી છે તમારા બોલેલા શબ્દો—સારા હોય તો માનવની શુભેચ્છાઓ જગાડશે, ખરાબ હશે તો પારસ્પરિક કલેશનાં બી વાવશે. માટે જો સારૂં ન બોલી શકાતું હોય તો પણ કોઈનું ખરાબ ન બોલો.

(૩) સમાધાન વૃત્તિ —પરિસ્થિતિ વશ તમે દુ:ખમા મુકાયા હો, અથવા કોઈના ઉપર ગુસ્સો ચઢયો હોય તોયે સમાધાનવૃત્તિ મનમા રાખો. ઘણીવાર કોઈ માણસ તમને દુ:ખ દેવા નથી માંગતો, છતા તમને એવું લાગ્યા કરે છે કે એ તમને બનાવે છે, પણ જે બનાવતો હોય, તેની બનાવટથી પોતાનો ગુસ્સો કાબૂમાં ન રહે એવું કરવુ એ ખોટુ છે

તમે સહેજ ગુસ્સાને ખાઓ, થોડીકવાર માટે દુ:ખને ગળી જાઓ—તમને જે લોકો માટે ગુસ્સો ચઢયો હશે, તેના માટે કંઈ ભાન નહિ થાય. એટલા અવિશ્વાસથી તમે બચી જશો

હું માનુ છું કે આજે આનાથી વધુ કોઈ સારો ધર્મ નહિ હોય ! જગત અને આપણો દેશ જે અવિશ્વાસના વાતાવરણમાંથી આગળ વધી રહ્યાં છે, તેમજ માનવ-માનવ વચ્ચે જે અવિશ્વાસની લાગણી ફેલાણી છે તે જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી ટીકાઓ કે કાયદાઓ આપણને આબાદ બનાવશે એ માનવું ભૂલ ભરેલું છે. આપણને જો આબાદ થવું હોય તો એક જ વસ્તુનો પ્રચાર કરવાનો રહેશે.

### વિશ્વાસ કેળવો-પ્રેમ સંપાદન કરો

અને એજ આજનો ધર્મ છે—બધા ધર્મનો સાર છે.

# અનન્ત સુખનું રહસ્ય

: લેખક :
શ્રી. સમદર્શિન

સુખની પ્રાપ્તિ માટે લાલસા ઘણી મોટી હોય છે અને સુખની ખોટ પણ તેટલી જ મોટી હોય છે ચારે તરફ નજર કરતાં માલુમ પડે છે કે લાખો સ્ત્રી-પુરુષો ચિંતા અને ફિકરમાં, સંતાપ અને વ્યાધિમાં, ખટપટમાં અને ભયમાં, નિરાશા અને નિર્બળતામાં, અશાંતિ અને અજંપાનું જીવન ગાળતા હોય છે નિર્ધન પુરુષોનો મોટો ભાગ ધનની પ્રાપ્તિને માટે ઘણો આતુર રહે છે અને એમ માને છે કે ધન હોય તો ઉચ્ચ પ્રકારનું સુખ તેઓ ભોગવી શકે. ઘણા ધનવાન પુરુષો દરેક ઇચ્છા અને તરંગને પોષી ધરાઇ જવાથી કે ઉબાટથી પીડા પામે છે અને નિર્ધન માણસો કરતાં પણ સુખની પ્રાપ્તિથી ઘણા દૂર હોય છે. શાંતિ અને સુખને મેળવવા પૃથ્વીપર્યટન કરે છે, પરંતુ તેમના સર્વ પ્રયત્નો નિષ્ફળ જાય છે અને તેમને શાંતિ મળતી નથી.

આપણે આ બાબત પર જો ધ્યાનપૂર્વક વિચાર કરીએ, તો છેવટે આપણને સૌથી અગત્યના સત્ય તરફ દોરાવું પડશે કે સુખ માત્ર બાહ્ય વસ્તુઓની માલિકી ધરાવવાથી મળતું નથી, તેમ બાહ્ય વસ્તુઓના અભાવથી દુઃખ કે પીડા પણ આવતા નથી, કારણ કે જો એમ થતું હોય તો આપણને ગરીબ વ્યક્તિઓ કાયમ સુખી માલૂમ પડત અને ધનવાન વ્યક્તિઓ જ કાયમ અતિશય દુઃખી માલૂમ પડત, પરંતુ તેથી વિપરીત ઘટના વારવાર બનતી જોઇએ છીએ. સૌથી કંગાલ માણસો પૈકી કેટલાક તો ધન અને મોજશોખના સાધનોમાં વીંટળાઇને રહેલા હોય છે, અને તેથી ઉલટું ઘણા તેજસ્વી અને સૌથી સુખી માણસો પૈકી કેટલાકની પાસે તો જીવનની ખાસ જરૂરિયાતો જ ફક્ત હોય છે. પુષ્કળ ધન એકઠું કરનારા ઘણા માણસો કબૂલ કરે છે કે ધનની પ્રાપ્તિ થયા પછી સ્વાર્થી આનંદ અને સંતોષને લીધે તેમના જીવનની મધુરતા નાશ પામી છે, અને તેઓ જ્યારે ગરીબ હતા ત્યારે જેવા સુખી હતા તેવા સુખી તેઓ ફરી પણ રહ્યા નથી.

ત્યારે સુખ શું છે? અને તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય? શું સુખ કેવળ સ્વપ્નવત્ ભ્રમણા છે? શું દુઃખ જ શાશ્વત છે?

આ બાબતમાં જો સમતાથી અને વિચક્ષણતાથી આપણે અવલોકન અને મનન કરીએ તો આપણને માલુમ પડશે કે જ્ઞાનના રસ્તે જ માણસો ગયા છે તે સિવાયના બધા માણસોની માન્યતા એવી છે કે સુખ પોતાની ઇચ્છા આકાંક્ષાને સંતોષ આપવાથી જ માત્ર મળી શકે છે. અજ્ઞાન-ભૂમિકામાં જેનાં મૂળ નાંખેલાં છે, અને જેને સ્વાર્થી લાલસાઓનું પાણી વારંવાર પાવામાં આવે છે, એવી માન્યતા જ વિશ્વમાં બધાં દુઃખોનું કારણ છે. "ઇચ્છા અને આકાંક્ષા" એ શબ્દોને સ્થૂળ ઇન્દ્રિયજન્ય તૃષ્ણા સમજીને સંકુચિત કરવાનાં નથી, પરંતુ તે ઇચ્છા અને આકાંક્ષા સૂક્ષ્મ આધ્યાત્મિક અને માનસિક પ્રદેશ સુધી વિસ્તાર પામેલ છે ત્યાં વધારે બળવાન, વધારે ગૂઢ અને વધારે પ્રપંચી તૃષ્ણાઓ બુદ્ધિશાળી અને સંસ્કારી સભ્યોને પણ બંધનમાં રાખે છે, અને સુંદરતા, ઐક્ય અને આત્માની પવિત્રતાનાં જે લક્ષણોને લીધે સુખ વ્યક્ત કરી શકાય છે, તે તમામ સદ્‌ગુણોથી તેઓ વંચિત રહે છે.

ઘણા ખરા પુરુષો કબૂલ કરશે કે વિશ્વમાં સર્વ દુઃખોનું કારણ સ્વાર્થ છે, પરંતુ તેઓ આત્મઘાતી ભ્રમણામાં પડે છે કે તે સ્વાર્થ કોઇ બીજાનો સ્વાર્થ છે અને પોતાનો નથી. આપણા તમામ દુઃખો, આપણા પોતાના સ્વાર્થનું પરિણામ છે. એમ જ્યારે આપણે કબૂલ કરીશું ત્યારે આપણે સ્વર્ગના દરવાજાથી દૂર નહિ રહીએ. પરંતુ જ્યાં સુધી આપણી એવી માન્યતા રહેશે કે આપણો આનંદ લૂંટી લેનાર વસ્તુ પારકાનો સ્વાર્થ છે, ત્યાં સુધી આપણે પોતે રચેલા નરકમાં આપણે કેદી તરીકે પુરાઇ રહીશું.

સુખ અને શાંતિ બાહ્ય પદાર્થોમાં નથી, પણ પોતામાંજ રહેલી છે. બહારથી મેળવવાને આપણે અનેક ઉપાયો કરીએ, લોકવિલાસો ભોગવીએ અને પૃથ્વી પર્યટન કરી જ્યાં ત્યાં ખોળખોળ કરીએ, તો પણ તે આપણને મળી શકવાના નથી. જ્યાં તે છે જ નહિ ત્યાંથી તે મળે જ ક્યાંથી? સુખ અને શાંતિ એ મનની આંતર અવસ્થા છે. સંપૂર્ણ સંતોષ જ આનંદ અને શાંતિ છે, જેમાંથી સર્વમન-કામનાનું નિરાકરણ કરવામાં

આપ્યું છે. એવા સંતોષની આંતર અવસ્થા સુખ છે તેથી જેટલા પ્રમાણમાં આપણે આપણી ઇચ્છાઓ, વાસનાઓ અને આકાંક્ષાઓને સંયમમાં રાખી અંતરાત્માના આદેશ મુજબ વર્તી શકીએ, તેટલા જ પ્રમાણમાં આપણે આનંદ, શાંતિ અને સુખ અનુભવી શકીએ છીએ. જેટલા પ્રમાણમાં વાસનાઓ, ઇચ્છાઓ અને આકાંક્ષાઓના આદેશ પ્રમાણે વર્તીએ છીએ તેટલા પ્રમાણમાં આપણે દુઃખી, કલેશયુક્ત,ચિંતાતુર,વ્યાધિગ્રસ્ત રહેવાના. આપણી કામનાઓ તૃપ્ત થવાથી જે સંતોષ મળે છે તે ક્ષણિક અને પ્રપંચી હોય છે. તેને તૃપ્ત કરવા માટે તેની માગણી પણ વધુ રહે છે. કામનાઓ સમુદ્રની માફક કદી ધરાતી જ નથી, અને તેની માગણીનો જેમ જેમ સ્વીકાર કરવામાં આવે છે તેમ તેમ તે વધે છે મોંમાટથી બુમાબુમ કરે છે કામનાઓ પોતાના અચિંત ભક્તો પાસેથી સદા વધતી સેવાનો હક ઊભો રાખે છે છેવટે શારીરિક અને માનસિક સંતાપનો ફટકો લાગવાથી કામનાના ભક્તો નીચે ઢળી પડે છે. અને પીડા અને વ્યાધીના પવિત્ર કરનાર અગ્નિમાં હોમાય છે કામના એ નરકનો પ્રદેશ છે અને ત્રિવિધ તાપો ત્યાં એકત્ર થયેલા હોય છે. કામનાનો પરિત્યાગ એ સ્વર્ગની સિદ્ધિ છે, અને ત્યાં બધા આનંદ ઉપાસો યાત્રાળુની રાહ જુએ છે.

"મે મારા આત્માને પરલોકના જીવનના કેટલાક અક્ષરો ઉકેલવા મોકલ્યો, થોડા સમયમાં તેણે મારી પાસે પાછા આવીને મને કાનમાં કહ્યું, હું પોતે સ્વર્ગ અને નર્ક છું."

સ્વર્ગ અને નર્ક એ મનની આંતર અવસ્થાઓ છે. સ્વાર્થ અને તેની બધી તૃપ્તિઓમાં ડૂબવાથી આપણે નર્કમાં નિમગ્ન થઈએ છીએ. એકદેશી દુરાગ્રહ, પક્ષપાત, કામનાઓ અને તૃષ્ણાઓથી અદ્ધર જઈને સ્વાર્થનો સંપૂર્ણ ઇન્કાર અને વિસ્મરણ કરનારી ચૈતન્યની અવસ્થામાં પહોંચી જવાથી આપણે સ્વર્ગમાં પ્રવેશ કરી શકીએ છીએ. સ્વાર્થ અંધ છે, વિવેક રહિત છે. સત્યજ્ઞાનની તેને પ્રાપ્તિ નથી અને હમેશાં પીડા અને સંકટને રસ્તે ચઢાવે છે. શુદ્ધ દર્શન, નિષ્પક્ષપાતી નિર્ણય અને સત્યજ્ઞાન દૈવી અવસ્થામાં હોય છે અને જેટલા પ્રમાણમાં આપણે આ દૈવી ચૈતન્યનો અનુભવ કરીશું તેટલા પ્રમાણમાં ફક્ત આપણે વાસ્તવિક સુખ શું છે તે જાણી શકીશું. આપણું અંગત એકદેશી સુખ મેળવવાને માટે જ્યાં સુધી આપણે સ્વાર્થપણાથી દુરાગ્રહ રાખીશું, ત્યાં સુધી સુખ અને શાંતિ આપણને છળ કરીને છેતરશે. અને આપણે ક્ંજાળિયતનાં બી રોપતા જઈશું બીજાની સેવામાં આપણી જાતનું વિસ્મરણ કરવામાં આપણે જેટલા પ્રમાણમાં વિજય મેળવીશું, તેટલા પ્રમાણમાં આપણને સુખ મળશે અને આનંદ, સુખ, શાંતિને પણ આપણે લણી શકીશું.

સ્નેહ રાખવામાં હમને સુખ મળે છે. આપવામાં આપણી ભાવના આપણને મળે છે જેને માટે આપણી લાલસા ક ઇચ્છા હોય તે આપણે બીજાઓને આપતી લેઈએ. તેમ કરવાથી આપણો આત્મા વૃદ્ધ થાય છે અને આપણે સત્ય સુખમય જીવન ગાળી શકીએ છીએ.

સ્વાર્થને વળગવાથી આપણે શોકને વળગીએ છીએ. સ્વાર્થનો ત્યાગ કરવાથી આપણે શાંતિમાં પ્રવેશ કરીએ છીએ, એટલું જ નહિ પણ જેને આપણે સુખનું મૂળ માનીએ છીએ તે પણ ગુમાવી બેસીએ છીએ. જુઓ કે પોતાની મરી ગયેલી ક્ષુધાને પ્રદીપ્ત કરવા માટે અકરાંતીયો માણસ કેવાં નિરંતર નવા નવા મિષ્ટાન્ન ઉપર પોતાની દૃષ્ટિ ફેરવ્યા કરે છે અને ધરાઈને ખાધેલો, લથપેલો અને વ્યાધિગ્રસ્ત થયેલો તે માણસ છેવટે રુચિથી કોઈ પણ ખોરાક ભાગ્યે જ ખાઈ શકે છે.

જે માણસ પોતાની ક્ષુધાને સંયમમાં રાખે છે અને જે સ્વાદના સુખને શોધતો નથી એટલું જ નહિ પણ તેનો વિચાર પણ કરતો નથી તે માણસ સૌથી સાદા ખોરાકમાં પણ આનંદ પ્રાપ્ત કરે છે. સ્વાર્થની આંખે જોતાં આપણે એમ માનીએ છીએ, કે વૃદ્ધ થયેલી કામનામાં આપણે સુખની દૈવી મૂર્તિના દર્શન કરીએ છીએ, પણ તેમને આલિંગન કરવા જતાં દુઃખનું હાડપિંજર જ આપણને સદા ભેટે છે. સાચી રીતે "જે પોતાના જીવનને શોધે છે, તે તેને ગુમાવશે, અને જે પોતાના જીવનને ખોશે, તે તેને મેળવશે."

જ્યારે આપણે સ્વાર્થથી વળગવાનું પડતું મૂકી ત્યાગ કરવાને રાજી રહીશું ત્યારે આપણને શાશ્વત સુખ મળશે. આપણી વહાલી ચીજને આપણે વળગીએ કે ન વળગીએ, પરંતુ આપણે ક્ષણિક વસ્તુને જરાપણ આંચકો કે ભારે રાખ્યા વિના જ્યારે ત્યાગવાની ખુશી બતાવીશું, ત્યારે આપણને માલુમ પડશે કે જે આપણને દુઃખપૂર્ણ બોજ જેવું લાગતું હતું તે તો સૌથી મોટું લાભ આપનારું થઈ પડ્યું છે લાભ મેળવવાની દાનતથી ત્યાગ કરવા નીકળી પડવું એનાથી બીજી મોટી ભ્રમણા કે દુઃખને નીપજાવનારું બીજું કારણ કોઈ પણ નથી. પરંતુ ત્યાગ કરવાને અને નુકશાનને સહન કરવાને રાજી રહેવું આ જ ખરેખર વિકાસ માર્ગ છે.

સ્વભાવથી જ ક્ષણિક ચીજોમા આપણી જાતને કેન્દ્રિત રાખવાથી સત્ય સુખ મેળવવાનું કેવી રીતે બની શકે? જે વસ્તુ નિત્ય છે તેમાં આપણી જાતને કેન્દ્રિત કરવાથી જ સત્ય અને શાશ્વત સુખ મેળવી શકાય છે તેથી ક્ષણિક વસ્તુઓને વળગવા કરતા અક્ષર અક્ષુ જોઈએ, ત્યારે જ અનંત અવિકારીના ચૈતન્યમાં પ્રવેશ કરી શકીશું. કેવળ સ્વાર્થ કરતા ચઢીયાતા થવાથી પવિત્રતા, સ્વાર્થત્યાગ અને સર્વ વ્યાપી પ્રેમનો ભાવ આપણામા વધતો જતા આપણે ચૈતન્યની એવી અવસ્થામાં કેન્દ્રિત થશું, આપણે એવા સુખનો અનુભવ કરીશું, કે તેનો પ્રત્યાઘાત થવા પામતો નથી, અને તે આપણી પાસેથી કદી લઇ શકાતુ નથી.

---

એક અવલોકન

## જીવનનું ભાથુ

શ્રી હેમરાજ કાનજી ચાવડાએ પો. સીનપુરા (કચ્છ—અંજાર)થી 'જીવનનું ભાથુ' એ નામની પુસ્તિકા પ્રગટ કરી છે અને તે સત્સંગીઓને ભેટ મોકલવામાં આવે છે. પુસ્તિકામા સુંદર અને બોધદાયક સંગ્રહ કરવામાં આવ્યો છે. શ્રી ચાવડાને સરનામે પત્ર લખતાં તે મફત મોકલવામાં આવશે.

---

# કેસુડાં

:લેખક:
શ્રી 'ધ્રુવકુમાર'

## ધર્મ-શિક્ષા

● તમને માર્ગમાં કોઈ અજાણ્યો માણસ મળે તો તમે પૂછો છો કે: 'તમે કોણ છો?' 'ક્યાંથી આવો છો?' ને 'ક્યાં જવાના છો?' આ ત્રણે પ્રશ્નો તમે કદાપી તમારી જાતને પણ પૂછ્યા છે?

● મનુષ્યે ધર્મપાલન ક્યારે કરવું એ સમય નક્કી કરેલો નથી. કેમકે મરણ તો સદા મનુષ્યની પાછળ લાગેલું છે. મનુષ્યનું મરણ ક્યારે થઈ જશે એ ચોક્કસ નથી. માટે ધર્મનું આચરણ તો સર્વ કાળ કરવું એ જ ડાહ્યા_માણસનું કર્તવ્ય છે

● ઘણા માણસોને એવી શંકા થાય છે કે 'ઇશ્વર હશે કે નહિ?' જો તે હોય તો દેખાતો કેમ નથી?

એનો ઉત્તર એ છે કે, રાત્રે આકાશમાં અનેક ઝગઝગતા તારા દેખાય છે, પણ દિવસે તે દેખાતા નથી. પણ તેથી શું દિવસે ગગનમાં તારા નથી કે? દિવસે પણ ગગનમાં તારા તો છે જ. પણ સૂર્યના અજવાળાને પડદે તે દેખાતા નથી. તે જ પ્રમાણે ઇશ્વર તો છે જ, પણ માનવની બુદ્ધિ ઉપર અજ્ઞાનનો પડદો આવી જવાથી તે ઇશ્વરને જોઇ શકતો નથી.

● પદાર્થ એક જ હોય તો પણ દેશ ભેદે તેનાં નામ જૂદાં જૂદાં હોય છે. જેમકે: જેને આપણે પાણી કહીએ છીએ તેને શાસ્ત્રીઓ ઉદક કહે છે, અંગ્રેજો વૉટર કહે છે, ને કોઇ તેને જળ કહે છે આમ એના નામો ભિન્ન ભિન્ન હોવા છતાં પણ વસ્તુ તો એક જ છે એજ પ્રમાણે પ્રભુનું પણ સમજો. કોઈ એને સચ્ચિદાનંદ કહે છે, કોઈ એને ગૉડ કહે છે, ને કોઈ એને જેહોવા કહે છે. તો પણ વાસ્તવિક રીતે જોતા તો તે એક જ છે.

● જેમ પાણી સાકારરૂપે દેખાય છે ને વરાળરૂપે નિરાકારરૂપે પણ રહે છે, તેમજ પ્રભુનું સમજો. પાણી અને બરફ એ જેમ વરાળનાં મૂર્ત રૂપો છે, તેમ આ સાગર અને ભૂમિ એ પ્રભુનાં જ મૂર્તરૂપો છે.

● કેટલાક એમ સમજે છે કે માયા ન હોય તો કેવું સારું? પણ એ માનવામાં એક પ્રકારની ભૂલ થાય છે. માયા જ બ્રહ્મનું દર્શન કરાવે છે જો માયા અને તેણે ઉપજાવેલું આ જગત ન હોત તો નિત્ય, સનાતન બ્રહ્મનો અનુભવ શાથી થાત? ઇશ્વરની વ્યક્ત થએલી શક્તિને જેમ જાણ્યા વિના તેને જાણવાનું બીજું એક સાધન નથી.

● પરમાત્માને માયા વળગે તો દોષ ખરો કે નહિ? એનો ઉત્તર એ છે કે સર્પના પોતાના મ્હોંમાં—દાંતમાં—વિષ છે. પણ તેથી કાંઇ તે સર્પને વિષ ચઢતું નથી. એ વિષ તો સર્પ જ્યારે બીજાને કરડે છે ત્યારે તેને ચડે છે ને તેનું મરણ નીપજે છે તેવી જ રીતે પરમાત્મા રહેલી માયા પરમાત્માને કાંઈ અસર કરતી નથી, પરંતુ એ જ માયા આ આખું બ્રહ્માંડમાં વિશ્વ ઉપજાવવામાં ભાગરૂપ ભાગ ભજવે કરે છે

● જ્યાં સુધી લોઢું પારસમણિનો સ્પર્શ કરી શક્યું નથી, ત્યાં સુધી તેનામાં લોહ ભાવ રહે છે પણ પારસનો સ્પર્શ થતા તે લોહ ભાવ ત્યજી દે છે. તેમજ જ્યાં સુધી જીવ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા ભાગ્યશાળી થયો નથી, ત્યાં સુધી જ તેનામાં જીવભાવ—એટલે 'હું' અને 'મારું' ભાવ રહે છે.

● ઇશ્વર સર્વ જીવોમાં છે, પણ સર્વ જીવો ઇશ્વરમાં નથી. આ જ કારણથી જીવો દુઃખ ભોગવે છે.

● પૃથ્વીમાં પાણી તો સર્વત્ર ભરેલું છે, પણ તે પાણી મેળવવા માટે કૂવો ખોદનારા જેમ ઉપરનું માટી અને પાષાણનું પડ તોડે છે, ત્યારે જ પાણી પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્મા સર્વ વ્યાપક હોવાથી આપણા અંતઃકરણમા પણ વ્યાપેલા છે, પણ તે ઉપર જે જન્મોજન્મની વિષય વાસનાનું પડ જામી ગયેલું છે, તે જીવે પુરુષ પ્રયત્ન કરી તોડવાનું છે. જો એ પડ તૂટે તો પરમાત્માનો સાક્ષાત્કાર સહજ છે.



# લાકડીનો મોહ!

શેઠ ગીરધારીલાલ ગંગાજીમાં તરતા હતા. તરતાં તરતાં થોડા અંતર પર તેમણે કંઈક તરતું જતું જોયું, આથી તેઓ તે જગાએ ગયા અને જોયું તો તે એક લાકડી હતી કોઈકથી અણજાણતાં કદાચ પૂલ પરથી તે પડી ગઈ હશે.

ગીરધારીલાલે તે લાકડી લઈ લીધી અને કિનારા તરફ આવવા માંડ્યું. આવતાં આવતાં અધવચમાં તે એક વમળમાં સપડાઈ ગયા અને તેમાંથી પોતાની જાતને મુક્ત કરવા જતા તેમણે પેલી લાકડી ગુમાવી.

આથી કિનારે આવીને મોટા મોટા ધાડા પાડીને રડવા માંડ્યું, માથું કૂટવા માંડ્યું અને વાળ ખેંચવા માંડ્યા. આથી આજુબાજુના માણસો તેમની પાસે એકઠા થવા લાગ્યા. એક સન્યાસીએ રડવાના કારણની તપાસ કરી.

"અરે મહારાજ! હું તમને શું કહું! મહાન દુઃખમાં આવી પડ્યો છું એક કિંમતી વસ્તુ મેં ગુમાવી છે"

"કઈ વસ્તુ હતી?"

"મારી ફરવા જવાની લાકડી."

"તમારી લાકડી? ગંગાજી તરફ આવતા મેં તમને જોયા છે, ત્યારે તો તમારી પાસે લાકડી ન હોતી!"

ગીરધરલાલે રડતાં કકળતાં અને માથું કૂટતાં બનેલી બીના જણાવી.

"અરે મૂર્ખ! એને તમે તમારી લાકડી કેવી રીતે કહી શકો છો? એ ગંગાજીમાં તરતી હતી અને અત્યારે પણ તેમાં તરે છે. તમે તરતાં તરતાં તેને પકડી લીધી. એને લઈ લેવાનું તમને કોણે કહ્યું હતું? અને એક બે મિનિટ તેને તમે તમારા હાથમાં પકડી રાખી એથી તમે તેને તમારી પોતાની કહેવાનો હક મેળવી લીધો!"

ગીરધારીલાલના આ અજ્ઞાન માટે ત્યાં ઊભેલાઓ હસવા લાગ્યા.

પણ એમાં કંઈ હસવા જેવું છે જ નહીં. આ દુનિયામાં દરેક માણસ ઓછા વધતા પ્રમાણમાં આવું અજ્ઞાન ધરાવે છે જ. માણસ પોતાની સાથે તેના સંસ્કાર સિવાય કંઈજ લાવતો નથી, કે જેને પોતાની છેલ્લી સુધી અહીંયા ખીલવે છે. સ્ત્રી, પુત્ર, ધન, મિલ્કત, આબરૂ, નામ બધાં જ એક દિવસ તેને તજવાના છે એ જન્મ પછી આકસ્મિક રીતે તેની પાસે આવ્યાં છે.

ક્ષણિક સંબંધે માણસ પોતાનું હોવાનો દાવો કરે છે, આ તેના દુઃખનું મૂળ છે. જ્યારે તેની બુદ્ધિ પ્રકાશિત થાય છે ત્યારે જ તે દરેક વસ્તુને ત્યાજ્ય ગણે છે અને ત્યારે જ તે શાંત અને મુક્ત છે

સ્વામિ શિવાનંદ.

[ અંગ્રેજી પરથી ]

---

# ઈસ્લામને ખાતર!

દમાસ્કસ શહેરમાં એક મુસલમાન બાદશાહ સુંદર મસજીદ ચણાવે, પણ મસજીદને અડીને જ એક ખ્રિસ્તી દેવળ આવતું હતું. મસજીદ સારી બનાવવા જતાં આ દેવળનો અમુક ભાગ કપાઈ જતો હતો તેથી બાદશાહે એ વેચાતો માગ્યો; પણ દેવળના પાદરીએ સાફ ના પાડી.

બાદશાહને આ ગમ્યું નહીં, તેણે હુકમ કર્યો:

"આ મસજીદ ઈસ્લામની છે અને ઈસ્લામને ખાતર પણ દેવળના એ ભાગનો કબજો લેવો જ જોઈએ." આમ જબરદસ્તીથી દેવળના થોડાક ભાગ ઉપર મસજીદ ચણાઈ ગઈ.

થોડા જ વખત પછી એ જગાએ અબ્દુલ અઝીઝ નામનો બીજો બાદશાહ આવ્યો, આવતાં જ તેણે હુકમ કર્યો:

"મસજીદ ઈસ્લામની છે પણ ધર્મને નામે આવી જબરદસ્તી થઈ શકે નહિ, માટે આ માફ ન થઈ શકે તેવા ગુન્હાનું પ્રાયશ્ચિત કરવા હાલ ને હાલ આ મસજીદનો એ ભાગ તોડી નાંખો.

એકે ઈસ્લામની ખાતર બીજાનું પડાવી લેવાનું પસંદ કર્યું.

બીજાએ ઈસ્લામની ખાતર જે જેનું તે તેને સુપ્રત કરવાનું પસંદ કર્યું.

પહેલાનો ઈસ્લામ ઉપજાવી કાઢેલો હતો.
બીજાનો ઈસ્લામ સાચો ઈસ્લામ હતો.

રવિશંકર ઠાકર

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર [માસિક]



જેની સાથે યતિશ્રી હેમચંદ્રજી સ્થાપિત 'યુગ સંદેશ' જોડી દેવામાં આવ્યું છે

વર્ષ : બીજુ
અંક ૧૧ મો

પૂર્ણાંક : ૨૩
ઓગસ્ટ '૪૯





ધર્મનગર કો-ઓપરેટીવ સોસાયટીએ તૈયાર કરેલાં મકાનો પૈકીનો એક નમૂનો

તંત્રીમંડળ

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
યતિશ્રી હેમચંદ્રજી



યતિશ્રી રાજચંદ્રજી
શ્રી શાંતિલાલ દીનાનાથ મહેતા



હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર (માસિક)

न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः ।

| વર્ષ : ૨ | ઓગસ્ટ ૧૯૪૯ | 'પ્રેમધર્મ' કાર્યાલય<br>સારંગપુર-ખડાખતાની વાડી-અમદાવાદ | વાર્ષિક લવાજમ<br>દેશમાં : ૧-૮-૦<br>વિદેશમાં : [illegible] [૫ શિ] | અંક ૧૧<br>પૂર્ણસંખ્યા<br>૨૩ |
|---|---|---|---|---|

# સમર્પણ

સમર્પણ એટલે આપણા સર્વસ્વનું પ્રભુને અર્પણ. આથી આપણું ચૈતન્ય વિકાસ પામે છે અને શક્તિઓ વધે છે. એ સમૃદ્ધિને પ્રતાપે આપણે એક એવી દુનિયામાં જાણે કે પ્રવેશ કરીએ છીએ કે જ્યાં સમર્પણ સિવાયની કંઈજ વાત નથી. પાણીનું એક ટીપું મહાસાગરમાં મળે એના જેવી એ સ્થિતિ છે. એ ટીપાને મહાસાગરની પ્રકૃતિનો તેની શક્તિનો અને વિરાટતાનો લાભ મળે છે. તેમ સમર્પણથી આપણે પણ સમૃદ્ધ થઈએ છીએ.

પ્રત્યેક વ્યક્તિનું નિર્માણ પ્રભુની દિવ્ય ચેતનાના અમુક સ્વરૂપનો આવિર્ભાવ કરવા માટે હોય છે. સમર્પણથી એવા એકાદ સ્વરૂપને આપણે પ્રકટાવી શકીએ છીએ. આથી આપણું વ્યક્તિત્વ વધારે સમર્થ અને સંપૂર્ણ બનશે.

( પૂ માતાજીની વાણીમાંથી : [ અરવિંદ આશ્રમ ]



## માસિક નોંધ

### ઇલેક્ટ્રીક કંપનીની અજુગતી માગણી

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિની એક રચનાત્મક પ્રવૃત્તિ તરીકે ધર્મનગર કો-ઓપરેટીવ હાઉસીંગ સોસાયટી લીમીટેડ આજથી લગભગ દોઢ વર્ષ પહેલાં શરૂ કરવામાં આવી ત્યાર પછી આજ સુધી તેમાં સંગીન પ્રગતિ થઇ છે. સોસાયટીના પહેલા વિભાગમાં ૮૪ સભ્યો અને બીજા વિભાગમાં એક સો સભ્યો નોંધાઇ ગયા છે જ્યારે ત્રીજા વિભાગમાં પણ સારી સંખ્યામાં સભ્યો નોંધાઇ રહ્યા છે

મુંબઇ સરકાર બે વર્ષ પૂર્વે સંપૂર્ણ રાષ્ટ્રીય બનતા મધ્યમ વર્ગના માણસોની તંગી ટાળવા હાઉસીંગ યોજના પ્રજા સમક્ષ મૂકી વારંવાર જાહેરાતો કરી હતી કે લોકો પોતે પોતાના મકાનો સહકારી હાઉસીંગ સોસાયટીઓ દ્વારા બાંધે તો સરકાર તેને નાણાંની તેમજ બાંધકામ સામાનની તમામ મદદ કરશે અને તેવી સોસાયટીઓને સંપૂર્ણ રીતે ઉત્તેજન આપશે.

આ જાહેરાતમાં વિશ્વાસ રાખી સરકારની યોજનાને સાથ આપવા તેમજ મધ્યમ વર્ગના કુટુંબોને રહેઠાણો બનાવી આપવાની લોકસેવાની દૃષ્ટિથી સમિતિએ ધર્મનગર સોસાયટીની સ્થાપના કરી હતી ને તે માટે સાબરમતિમાં પાવર હાઉસ પાસે ૫૦૦ મકાનો બાંધવાની યોજના કરી હતી.

દોઢ વર્ષમાં સોસાયટીએ સુંદર પ્રગતિ સાધી છે. આજે સોસાયટીએ લગભગ ત્રણ લાખ રૂપિયાની જમીન ખરીદી છે ને પહેલા વિભાગમાં ૮૪ મકાનો તૈયાર કરવા છેલ્લા ૭ માસથી ખૂબ પ્રયત્નો થઇ રહ્યા ના પરિણામે અત્યાર મકાનો પાયા સુધી બંધાઇ ગયાં છે ને ત્રણ ચાર મહિનામાં ભવા સભ્યો ત્યાં રહેતા જઇ શકે તેવી ધારણા છે

એવામાં એકાએક સમાચાર મળે છે કે ઇલેક્ટ્રીક કંપનીએ ધર્મનગરની આજુબાજુના પંદર વીસ ખેતરો એક્વાયર કરવા સરકાર સમક્ષ માગણી મૂકી છે ને તેમાં ધર્મનગર સોસાયટીના પહેલા વિભાગના નંબર ૪૯ અને ૫૮/૧ પણ આવી જાય છે. એટલે કે તેમાં બાંધેલા તૈયાર મકાનો સાથે પહેલા વિભાગની બધીએ જમીન કંપનીને જોઇએ છે.

### સરકારને વિનંતિ

–ને સરકારે તે માગણી સ્વીકારી એક્વાયર કરવાની જાહેરાત ગેઝેટમાં કરી છે. અલબત્ત, જો કે સરકારનો આ નિર્ણય આખરી નથી પરંતુ સોસાયટીના હિત વિરૂદ્ધ તો જરૂર છે. ખાસ કરીને અત્યારના સમયમાં જ્યારે બાંધકામ સામાનની ખૂબ તંગી પ્રવર્તી રહી છે અને એક દશ જમાની પણ મારામારી છે તેવા સમયમાં લગભગ એક સો કુટુંબોનાં તૈયાર મકાનો કબજે લેવાની સરકારી નીતિ કોઇ પણ રીતે વાજબી નથી.

સરકારના નિર્ણય સામે સોસાયટી તરફથી ભારે વિરોધના તાર તથા પત્રો મોકલવામાં આવ્યા છે ને સરકારે લખ્યું છે કે પૂરતી તપાસ કર્યા બાદ તે આખરી નિર્ણય જણાવશે.

અમે સરકારને વિનંતિ કરીએ છીએ કે કૃપા કરી તમારી હાઉસીંગ સ્કીમ માટે વારંવાર ઉચ્ચારાએલાં વચનોને મદદ કરી ધર્મનગર સોસાયટીનું એક્વીઝીશન બંધ રાખવા નિર્ણય કરશો, કેમકે નહિ તો આ સરકારના વચનો કે યોજનાઓમાં પ્રજાનો અવિશ્વાસ ખૂબ વધી જશે આવા પ્રકારની રાજનીતિ ચાલુ રહેશે તો સરકારની યોજનાને સાથ આપનારા કાર્યકરો ભગવા મુસ્કેલ પડશે. અમે તો મુંબઇ સરકારે ધર્મનગર સોસાયટીને આપેલી મદદ માટે ખૂબ આભારી છીએ પરંતુ જ્યારે જ્યારે આવેલું વહાણ ડૂબાડવા પ્રયત્નો થઇ રહ્યા છે ત્યારે મદદ માટે અવાજ ઉઠાવ્યા સિવાય છૂટકો નથી.

### ધર્મનગરના બાંધકામ માટે મુલાકાતીઓનો સંતોષ

ધર્મનગર સોસાયટીનું ખાતમુહૂર્ત ગુજરાતના જાણીતા કોંગ્રેસ નેતા શ્રી રાવજીભાઇ મણિભાઇ પટેલના હસ્તે થયું હતું, ત્યારે તેમણે આશા રાખી હતી કે સોસાયટીનું બાંધકામ જલ્દી થાય અને તેમાં મધ્યમ વર્ગના કુટુંબો વસે તે જોવા હું બહુ આતુર છું. આ પ્રસંગે ગુજરાતના અગ્રગણ્ય કોંગ્રેસ નેતાઓ શ્રી. ભોગીલાલ લાલા તથા ડૉ. હરિપ્રસાદ દેસાઇએ હાજરી આપી સોસાયટી પ્રત્યે પોતાની શુભેચ્છા બતાવી હતી. માનનીય પ્રધાન શ્રી. નંદાજીએ તા. ૯ મી જુલાઇએ

સોસાયટીની રજત સુવર્ણ‌કાંત થયા તૈયાર બંધાએલા મકાનો જોઈ સંતોષ વ્યક્ત કર્યો હતો. તે ઉપરાંત શ્રી રાજેન્દ્ર દેસાઈ, ર. ના. ડાહ્યાભાઈ ભાસ્કરભાઈ, કલેક્ટરના પી. એ. શ્રી નાયક, તથા સહકારી સોસાયટીઓના પુનાના રજીસ્ટ્રાર શ્રી પટેલ વગેરે સુએચ્છકોએ સોસાયટીની જમીન તથા બાંધકામની પ્રગતિ પ્રત્યે સંતોષ જતાવ્યો હતો. અમદાવાદમાં છેલ્લા દસ વર્ષમાં કોઈ પણ સોસાયટીએ મકાનો બાંધ્યા નથી એટલે આટલા વર્ષો પછી ધર્મનગર સોસાયટી આટલા મોટા પાયા પર યોજના કરી મધ્યમ વર્ગના કુટુંબો માટે જે સેવા કરી રહી છે તે પ્રત્યે સહકારી સોસાયટીઓનેમજ સમિતિના તમામ શુભેચ્છકો આનંદ અનુભવતા હતા. તે વખતે સરકારે આવી અનિચ્છનિય વલણ લઈ સહકારી સોસાયટીઓની પ્રગતિ પર જબ્બર ફટકો માર્યો, એમ સૌ કોઈનો અનાજ છે

સુંબઈ સરકાર ન્યાય આપે !

અમદાવાદની હાઉસીંગ સોસાયટીઓની એક સભા શ્રી રાજેન્દ્ર નગીનદાસ દેસાઈના પ્રમુખપદે મળી હતી તેમાં' થયેલો વિરોધનો ઠરાવ આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયો છે. સુ. શ્રી રાવજીભાઈને, શ્રી દાદા સાહેબને, શ્રી ડૉ. છોટુભાઈને, તથા ડૉ. હરિપ્રસાદ દેસાઈ વગેરેને આ હકીકતની જાણ થતાં ભારે આશ્ચર્ય થયું છે. ને સરકારનું આ વલણ વ્યાજબી નથી એમ સૌ કોઈને લાગે છે.

સરકાર સમક્ષ સોસાયટીનો કેસ રજુ કરવાના તમામ પ્રયત્નો થઈ રહ્યા છે ને આશા રાખીએ છીએ કે સરકાર યોગ્ય ન્યાય આપશે.

## રાષ્ટ્રીય સરકારનાં બે વર્ષને અંતે

તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૪૯ના રોજ હિન્દની આઝાદીને બે વર્ષ પૂરાં થાય છે. આ બે વર્ષને અંતે રાષ્ટ્રીય સરકારે કેટલી અને કેટલી સિદ્ધિઓ પ્રાપ્ત કરી તથા પ્રજાહિત માટે કેટલો હિસ્સો આપ્યો તેનું 'સરવૈયું' કાઢવું જરૂરી છે.

પ્રજા ધારતી હતી કે હિન્દ સ્વાતંત્ર્ય થશે અને રાષ્ટ્રીય મહાસભા જેવી સંસ્થાના હાથમાં કારભાર આવશે ત્યારે હિન્દી પ્રજાનો રોગ દૂર થશે, ને હિન્દમાં સુરાજ્ય રથપાશે. અલબત પ્રજાની એ ધારણા સાચી અનાસ્થા સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ, પંડિત જવાહરલાલ નહેરુ, શ્રી ચક્રવર્તિ રાજાજી, શ્રી રાજેન્દ્ર બાબુ વગેરે અમલી રાષ્ટ્ર સેવકોએ આજસુધી અથાક પ્રયત્ન કર્યો ને હજી કરી રહ્યા છે પરંતુ પ્રશ્ન એ છે કે કરોડોની વસ્તીવાળા વિશાળ દેશની પુનર્રચના માટે શું માત્ર બે ચાર વ્યક્તિઓના પ્રયત્નોથી જ સફળતા મેળવી શકાશે!

### અમલદારી શીથીલતા

દેશમાં નજર નાખીએ છીએ તો ચોમેર લાંચરુશ્વત, કાળાં બજાર અને નફાખોરી જામેલી દેખાય છે સરકારી અમલદારો શીથીલ બન્યા છે. જ્યારે ખુદ કોંગ્રેસ કાર્યકરોમાં પ્રજા હિતના ભોગે સ્વાર્થ સાધવાની અનિષ્ટ વૃત્તિ જામી છે અને મહાસભાના શ્રી નિજલિંગના કોંગ્રેસ પ્રધાનમંડળો સામે જ ખુલ્લા આક્ષેપો થઈ રહ્યા છે એ હકીકતો ખેદજનક છે.

સત્તા અને લક્ષ્મીના કોઈથી હાથ ભરી શકાતું નથી એ વાત સાચી

## ધર્મનગર સોસાયટીનાં મકાનો એકવાયર કરવા સામે હાઉસીંગ સોસાયટીઓનો ભારે વિરોધ

અમદાવાદની સમસ્ત સહકારી હાઉસીંગ સોસાયટીઓની એક જાહેર સભા રવિવાર તા. ૨૪ મીના રોજ સાંજના છ વાગેથી રાજેન્દ્ર નગીનદાસ દેસાઈના પ્રમુખસ્થાને ધર્મનગર કો. હા. સોસાયટીની ઓફીસમાં મળી હતી. તે પ્રસંગે નીચે મુજબનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

"અમદાવાદની સહકારી હાઉસીંગ સોસાયટીઓની આજની સભા મધ્યમ વર્ગ માટે આજના વસવાટોના દુષ્કાળ જેવા સમયમાં અને મકાન સામાન મેળવવાની મુશ્કેલી વખતે પાંચસો મકાનો બાંધી આપવાનું રચનાત્મક કાર્ય શરૂ કરીને અત્રેની ધર્મનગર કો-ઓપરેટીવ હાઉસીંગ સોસાયટીએ ટુંક સમયમાં સાબરમતીમાં પહેલા વિભાગમાં ૮૬ મકાનો બાંધ્યા છે અને તમામ મકાનો જ્યારે પાયા સુધી બંધાઈ ગયાં છે ત્યારે તેને એક્વાયર કરવાના અમદાવાદ ઇલેક્ટ્રીસીટી કંપનીના પગલાંને વખોડી કાઢે છે.

"વધુમાં આજની સભા મધ્યમ વર્ગ માટે મહામુશ્કેલીએ બંધાયેલા નવાં મકાનો એક્વાયર ન થાય તે માટે સ્થાનમોરી કરી હાઉસીંગ સોસાયટીઓને રક્ષણ આપવા મુંબઈ સરકારને વિનતી કરે છે."

છે ને તેણે કોંગ્રેસના કાર્યકરો પર પણ મોટીની આંચ છે. કોંગ્રેસની શુદ્ધિ કરી દેશને આઝાદીના દ્વાર સુધી લાવનાર સંત ગાંધીજીની ખોટ આજે સાલી રહી છે

દેશમાં આર્થિક મુશ્કેલીઓની આંધી ચડી છે. કાપડ અને બીજી વસ્તુઓ પરના કન્ટ્રોલોએ દેશની ખરાબી કરી છે સમાજવાદી અને સામ્યવાદી તત્વો બંગાળ, હૈદરાબાદ અને દેશના બીજા ભાગોમાં પ્રજામાં વ્યાપેલા અસંતોષનો લાભ લઈ કોંગ્રેસ સામે વિરોધી મોરચા માંડી રહ્યા છે

### પ્રભુ કોંગ્રેસને સદ્બુદ્ધિ અને બળ આપે

આ ચિત્ર કોંગ્રેસમાં શ્રદ્ધા ધરાવતા પ્રજાજનોને જરા પણ ગમતું નથી, છતાં જે હકીકત છે તેને છુપાવી કેમ શકાય? આજે તો દેશમાં ગમે તેવી તોયપણ કોંગ્રેસ સરકાર જ સેવાભાવિ અને પ્રજાનું હિત સાધવાની નિષ્ઠા ધરાવે છે બીજા પક્ષોમાં અમને શ્રદ્ધા નથી ભલે થોડા દોષ હોય, નિર્બળતા હોય, પરંતુ જ્યાં સુધી કોંગ્રેસના મુખ્ય લોકનાયકો અમારો અવાજ સાંભળવા, અમારાં દુઃખો નિવારવા, અને અમને ન્યાય આપવા તૈયાર છે ત્યાં સુધી કોંગ્રેસ પ્રત્યેની અમારી નિષ્ઠા અતૂટ રહેશે.

અંતમાં ઇશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે આ બે વર્ષમાં કોંગ્રેસ સરકારે અણધારી મહા વિકટ મુશ્કેલીઓનો સામનો કર્યો છે હવે તેને ઇશ્વર સદ્બુદ્ધિ અને બળ આપે જેથી પંડિત જવાહરલાલ તથા સરદારશ્રી વલ્લભભાઇની નેતાગીરી નીચે હિન્દ તેનો ભવ્ય આદર્શ સિદ્ધ કરી શકે

## સંત રામદાસ અમદાવાદની મુલાકાતે

દક્ષિણ ભારતમાં આવેલા કાન્હનગરના આનંદાશ્રમની આનંદમૂર્તિ સંત રામદાસ અમદાવાદની મુલાકાતે આવ્યા છે. અહિં તા. ૨૬ થી નવેક દિવસ સુધી રોકાશે એટલે 'પ્રેમધર્મ'નો આ અંક બહાર પડે છે ત્યારે ૨થી ઑગસ્ટે તેઓ અમદાવાદમાં જ હશે.

હિન્દના વર્તમાન સંત પુરુષોમાં સ્વામી રામદાસની આધ્યાત્મિક પ્રગતિ, વિદ્વત્તા અને સ્વાનુભવનું સ્થાન અગત્યનું હોઇ હિન્દભરમાં તેમના સંખ્યાબંધ અનુયાયીઓ અને મિત્રો છે

અમદાવાદમાં તેઓશ્રી એલીસબ્રીજ પંચવટીમાં શ્રી [illegible] ગોરધનદાસ પરીખના બંગલે ઉતર્યા છે ને દરરોજ સવારના ૮થી ૧૦ તથા સાંજના ૩ થી ૫ સુધી સત્સંગ તથા વાર્તાલાપ કરે છે સ્વામી રામદાસના ટુંક જીવનચરિત્ર દ્વારા 'પ્રેમધર્મ'ના વાચકોને અગાઉ પરિચય આપવામાં આવ્યો છે છતાં તેમના વિષે અગત્યની માહિતી નીચે રજુ કરી છે તે પરથી તેમના જીવનનો આછો ખ્યાલ આવી શકશે.

સ્વામી રામદાસનો ટુંકો જીવન પરિચય

દક્ષિણ હિંદમાં કાન્હનગઢ ખાતે આવેલા આનંદાશ્રમના અધિષ્ઠાતા અને હિંદની વીરલ વિભૂતિઓમાં તેમની ગણના છે

### જીવન ઝરમર

આપણા ગુજરાતમાં સ્વામિ રામદાસનું સારૂં એવું અનુયાયી-મંડળ છે. અનુયાયીમંડળ અને તેના સંપર્કમાં છે તેઓ તો એ વિભૂતિ વિષે ઘણું જાણે છે પરંતુ તેઓને નહિ જાણનારાઓને માટે આ તેમનો ટુંક પરિચય છે

સ્વામિ રામદાસનું પૂર્વજીવનનું નામ વિઠ્ઠલરાવ હતું અને તેમણે અંગ્રેજી શિક્ષણ પામીને સ્પીનીંગ-વિવિંગનો અભ્યાસ કરી મુંબઇના વિક્ટોરિયા જ્યુબિલી ઇન્સ્ટીટ્યુટમાંથી પદવી મેળવી હતી. અમદાવાદની કોઇની મીલમાં તેમણે નોકરી પણ કરી હતી પરંતુ પ્રકૃતિથી તેઓને એ કામ ગમ્યું નહિ પરંતુ નોકરીનો માર્ગ મૂકી તેમણે સ્વતંત્ર વેપાર શરૂ કર્યો તેમના સરળ સ્વભાવને વેપારની ખટપટ પણ ફાવી નહિ. તેમણે ૩૮ વર્ષની વયે જ સંસારનો ત્યાગ કરી વૈરાગ્યનો પંથ ગ્રહણ કર્યો. ઇશ્વરની શોધમાં તેઓએ આખા હિન્દુસ્તાનનું ભ્રમણ કર્યું અને તેમાં તેઓને અદ્ભુત અનુભવો મળ્યા.

માત પિતા તરફથી મળેલો ધર્મભાવનાનો વારસો વિદ્યાભ્યાસ વખતથી જ ધર્મગ્રંથોનો અભ્યાસ અને પરિણામે જાગેલી તાલાવેલીથી તેઓએ શુદ્ધિ જ્યાં મળી જાય અને મહાન જ્યાં ટકી શકે એવા માર્ગો પર ભ્રમણ કર્યું પોતાના અનુભવ અને જીવન પ્રસંગો અંગેના ત્રણ ગ્રંથો તેઓએ લખ્યા છે-In quest of God, In the vision of God અને At the feet of God

સાધુ જીવનમાં પણ સ્વામિ રામદાસ પોતાના આનંદાશ્રમની આસપાસ લોકોપયોગી પ્રવૃત્તિ ચલાવી રહ્યા છે. શિક્ષણ, કાંતણ, વણાટ, ભરતગુંથણ વગેરેની તાલીમ ત્યાં અપાય છે અને નિવૃત્તિમાં પણ કર્મયોગ દ્વારા લોકસેવાની પ્રવૃત્તિ તેમની છત્રછાયા નીચે ચાલે છે. -

શાંતિલાલ મહેતા

## ગુજરાત યુનીવર્સીટી

સપ્ટેમ્બરની ધારાસભામાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાનું બીલ આવવાનું છે તે માટે નીમાયેલી કમીટીનો રીપોર્ટ બહાર પડ્યો છે. દરમિયાન અમદાવાદમાં પૂર્વ રંગ રચાઇ રહ્યો છે. ૧ માઇલ લાંબા અને ૦॥ માઇલ પહોળા વિસ્તારમાં જુદી જુદી કોલેજો બંધાઇ રહી છે વૃક્ષારોપણ, છાત્રાલય, પ્રયોગશાળાઓ, ગ્રંથાલયો

પુસ્તકશાળા ઇત્યાદિ ઓઠરામ છે. નામદાર મહેરબાન વાસુદેવ માવળંકરને ધન્યવાદ ઘટે છે. ધનિકોને પણ આ બાબતમાં તો દાનો આપવા માટે પુષ્કળ તકો આપવી જોઇએ. અમદાવાદના જાહેર જીવનમાં વિદ્વાનો અને ધનિકો એ સહકાર કરેલા એ પરંપરા અહીં સચવાયેલી જોઇને આનંદ થાય છે. ઉચ્ચમાં ઉચ્ચ વિચારો માતૃભાષા દ્વારા ખીલે એ જોવા અમે બહુ ઉત્સુક છીએ તેથી જુનાગઢ સાહિત્ય પરિષદે કરેલો હિન્દી દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાનો ઠરાવ અમને માન્ય નથી અને જોઇને સંતોષ પામ્યા છીએ કે વિદ્યાપીઠે પણ એ બાબતમાં વિકલ્પ રાખ્યો છે.

પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવાનું સાયન્સની પરિભાષા રચવાનું વગેરે કામો અમને મિથ્યા ગભરાવતા નથી એ તો એકવાર આત્મ વિશ્વાસથી ગુજરાતી દ્વારા બધું જ શિક્ષણ અપાશે તેમ તેમ સ્હેજે તૈયાર થઇ શકશે.

મુદ્દાની વાત તો એ છે કે ગહન વિષયોની ઊંડી સમજ વિદ્યાર્થીઓને જ્યાં પડશે ત્યાં સ્વતંત્ર વિચાર શક્તિ, પ્રતિભા, સંસ્કાર અને ચારિત્ર્ય ખીલી ઉઠશે. મોટી સંખ્યામાં વિદ્યાર્થીનીઓ ઉચ્ચશિક્ષણ માટે આગળ આવતી જાય છે તે જોઇને પણ અમે હર્ષ પામીએ છીએ.

નાથુંદાનાં ખંડેરો મેં જોયાં છે. એનાં વિસ્તારવાળાં ઉપવનો હતાં તે પણ ઘણું કરીને આના કરતાં વધારે નથી. આપણને વર્તમાન કાળમાં રહેલી કવિતા જોતા આવડતી નથી, બાકી તો આ સ્થપાતી ગુજરાત વિદ્યાપીઠથી ખૂબ જ આનંદ થાય અને મહંતોઓ માટે માન થાય.

## ચિત્ર કલા પ્રદર્શન

કલા દર્શન નામના નવા મંડળે, અમદાવાદમાં મુંબઈ પ્રમુખ શ્રી મીનુ મસાણીના વરદ હસ્તે, ૧૨૨ ચિત્રોનું સુંદર પ્રદર્શન ભર્યું હતું ૩૩ ચિત્રકારોમાં—જેમાં બ્હેનો પણ છે તે આમાં પોતપોતાની સર્વશ્રેષ્ઠ કૃતિઓ દ્વારા હાજર થયાં હતાં.

રંગ, રેખા, વિચિત્રતા તથા આનંદ ઉત્પન્ન કરનારી પછી તરેહો પ્રદર્શનમાં હતી હિમાલયના દેખાવોથી અમદાવાદની શેરી સુધીના દેખાવો; સામાજીક જીવનના દૃશ્યો, કલ્પના, અનુકરણ ઇત્યાદિ નવા ચિત્રકારોએ સાધ્યા છે. અને ગુજરાતની ચિત્રકળા ઠીક પ્રગતિ કરી શકી છે એ જોઇને સંતોષ થતો હતો.

પ્રમુખ સાહેબે પોતાની કારકીર્દીમાં ઘણા વખતથી ભરાતું સંગ્રહસ્થાન સ્થાપવા વચન આપ્યું છે તે ફળો અને ૫૦ લાખ રૂપિયાની જે જરૂર એમણે બતાવી છે તે આવા ધનાઢ્ય શહેરમાંથી મળશે એવી આશા આપણે રાખીશું.

બાકી આટલાં બધા ચિત્રોમાંથી કોઇ ધનપતિએ, એકાદ ચિત્ર પણ ઉછરતા ચિત્રકારોને ઉત્તેજન મળે તે અર્થે પણ ખરીદ્યું નથી તે બીનાથી દુઃખ થાય છે. ૧૦,૦૦૦ પ્રેક્ષકો એ આ પ્રદર્શનનો લાભ લીધો એટલે સામાન્ય જનતામાં રસિકતા આવે છે એમ માનીશું.

## પંડિત જવાહરલાલ નહેરૂ

કલકત્તા અને લખનૌ જઇ આવીને આપણા વડાપ્રધાને જે બહાદુરી અને દેશભક્તિ બતાવી છે તે માટે એમને આપણાં વંદન હો. કોમિસમાં પેઠેલી સત્તા લોલુપતા, સામ્યવાદીઓની અરાજકતા, કુસંપ વગેરેની એમણે ઝાટકણી કહાડી છે એમનો જાન લેવાનાં કાવતરાં કરનાર શું લાભ ઉઠાવવા માગે છે તે સમજાતું નથી. આખા જગતને શાન્તિ અને અહિંસાનો મંત્ર આપવાની ઉમેદ રાખનાર દેશમાં કુળાંગારો કેમ પાકે છે તે સમજવું મુશ્કેલ છે, છતાં ભારતના ભાગ્ય વિધાતામાં અમને વિશ્વાસ છે અને ખાત્રી છે, કે સૌ સારાવાનાં થશે જ થશે.

## સર્વપલ્લી રાધાકૃષ્ણન્

હવે મોસ્કોની એમની એલચી તરીકેની નિમણુંક નક્કી થઇ છે પોતે રશિયા સાથે પાકી દોસ્તી બાંધશે અને વિશ્વ શાન્તિના કાર્યમાં હિન્દને મદદરૂપ બનાવશે એવી આશા સેવે છે જગતમાં કદાચ પહેલી જ વાર એક તત્ત્વજ્ઞાનીને રાજકારણમાં પાકી મદદ માટે આમંત્રણ મળ્યું છે હિન્દના તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં આદર્શ સાથે વ્યવહાર કુશળતા જો સિદ્ધ થાય તો સોનામાં સુગંધ ભળ્યા જેવું થશે અને તત્ત્વજ્ઞાનીઓને "વાયડા, નકામા" "ગગનગામી" વગેરે વિશેષણો પછી નહિ મળે. જ્ઞાનની ખરી કિંમત પણ સમજાશે અને ધર્મ અને કર્મનો મેળ મળશે.

## ડાંગ પ્રકરણ

ડાંગ વિષેની લીલામાં બહુ સંયમથી જ્ઞાનપૂર્વક અને ન્યાય બુદ્ધિથી આગળ ચલાવવામાં આવે છે નામદાર મોરારજીભાઇ તરફ માન રાખીને કોંગ્રેસના કે ધારાસભાના આગેવાનો હજી સુધી ચૂપ રહ્યા છે પરંતુ વિદ્વાનો, વેપારીઓ અને બીજા સામાન્ય જનો આમાં આગળ આવ્યા છે અને ઇતિહાસ, ભૂગોળ, ભાષા, રીતરીવાજો ઇત્યાદિના પુરાવાથી સરકારની ભૂલ સમજાવી રહ્યા છે સંબંધમાં ડૉ. હવેનો અભિપ્રાય પણ પ્રસિદ્ધ થયો છે ફીલ્મ, ગ્રામોફોન ઇત્યાદિ પુરાવામાં મૂકાયાં છે. શ્રીમતી વિદ્યાબ્હેનના પ્રમુખપદે મળેલી ગુજરાત સાહિત્ય સભાએ બોલાવેલી જાહેર સભા મોરારજીભાઇએ જોઇ હોત તો એમના મન પર લોકમતની છડી અસર થયા વગર રહેત નહી. આશા છે કે મોડું થઇ જાય તે પહેલાં સરકાર પોતાની ભૂલ સુધારશે.

—ડૉ. હરિપ્રસાદ દેસાઇ

# શ્રી રામકૃષ્ણ
# —પરમહંસ—

તેમના આધ્યાત્મિક જીવનના અનુભવોનું દર્શન

શ્રી. પરમહંસદેવના અનુભવોનું તેમને જ સ્વમુખે કરેલા વર્ણનને આધારે તૈયાર કરેલ —

"Syings of Shree Ram Krishna"

નામના પુસ્તક પરથી આ લેખ તૈયાર કરવામાં આવ્યો છે; જેમાંથી અભ્યાસુ વાચકોને ઘણું ઘણું જાણવાનું મળશે. ગયા અંકમાં તેઓશ્રીના બાળપણના અનુભવો સાક્ષાત્કારના અનુભવો, તાંત્રીક સાધના તથા વિયોગ દુઃખ વગેરેના અનુભવોનું બયાન હતું, આ અંકે લેખ આગળ વધે છે.


અનુવાદક.
શ્રી. જયંતિલાલ સમજાદ ઓઝા
બી. એ. બી, ટી. એલ, એલ, બી


### ૩ નિર્વિકલ્પ સ્થિતિનો અનુભવ

(૧૩) નિર્વિકલ્પ સ્થિતિના અનુભવની વાત કરતાં શ્રી. રામકૃષ્ણે કહ્યું હતું કે, "દિક્ષા આપ્યા પછી ન્યાંગટાએ (શ્રીરામકૃષ્ણના અદ્વૈત વેદાન્તના ગુરુ) અદ્વૈત વેદાન્તના સિદ્ધાન્તો સમજાવવાનું શરૂ કર્યું. અને બીજા બધા વિષયોમાંથી મન ખેંચી લઈને આત્મા ઉપર તેને કેન્દ્રિત કરવાનું મને કહ્યું. પરંતુ ખૂબ પ્રયત્ન કરવા છતાં, હું નામ અને રૂપનું રાજ્ય ઓળંગી એ બન્નેથી પર એવી સ્થિતિમાં મારા મનને લાવી શક્યો નહીં. બીજા બધા વિષયોનું ચિંતન દૂર કરવામાં મને જરા પણ મુશ્કેલી પડી નહિ. પરંતુ શુદ્ધ ચિદાનન્દમયના સત્યરૂપ, પ્રકાશરૂપ, કલ્યાણમય દૈવિ માના પરિચય સ્વરૂપને હું મનમાંથી કાઢી શક્યો નહીં, દૈવિ મા ની છબીતમૂર્તિ મને નામ અને રૂપના રાજ્યની પેલી તરફ જવા દેતી નહતી. ફરી ફરી મે અદ્વૈત સિદ્ધાન્તો પર મનને સ્થિર કરવાનો પ્રયત્ન કર્યો, પણ દરેક વખતે મા ની મૂર્તિ સામે આવીને ઉભી રહેતી. નિરાશ થઈને મેં ન્યાંગટાને કહ્યું કે "મારો પ્રયત્ન સફળ થતો નથી" તેને ગુસ્સો ચઢ્યો અને મોટે અવાજે તે બોલ્યા "શું? તમે એમ કરી શકો તેમ નથી! પરંતુ એમ કરવું જ પડશે." જાણે કંઈક જોવાનું હોય તેમ ચારે તરફ એમણે નજર ફેરવી અને પાસે પડેલો કાચનો ટુકડો ઉપાડી તેની અણી મારી બે ભમ્મર વચ્ચે ભોંકી તેમણે કહ્યું. "આ બિન્દુ પર મનને સ્થિર કરો.' પછી દૃઢ નિશ્ચય કરી હું ધ્યાન ધરવા લાગ્યો. અને જેવું માનું પ્રેમમય સ્વરૂપ દૃષ્ટિ સમક્ષ આવ્યું કે તુરત જ વિવેક બુદ્ધિનો તલવાર તરીકે ઉપયોગ કરી મે તે સ્વરૂપના બે કટકા કરી નાંખ્યા. પછી મારા મનને બીજી કોઈ અડચણ રહી નહીં, એકદમ તે સાપેક્ષ જગતમાંથી નિરપેક્ષમાં પરોવાઈ ગયું અને હું સમાધિસ્થ થયો."

(૧૫) તે નિર્વિકલ્પ અવસ્થામાં હું ૭ મહિના સુધી રહ્યો હતો, જેમાંથી સામાન્ય માણસ કોઈનો છવ પાછો ફરી શકતો નથી. કારણ કે આ અવસ્થામાં પહોંચ્યા પછી એકવીશ દિવસે સુકાઈ ગયેલા પાંદડાની જેમ શરીર ખરી પડે છે. રાત અને દિવસ એક પછી એક પસાર થવા લાગ્યાં, પણ મને એનું કાંઈ ભાન હતું નહીં. મારા મોઢામાં અને નસકોરામાં માખીઓ પેસી જતી. પણ શબની જેમ મને તેનું કાંઈ ભાન હતું નહીં. મારા વાળ ધૂળ ઉડીઉડીને એક સાથે બધા વળાઈ ગયા હતા કેટલીકવાર તો કુદરતી હાજતો પણ ત્યાંને ત્યાં જ થઈ જતી. આ દશામાં શરીરનું ટકવું મુશ્કેલ હતું. પણ એક સાધુ ત્યાં આવી ચઢ્યા. તેઓ મારી સ્થિતિ બરાબર જાણી ગયા અને મા ને આ શરીર દ્વારા હજી ઘણું કામ કરાવવાનું છે, તથા જો આ શરીર ટકી રહેશે તો ઘણાને ફાયદો થશે એમ પણ તેઓ સમજી ગયા. તેથી ખાવાને વખતે તેઓ ખોરાક ખાવાનું લઈ આવતા અને મને ભાન લાવવાને માટે શરીરને સારી રીતે મેથીપાક જમાડતા. જ્યારે જરાક ચિહ્ન મારામાં જોવામાં આવે કે તુરત જ તેઓ મારા મોઢામાં ખાવાનું હડસેલી દેતા, આ રીતે બે ચાર કોળીયા કેટલીકવાર ગળા નીચે

ઉતરી જતા. કેટલાક દિવસ તો આટલું પણ નહિ. આ સ્થિતિમાં પૂરા ૭ મહિના પસાર થયા. ત્યાર પછી મને માની આજ્ઞા સંભળાઈ. "ભાવમુખે રહે અને મનુષ્યોને ઉપદેશ આપ!" મને મરડો લાગુ પડ્યો અને આંતરડામાં દુઃખ થવા લાગ્યું. આ જાતની શારીરિક પીડા ૭ મહિના અનુભવ્યા પછી સાધારણ શરીરભાન મારામાં પાછું આવ્યું; નહી તો આ ૭ મહિનામાં પણ વારેવારે મારું મન પોતાની મેળે જ નિર્વિકલ્પ અવસ્થામાં પહોંચી જતું હતું

(૧૫) આ મારા મનની સ્વભાવિક સ્થિતિ નિર્વિકલ્પની છે એ સ્થિતિમાં એકવાર પહોંચ્યા પછી તેને નીચે ઉતરવું ગમતું નથી. તમારા બધા માટે તેને હું પરાણે ખેંચી લાઉ છું. ઉતરતા દરજ્જાની વાસના વિના તેને નીચે ઉતારવું સહેલું નથી તેથી હું નજીવી ઇચ્છાઓ ઉત્પન્ન કરું છું. દાખલા તરીકે પાણીપીવાની હોકો પીવાની, અમુક ચીજ ખાવાની, કોઈને મળવાની આવી આવી ઇચ્છાઓ, હું મારા મન સમક્ષ ફરી ફરીને ધરું છું. ત્યારે જ મન ધીરે ધીરે નીચે આવે છે. (શરીરનું ભાન થાય છે) વળી પાછું નીચે ઉતરતાં ઉતરતાં પણ ઉપર ચઢી જાય છે ફરી પાછી આવી ઇચ્છાઓદ્વારા તેને નીચે ખેંચવું પડે છે.

(૧૬) ૐ તત્ સત્ એ મહાવાક્યમાંથી સત્—તે—એ શબ્દનો ઉચ્ચાર કરીને ગુરૂ મહારાજ નિર્વિકલ્પ સમાધીમાં આવી જતા. સત્‌ને લઈને દૂર દૂર અસત્‌નો ખ્યાલ આવે અને પવિત્ર પરમાત્મ સૂચક ૐ પણ તેમને માટે નકામો હતો. પરંતુ જ્યારે તેઓ સત્ એમ ઉચ્ચાર કરતા કે તુરત બધા સાપેક્ષતાના વિચારોનું ભાન તેમના મનમાંથી ચાલ્યું જતુ, સત્ અને અસત્ વચ્ચેનો બધો ભેદભાવ અટકી પડતો અને તેઓ બધી મર્યાદાઓથી પર પરમાત્મતત્વના સાક્ષાત્કારમાં ડૂબી જતા.

(૧૭) પ્રશ્ન "આપ જ્યારે સમાધિમગ્ન હો છો, ત્યારે અહમ્‌નો જરાપણ વિચાર આપને રહે છે?'

ઉત્તરઃ "હા સાધારણ રીતે બહુ જ થોડો અહ—ભાવ રહે છે. સોનાનો વરખ સોનાના કકડા પર ઘસ્યો હોય તો તેની થોડી ઘણી કણી ચોંટી રહે. તેના જેવું એ છે. બધુ ભાનજ્ઞાન ચાલ્યું જાય છે પણ મને તેમના સાક્ષાત્કારના આનંદનો અનુભવ થાય એટલા માટે પરમાત્મા થોડો અહભાવ રહેવાદે છે.

કેટલીવાર તો તે એટલું પણ રહેવા દેતા નથી. આ ઉત્તમોત્તમ પ્રકારની સમાધિ છે. આ સ્થિતિ શું છે. એ કોઈ સમજાવી શકે તેમ નથી. એ સ્થિતિ એટલે તદ્દન ઈશ્વરમય બની જવું. મીઠાની પુતળી સમુદ્રના ઉંડાણનું માપ કાઢવા નિકળી પણ જેવી પાણીને અડકી કે પાણીમા ઓગળી ગઈ પછી કોણ કહેવા આવે કે સમુદ્ર ઉંડો છે?

સતત્ ઈશ્વરાનુભવ

(૧૮) ગુરૂ મહારાજને કોઈએ પ્રશ્ન પુછ્યો કે "આપ ઈશ્વરમાં માનો છો?"

ગુરૂ મહારાજે કહ્યું. "હા."

"તમે તે સાબીત કરી શકશો?"—"હા."
"કેવી રીતે?"

"જેમ તમને અહીં જોઉ છું તેમજ તેમને પણ જોઉં છું—માત્ર વધારે સ્પષ્ટતાથી."

(૧૯) ન્યાયશાસ્ત્રના એક પંડિતે એકવાર ગુરૂ મહારાજને સવાલ પૂછ્યો "પ્રમાતા, પ્રમેય, પ્રમાણ એટલે શું?"

ગુરૂ મહારાજે જવાબમાં કહ્યુ કેઃ "ભલાભાઈ' મારામાં આવી આવી પંડિતાઈની હોશીયારી નથી; હું તો માત્ર મારામા રહેલ આત્મા અને મારી દિવ્ય મા ને ઓળખુ છુ.

(૨૦) આ દેહની સ્થિતિ જોઈને હૃદય કહેતો "શરીરની આવી નબળી સ્થિતિમાં મેં આટલી બધી આધ્યાત્મિકતા અને આવો જ્ઞાન પ્રકાશ બીજે ક્યાંય જોયો નથી." પરંતુ મારું શરિર ઘણું નબળું પડી ગયું હતુ છતાં પણ બીજાઓ સાથે ઈશ્વર ચર્ચા કરવાનુ મેં કદી છોડયુ નહીં. મને યાદ છે કે એક વખત તો હું તદ્દન હાડપિંજર થઈ ગયો હતો. છતાં મારે શરિર છે એવા ભાન વિનાજ મેં કલાકોના કલાક આધ્યાત્મિક વિષયોની ચર્ચા કરી હતી.

(અનુસંધાન માટે જુઓ પાનુ ૫૬)

# આજનું વિજ્ઞાન અને ધર્મ



હિં. ત. પ્ર. સ. તરફથી મુંબઈમાં યોજેલ સર્વધર્મ પરિષદના બીજા અધિવેશન સમયે, જૈન ધર્મના પ્રખર વિદ્યાપ્રચારક પંજાબકેસરી શ્રીમદ્ વલ્લભસૂરીજીનો મળેલ લેખ અહીં પ્રેમધર્મના વાચકો માટે રજુ કરવામાં આવે છે. લેખ મનનીય અને ઉપયોગી છે. —તંત્રી.



કોઈ પણ રાજ્ય અગર તો શાસન ભલે તે વ્યક્તિને જેલના સળીયા પાછળ પૂરી શકે છે, પરંતુ તેની ભાવનાઓ પર તાળું નથી લગાવી શકાતું. મારી પણ કંઈક ભાવનાઓ છે-કાંઈક વિચારો છે અને તે આ વૈજ્ઞાનિક યુગના ભૌતિકવાદને પ્રતિકૂળ છે. હું આત્મશાંતિનો દિવ્ય સંદેશ (જે મહાવીર પ્રભુએ આપ્યો હતો) ઘર ઘરમાં અને જનમનમાં પહોંચાડવા માગું છું આત્મશાંતિ જ મનુષ્યને હિતકર્તા અને તેની વાસ્તવિક શક્તિઓને પ્રગતિ તરફ આગેસર કરનારી છે. આ લેખની શરૂઆત કરતાં પહેલાં હું આપને આ વિષયનો પ્રયોગ કરવાનો અનુરોધ કરું છું.

**વિજ્ઞાને શો લાભ આપ્યો?**

આજનો વૈજ્ઞાનિક યુગ છે. જેમાં વિજ્ઞાને ઘણી પ્રગતિ કરી અને તે ત્યાં સુધી કે હવે તે પ્રકૃતિ પર પણ વિજય મેળવવા માગે છે, પણ તે તેનો દુરાગ્રહ છે પ્રકૃતિ મનુષ્યની તો શું પણ પ્રાણી માત્રની સૃષ્ટિ છે તે પ્રાણીઓનું પોષણ કરનારી અને જીવનની જીવનધારા છે. જગતની જન્મદાયિની છે, પરંતુ આજનો માનવ તેના પર જ પોતાનાં શસ્ત્રો અજમાવવા તૈયાર થયો છે, જેનાથી મેળવ્યું તેને જ ખાવા માટે તે ઉત્સુક બન્યો છે. એનું શું પરિણામ આવશે તે ચોક્કસ જ છે. કૃતઘ્નતાનું ફળ કદી પણ સારું નથી આવતું.

આવો, આપણે વિજ્ઞાનનાં પાછલાં પાનાં ઉકેલીએ. જોઈએ તો ખરા કે તેણે માનવ આત્માઓને કેવા કેવા લાભો આપ્યા. તેણે પોતાનો વિકાસ કરીને વિકાસ કર્તાને કેવું સુખ પહોંચાડ્યું!

વિજ્ઞાને મનુષ્યનો પરિશ્રમ છીનવી લઈને તેમને યંત્રાધીન બનાવ્યા. સ્વાસ્થ્ય વર્ધક શ્રમનો હ્રાસ કરીને તેમની શક્તિનો નાશ કર્યો. ધાતુરૂપી ધનને વધારીને તેણે ધનવાનોને અસંતોષી અને અવિવેકી બનાવ્યા. ધનની લાલસામાં ધનવાન પોતાના કર્તવ્ય પથથી ચલિત થઈ ગયા. અમાનુષિ અત્યાચારો અને શોષણ દ્વારા તેઓએ ધનનો સંચય કર્યો, પરંતુ જ્ઞાન તો કેવળ પોથીઓમાં જ રહી ગયું. જ્ઞાનની આરાધનાનો લોપ થયો અને અંતિમ પ્રયોગરૂપી અણુબોમ્બે સમસ્ત વિશ્વને ભયભીત બનાવી દીધું

**વિજ્ઞાન આત્મશાંતિનું અનુગામી બને તો?**

આપણે જોઈ ચૂક્યા કે વિજ્ઞાને શો લાભ આપ્યો! પણ એનું તાત્પર્ય એ નથી કે હું વિજ્ઞાનનો વિરોધ કરવા માગુ છું અથવા વિજ્ઞાનનો નાશ કરવા માગું છું. હું ઇચ્છું છું કે વિજ્ઞાનના વિકાસના મૂળમાં જે કુત્સીત ભાવનાઓ છૂપાયેલી છે, તેનો નાશ થાય. જેમકે અર્થ પ્રાપ્તિ, સામ્રાજ્યોના મોહ અને દર્શનશાસ્ત્ર પર અવિશ્વાસ વગેરે. જો વિજ્ઞાન પોતાના વર્તમાન રોગને છોડી દે, આત્મશાંતિનું અનુગામી બને તો તે વિશ્વને માટે અભિશાપને બદલે વરદાનદાતા સિદ્ધ થશે, આવો, આપણે હવે એ આત્મશાંતિને પણ સમજવાનો પ્રયત્ન કરીએ.

કેટલાક લોકો આત્મશાંતિના બીજા નામને સુખ સમજે છે, પરંતુ આત્મશાંતિ અને સુખ બન્ને ભિન્ન વસ્તુઓ છે. સુખ અનુભવની વસ્તુ છે, આત્મશાંતિ તૃપ્તિની.

પ્રત્યેક મનુષ્ય સુખ માગે છે તે પોતાની ઇચ્છાથી દુઃખ મળે તેવું કામ કરતો નથી. પરંતુ સુખનાં પણ કેન્દ્રો અલગ અલગ છે. કોઈ વનમાં, કોઈ મંદિરમાં, કોઈ વ્યભિચારમાં, અને કોઈ આધ્યાત્મિકતાથી શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રાપ્ત કરવામાં જુવે છે. અંતિમ સાધનને

: લેખક :

**શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વર**

છોડીને અન્ય સાધનોમાં સાચા સુખની પ્રાપ્તિ ઇચ્છનારને નહીં મળે. અન્ય સાધનોમાં જેમ જેમ મનુષ્ય સુખનો અનુભવ કરતો જાય છે તેમ તેમ તેની તૃષ્ણા પણ વધતી જ જાય છે.

**સુખ શામાં છે?**

ધનમાં સુખ માનનાર વ્યક્તિ લક્ષાધિપતિ બન્યા પછી કરોડપતિ બનવાની ઇચ્છા રાખે છે. વ્યભિચારમાં સુખ માનનાર એક સ્ત્રીનો સંસર્ગ થયા પછી બીજી સ્ત્રીઓની કામના સેવે છે. એમની તૃષ્ણાઓનો અંત નથી આવતો. તૃષ્ણા અને શાંતિ બન્ને એક બીજાની વિરુદ્ધ છે.

આત્મિક ધ્યેયને સાધનાર મનુષ્ય છેવટ સુધી શાંતિનો અનુભવ કરે છે સુખમાં તો સુખ સમજે જ છે પરંતુ દુઃખને પણ પોતાનાં કર્મોનું પ્રાયશ્ચિત સમજીને શાંતિ સેવે છે. જ્યારે અન્ય સંસારી વ્યક્તિ રાત્રે નિદ્રાદેવીની ગોદમાં સુતેલો હોય છે ત્યારે આત્મ શાંતિનો યોગી પોતાની કર્તવ્ય પરાયણતાને નિભાવે છે અને જ્ઞાન-ચક્ષુ ખોલીને આત્માનો અનુભવ કર્યા કરે છે.

"या निशा सर्व भूतानां
तस्यां जागर्ति संयमी ।"

**જૈન ધર્મમાં શું છે?**

જૈન ધર્મના તિર્થંકર આજ આત્મશાંતિના યોગી હતા. ભગવાન મહાવીર પર કેટલાય દેવતાઓએ ઉપસર્ગ કર્યો પરંતુ તેઓ પોતાના કર્તવ્યથી વિમુખ ન થયા, અથવા ન તો તેમણે દુઃખ પ્રગટ કર્યું. સાચું પુછો તો જૈન ધર્મ આધ્યાત્મિક ઉન્નતિ પ્રધાન ધર્મ છે, જેનું લક્ષ વિશ્વમાત્ર સાથે મૈત્રી રાખનારું છે એટલે જ જૈનધર્મ વિશ્વધર્મ થઈ શકે છે જૈનધર્મનું તાત્પર્ય જ એ છે કે રાગદ્વેષવાળા પ્રાણીમાત્ર જૈન અથવા વિતરાગ થઈ શકે છે. અરિહન્ત! આત્માના શત્રુઓનો નાશ કરીને જે આત્મશાંતિના ઉપવનમાં રમણ કરે છે તે છે અરિહન્ત, અને તેનો જ ધર્મ છે તે જૈનધર્મ. તે ઉપરાંત આત્મશાંતિમાં મનુષ્ય જે રીતે ભેદભાવ રહીત બની જાય છે તેવી જ રીતે જૈનધર્મમાં પણ કોઇ વાડાબંધી નથી.

કેટલાક લોક એમ કહે છે કે જૈનધર્મિઓ પુરૂષોત્તમ શ્રીરામચન્દ્રજીને નથી પૂજતા. પરંતુ તે તેમની ભૂલ છે જૈનધર્મિઓ રામચંદ્રજીને મોક્ષમાં ગયેલા માને છે એ વાત ચોક્કસ છે. હવે નવકાર મહામંત્રનું એકપદ જુવો, જેમાં જૈનોએ રામચંદ્રને તો શું બધાજ મોક્ષ-ગામીઓને નમસ્કાર કર્યો છે

"णमो सिद्धाणं"

એટલે કે સિદ્ધ બનેલાઓ (મોક્ષ પામેલાઓ)ને મારા નમસ્કાર છે.

× × ×

જૈનધર્મની એક બીજી વિશાળતા પણ માનનીય છે. જેના ઉદાહરણ સ્વરૂપે નીચે પદ આપવામાં આવ્યા છે. તેમાં નિષ્પક્ષ નિર્દોષ પરમાત્મા સ્વરૂપ શુદ્ધ આત્માઓને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરવામાં આવેલા છે.

જેમકે.

यस्य निखिलाश्च दोषा न सन्ति सर्वे
गुणाश्च विद्यन्ते ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥१॥
यत्र तत्र समये यथा तथा यो सि सो
स्यभिधया यया ।
वीत दोष कलुषः स चेद्भवा नेक एव
भगवन्नमोऽस्तु ते ॥२॥

**બધા આત્માઓ માટે ધર્મ એકજ છે**

જીવનમુક્ત અવસ્થામાં જે શુદ્ધાત્મા સર્વ દોષ નિર્મુક્ત સાકાર ઇશ્વર તરીકે માનવામાં આવે છે તેને અરિહંતના નામથી "णमो अरिहन्ताणं" આ પદથી નમસ્કાર કરવામાં આવે છે. વિદેહ મોક્ષ અવસ્થામાં, શુદ્ધ સર્વ કર્મ રહિત સચ્ચિદાનંદ સિદ્ધ પરમાત્મા નિરાકાર પરમેશ્વર તરિકે જે જીવને માનવામાં આવે છે તેમને સિદ્ધ પદથી "णमो सिद्धाणं" કહીને નમસ્કાર કરવામાં આવે છે. જે બે પદો ઉપર આપવામાં આવ્યાં છે તેમાં સાકાર અને નિરાકાર બન્ને પ્રકારના શુદ્ધાત્માઓને નમસ્કાર કરવામાં આવેલ છે. એ જ પ્રમાણે અન્ય ધર્માવલંબીઓ પણ નિર્દોષ સાકાર નિરાકાર પરમેશ્વરને વ્યક્તિરૂપે ભિન્ન અને સમષ્ટિ રૂપથી એક જ માને છે મતલબ કે ધર્મ ભિન્ન નથી બધા આત્માઓ માટે ધર્મ એક જ છે અને તેના અધિકારી પણ એક જ છે. જ્યારે યથાર્થ વસ્તુનો બોધ થાય છે ત્યારે જ આત્મા એક ધર્મનો અભિલાષી થઇને એક સદ્ધર્માત્મા બની શકે છે નહિ તો કર્મ પ્રકૃતિ ઉપાધિઓને કારણે જુદા જુદા દ્વારા જુદા જુદા ધર્મનું

અવલંબન કરનાર થાય છે પરંતુ તે સાચા ધર્માત્મા થઇ શકતા નથી. એટલે પરસ્પર ઝઘડાઓને કારણે સંસારનું દ્વન્દ્વ કદી મટી શકતું નથી. આથી જ એક વિચાર ધારા પર આવવું મનુષ્યોને માટે ત્યાં સુધીને માટે અપ્રાપ્ય છે કે જ્યાં સુધી તે ભેદભાવનો ત્યાગ કરીને આત્મ શાંતિના માર્ગને ન અપનાવે.

સર્વ ધર્મોને એક જ કેન્દ્ર પર સ્થાર કરવા માટે ગીતાજીના બે પદો અહીં ઉધ્ધૃત કરીએ છીએ.

श्रेयान् स्वधर्मो विगुणः
पर धर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः
पर धर्मो भयावहः ॥१॥

જો આ ગીતાના વાક્યનો યથાર્થ રૂપમાં વિચાર કરવામાં આવે તો દુનિયામાં પરિકલ્પિત વિચાર ધારા ટળી જવાથી આજ વાક્ય વિશ્વધર્મ માટે થઈ શકે છે.

## સ્વધર્મ અને પરધર્મ શું ?

આ શ્લોકમાં સ્વધર્મ અને પરધર્મની વ્યાખ્યા જો કે વિચાર ગમ્ય છે. સ્વધર્મને શ્રેષ્ઠ બતલાવ્યો છે અને પરધર્મનો ત્યાગ કરવા જણાવેલ છે. એ સ્વધર્મ અને પરધર્મ શી વસ્તુ છે તેનો નિષ્પક્ષ વિચાર કરવામાં આવે તો આ શ્લોક વિશ્વને માટે બોધદાયક થઈ પડે.

અમારા વિચારથી સ્વધર્મ એટલે આત્મધર્મ માનવામાં આવે અને પરધર્મથી ભાવિક ધર્મ માનવામાં આવે તો એ શ્લોક સાધુઓને માટે શ્રેષ્ઠ અને સાર્વક ગણાય. આજ રીતે પરમાર્થની દૃષ્ટિને માટે ગીતાજીનું જ એક બીજું પદ રજુ કરું છું. જે ઉપર જણાવેલ જૈન ધર્મ સાથે મળતું આવે છે અને વિશ્વધર્મને યોગ્ય છે.

वीतराग भय क्रोधा
मन्मया मामुपाश्रिता ।
बहवो ज्ञान तपसा पूता
मद्भाव मागता ॥

આ ઉપદેશને આપનારાઓ ઉપદેશક કેવા છે? અને તે ઉપદેશ દ્વારા પ્રાણીઓને કેવા બનાવવા માગે છે? અને તેવા બનવાની પ્રક્રિયા શું છે? આ સઘળું વાતોનું આ શ્લોકમાં યથાર્થપણે સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે. જૈન ધર્મ, વિશ્વધર્મ અને આ શ્લોકનો વિશ્વધર્મ વિચારોને એક જ જાતનો લાગે છે. મતલબ કે જૈન ધર્મનો ઉદ્દેશ, પ્રાણીમાત્ર રાગાદિ ઉપાધીઓથી રહિત બનીને જ્ઞાન અને ક્રિયા બન્ને દ્વારા મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

"ज्ञान क्रियाभ्यां मोक्षः इतिवचनात्"
એ રીતે આ શ્લોકમાં રાગાદિ દોષોથી રહિત થઈને જ્ઞાન અને તપ બન્નેથી પવિત્ર થયેલ મારા ભાવને એટલે પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરે છે.

\+ \+ \+

## જૈન ધર્મ માનનારાના બે વિભાગ

જૈન ધર્મને માનનારાઓ બે ભાગમાં વહેંચાયલા છે. એક શ્રમણ-અને બીજો શ્રાવક સંઘ. શ્રમણના સભ્ય થનારાઓને સંપૂર્ણ ત્યાગ વૃત્તિને અપનાવવી પડે છે. તેને પાંચ મહાવ્રતોનો નિયમ લેવો પડે છે. મર્યાદિત ત્યાગવૃત્તિને અપનાવી લેનાર કોઈ પણ સજ્જન શ્રાવક સંઘનો સભ્ય બની શકે છે શ્રાવકો માટે બાર વ્રતો બનાવેલ છે જેને પાળવામાં સરકારની કે કાયદાની જરૂર પડતી નથી. સત્ય, અહિંસા, સચ્ચરિત્રતા અને શાંતિનું રાજ્ય કાયમ રહે છે. એક સમય એવો પણ હતો કે જ્યારે આ બાર વ્રતો રાષ્ટ્ર-ધર્મ રૂપ હતાં.

## નકામા ઝગડા છોડીએ

હવે લાંબું ન લખતાં હું એ વાતને રજુ કરું છું કે આપણે વિજ્ઞાનને સારા માર્ગ પર વાળીને નકામા ઝઘડા છોડીને પોતાના નિયમોનું યથાર્થ પાલન કરી આત્મશાંતિનો દિવ્ય સંદેશ દેશને ખુણે ખુણે પહોંચાડવો પડશે.

આ લેખની સમાપ્તિ કરતા પહેલા હું વિશ્વવત્સલ ઉદાર હૃદય મહાવીર સ્વામીજીની વાણીનું એક પદ સંભળાવીને વિદાય માગુ છું.

शासन रसिये सबको करदूँ
है यह मेरी चाह अरे ।
सबही-को मैं मोक्ष दिलाऊँ,
स्वर ये मेरे माव-भरे ।
मेरी तो हार्दिक इच्छा है
सबके दुःख व दर्द अरे ।
हरकत ऐसी कोई नहीं हो
जिन शासन से जो न तरे ॥

× × ×

शिवमस्तु सर्व जगत परहित निरता
भवन्तु भूत गणा ।
दोषा प्रयान्तु नाशं, सर्वत्र सुखी
भवतु लोकः ॥

# જીવન અને સમાજ

卐

વાચન તો સહુ કોઇ કરે છે, પરંતુ તેને મનન કરીને જીવનમાં ઉતારવામાં જ સાચા વાચનની સાર્થકતા છે. ડૉ. શ્રી. હરિપ્રસાદ દેસાઇ પોતાના વિશાળ વાચનમાંથી પ્રેમધર્મના વાચકો સમક્ષ તેમાંનો અક્ષરબોધ રજુ કરે છે.



દરેક બાળક પ્રાણી જેવી વૃત્તિ લઇને જન્મે છે જે શક્તિઓ એને મળી છે તે વડે એને જીવવાનો અને મોટા થવાનો હક છે. બાળ ઉછેરમાં બે બળો કામ કરે છે, કુદરત અને કેળવણી.

કુદરત એટલે જે શક્તિઓ જન્મ સાથે લઇને બાળક આવ્યું હોય છે પોષવું કેમ મેળવવું એ બાળકને શીખવવું નથી પડતું. બીજું જે જે કંઇ એને જોઇતું હોય છે તે એ રડીને મેળવી લે છે કેળવણીથી સારી ટેવો પાડી શકાય છે પણ બોધ લેવાનું કાર્ય તો હેતુપુરઃસર મનોવૃત્તિઓ અને વિચાર બેસા થાય પછી બની શકે છે.

માણસની મુખ્ય જરૂરિયાતો ત્રણ. ખોરાક, વસ્ત્ર અને રહેઠાણ જ ગણી શકાતી એ ત્રણે, આસપાસના વાતાવરણમાંથી મળી રહેતા. સુધરેલા યુગમાં વ્યવહાર જ્ઞાન આ ત્રણ ચીજો કેમ મેળવવી એ સબંધી જે હોય છે. પછી એને ખેતી, ઉદ્યોગ, વહેપાર, નોકરી ગમે તે નામ આપો. આટલું ન આવડે તો જીવન કલહની હરીફાઇમાં રહેવું મુશ્કેલ થઇ પડે.

બધાં પ્રાણીઓની માફક માણસ જન્માન્તરથી અમુક મનોવૃત્તિઓ તો વંશપરંપરાગત લઇને જન્મે છે અને એના પર આઘાત પ્રત્યાઘાતની અસરોથી જીવનક્રમ ચાલે છે, છતાં જ્ઞાન અને અનુભવો દરેક માણસને પોતાની મેળેજ મેળવવા પડે છે

સમુહમાં રહીને સહકારથી કામ કરવાની કુદરતી મનોવૃત્તિઓને લીધે માખીઓ અને કીડીઓ જેવાં જીવો વંશ પરંપરાથી મોંઘેરાં જેવાં ઘર બનાવી આપણને આશ્ચર્ય ઉપજાવે છે, પરંતુ એ સંજોગોની અનુકુળતા ઉપર આધાર રાખે છે. સુધરેલા ગણાતા માણસોની ખુબ ખાસીઅતો હજારો વર્ષો હતી તેની તેજ છે દરેક જમાનામાં વિરૂદ્ધ સંજોગોમાં કેમ ટકવું અને જીવવું એ તો એની એજ રીતે શીખવું પડે છે.

સમાજમાં અને સંસ્કારના દેશકાળ બદલાય છે. પણ મનુષ્ય સ્વભાવનો સર્વ સ્થળે અને સર્વ સમયે એક સરખો જ રહે છે. વાતાવરણમાંથી અનુભવ લેવાની આવડતમાં અને પોતાનાં અનુભવ જ્ઞાન અને ડહાપણને પેઢી દર પેઢી વારસમાં મૂકતા જવાની યોજનાની બાબતમાં જમાને જમાને ફેર પડયા છે. માત્ર આપણા જમાનામાં એક વિશેષ લાભ આપણે એટલો લઇ શક્યા છીએ કે પૂર્વજોના પરાક્રમો વિષે આપણું ઐતિહાસીક જ્ઞાન પહેલાંના લોકો કરતા વધારે ચોક્કસ છે અને કુદરતી બળો ઉપર અંકુશ મેળવવાનાં આપણાં સાધનો અને શક્તિ વધ્યાં છે

બાળકને પહેલું શું શીખવવું જોઇએ. અને જીવનની તાલીમમાં ક્યા સંસ્કાર એના ઉપર વધારે ઉંડી અસર કરે છે. તેનો સાર મનોવિજ્ઞાનશાસ્ત્રના વિદ્વાનોએ કહાડયો છે, અને આપણા જુનાવખતથીજ ધર્મ, ૧૬ સંસ્કાર, પૂજા વિધિ, ભજનકીર્તન સ્વચ્છતા અને શિસ્ત હમણાનું રાષ્ટ્રધ્વજનું સન્માન અને વડીલો પ્રત્યે આદર મધૂર વાણી, નમ્રતા, બીડી કે દારૂ જેવી કુટેવો નાનપણથી ન પડે તેની સંભાળ, એ બધું બાળકો સારી ટેવોવાળા અને સદાચારી થાય તેને માટે છે, હજી માબાપોએ અને સમાજે આ વિષે સાવધાનતા રાખવાની જરૂર છે.

શાળા પાઠશાળાઓમાં, નાટક સીનેમામાં, રેડિયો અને ગ્રામોફોનમાં મિત્રો, મંદિરો અને ગુરૂઓની પસંદગીમાં ફરવા હરવાના સ્થળોમાં વાતચિતના વિષયોમાં, પુસ્તકોના વાચનમાં, બધે જાગૃતિ રાખવાની બહુ જરૂર છે, નહીં તો ઉછરતી પ્રજા વર્ણસંકર જેવી અને ઉચ્છૃંખલ થશે. બાગના છોડ ઉછેરવામાં કે સરતના ઘોડાને ઉછેરવામાં જેટલી સંભાળ રાખવામાં આવે છે એટલી સંભાળતો બાળકોના ઉછેરમાં માબાપો અને

લેખક :
ડૉ. હરિપ્રસાદ દેસાઇ

સમાજે અને કેળવણીકારો તથા રાજ્યકર્તાઓએ રાખવી જોઈએ. સ્વરાજ્યમાંથી રામરાજ્ય બનાવવાના આપણા કોડ તોજ પૂરા પડશે. નહીં તો પશ્ચિમની અને વર્તમાન જમાનાની ઘણી બદીઓ આપણા સંસારમાં પેસીને આપણી ખરાબી કરશે, આટલુંજ નથી પણ ભવિષ્યની કેળવણી સુધરશે નહીં તો પણ દોષો જેવાં કે કાળા બજાર, સિદ્ધાન્તોનાં અભાવ, દેશભક્તિની ન્યુનતા, એ બધું રાષ્ટ્રની ઉન્નતિમાં વિઘ્નરૂપ થશે.

શરીરનો અને મનનો ખોરાક હવા, પાણી, ધાર્મિક વાતાવરણ વગેરે છે જે આપણે સભાગ પૂર્વક ગામે ગામ અને શહેરે શહેર સારી રીતે ગોઠવવું પડશે. સ્વચ્છતા વૃક્ષારોપણ, બાગ, બગીચા, જળાશયો અને લાયબ્રેરીઓ, સભા સ્થાનો અને મેળા, આનંદ વિનોદનાં સાધનો અને અખાડા, કથા વાર્તાઓ અને બીજો બધામાં ધ્યાન આપવું પડશે અને એ બધાં લાભદાયી અને પ્રેરક રહે એવા બંદોબસ્ત કરવા પડશે.

દેશકાળના આદર્શોને યોગ્ય પ્રજાજનોનાં શરીર મન અને આત્મા ઘડાય એવી વ્યવસ્થા થવી જોઈએ. પોતપોતાના સ્વભાવ ધર્મને અનુકૂળ જીવન વ્યવહાર સાથે, નાગરિક ધર્મ અને દેશધર્મનું પૂરેપુર નગરજનોને અને ગ્રામજનોને ભાન થાય એવા સામાજીક અને ધાર્મિક નિયમો થવા જોઈએ.

પ્રાણીજગતમા અને માનવ જગતમાં આટલો જ ફેર છે. મનુષ્યમાત્ર મનોવૃત્તિના આપાત પ્રત્યાઘાતથી જીવતો નથી પણ એનામાં મનોબળ કે ઇચ્છા શક્તિ છે તે કેળવીને સુદૃઢ બનાવી શકાય છે. વ્યક્તિ સ્વાતંત્ર્યમાંથી કેવળ સ્વાર્થ વૃત્તિ અને પૈસાની જ પૂજા જાગી છે અને સમાજે વ્યક્તિને માટે અને વ્યક્તિએ સમાજને માટે જીવવાનું છે તે વાત આ જમાનો લગભગ ભૂલી ગયો છે.

હવે કેળવણીનો પ્રથમ વિચાર કરીએ. અત્યારની કેળવણી ઢંગ ધૂમાડા વગરની છે. જે સ્થળે બાળક જન્મ્યું હોય તે સ્થળ અને આસપાસના બાળકોની અસર એના મન પર બહુ ઊંડી થાય છે એ સ્થળ અને સમાજ પાસેથી વધારેમા વધારે લાભ એને પ્રથમ મળે એવી કેળવણીની યોજના હોવી જોઈએ.

કામ કરતા કરતાં અને વાતચિતથી અને મગજ વાપરીને છોકરાં ભણે એ પદ્ધતિ સર્વોત્તમ છે. સ્વાભાવિક જીજ્ઞાસાને લીધે બાળકો બહુ પ્રશ્નો પૂછે છે એમા ઉદ્ધતાઇ નથી પણ એ પ્રશ્નોના સંતોષકારક જવાબો આપવા માટેની મા બાપોએ તથા શિક્ષકોએ તૈયારી રાખવી જોઈએ.

જીજ્ઞાસામાંથી અમુક વિષયની તપાસ કરવાનો રસ ઉત્પન્ન થાય છે. પછી તેના તત્વ પર મનન કરવાની ટેવ પડે છે અને આખરે નિર્ણય પણ બાળકો પોતાની મેળેજ કરી શકે છે.

બુદ્ધિનો વિકાસ થવા માંડે છે તેમ તેમ ઇન્દ્રિયો દ્વારા જણાતી માહિતીથી બાળકને આશ્ચર્ય થાય છે. પછી એ ચીજોને ઓળખે છે અને નામ જાણે છે. ૧૦–૧૧ ની ઉમ્મરે ઘણી વસ્તુઓ અને બનાવો વિષે બાળક માહિતગાર થઈ ગયું હોય છે, ૧૫–૧૬ વર્ષની ઉમ્મરે ખાસ કરીને છોકરાઓ અમુક અમુક યંત્રો કેવી રીતે કામ કરે છે તે જાણી જાય છે અને ઘડીયાળ પંખો, ખેતીનાં ઓજારો સંચા, આગગાડી વગેરે ક્યાંથી આવ્યાં અને કેમ અમુકજ રીતે કામ કરે છે તે જાણી શકે છે.

મા-બાપ કે દાદા-દાદીના જેવા શરીર બાંધા, જમીનની ફળદ્રુપતા ઉપરથી તંદુરસ્તી અને પોષણ મળે એવો સ્વાભાવિક છે તેથી દરેક બાળક સમજણ થાય ત્યારે સમાજને એટલું પૂછી શકે કે મને જન્મ સાથે મળેલી શક્તિઓ પ્રમાણે પૂર્ણપણે વિકાસવાના સંજોગો આપવામા આવ્યા હતા કે નહીં ? અથવા વ્યક્તિ વ્યક્તિ વચ્ચે શરીર બળ અને બુદ્ધિ બળમાં વંશપરંપરાગત ફેરફાર હોય છે છતાં સમાજે પોતાના મગજ પ્રમાણે મને પૂર્ણપણે ખીલવવા અને પ્રગતિમાન બનાવવા કરી શકાય એવું બધું કર્યું હતું કે નહીં ?"

અમેરિકાના સ્વતંત્રતાના ઢંગને અનુસરીને અને ફ્રાંસ તથા ઇંગ્લાંડ વગેરે દેશોના બુદ્ધ સ્વાતંત્ર્યના અને

લોકશાસનના અનુભવ પરથી આપણો હિંદ સ્વરાજ્યનો ઠરાવ ઘડાયો છે. આપણે હવે મનુષ્ય માત્રને સરખા ગણ્યાં છે, ધર્મ કે જાતિના ભેદ દૂર કર્યા છે. જન્મની સાથે દરેક હિંદીને પૂર્ણપણે વિકસવાના હક પ્રાપ્ત થાય છે જીવવાની સ્વતંત્રતાની અને પ્રમાણિક પણે સુખ મેળવવાની સગવડ દરેક હિંદીઓને (સ્ત્રી પુરૂષ સુદ્ધાંને) કાયદાથી મળે છે

સમાનતામાં, વિવિધતા સ્વીકારીને ખેતી, ઉદ્યોગ, હુન્નર, સાહિત્ય અને વિદ્યા કળાની, સ્વરક્ષણ અને દેશ રક્ષણની તાલીમ, પ્રજાકીય સરકાર ઘડી રહી છે. પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવામાં આવી છે, અને દારૂ તથા જુગાર કરોડો રૂપીઆની આવક જતી કરીને સરકારે બંધ કર્યાં છે.

હવે, બાપદાદાથી ઉતરી આવેલા જે સારા રીતરિવાજો હોય અને દેશકાળને અનુસરીને જે નવા રીતરિવાજો ફાયદાકારક લાગે તે ગ્રહણ કરીને લોકનાયકો અને વિચારકોએ સમાજ ઉચ્ચ આદર્શો તરફ આગળ વધે એવી ગોઠવણ કરવી જોઈએ.

નિશાળો, કોલેજો, લાયબ્રેરીઓ, અખાડા, બાગ બગીચા, જળાશયો, તીર્થસ્થાનો, સભાઓ, કથાવાર્તાઓ, ભજનો, કીર્તનો, નાટક, સીનેમા, રેડિયો, સત્સંગના પ્રસંગો એ બધું ગામે ગામ અને શહેરે શહેર ઉત્તમ રીતે ગોઠવાઈ જાય, સહકારથી સમૂહમાં રહીને જનકલ્યાણની દૃષ્ટિથી નિષ્કામ ભાવે સેવાકાર્યો થાય એવી સુવ્યવસ્થિતતા સમાજમાં સ્થપાઈ જવી જોઈએ.

એચ. જી. વેલ્સે નવલકથાઓ, ટૂંકી કહાણી વાર્તાઓ; અદ્ભુત કાલ્પનિક કથાઓ, સમાજ, ધર્મ, વિજ્ઞાન અને રાજદ્વારી વિષયો પર એકસો લગભગ પુસ્તકો લખ્યું છે એમનો જગતના ઇતિહાસ પરનો ગ્રંથ તો કરોડો વર્ષ પહેલાંના બ્રહ્માન્ડની ઉત્પત્તિથી આજદિન સુધીના ભૌતિક વનસ્પતિ પ્રાણી અને માનવ જીવનની ઉત્ક્રાન્તિનો મહાભારત ગ્રંથ છે.

એની પોતાની જીવનકથાના પ્રયોગોના ૮૦૦ પાનાનાં બે ગ્રંથો છે. એમાં પ્રમાણિકપણે અને નિખાલસતા પૂર્વક કેવી સ્થિતિમાં એમનો જન્મ થયો હતો અને પોતાના જીવન પ્રસંગોમાંથી એ શું શું શીખ્યા એ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. છતાં એ કહે છે કે હું કાંઈ અસાધારણ માણસ નથી મારા જેવા તો ઘણાએ છે. શરીર નબળું હતું સ્થિતિ ગરીબ હતી અને છતા આત્મ વિશ્વાસથી ભૂલ કરતાં અને સુધારતાં આગળ વધવા માંડ્યું તેથી વધી શક્યા.

એ પોતે કહે તે કરે પરંતુ બુદ્ધિમત્તામાં, વિજ્ઞાનમાં અને બહાર જીવનમાં એચ. જી. વેલ્સને પહોંચવું મુશ્કેલ છે. એમના જીવન ચરિત્રમાંથી આપણે બધાએ એક વાત શીખવાની છે કે કોઈની મારફત સંજોગોનાં દાસ તો આપણે કદી ના થવું. સંજોગો ઉપર વિજય મેળવવો અને ધારે પુરૂષાર્થ આત્મબળે સાધવા, ધર્મ અર્થ કામ અને મોક્ષ ધારે તે પ્રાપ્ત કરી શકે છે. માત્ર ધારનાર જ થોડા છે. અને રોકકળ કરવાની અને ફરિયાદો કરવાની બીજાઓના દોષ કાઢવાની અને કચ કચ કરવાની ટેવમાંથી આપણે બધાએ મુક્ત થવું જ જોઈએ.

વેલ્સનું એક પાત્ર બોલે છે કે —

જે કામને માટે તમે પોતાને લાયક માનતા હો તે કામમાં ઝંપલાવો. એમાં ઊંડા ઉતરો અને તમામ બળથી એને પાર પાડો જો એ કામ કરતાં કરતાં જીવન સમાપ્ત થાય તો વાહ વાહ ! મૃત્યુ થાય તો એ વાહ વાહ ! તમારો હેતુ પાર પાડવો જોઈએ.

આ જુસ્સાથી આપણે જીવન જીવવું જોઈએ. સારી રીતે જીવવું અને પારકાનું હિત કરતા કરતા જીવવું. પોતાની જાત પર પ્રભુત્વ મેળવો અને નિર્બળતાને દૂર કરો

બુદ્ધ ધર્મ ચીનનો કોન્ફ્યુશીઅસ, હિંદુ ધર્મ, ખ્રીસ્તી ધર્મ. ડીઝુ લોકોનો (યહુદીઓનો) ધર્મ અને મુસલમાનોનો ઇસ્લામ એના નીતિનાં બોધ વચનો એક સરખાંજ છે, "જેનાથી તને ઈજા થતી હોય એનાથી બીજાને પણ તારા જેમજ ઇજા થાય છે, તે ધ્યાન રાખજે"* "તારા પ્રત્યે બીજાઓ કેમ વર્તે તો તને ગમે, તે પ્રમાણે તું બીજાઓની × સાથે વર્તજે."

આમ નીતિના નિયમો જગત ભરમાં એક સરખા છે તેનો અર્થ એ થયો કે માનવ એક એવું

* યહુદીનાં ધર્મ વચન × ઇસુ.

બળ છે કે જેને પ્રતાપે સદાચાર સ્થપાયો છે, ભીજ-ઓનો વિચાર કરવો એ શક્તિ મનુષ્યમાજ છે, ભીજાં પ્રાણીઓમાં નથી.

ભ્રાતૃભાવ, નમ્રતા અને દુઃખીની સંભાળ, દયા, નીતિ, ન્યાય એ બધાં અંતરવામીની પ્રેરણામાંથી ઉદ્દભવ્યાં છે અને સુમતિ પ્રમાણે મનુષ્ય જાત અત્યાર સુધી ચાલી અને એને પરિણામે જે સુખ શાન્તિ પ્રસર્યાં તેના અનુભવ પરથી બુદ્ધિએ સ્વીકારી છે.

એકંદરે આ સિદ્ધાંતોના પાલન કરતાં ભંગ, લોકો વધારે કરે છે એ વાત ખરી પરન્તુ આ આદર્શોને પરિપૂર્ણ કરવાની વૃત્તિ એકંદરે માનવ સમાજમાં છે. નહીં તો જીવનનો કંઈ ઉચ્ચ હેતુ જ ન હોત અથવા સંસ્કૃતિની સ્થાપના માટે ભગિરથ પ્રયત્નો થયા છે તે વાત નહીં.

કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓએ, ધર્મ સંસ્થાપકોએ અને ભાષ્યકારોએ, પોતાના જીવન અને ઉપદેશમાં માનવ સમાજ મહાન થશે એ આશા રાખી છે. આપણી આદર્શ જીવનની શુભેચ્છાઓ જરૂર ફળશે. મનુષ્ય જીવન દિવ્ય બનશે.

આ પૃથ્વી ભલે રાઈના દાણા જેવડી હોય, લાખો અને કરોડો ગ્રહ ઉપગ્રહો, તારામંડળ અને સૂર્યોથી ભરેલા બ્રહ્માંડમાં એનું સ્થાન ભલે અલ્પ સામાન્ય હોય પણ અહીંનું માનવજીવન તો અદ્ભુત છે. બીજે માણસ જેવાં પ્રાણીઓ ભલે હોય કે ન હોય પણ અહીં તો એક વાત નક્કી છે કે આપણે ધારીએ તો આ જીવનને ભવ્ય બનાવી શકીએ એમ છીએ અને ઉચ્ચ આદર્શોની સાધનાથી સુખ શાન્તિ અને આનંદનું ધામ અહીં અને અત્યારે ઊભું થઈ શકે એમ છે.

ઈમિસનનું વચન છે કે "સમાજ તો સાર કરતા મોટા વહાણ જેવી છે દરેક ઉતારુએ હલેસાં મારવા તૈયાર રહેવું જોઈએ. જે નહીં મારે તે ડૂબશે અને બીજાને ડૂબાડશે.

બીજા એક સાક્ષરે કહ્યું છે કેઃ—

"હું જ મારા નસીબનો ઘડનાર છું.
મારા જીવન રૂપી નાવનો હું જ નાવિક છું.

મેઝરી

[૨]

---

## બ્રહ્મ-સ્વરૂપ

બ્રહ્મના બે સ્વરૂપ છે. એક મૂર્ત, બીજું અમૂર્તઃ એક મર્ત્ય બીજું અમર. વિશ્વમાં વાયુ અને અંતરિક્ષ એ અમર છે અને એનાથી જે ભિન્ન છે તે મર્ત્ય છે. વ્યક્તિમાં પ્રાણ અને હૃદયાકાશ અમર છે, જ્યારે શરીર મર્ત્ય છે. શરીર મરે છે જ્યારે કારણ શરીર કાયમ રહે છે. તે બધાનું એક સરખું છે એટલે કે દરેક વ્યક્તિ સ્થૂલ શરીરથી વિભિન્ન છે પરંતુ કારણ શરીરથી અભિન્ન, અખંડ અને એક છે.

બ્રહ્મનાં આ બે રૂપ છે અને બન્નેનો વિચાર પણ યોગ્ય રીતે કરવો જોઈએ સ્થૂલ શરીર મરે છે અને કારણ શરીર સમત્વનો અનુભવ કરે છે.

જે કેવળ વ્યક્તિનું હીત લૂવે છે એ અંધકારમાં જાય છે. પણ જે સંઘનું હિત જાળવે છે તે તો તેનાથી પણ વધારે અંધકારમાં જાય છે. સંઘભાવ અને વ્યક્તિભાવનું ફળ અલગ અલગ છે એમ જ્ઞાનિ લોક કહેતા આવ્યાં છે. વ્યક્તિભાવ અને સંઘભાવની સાથે સાથે ઉપકારિતા છે એવું જે જાણે છે તે જ વ્યક્તિભાવથી મર્ત્યભાવનાં દુઃખો દૂર કરીને સંઘભાવથી અમર થઈ જાય છે.

# પ્રાચિન અને અર્વાચિન વિચારકોનાં સંઘર્ષણ

સૈકાઓથી જેની પ્રતિક્ષા કરતા હતા તે સ્વતંત્રતા આપણને મળી છે વિશ્વનાં અન્ય સ્વતંત્ર રાષ્ટ્રોની હરોળમાં આપણે આસાનીથી બેસી શકીએ તેમ છીએ પરંતુ, એક વિકટ પ્રશ્ન આપણી સન્મુખ આવી ઉભો છે કે આપણે મળેલી સ્વતંત્રતાનો આવશ્યક ઉપયોગ કરી શકીશું? આપણે સાચેસાચ સ્વતંત્રતાના અધિકારી હોવા જેટલા યોગ્ય બની શકીશું?

પ્રસ્તુત લેખમાં લેખકે પ્રાચિન અર્વાચિન મતવાદીઓનાં સંઘર્ષો; તેનાથી રોકાતો આપણો વિકાસ; તેની આ જમાનામાં બીનજરૂરિયાત વગેરે પર સુંદર વિચારો રજૂ કર્યા છે; ને ટિકા-ટિપ્પણી વગર અહીં રજૂ કરીએ છીએ

જ્યાં સુધી આપણે આપણી જાતને એક સ્વતંત્ર દેશના ઉપયોગી નાગરિક બનાવવામાં સમર્થ નહિ થઇ શકીએ ત્યાં સુધી મળેલી સ્વતંત્રતા ખરેખર વ્યર્થ જવાની છે. રાજનૈતિક દ્રષ્ટિથી આપણે સાચેજ સ્વતંત્ર બની ગયા છીએ અને આપણે પૂર્ણ સ્વતંત્ર હોવાનો દાવો કરી શકીએ તેમ છીએ પણ રાજનૈતિક સ્વતંત્રતા જ માત્ર આપણું ધ્યેય છે?

ખરેખર, આપણે આપણી જાતને સંપૂર્ણ સ્વતંત્ર તરીકે તો ત્યારે જ કહી શકીએ અને મનાવી શકીએ તેમ છીએ કે જ્યારે આપણે બધી જ દ્રષ્ટિથી આપણી જાતને સ્વતંત્ર કહેવડાવવાને યોગ્ય બનાવી શકીએ. અને તેને માટે આપણી ધાર્મિક, સંસ્કૃતિક અને સામાજીક ભૂમિકાને વિસ્તૃત કરીએ, તેને ઉચ્ચ બનાવીએ.

સંક્રાન્તિ કાળ

હિન્દ આજે એવા સંક્રાન્તિ કાળમાંથી પસાર થઇ રહ્યું છે કે જ્યારે આપણે એક મત પક્ષને નિશ્ચય કરવાનો છે કે આપણે ક્યા માર્ગે વહન કરીએ? ઉત્થાનના કે પતનના? આવો સમય દરેક રાષ્ટ્ર માટે એકદ એક વખત આવે જ છે, જેને સફળતાપૂર્વક પાર કર્યા સિવાય ધ્યેયની સંપૂર્ણ નજદીક નથી જઇ શકાતું. હિન્દ માટે તો આ સમયનું એક ખાસ મહત્વ છે, કેમકે આપણે માટે આ એક એવી પરિક્ષા છે કે જેમાંથી ઉત્તિર્ણ થઇને આપણે આપણને સ્વતંત્રતા માટે બધી રીતે યોગ્ય જાહેર કરવાના છે.

આ પરિક્ષામાં જો આપણે ઉત્તિર્ણ થયા તો સ્વતંત્ર દેશોની હરોળમાં વિશ્વાધ્યયનના અધિકારી બની શકીશું. નહિ તો વિકાસ અને પ્રગતિના પ્રકાશથી દૂર રહીને પતનના પંથના પથિક બનીશું; ઉત્થાનના નહી. અને ત્યારે સંક્રાન્તિ કાળની આ ઘડીઓમાં પીછેહઠ જણાશે.

. જે પ્રકારના વાતાવરણમાં આપણે આજ સુધી રહેતા આવ્યા છીએ અને જેથી આપણે ટેવાઈ ગયા છીએ એ ગુલામીનું વાતાવરણ હતું, જેની વચમાં આપણે પેદા થયા અને મોટા થયા. સ્વતંત્રતા કેવી હોય છે, વિકાસ કોને કહેવાય છે, સત્ય, શીવ અને સુંદરની ભાષા શું છે—આ બધું આપણે માટે સ્વપ્નવત્ હતું.

રૂઢીમત વિચારોની સખત બેડીમાં જકડાયેલા આપણે કુપમંડૂક બની ગયા હતા. મૌલીક અને નવિન વિચારોની કલ્પના પણ આપણે માટે અશક્ય હતી. 'આમ બનતું જ આવ્યું છે' એ આપણો સિધ્ધાન્ત હતો; પણ એમ કેમ બનતું હતું, તેની શી ઉપયોગીતા હતી આ પ્રશ્નો પરત્વે વિચાર કરવો તે પૂર્વજોની બુધ્ધિનું અપમાન કરવા બરાબર લેખાતું.

આ પ્રમાણે સ્વતંત્ર ચિંતન—કે જે કોઇ પણ રાષ્ટ્રનો મોટામાં મોટો ગુણ ગણાય છે—ન કરી

: લેખક :
શ્રી. રામકૃષ્ણ

રાખ્યા. પ્રાચિન કાળના ઋષિ મુનિઓ આપણી આંખ બની ગયા. જે સમસ્યાઓનો ઉકેલ આપણે પોતે કરવાનો હતો તેના સમાધાન માટે આપણે જૂની ચોપડીઓનો આશ્રય લેવા માંડયો. પણ એક બિમારીની દવા બીજી બિમારી વખતે કામમાં નથી આવતી. આમાંથી તો રોગ વધે છે અને દવા કરતાં કરતા રોગ વધતો ગયો છતાં પણ આપણે દવા ન બદલી.

સૈકાઓ જૂની પરતંત્રતાએ આપણને જે વરદાન આપેલ છે તેમાનું એક સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ ન કરવો તે છે. કેમકે, કેમ, શું, શાથી, કોને માટે આ બધું આપણા શબ્દકોશમાથી નિકળી ગયું છે. પરિવર્તનના પ્રાકૃતિક નિયમને પણ આપણે ન માન્યો. વિશ્વમાં કોઇ પણ વસ્તુ સ્થાયી નથી એ પોપટપનું રટણ કરતાં કરતાં પણ ગંગાના વહેતા જળને છોડીને તળાવના સ્થિર પાણીમા સ્નાન કરવું વધારે પસંદ કર્યું. પરંતુ માનવ પ્રકૃતિ તો ગતિશીલ છે જ; તે શાંત નથી રહી શકતી. આપણા સમાજે રૂઢીઓના બંધનમાં ફસીને પોતાના વિકાસના માર્ગને રોકી દીધો. પરંતુ માનવ વિચારોની પ્રાકૃતિક પ્રગતિ પર વિજય મેળવવામાં તે સર્વથા અસમર્થ રહ્યો.

### પતન તરફ

એનું ફળ એ આવ્યું કે મનુષ્યની વૃત્તિનો પ્રવાહ પતન તરફ વળ્યો, કેમકે વિકાસના બધા જ રસ્તા તો પહેલેથી જ બંધ થઇ ચૂક્યા હતા. જુના રીતરિવાજો અને યુગ-ધર્મની આપણે, મનને ગમે તેવી પરિભાષાઓ બનાવી અઘોરી સાધુ બની ગયા, સફાઈ સુંદરતાને ફેશન માનવામાં આવી, બે પરવાહ—આળસ—એ મહાત્માઓના લક્ષણ ગણાવા લાગ્યાં. કોઇ અગમ્ય વાતને સમજવાની કોશીશ કરવામાં નાસ્તિકતા ગણાવા લાગી, મોટેરાંઓની વાતોમાં શંકા કરવી તેને દોષકારણ માનવામાં આવ્યુ, મૂર્ખતામાં અને સીધી સાદી રહેનસહેનમાં કાંઇ અંતર ન રહ્યુ. નવિનતા અને ફજીતુમ એક બીજાના પર્યાય બની ગયા.

આ રીતે આપણે પ્રાચીન આદર્શોના નામ ઉપર સમયેસમયે અને અણજાણે રોક મારવા લાગ્યા અને એ રીતે તેને મશ્કરી પાત્ર બનાવવા માંડયુ. આ આપણી બૌધિક પતનની સીમા હતી. આપણે નવા આદર્શોને તો અપનાવ્યા નહિ, તેમજ પ્રાચિનતાના સકંડાળમાંથી છૂટવાની પણ કોશીશ ન કરી એ પ્રાચિનતાની વિડંબના આપણને નીચે ને નીચે જ પાડતી રહી.

આ પતનમાં આપણી અજ્ઞાનતા અને અર્ધઅજ્ઞાનતાનો પણ હાથ હતો, કારણ કે જેમ જેમ ગુલામીની જંજીર સખત થતી ગઇ તેમ તેમ આપણામાં જ્ઞાનનો અભાવ પણ વધતો જ ગયો. પ્રાચીન ધર્મ ગ્રંથોને વાંચવાનો ક્રમ તો આપણે ચાલુ રાખ્યો, પણ તેના અર્થ ન સમજ્યા. વેદ વાક્ય કર્મમાં ન ઉતરતાં માત્ર વાણી બની ગયું. એ રીતે આપણે પ્રાચીનતાના ઢોંગને માત્ર અપનાવ્યો. રામ અને કૃષ્ણની પૂજા કરતાં કરતા તેમના આદર્શો તરફ આપણે ઘૃણાની દૃષ્ટિએ જોતા રહ્યા. ધર્મના વિસ્તૃત ક્ષેત્રમા સંકુચિત મનોવૃત્તિની વિચારધારાઓ આવી.

“ના ભાઈ ના આ તો જૂના જમાનાથી ચાલતું આવેલ છે એને જદુ કેમ ગણાય? આપણા પૂર્વજો મૂર્ખ ઓછા જ હતા? એમણે આ રીતના નિયમો બનાવ્યા છે. આપણે તો આપણા પ્રાચીન આદર્શો પર જ ચાલવુ છે. તેમાં જ આપણુ કલ્યાણ છે.” પોતાને હિન્દના વીતેલા સમયના પ્રતિનિધીઓ મનાવનાર વ્યક્તિઓને જ્યારે આ પ્રમાણેની વાતો કરતાં સાંભળું છું ત્યારે મને માત્ર હસવું આવે છે.

પરતંત્ર હિંદમાં જન્મ લઇને, વિદેશી સરકારની જી હજુરીમાં જ પોતાનું સૌભાગ્ય સમજીને ચાંદીના થોડાક ટુકડાઓ માટે પોતાનું સન્માન વેચીને જૂના જમાનાના હોવાનો દાવો કરે, એ સમયની વાતો કરે કે જ્યારે હિંદ સ્વતંત્ર હતુ, સર્વસંપન્ન હતું, તેના નાગરિકો ધર્મવીર હતા—ધર્મ ભીરૂ નહોતા—તો એ હસવા જેવી જ વાત ગણાય તેમાં શંકા નથી.

અને જો સાચુ પુછવામાં આવે તો આપણા સમાજની "આવું ચાલતું જ આવ્યુ છે એટલે એ વાસ્તવિક છે" વાળી પ્રવૃત્તિથી આપણું જેટલું નુકશાન થયું છે એટલું બીજા કશાથી નથી થયું. આજ રીત આપણા પતનના મુખ્ય કારણભૂત છે. આ નાના વાક્યે આપણી વિચારધારાઓ પર કઠોર પ્રહારો કર્યા છે. જે ભૂલી શકાતા નથી આધ્યાત્મિક, સામાજીક

કે સાંસ્કૃતિક, ગમે તે ક્ષેત્ર ને આ કુત્સિત વાક્યે નથી છોડ્યું. આજ ઠચરી વૃત્તિ–મનોવૃત્તિ આજ આપણી પૂર્વોગીય પ્રગતિમાં રોડું બનીને અટકી રહી છે. આપણે તેને દૂર કરવી જ પડશે.

સુપ્રસિદ્ધ વિચારક પર્સી ડગ્લસ બેકમેને પોતાના એક લેખમાં જણાવ્યું છે કે નવા વિચારોની ભરતીની સામે કેવળ મૂઢતા સિવાય રક્ષણનું બીજું સાધન નથી. આપણે જો આજે હિન્દમાં કટ્ટર મતવાદી સમાજને બેકમેનના આ વિચારો સાથે સરખાવીએ તો આપણને માલૂમ પડશે કે એના વિચાર કેટલા સારા છે.'

### ઈશ્વરનું વરદાન

મનુષ્યમાંથી બુદ્ધિનો લોપ થઈ જાય છે ત્યારે તેની સન્મુખ તેના સિવાય કોઈ બીજો ઉપાય જ નથી રહેતો કે તે પોતાની રૂઢીઓને તે ઈશ્વરના બક્ષેલા વરદાન પ્રમાણે સમજીને નવા વિચારોના આગમનને રોકે. પોતાના રૂઢિગ્રસ્ત વિચારોનું બુદ્ધિવાદથી સમર્થન કરવાની શક્તિ જ્યાં તેની પાસે નથી રહી તો પછી તે કરે પણ શું? એ વિચારોને ચિરંતન કાળપર્યંત અમર બનાવી રાખવાની ચેષ્ટામાં તે ભગવાનનો આશરો લે છે. જૂનાં પુસ્તકોનાં ઉદ્ધરણો આગળ કરે છે અને નવા વિચારોને કળિયુગના ગણાવીને તેની ઉપેક્ષા કરવાનો નકામો પ્રયત્ન કરે છે.

પરંતુ જ્યારે તે જુએ છે કે તેના વિચારોનો પાયો જૂનો થઈ ગયો છે અને તેની મજબૂતી અને સારાપણામાં પૂર્ણ વિશ્વાસ રાખતાં તે પોતાની જાતને એવો સંતોષ આપવાની કોશીશ કરે છે કે એ પાયો કળિયુગના આગમને હચમચી ગયો છે એનું કારણ કે તેના વિચારથી આજના યુગમાં કોઈ સારી ચીજ રહી જ નથી હોતી.

હું એમ કહેવા નથી માગતો કે જૂના રીત રિવાજો ખરાબ હતા–તે સારા હતા, ઘણા સારા હતા, પરંતુ જ્યારે તે રિવાજો બનાવવામાં આવ્યા હતા ત્યારના સમય માટે સારા હતા. મકાન બને છે ત્યારે તો સારું જ હોય છે, સુંદર લાગે છે, પણ તે જૂનું થતાં તેની મજબૂતાઈ ઓછી થતી જાય છે, અને એક એવો પણ દિવસ આવે છે કે જ્યારે તેની દિવાલો તૂટી જાય છે છત તૂટી પડે છે અને તેમાં મનુષ્યને રહેવાનું સ્થાન પણ નથી રહેતું.

એ જૂનું મકાનને જોઈને જો કોઈ એમ કહે કે પહેલાં પણ આ મકાન એવું જ હતું તો તે તેની ભૂલ ગણાશે. એ મકાન ઉપયોગી હતું પરંતુ ત્યારે કે જ્યારે તે મકાન હતું. પહેલાં હતું તેવું જ અત્યારે પણ છે તેમ ખંડેરને કહેવું એ તો નરી મુર્ખાઈ છે. એ મકાન ઉપયોગી હતું પણ ત્યારે કે જ્યારે તે રહેવા યોગ્ય હતું.

પરંતુ ત્યારની ઉપયોગીતા આજે તો કામમાં આવી શકે તેમ નથી આજે તો આપણે નવું મકાન બનાવવું પડશે. જેમાં આપણે આપણી મરજી પ્રમાણેના છજાં, ઝરૂખા, ઓરડા અને આંગણાં બનાવી શકીએ. મકાન એ જ જગ્યાએ બનશે કે ભૂમિ પણ એ હશે પણ ઉટો નવો હશે. જૂના મકાનનું અસ્તિત્વ દૂર કર્યા સિવાય તો નવું બનવાનું જ નથી. આપણા સમાજની અવસ્થા પણ આ રીતે જૂનું થઈ ગઈ છે. અને કાકા કાલેલકરના શબ્દોમાં કહીએ તો "સંપૂર્ણ રીતે તેનો નાશ કર્યા સિવાય નવા સમાજનું નિર્માણ અસંભવ છે."

જૂનું બધું જ સારું અને નવું ખરાબ; એનો મોટામાં મોટો પ્રભાવ ધર્મ પર પડ્યો છે. ધર્મને છાતીએ દાબી રાખો, ભલે તે સડી ગયો હોય એજ ખરી રીતે તો આજના સમાજનો ધર્મ થઈ પડ્યો છે અને આજે તો ધર્મનું રૂપ આપણી સામે ઉભું છે, તેને જોતાં કોણ નહીં કહી શકે કે તેમાં હવે કોઈ જીવન જેવી વસ્તુ રહી જ નથી? સ્વામિ રામતીર્થના કહેવા પ્રમાણે "આજકાલ ઉપનિષદો અને વેદાંતનું પવિત્ર શિક્ષણ આપવું જોઈએ તેની જગ્યાએ રૂઢી અને ચોકા–ભોજનની આવશ્યકતા પર વધારે જોર અપાય છે." બુદ્ધિવાળા દૃષ્ટિ કોણથી જો આ કથન પર વિચાર કરવામાં આવે તો તેમાં કંઈ અતિશયોક્તિ નથી એમ જણાશે જ.

### ધર્મનું વિકૃત સ્વરૂપ

ખરેખર આજ આપણો ધર્મ ચોકા–ધર્મ બની ગયો છે અને મજા તો ત્યાં છે કે તેને અસલી ધર્મ ગણવામાં આવે છે, અને જેટલી છુતાછુતમાં વધારે કાળજી રાખવામાં આવે તેટલો તેના પાળનારને ધર્મિષ્ઠ ગણવામાં આવે છે. એક બ્રાહ્મણ કે જેણે મહિના સુધી સ્નાન ન કર્યું હોય અને શરીર પર મેલ જામી ગયો હોય, જનોઈ કાળી મેશ થઈ ગઈ હોય, તેને વધારે શુદ્ધ માનવામાં આવે અને કોઈ અન્ય

વ્યક્તિ તંદુરસ્ત હોય, સ્વચ્છતા પાણીની હોય છતાં તે વહેતું ન હોય તો તેનાથી ખાબોચિયાં ગંધાતાં રહે છે.

હિન્દમાં મોગલોના આગમન સમયથી જ ધર્મની આવી પરિભાષા ચાલતી આવી છે. નહીં તો તે પહેલાં પણ આપણે ત્યાં વિદેશીઓ આવ્યા હતા; પરંતુ અહીં આવીને તેઓ વિદેશી ન રહ્યા, પણ આપણા સમાજમાં આપણે તેમને મેળવી લીધા; એ આપણો વિશાળ ધર્મ હતો. તેમાં સંકુચિતતા કે જાતિભેદનો અંશ પણ નહોતો. ત્યારે ધર્મ સ્વાર્થી ધર્મ નહોતો જેથી, મનુષ્ય મનુષ્યમાં અંતર ન હતું, વિશ્વબંધુત્વનું ભારતવર્ષ સર્વ પ્રથમ સમર્થક હતું.

પરંતુ મોગલોના આવતાં સુધીમાં તે ભાવના ખલાસ થઈ ગઈ. આપણે નિર્બળ બની ગયા. આપણા ધર્મને આપણે સંકુચિત બનાવી દીધો. અને મોગલો વિદેશી હોવા છતાં ભારત વર્ષમાં જામી પડ્યા. તેથી જ નિર્બળતાને કારણે બહારથી આવનારાઓને પચાવવાની તાકાતને આપણે ખોઈ જ બેઠા હતા પણ ધીમે ધીમે આપણા ઘરના જ માણસો પણ પારકા બનતા ગયા. એથી દિવસે દિવસે પરતંત્રતાની કડીઓ મજબૂત બનતી ગઈ. ધર્મ પણ પોતાનું સ્વાભાવિક રૂપ ભૂલતો ગયો અને આખરે તે પરતંત્રતાના મશીનનું એક ચક્કર બની ગયો.

આથી આપણે આજે એક મત થઈને નિશ્ચય કરવો જોઈએ કે આપણે ધર્મના મઠમાં અંધ બન્યા વગર માનવતાને ઓળખીએ અને જગતને અહિંસા પ્રેમ, ત્યાગ અને વિશ્વબંધુત્વનો સંદેશ સંભળાવીએ. આપણને આજે વિવેકાનંદ અને સ્વામી રામતીર્થની જરૂર છે. આપણે શ્રીકૃષ્ણ માફક ધર્મવીર બનવું છે.

પ્રાચીનતાને સ્થાપિત રાખવાની ઇચ્છા તો પ્રકૃતિના નિયમોનો ભંગ કરવા બરાબર છે અરે! ભગવાન નહીં પણ, સંગ્રામ ખેડવા બરાબર છે. આ સંગ્રામમાં આપણા રૂઢિવાદી સમાજનું જીર્ણશીર્ણ કાય, દેશની સામાજિક પ્રગતિની વચમાં રોડાની માફક સ્થિર બનીને વિકાસને રોકવાનો પ્રયત્ન કરી રહેલ છે. એના પર વિજય મેળવીને, તેને સદાને માટે સમાપ્ત કરીને આ ક્રાન્તિ કાળમાં સ્વતંત્રતાને દીપાવીએ.

# વર્તમાન ધર્મ

લેખક :
યતિ શ્રી. રાજચંદ્રજી

આજની દુનિયાનો સૌથી વધુ ચર્ચાસ્પદ પ્રશ્ન કોઈ હોય તો તે ધર્મ છે. ખાસ કરીને આપણાં ભારતમાં છેલ્લાં થોડાંક વર્ષમાં બનેલા બનાવો ઉપરથી તો ધર્મ એ માનવી માટે વધુ વિચારણીય પ્રશ્ન બન્યો છે.

મઝહબી ફિરકાબંદીના કારણે હિંદના બે ટુકડા થયા, માનવ કતલનો ભયાનક ઇતિહાસ રચાયો અને છેલ્લે છેલ્લે જે કરપીણ કૃત્ય-પૂ. ગાંધીજીની હત્યા થઇ તે પણ મઝહબના નામે જ! એટલે હિંદનો જે રીતે વિકાસ થઇ રહ્યો છે તેમાં ધર્મનું સ્થાન રહેશે કે નહિ એ આપણે વિચારવાનું છે. સાથે જ જો રહે તો કઇ અપેક્ષાએ રહેશે તે પણ વિચારવાનું છે.

ઘણી વ્યક્તિઓ એવો ભય સેવે છે કે રાષ્ટ્રીયતાના વધતા જતા વાતાવરણમાં એક દિવસ એવો આવશે કે જ્યારે ધર્મનું નામનિશાન નહિ રહે. તેમની વાત પણ વિચારવાની છે.

હિંદના બનતા બનાવો તો એ વાત સિદ્ધ કરે છે કે ધર્મનું ભવિષ્યમાં સ્થાન રહેશે નહિ, અથવા રહેશે તો નામનું જ રહેશે. આ ધર્મ કયો તે પણ આપણે વિચારવાનું રહેશે.

જે ધર્મના નાશની ઘણાઓ ચિંતા કરે છે, અને જેના કારણે દુનિયામાં ઘણી કરુણ ઘટનાઓ બની જવા પામી છે તે ધર્મ શું સાચે જ ધર્મ છે? એનો આપણે વિચાર કરીશું તો આપણને લાગશે કે તે ધર્મ નથી, પણ ધર્મનું ખોટું અને આંધળું ઝનૂન છે. ઝનૂન એ એક પ્રકારનો નશો છે.

એક સારી વસ્તુ દ્રાક્ષ છે. તેનું સેવન મગજને તાજગી બક્ષે છે પણ ઘણીવાર તેને સડાવી તેમાંથી શરાબ બનાવવામાં આવે છે, અને ઘણા લોકોને તે પીવામાં લિજ્જત આપે છે પરંતુ સડેલી દ્રાક્ષને સડાવીને જે તત્ત્વ કાઢવામાં આવે છે, જેને આપણે શરાબ કહીએ છીએ તેના પાનમાં માણસો સુખ માને છે. એ પીધા પછી સ્વર્ગનો આનંદ મળે છે, એમ માને છે, પણ અનુભવીઓ અને ડોક્ટરોનું કહેવું છે કે એ ખોટી રીતે મગજના તંતુઓને ઉશ્કેરી મૂકે છે. શરાબ પાનનું બીજું ખરાબ પરિણામ એ આવે છે કે શરાબીને દરેક કાર્ય કરતી વખતે શરાબનો પ્યાલો જ નજરે ચઢે છે. તે જેટલો તેનાથી દૂર જવા કોશીશ કરે છે તેટલો જ તેની નજીક ઘસડાતો જાય છે. પરિણામ એ આવે છે કે એક દિવસ તે બરબાદ થાય છે.

## દ્રાક્ષના ગુણ ને અવગુણ

ધર્મનું અસલ સ્વરૂપ આપણે દ્રાક્ષ સાથે સરખાવી શકીએ. વખત જતાં તેમાં સ્વાર્થનો સડો પેઠો, અને ધર્મતત્ત્વ સડતું ગયું. અને એ સડેલા તત્ત્વનું ધર્મના નામે માનવ સમાજે પાન કર્યું. એના પાન વડે એ ઝનૂનનો નશો આવ્યો ને માનવ સમાજ આજે બરબાદ થઇ ગયો છે. ધર્મમાં પેઠેલાં સડેલાં તત્ત્વોના પાનના કારણે માનવ જાતનું એ અધઃપતન થયું કે પોતાના સ્વાર્થ માટે અથવા માની લીધેલા સુખ માટે પૂ. ગાંધીજી જેવાને ગોળીએ દઇ દેવા સુધીનો કરુણ પ્રસંગ પણ માનવજાતના હાથે થયો.

જેમ દ્રાક્ષ અને શરાબ બે અલગ તત્ત્વો છે તેમ ધર્મ અને આજે જણાતો ધર્માભાસ અલગ તત્ત્વો છે. ધર્માભાસના કારણે પેદા થતાં ઝનૂની તત્ત્વોનો નાશ તો થશે જ અને મઝહબના નામે જે સાંપ્રદાયિકતાએ ઝેર ફેલાવ્યું છે અને જે ઝેર માનવ માનવ વચ્ચે રેડાયું છે તે દૂર થશે જ. એનું કોઇ સ્થાન કદાચ ભવિષ્યમાં નહિ રહે, એમ માની શકાય પણ ધર્મતત્ત્વ નાશ પામશે એ માની શકાય તેમ નથી.

## ધર્મ શું છે?

ધર્મની આગળ સંપ્રદાયવાળાના જે લેબલ લાગ્યાં છે તે લેબલો દૂર થશે, એવું પણ બની શકે કે નામ તરીકે "ધર્મ" નહિ રહે. પણ જો તેની ભાવના દૂર કરવામાં આવશે તો ખુદ માનવ જાતનું મૃત્યુ થશે. માનવતા મરી પરવારશે.

આવતી કાલે જૈન ધર્મ, વૈષ્ણવ ધર્મ, બૌધ ધર્મ, ઇસાઇ ધર્મ વગેરે કંઇ પણ નહિ રહે એ બની શકશે. પણ ધર્મની એ પવિત્ર ભાવના કે જીવનને સુંદર બનાવવા માટેની માગણી કરજો તેને દૂર કરવી અશક્ય

**દ્રાક્ષ મગજને તાજગી બક્ષે છે, જ્યારે શરાબ માણસને બરબાદ કરે છે**

બનશે. હું કોઈ એવા સમયની કલ્પના નથી કરી શકતો ત્યારે માનવી કર્તવ્યોથી દૂર માનવ સમાજ રહેશે અને તે સુખી થાશે!

આ માટે આપણે એક પ્રમાણસિ વિચારીએ :—

એક પ્રશ્ન છે કે "Where is the begining Of Religion!" (ધર્મનું મૂળ ક્યાં છે?)

તેનો જવાબ આ રહ્યો: It's in the heart of Human being" (તે માનવ હૃદયમાં છે.)

બીજો પ્રશ્ન છે "When Does the Religion begin!" (ધર્મની શરૂઆત ક્યાંથી થઈ?)

"Since the Firest day man saw the World" (જે દિવસે માનવીનો આ દુનિયા પર જન્મ થયો તે દિવસથી.)

ત્રીજો પ્રશ્ન છે. "What is Religion?" (ધર્મ શું છે.?)

જવાબમાં: "Religion is Humble Duties of a Man to a Man." (ધર્મ એ માનવની માનવ પ્રત્યેની પવિત્ર ફરજ છે.)

માનવી અને ધર્મ

આ પ્રમાણથી માનવી અને ધર્મનો સંબંધ શું છે તે સમજી શકાય તેમ છે. સાથે જ એ ફલિત થાય છે કે "માનવીની માનવી પ્રત્યેની પવિત્ર ફરજો એજ ધર્મ છે." અને એ ધર્મનું અસ્તિત્વ ભૂતકાળમાં હતું. વર્તમાનમાં છે અને ભવિષ્યમાં રહેશે. એનું અસ્તિત્વ જે દિવસે મટી જશે તે દિવસે માનવ સમાજનું જ અસ્તિત્વ નહિ હોય. હશે તોય તેની હાલત પ્રાણ વગરના મડદા જેવી હશે

અત્યારે જે ધર્મના નાશ માટે ચિંતા સેવાય છે તે ધર્મ ફક્ત બાહ્ય ખોટા ક્રિયાકાંડો પૂરતો જ છે. માનવ સમાજે આજે ઉંધે રસ્તે પોતાની ભાવનાઓને પોષી છે.

તે માને છે કે કર્મના કારણે અમુકને વૈભવ વિલાસ માણવાનો હક છે. તે માને છે કે ભગવાન આવીને ભક્તોના દુઃખ દૂર કરે છે અને ચમત્કારો કરે છે. તે માને છે કે જન્મે ઉચ્ચ હોય તે બીજાને અડકી તો નીચ થઈ જશે. તે માને છે કે માનવતાનો ખ્યાલ રાખ્યા વગર કીડી મંકોડીની દયાથી મોક્ષ મળશે. તે માને છે કે ભગવાનની આરતીઓ ઉતારવાથી સ્વર્ગ મળશે. અને આ બધી ભાવનાઓને જે માનતો નથી તે માનવ નથી. એવું ખોટું તૂત માનવ સમાજના મોટા ભાગના માનસમાં ભરાયું છે. આ તૂત એટલું ભયંકર છે કે જો કોઈ તેને માનવા તૈયાર ન થાય અથવા તેનો વિરોધ કરે તો તેને જાનથી મારી નાંખવા સુધી પણ તેઓ તૈયાર છે. આ છે ધર્મની ખોટી પીંછી! અને આવી પીંછી માનવ સમાજના દુર્ભાગ્યે માનવ જગતના તારણહાર અને આ પીંછીઓને દૂર કરનાર ક્રાન્તિકારોના નામે જ ચલાવવામાં આવે છે.

દરેક ધર્મના સંસ્થાપકોએ પોતપોતાના દેશ અને કાળ પ્રમાણે માનવ સમાજના ઉદ્ધાર માટે તેમને સત્યનો માર્ગ દેખાડવા માટે તે વખતની પ્રચલીત ભૂલ ભરેલી માન્યતાઓ સામે જેહાદ જગવી. કમનસીબે તેમના નામે નવો વાડ રચાતો ગયો. જેમણે માનવ એકતાનો પ્રયાસ આદર્યો, તેમના નામે માનવ સમાજ ટુકડે ટુકડામાં વહેંચાય ગયો.

ધર્મ અને ધર્મનાં તત્ત્વોનું અસ્તિત્વ

એટલે એ તત્વો કે જેણે માનવ સમાજમાં ભેદ ભાવો સર્જ્યા છે, જેણે માનવ માનવ વચ્ચે ઘર્ષણ વધાર્યું છે અને માનવ જીવનને વિષમ બનાવ્યું છે તેનો નાશ થવાનો જ છે. બીજા શબ્દોમાં એમ પણ કહી કે શકાય કે વર્તમાન પરિસ્થિતિમાં એજ ધર્મ કે એ જ તત્વોનું અસ્તિત્વ રહેશે, જેવાં કે:—

(૧) માનવ માનવને માનવ તરિકે ઓળખશે, (૨) માનવતાના જૂથમાં તે જાતિ-પાંતિ, ધર્મ-સંપ્રદાય, ઉચ્ચ-નીચ, કાળા-ધોળા વગેરે ભેદોનાં તત્ત્વોને નાબુદ કરશે, (૩) દરેક માનવને માનવ તરિકે જીવવાનો અધિકાર છે-તેવું જે જ્ઞાન આપશે અને જે એ રીતે જીવતા સમતા કરી આપશે.

આ તત્વોનું જ અસ્તિત્વ વર્તમાનમાં રહેશે એમ માં માનવું છે. એને જ હું 'વર્તમાન ધર્મ' કહી શકું.

'વર્તમાન ધર્મ' નામ સાંભળીને ઘણા એમ જમ કરશે કે શું ભૂતકાળમાં ધર્મ બીજો હતો અથવા ભવિષ્યમાં તેનું રૂપ કંઈક જુદું જ હશે? હું જણાવીશ કે માનવતા તો હંમેશાં એક સરખી રહી છે. એ ધર્મ બદલતો નથી, પણ ધર્મના નામે વિકૃતિ

તત્ત્વો ભૂતકાળમાં હતા તેમજ નવી કલ્પનાઓ જન્માવી છે, એ દૃષ્ટિએ ભૂતકાળમાં જે ધર્મ મનાતો તેની અપેક્ષાએ વર્તમાનમાં શું ધર્મ હોવો જોઈએ તેનો વિચાર કરવો પડશે.

ધર્મને આપણે બે દૃષ્ટિએ વિચારીએ, જેમાં એક તો ધર્મ એટલે વાદ-વિચાર નહિ પણ સર્વ સામાન્ય, માનવ માનવ વચ્ચેની ભાવના—એ દૃષ્ટિએ ધર્મનું અસ્તિત્વ કોઈ દિવસ નાશ નહિ પામે પણ એ ભાવનાને અમલમાં લાવવા માટે દેશકાળ પ્રમાણે તેના પ્રયોગો તેની વિચારણા કે આચાર વગેરેનું પૃથક્કરણ કરવું પડશે.

એક સમયે સત્ય બોલવું, દુરાચારથી દૂર રહેવું એ બધી બાબતો માનવ જીવનના આવશ્યક અંગરૂપે મનાતી, ત્યારે માનવી એ અનીતિથી દૂર રહેતો અને કોઈક વાર જો તે ખોટું કૃત્ય કરી બેસતો ત્યારે તે એમ સમજતો કે તે જીવવા લાયક નથી રહ્યો. આ કાળના નિયમ પ્રમાણે આ વસ્તુઓ એક સમયે સત્યરૂપે હતી. એ સમયે માનવતાનો પ્રચાર કરવો પડતો ન હતો પણ માનવતા એ માનવનું એક આવશ્યક અંગ લેખાતું હતું.

## માનવીની ફેશન અને અનૈતિકતા

આજે એવી વસ્તુ રહી નથી. આજે એવું લાગે છે કે આપણે માનુષી સિદ્ધાંતોથી ઘણે જ દૂર જઈને પડ્યા છીએ. આપણે માનવતાની મોટી વાતો કરતા લોકોને સાંભળીએ પણ જીવન વ્યવહારમાં એ વધા એટલી જ આવશ્યક છે તેનો સ્વીકાર અને તેનું આચરણ આપણને તેમના જીવનમાં જોવા નહિ મળે, ઊલટું દરેક ક્ષેત્રે... દરેક પળે એક ખોટી ભાવના વ્યાપક બની જાય છે કે માનવી જૂઠું બોલ્યા સિવાય જીવી શકે નહિ. અનીતિ વગર ધંધો થાય નહિં. દુઃખ તો એ વાતનું થાય છે કે જેઓ અહિંસાની મોટી મોટી વાતો કરે છે તેઓ, માનવીઓ ભૂખે મરે છે, નાગા રહે છે એ જોયા કરે છે. તેમનું દુઃખ દૂર કરવું એ તો બીજી વાત, પણ એવી વાતોનો પ્રચાર કરે છે કે જગતમાં એમ ચાલતું જ આવ્યું છે.

આ વસ્તુઓનો નિર્દેશ કરવાનું પ્રયોજન માત્ર એટલું જ છે કે આજે માનવતા માનવીની એક ફેશન બની ગઈ છે. ફેશન એટલે એક પ્રકારનો એવો શોખ કે જેની આડમાં ગમે તે બધું છુપાવી શકાય.

દાખલા તરીકે શિષ્ટ અને સંસ્કારી માણસો આજે તેને કહેવાય છે જેઓ સારાં કપડાં પહેરે, સારાં કામો કરે, એ માણસ એથી વધુ સંસ્કારી છે એમ મનાતું નથી. એટલે સુંદર કપડાં પહેરીને પોતાની ગંદી જાતને છુપાવવાની જેવી ફેશન છે તેવી જ માનવતા પણ માનવીની ફેશન થઈ પડી છે જેની આડે માનવી પોતાના સ્વાર્થી કૃત્યો—અમાનુષી દુર્ગુણો છુપાવે છે.

એટલે કાળની અપેક્ષાએ કર્તવ્ય શું અને તેનો પ્રચાર કેવો અને કેટલો શક્તિશાળી હોવો જોઈએ તેનો વિચાર કરતાં એવું જરૂર લાગશે કે ભૂતકાળમાં તે કર્તવ્ય સરળ હતું. આજે તે વધુ કપરું કામ બની ગયું છે.

અસલ અને નકલ એ બે તત્ત્વો એટલા નજીક આવી ગયા છે કે ધર્મનું અસલ તત્ત્વ માનવ પારખી શકતો નથી. નકલ તત્ત્વો વધુ સરળ અને સસ્તાં છે. માનવમાં એટલી શક્તિ નથી રહી કે તેને અસલ તત્ત્વ મેળવવા માટે જેટલો ભોગ અને ત્યાગ આપવો જોઈએ તે તે આપી શકે. પરિણામ એ આવ્યું છે કે કાળના વહેતા પ્રવાહમાં આપણે દિવસે દિવસે અસલ તત્ત્વના નામે નકલી તત્ત્વોને અપનાવતા જઈ રહ્યા છીએ, અને તેમાં જ અસલી તત્ત્વોનો સંતોષ માનીએ છીએ.

પણ આ બને તત્ત્વોના વચ્ચે અસલી તત્ત્વોનું મૂલ્યાંકન વધારે છે. તે જ માનવ સમાજને વધુ ઉપયોગી થશે. એ પ્રકારનો પ્રચાર નહિ પરંતુ એવા આચારયુક્ત સંયમી સાધુ પુરુષોની વધુ જરૂર છે, કે જેઓ પોતાના આચરણથી એ સિદ્ધ કરી આપે.

સત્ય બોલવું જોઈએ, ન્યાય અને નીતિનું આચરણ કરવું જોઈએ. આ વાતો તો આપણા હિંદી જીવનમાં દરેક વ્યક્તિના, મુખેથી સાંભળી શકાશે, પણ વ્યવહારનું શું? વ્યવહારમાં જે નફો વધુ મેળવવાને નીતિ મનાતી હોય અને એ રીતે અનીતિને નીતિ મનાતી હોય અગર બે પૈસાનો લાભ મળતો હોય ત્યારે દસનાં દસનાં જૂઠું બોલી દેવું અને એ વ્યવહારકુશળતા મનાતી હોય તેનું શું? એથી પણ વધુ કરુણતા ભર્યો વિચાર તો એ છે કે એ રીતે એકઠા કરેલા પૈસાનો ધૂમાડો વિવાહ વખતે ચાર ચાર કે છ-છ બેંડ અથવા બીન જરૂરી તત્ત્વો પાછળ કરવો અને તેથી પોતાની શોભા વધે છે એમ માનવું......આવા પણ્યાં

તત્ત્વો બતાવે છે કે ધર્મનું અસલ તત્ત્વ પ્રસારવાં અથવા તેને પ્રાણવાન બનાવવા માટે સમય અને શક્તિની વધુ જરૂર છે.

### અંધશ્રદ્ધા અને ધર્મ સંસ્થાપકો

જ્યાં વહેમ અને અંધશ્રદ્ધા ધર્મ મનાતાં હોય, ધાર્મિક રૂઢ ક્રિયાઓ વડે મોક્ષ મળે છે એમ મનાતું હોય, તેમજ પોતે જે સંપ્રદાયને માને છે તે સિવાયના અન્ય સંપ્રદાયના માનવીઓ માનવ નથી એવી મનોવૃત્તિએ લોક સમુદાય આગળ વધી રહ્યો છે, તેવા સમયે એમની વિરુદ્ધ કઈ રીતે આગળ વધવું......?

ઘણા લોકો એમ માને છે કે કાયદા અને કાનૂનો વડે એ પરિવર્તન શક્ય બનશે......એ ભૂલ ભરેલું છે. આ બધી પ્રવૃત્તિઓનું જન્મસ્થાન હૃદય છે અને તે હૃદયનું પરિવર્તન સમજપૂર્વકનું જો કરવામાં આવે તો જ તેમાં સફળતા મળે. જુદા જુદા ધર્મોની ઉત્પત્તિ જોઈશું તો તેના ધર્મ સંસ્થાપકોની કાર્યપ્રણાલિમાં આ વસ્તુ—"સમજપૂર્વકનું હૃદય પરિવર્તન કરાવવું"—એમ જોઈ શકાશે પણ એ માટે સતત કાર્યશીલતા, ધીરજ અને અખૂટ આત્મશ્રદ્ધા તેમની પાસે હતી. એટલે તેઓ તે સમયે એ વસ્તુ સિદ્ધ કરી શક્યા; ત્યારે તેમની બાદ જેઓ આવ્યા, તેમનામાં એટલી ધીરજ, કાર્યશીલતા કે શ્રદ્ધા ન હતાં. તેમણે એ ઉપાયો કરતાં જુદા જુદા ઉપાયો યોજ્યા. જેમાં બળાત્કાર, મારપીટ, સ્વર્ગ નર્કનો ભય વિગેરે હતાં. અને તેનું પરિણામ એ આવ્યું કે પોતાની અયોગ્યતાના કારણે તેમણે માનવ સમાજમાં એવું ફસાવી દીધું કે ધર્મ સંસ્થાપકો પાસે તો કોઈ દૈવી ચમત્કાર છે

આ બધું બતાવવાનું પ્રયોજન એટલું જ છે કે ભૂતકાળમાં જે કારણે માનવતાનાં સિદ્ધાન્તોથી ધીમે ધીમે આપણે દૂર થતા ગયા અથવા કેવી રીતે દૂર કરતા ગયા, તેનો ખ્યાલ આવે કારણ કે ભવિષ્યમાં આગળ વધતાં પહેલાં ભૂતકાળ ઉપર દૃષ્ટિ નાખવી પડશે; ભૂલોનું પરિવર્તન ન થાય તે જોવું પડશે.

આજે આપણે જે વર્તમાન ધર્મ વિચારવાનો છે તે માનવ ધર્મ છે. માણસો કિડિ મંકોડી અને સંવેદના-દયા બતાવે છે, પણ એના કરતાં વધુ જરૂરી છે કે તે માનવ પ્રત્યે પણ સંવેદના અને હમદર્દી રાખે. પોતાના મોજશોખ અને વૈભવ વિલાસ પાછળ માનવકુળનું સત્યાનાશ વળતું હોય તો તે બંધ થવું જોઈએ.

### પાપ ભીરુતાની લાગણી જન્માવો

આ ક્યારે થાય? આપણે જ્યારે માનવતાને નજર સમક્ષ રાખીને દરેક કર્તવ્ય કરીશું ત્યારે' લાખો માનવીઓ ભૂખે મરતાં હોય અને આપણે ધામધૂમ અને મોજશોખ પાછળ સખલૂંટ ખર્ચ કરીએ...આ નૈતિક ગુન્હો ગણાવો જોઈએ. લાખો માનવીઓ ઠંડીમાં, વરસાદમાં, મકાન વગર ભીંજાતા, થરથરતાં, મરણ પામે, ત્યારે આપણે જરૂરત કરતાં વધુ મકાનો રોકી બેઠા હોઈએ તે પાપ ગણાવું જોઈએ.

આ નૈતિક ગુન્હાઓ અને પાપભીરુતાની લાગણીઓ આપણા દિલમાં જન્મવી જોઈએ. જ્યાં સુધી માનવી ભૂખે મરતાં હોય, નાગાં ફરતાં, અને આપણે દુઃખ ન અનુભવીએ, દુઃખ અનુભવીને તેનું નિવારણ કરવા તૈયાર ન થઈએ ત્યાં સુધી આપણે સુખ અને શાંતિ ઇચ્છીએ તે નહિ આવે. કોઈને લૂંટીને કોઈનું પચાવીને આપણે ઈચ્છીએ કે આપણને સુખે નિદ્રા આવે તો તે બેઉ

છે. એમાંથી તો માનવજીવનના કારણના ભર્યાં દુઃખો .. લૂંટ...ચોરી ,યુદ્ધ...વગેરે પેદા થયા વગર નહિ રહે.

એટલે મને તો લાગે છે કે વર્તમાન ધર્મ તો એ જ હોઈ શકે કે માનવીને સાચું જ્ઞાન મળે. આ બધાં દુખો માનવી ભોગવે અને તે દુખો બીજા માનવ સર્જે શકે છે તેનું કારણ અજ્ઞાનતા છે. અને તેથી જ માનવજનીત દુખોનો—અન્યાયોનો તે સામનો કરી શકવો નથી

તેને સાચું જ્ઞાન આપવું એ દરેક જ્ઞાનીની ફરજ છે, અને સાચું જ્ઞાન પોતાને મળે અને તે જ્ઞાન મળ્યા બાદ હિંમતપૂર્વક અન્યાયોનો સામનો કરવો એ જ માનવીનું પવિત્ર કર્તવ્ય છે. આ સાચું જ્ઞાન માત્ર શબ્દો કરતાં વધુ જરૂરી છે કે તે માનવ મત્યે પણ સવેદના અને દયા ભાવ રાખે. પોતાના મોજશોખ અને વૈભવ વિલાસ પાછળ માનવજાતનું સત્યાનાશ વળતું હોય તો તે બંધ થવું જોઈએ !

આ ક્યારે થાય ?

## માનવતાને નજર સમક્ષ રાખો

આપણે જ્યારે માનવતાને નજર સમક્ષ રાખીને દરેક કર્તવ્ય કરીશું ત્યારે લાખો ભાઈઓ ભૂખે મરતાં હોય અને આપણામાંથી પ્રભુતિ ધૂમધામથી પરણવું સૂઝે તો એ નૈતિક ગુન્હો ગણાવો જોઈએ. લાખો ભાઈઓ ટાઢ અને મકાન વગર વરસાદમાં ભીંજાઈને બિમાર થઈને મરી જતાં હોય, ત્યારે જરૂરત કરતાં વધુ ચીજો રાખવી એ પાપ ગણાવું જોઈએ

આ નૈતિક ગુન્હાઓ અને પાપભીરુતાની લાગણીઓ આપણા દિલમાં જન્મવી જોઈએ. આપણાં દિલ જ્યાં સુધી માનવીઓ ભૂખે મરતાં હોય, નાગાં ફરતાં હોય, જ્યાં દુઃખ ન અનુભવી શકે, દુખ અનુભવીને તેનું નિવારણ કરવા ન તૈયાર થાય ત્યાં સુધી આપણે સુખ અને શાંતિ ઇચ્છીએ છીએ તે નહીં આવી શકે. ગોખી ગોખીને કોઈનું પચાવીને આપણે એમ ઇચ્છીએ કે સુખની નિદ્રામાં સુઈ શકીએ તો એ ખોટું છે એમાંથી માનવ જગતનાં કરુણતા ભર્યા દુખો લૂંટ—ચોરી યુદ્ધ વિ. પેદા થયા વગર નહિ રહે

એટલે મને તો લાગે છે કે વર્તમાન ધર્મ તો એજ હોય શકે કે માનવીને સાચું જ્ઞાન મળે. આ બધાં દુખો માનવી ભોગવે છે, અને તે દુખો બીજો માનવ સર્જે શકે છે તેનું કારણ અજ્ઞાન છે, અજ્ઞાન છે એટલે જ માનવીય જનિત દુખો અન્યાયોનો સામનો માનવી કરી શકતો નથી.

સાચું જ્ઞાન તેને આપવું એ દરેક જ્ઞાનીનો ધર્મ છે અને સાચું જ્ઞાન પોતાને મળે અને એ જ્ઞાન મળ્યા બાદ હિમ્મતપૂર્વક અન્યાયોનો સામનો કરવો એજ માનવીનું પવિત્ર કર્તવ્ય છે. આ સાચું જ્ઞાન આ શબ્દોમાં આવી જાય છે:—

"હું માનવ છું. મને માનવ તરીકે જીવવાનો અધિકાર છે—એ અધિકાર મેળવવા હું અન્યાયોનો સામનો કરીશ જેમ હું માનવ છું તેમ બીજા પણ માનવ છે—તેમને પણ જીવવાનો અધિકાર છે. તેનો અધિકાર તે મેળવી શકે તે માટે હું તેને સહકાર આપીશ. માનવ જીવનના વિશિષ્ટ અંગ તરીકે સત્ય-અહિંસા-સંયમ જ જીવનને સુખી કરી શકે છે એ વાતનો હું પ્રચાર કરીશ."

એજ વર્તમાન ધર્મ છે. આ ધર્મનો જેટલો વધુ પ્રચાર થશે, તેટલો માનવ સુખી થશે અને એના અભાવમાં માનવ દુ:ખી થશે એમ સમજીને દરેક માનવે તેનો વધુ પ્રચાર કરીને તેવું જીવન બનાવવું જોઈએ.

—•—

# પરિવર્તન [ એક રૂપક કથા ]

**માણસ પોતાના રોજના વ્યવહારમાં અને નજીવા સ્વાર્થમાં રચ્યોપચ્યો રહે છે પણ એક જ પ્રસંગ જીવનમાં એવો આવી જાય છે કે જ્યારે તેના આખા જીવનનું અને રહેણીકરણીનું પરિવર્તન થઈ જાય છે.**

મનસુખલાલ શેઠની દુકાન અમદાવાદમાં મારી સાથે જ છે. અને વેપારધંધામાં કાયમ અમારો એક જ મત હોય છે. તેઓ ખાસ કરીને મારી દુકાનમાં જ બપોરના અહીં જમાવી બેસે છે, પણ રહે છે કુટુંબપરિવાર સાથે કલોલમાં. અમદાવાદમાં પણ મકાન રાખેલ છે, પણ ઘણે ભાગે તેઓ કલોલમાં જ રહે છે. તેઓ અમદાવાદથી કલોલ ગયા અને અચાનક જ બિમાર પડી ગયા. અને ચોથે દિવસે ખબર મળી એટલે મિત્રતાને દાવે હું તેમની તબીયત જોવા કલોલ આવ્યો હતો. હવે તો તે સારા થઈ ગયા હતા, પણ જરા નબળાઈ રહેતી હતી અને મને પરાણે પણ બે દિવસ રાખવા તેઓ ઉત્સુક હતા.

હા, અહીં આવતા જ મેં પેલી ખોપરી જોઈ. ખરેખર વિચિત્ર હતું. એક દિવસ તો મેં વિચાર કરવામાં જ કાઢ્યો અને પૂછતો પૂછતો અટકી ગયો કે આ કેમ અહીં મૂકી છે! મેં જોયું કે આજેય શેઠજીમાં ખૂબ પરિવર્તન થઈ ગયું છે. જાણે સાક્ષાત્ નમ્રતાની મૂર્તિ; પહેલાની માફક ક્રમકાણુ સ્વભાવ રહ્યો નથી. વળી સહાનુભૂતિ અને સંવેદના પણ ઘણી આવી ગઈ છે.

ઘણો વિચાર કર્યો પણ એની ગમ ન બેઠી અને મનને ત્યાંથી ખસેડી બીજે લગાડવાનો વિચાર કર્યો, પણ વ્યર્થ ગયો. આવાં સુંદર અને ફૂલોથી સજાવેલા ટેબલ પર માણસની ખોપરી!

મકાન માલિક શેઠથી જો કોઈ અજાણ્યું માણસ હોય તો તો તેમને ડૉક્ટર અથવા તો ભૂત પ્રેત સાધનાર માની બેસે; પણ એ મારા ખાસ મિત્ર છે જો કે એમને કલોલને ઘેર તો હું પહેલવહેલો જ આવ્યો છું, પણ એ મારા વર્ષોના સાથીદાર છે. તેઓ ડૉક્ટરી તો શું પણ જડી-બુટ્ટીય જાણતા નથી. આર્યસમાજી હોવાથી તંત્રમંત્રમાં પણ માનતા નથી. ઘણા ઘણા સમજાવ્યા ત્યારે તેઓ કંઈક પૂજાપાઠમાં માનતા થયા છે.

તેમના નોકરને પાસે બોલાવીને પૂછી જોયું કે આ મકાનમાં બીજા કોઈ ડૉક્ટર ભાડે રહે છે? પણ તેણે તો નકારમાં ઉત્તર વાળ્યો.

"બહારગામથી કોઈ ડૉક્ટર આવ્યા છે?"

"નાજી, ના."

પછી તો જરા પણ સંકોચ રાખ્યા સિવાય મેં પૂછ્યું,

"ત્યારે આ ખોપરી અહીં કોણે મૂકી?"

નોકર છેક મારી પાસે આવીને હળવેથી બોલ્યો,

"શેઠ સાહેબ! આપને શું કહું? અમારા શેઠ મંદવાડમાંથી ઉઠ્યા ત્યારથી આ ખોપરી સ્મશાનમાંથી લઈ આવ્યા છે. કોણ જાણે શું ય ભૂત વળગ્યું છે કે તેને જરીય અળગી મૂકતા નથી. સાહેબ! હાડકાને અડકવું એ તે કાંઈ આપણો ધર્મ છે! આપ કાંઈ સમજાવો તો કદાચ માની જાય."

તેની વાત પરથી મને લાગ્યું કે તે સાવ અજાણ્યો છે એટલે તેની વાત ટાળતાં મેં કહ્યું-

"જરૂર સમજાવીશ."

અને તે ત્યાંથી ચાલ્યો ગયો.

છેવટે મારાથી પૂછ્યા સિવાય ન જ રહેવાયું. એક દિવસ મેં કહ્યું.

"શેઠજી! આપને એક વાત પૂછું જો અયોગ્ય નહિ લાગે તો."

"તમારા માટે યોગ્યાયોગ્યનો સવાલ જ ક્યાં છે? જરૂર પૂછો!"

પેલી ખોપરી સામે આંગળી ચીંધીને મેં કહ્યું:

"આ શું છે?"

હસતાં હસતાં તેમણે જવાબ દીધો.

"એ તો મારા ગુરુદેવ છે!"

"મશ્કરી શા માટે કરો છો? સાચું કહોને!"

"સાચું જ કહું છું અને એ ખોપરી છે તે વાત તો તમે જાણો છો. મેં તેને ફૂલોની વચમાં જતન કરીને કેમ મૂકી છે, તે બીના તમે જાણવા માગો છો ને?"

"બરાબર."

"તો સાંભળો! જો કે વાત ઘણી લાંબી છે, પણ તમને એ તેમાંથી ઘણો બોધ મળશે. અમદાવાદથી અહીં આવીને અચાનક હું બિમાર પડી ગયો અને ડબલ ન્યુમોનિયા થઇ ગયો હતો.

"પણ આપે તો મને અણજાણજ રાખ્યો'",

"મારી ભૂલ થઇ ગઇ, પણ વાત સાંભળો! ડૉક્ટરો અને વૈદો મુંઝવણમાં પડી ગયેલા, પણ ઘર આસ્તમાં તો જીવનની કોઇ આશા જ લાગેલી નહિ. મોત તો આંખો સામે નાચી રહ્યું હતું અને સાથે સાથે જીવનભરનાં કરેલાં પાપો પણ નજર સમક્ષ નાચતાં હતાં. કેટકેટલાં મકાનોમાં જપ્તીઓ કરાવી! કેટકેટલાં કુમળાં બાળકોને ઘરબાર વિનાનાં કરી નાખ્યાં! વ્યાપારની લાલચમાં કેટકેટલાઓને ફસાવ્યા, ગરીબ માણસો બિચારા જ્યારે જરૂરિયાતની વસ્તુઓ સિવાય રડતા કકળતા દિવસો પસાર કરી રહ્યા હતા ત્યારે કાળાબજારમાં ભપો માલ ભોળભીતાઓને વેચી કપને દુકાને આવતા પાઘડીવાળાઓને ખોટાં કાપડ બતાવ્યાં, ધક્કા ખવડાવ્યા, તાપમાં ઉભા રાખ્યા, પાછલા બારણે જ કાપડ કઢાવીને તે કાળા બજારમાં વેચ્યું! આ બધાં પાપો આંખ સામે આવીને હસતાં હતાં. અહોહો! આપણે કેટલાને પણ કાપ્યા છે અને માનવ બંધુઓને પણ ઠગ્યા છે.

ઘણો ભય લાગ્યો. અરેરે! મર્યા પછી આ સંપત્તિ શા કામમાં આવવાની હતી' અંતરમાં વિચારતો હતો કે થોડુંક પુણ્ય કરેલું પણ યાદ આવે છે? પણ કશું ઠીક તો યાદ આવે?' આ ગામમાં ધર્મશાળા બનાવરાવીને મોટી આરસની તક્તી નામ કોતરાવીને મૂકાવી દીધી. મનમાં એમ પૂરી ઇચ્છા થતી કે કોઇ પ્રેસ રિપોર્ટર ઉદ્ઘાટનને સ્થાને ફોટો પણ સાથે સાથે છાપશે તો ખર્ચના રૂપીઆ આપીશ. એ નામનાની ભૂખ સાથેનું પુણ્ય જ શા કામનું!

દૃષ્ટિ ધૂંધળી થઇ ગઇ હતી. અને મેં પ્રાર્થના કરી કે:

"પ્રભો! મને થોડો અવસર આપ, દયામય થોડુંક આયુષ્ય આપ! જેથી કંઇક સત્કર્મ કરવાની તક મેળવું!"

મનસુખલાલ શેઠની આંખોમાં આંસુ આવી ગયાં. તેઓ ડૂસકાં ડૂસકાંમાં કહેવા લાગ્યા:

"રોજની મારી પ્રાર્થનાનો સ્વીકાર થયો. એ કરુણા સાગરે મને નવું જીવન આપ્યું. પેલું ચિત્ર જુઓ. બિમારીમાંથી ઉઠ્યો ત્યારે હું આવો હતો."

એક ફોટો હતો પહેલાંનો, તેની સાથે હતો મહિના પછીનો જે ખૂબ ધ્યાનથી જોયા પછી ઓળખાયો.

આ ચિત્રને એટલા જ માટે લગાવ્યું છે કે તે વખતની દશાનું મને સ્મરણ રહે અને પ્રભુ પાસે જૂઠો ન ઠરું પણ માયાની પ્રબળતાએ ધીરે ધીરે પાછો ભૂલતો ગયો. એક દિવસ ફરવા નિકળ્યો હતો, ત્યાં સ્મશાન ભણીથી નિકળતાં ઠોકર વાગી, નીચે વળીને જોયું તો આ ખોપરી! સહસા સ્મરણ થયું કે મારી પણ આ જ દશા થવાની છે. મેં આ ખોપરીને પ્રણામ કર્યો અને ઘેર લેતો આવ્યો. તે આ જ ખોપરી!"

આશ્ચર્યથી હું મનસુખલાલની વાત સાંભળતો રહ્યો. કાંઇ બોલી ન શક્યો પણ હૃદય ગદ્ગદ્ બની ગયું હતું. કારણ કે હું પણ એક જ હોડીનો મુસાફર હતો.

(૨)

દિવસે દિવસે શેઠનો ધાર્મિક ઉત્સાહ સીમા ઓળંગી રહ્યો હતો હદથી પણ વધારે દાન કરવાથી ખોટ પર ખોટ આવે જતી હતી, છતા પણ તેઓ પ્રસન્ન હતા. કદી કોઇએ એમને ચિંતા કરતાં નહોતા જોયા.

અમદાવાદની દુકાન તો ખલાસ થઇ ગઇ હતી. ઘણા દિવસથી તેમને જોયા નહોતા, તેવામાં એક દિવસ તેમનો મોટો દિકરો ગભરાયેલી સ્થિતિમાં આવ્યો, અને તેઓ ક્યાં છે તે બાબતની મારી પાસે પૂછપરછ કરી, ત્યારે ખબર પડી કે મનસુખલાલ અચાનક કોઇને કહ્યા સિવાય જ ઘેરથી ઉપડી ગયા છે. વધારામાં ચિંતાનું કારણ એ હતું કે તેમની પાસે તેમણે કપડાં કે વાટખર્ચી પણ રાખ્યાં નહોતા.

મને સમજાયું કે જરૂર તેમને વૈરાગ્ય આવી ગયો. તેમના કુટુંબીઓ પણ આમ જ માનતું હતું. મેં કહ્યું.

"સાધુ કરનારાઓ તરફ તપાસ કરી જોઇએ."

ઘણી દોડધામ કરી પણ ક્યાંય તેમનો પત્તો ન મળ્યો. પેપરોમાં તેમનો ફોટો છાપીને ઇનામ આપવાની જાહેર ખબર પણ આપી. પરંતુ બધા જ પ્રયત્નો વ્યર્થ ગયા અને એમને એમ પાંચ વર્ષ વીતી ગયાં.

*

ચૈત્રિપુનમના દિવસે હું ડાકોર ગયો હતો ત્યાંથી હનુમાનજીનાં દર્શન કરવા જતાં ગોમતીને સામે કિનારેથી પસાર થતાં અચાનક એક જટાધારી સાધુ પર મારી નજર પડી તેમની મારી તરફ પીઠ હતી.

હું તેમની પાસે જવા લાગ્યો. ત્યાં ઉભેલા એક માણસે કહ્યું કે "એ તો અઘોરી છે."

પણ મારે શું? મારે તો તેમનાં દર્શન કરવાં હતાં. હું તે ચોતરા પર ચઢી ગયો. તેમને પ્રણામ કરતાં તેઓ જોરથી હસી પડયા. મારી દૃષ્ટિ તેમની સામે મૂકેલી પેલી ખોપરી પર પડી અને કંઈક સ્મરણ આવ્યું કે આ મનસુખલાલ શેઠ તો ન હોય' તેઓએ મને ધ્યાનથી જોયો અને ફરીથી હસી પડયા.

"અહો આપ અહિંયાં' આ વેશમાં!"

"ભાઈ, બધા તીર્થોની યાત્રા કરીને અહીં આવી અટક્યો છું, સંભવ છે કે આમ કરતાં કરતાં ક્યાંક જીવનનું ઠેકાણું પડી જશે."

"પણ આપને ઘરમાં તો કંઈ અડચણ નહોતી."

"અડચણ ન હોતી પણ અનુકૂળતાએ શી હતી? અમે તેટલા દાન પુણ્ય કર્યું પણ મને લાગ્યું તેથી કંઈ મારો છુટકારો થવાનો ન હોતો. એટલે જેને મગજ છે તેના દ્વારેજ આવી પડ્યો છું કોઈક દિવસ પણ ભૂલ્યો ભટક્યો તે મને આ ગોમતીને પારે મળી જ જશે."

આમ કહેતાં કહેતાં તેઓ રડી પડયા. મેં કહ્યું "પણ હવે આ ખોપરીની શી જરૂર છે?"

"મેં પહેલાં જ તમને ન હોતું કહ્યું કે એ મારા ગુરુ દેવ છે એ સદાય મને મરણનું સ્મરણ આપતા રહે છે. એનાથી હું જુદો થાઉં તો ખબર નથી કોણ જાણે મન શું નું શું કરે. જ્યારે હું તેના તરફ નજર કરું છું ત્યારે જાણે કે તે મને કહી રહેલ છે કે જો તારી પણ આવી જ દશા થવાની છે."

તે આખો દિવસ મેં તેમની સાથે ગાળ્યો, ઘણો આગ્રહ કર્યો, પણ તેઓ મારી સાથે આવવા તૈયાર ન જ થયા.

(૩)

ડાકોરના લોકો ખોપરી પાસે રાખતા હોવાથી તેમને અઘોરી સમજતા હતા. તેઓ પણ વગર માગે જે કાંઈ મળે તે પર જ ગુજારો કરતા હતા. સાધુઓનું ઉચ્છિષ્ટ ઘણી વાર તેમને મળતું જતું હતું. એમ તેમણે કહેલું અને એમ પણ કહેલું કે "હવે દૂર દૂર ક્યાંક જવાનો વિચાર છે."

પણ તેમનાં કુટુમ્બીઓ તપાસ ન કરે તે માટે તેમણે મને એમ કહેલું તેની ખાત્રી થઈ કારણ કે બીજે વર્ષે જ્યારે હું ડાકોર ગયો ત્યારે મને ખબર મળી કે તેઓનો ગયે મહિને ત્યાં જ દેહાંત થઈ ગયો છે લોકોએ એમ પણ જણાવ્યું કે તેઓ મહાન સિદ્ધ પુરુષ હતા. અને લોકોએ તેમની સમાધિ પણ ત્યાં ચણાવી હતી. તે સમાધી પાસે પેલી ખોપરી પણ મૂકવામાં આવી હતી, મહાજનો તેની પૂજા પણ કરતા હતા, તેના પર ફૂલ પણ ચઢાવતા હતા.

હું ત્યાં બેઠો. આંખમાંથી અવિરામ આંસુ વહી જતાં હતાં, પેટને અને કુટુંબને ખાતર અનેક કાળાં ધોળાં કરીને પાપની ગાંસડી બાંધનારાઓમાંથી એક માણસે વેળાસર ચેતીને મુક્તિ મેળવી, જ્યારે મારા જેવા કેટલાય હજી એ પાપોનો વધારો કરવામાં જ જીવનની સાર્થકતા માની બેઠેલા છે.

---

# ગીતા સમજવાની દૃષ્ટિ

: રજૂ કર્તા :
સ્વામિ શ્રી. ચૈતન્યાનંદ
શ્રી રામકૃષ્ણાશ્રમ પંચવટી, નાસિક

પ્રિય ........

માણસો જુદી જુદી દૃષ્ટિએ ગીતા વાંચે છે. કેટલાક માણસોમાં સાદી સીધી બાળકના જેવી શ્રદ્ધા હોય છે. તેઓ માને છે કે ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણના સાક્ષાત્ શબ્દો કે વચનો છે એટલે તેમને મન ગીતાનું પૂજન થાય અથવા ગીતા વંચાય એટલે બસ. મંદિરે દેવદર્શને જઈને ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે ધરાવીને પ્રદક્ષિણા કરનાર યાત્રાળુની માફક જ તેમને લાગે છે. એમ કરવાથી મનને પૂરેપૂરો સંતોષ થાય છે કે અમે કંઈક પુણ્ય કર્યું. એ જ તેનું ફળ. મંદિરે જનાર એવી પંચાતમાં પડતો જ નથી, તેના મગજમાં એ વિચાર આવતો જ નથી, કે મૂર્તિ કઈ ધાતુની બનેલી છે, તેનું વજન શું છે તેનો ઘડનાર કોણ છે વગેરે. એવી જ રીતે આ જાતના ભક્ત માણસોનો વર્ગ ગીતા એટલે ભગવાનની પ્રતિમા એમ માને છે, એવા માણસોને માટે તો ગીતા સંબંધેની નિરંતર ચાલી રહેલી સૂક્ષ્મ ચર્ચાઓ અને પંડિતોને આનંદ આપનાર તર્કવિતર્ક વાદો છે જ નહિ. તને ખબર હશે કે શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વરમાં રહેતા, ત્યારે એક સાધુ ત્યાં આવેલો. તેની પાસે રેશમી વસ્ત્રમાં વીંટેલું એક મોટું પુસ્તક હતું. તેની એ રોજ ચંદન, ફુલ, ધૂપ, દીપ વગેરેથી પૂજા કરતો. સવાર સાંજ પૂજા કરતાં કેટલીકવાર તેની આંખોમાંથી આનંદની અશ્રુધારા વહેતી. શ્રી રામકૃષ્ણને થયું કે એ પુસ્તકમાં છે શું ? એટલે તેમણે સાધુ-પાસે જઈને એ પુસ્તક જોવા માગ્યું. સાધુએ તરત પુસ્તક ઉપાડીને બતાવ્યું. ઉપાડીને જોતાં પરમહંસદેવને નવાઈ લાગી, કે પુસ્તકને પાને પાને મોટા અક્ષરે માત્ર 'રામ' નામ લખેલું હતું. સાધુને તેનું કારણ પૂછતાં તેણે કહ્યું કે, માણસને જ્યારે ભગવાનનો સાક્ષાત્કાર થાય ત્યારે તે સર્વ જ્ઞાનના સાર અને ધ્યેયને પહોંચી જાય છે. ભગવાન અને ભગવાનનું નામ એક જ છે. એટલે પોતાના ઇષ્ટ દેવતાના નામથી તેને ખૂબ સંતોષ હતો અને એ પુસ્તકમાં તે નામ હતું એટલે તેની પૂજા કરતો.

જેમનામાં આવી સાચી અને જીવંત શ્રદ્ધા હોય તેઓ ખરેખર કૃતાર્થ છે. તેઓ તો સંશય સમુદ્રને તરી ગયા છે. બુદ્ધિવાદથી પર એવું સુખ અને શાંતિ તેમણે મેળવી લીધાં છે.

બીજા વર્ગના લોકો ગીતાને માળા-મંત્ર જેવી માને છે. માળા અને મંત્ર એ ઇશ્વરનાં નામ સંબંધી પારિભાષિક શબ્દો છે. તંત્ર ગ્રંથોમાં એમના વિષે વિસ્તારથી કહ્યું છે. ભવિષ્યમાં જો અનુકૂળ તક મળશે તો એના વિષે વિસ્તારથી હું તને સમજાવવાનો પ્રયાસ કરીશ. એવી માન્યતા છે કે, નિયમ પ્રમાણે મંત્રનો જપ કરવાથી તેનું ફળ મળે. ગોરખપુર વાળી કે બીજી કોઈ મોટા અક્ષરે છાપેલી ગીતા તારી પાસે હશે. લગભગ એ બધી આવૃત્તિઓમાં આરંભમાં गीता पारायण क्रमः એટલે કે ગીતા પારાયણના નિયમો હોય છે. એમાં अंगन्यास, करन्यास, हृदयन्यास, बीज शक्ति, देवता અને ધ્યાનનો સમાવેશ થાય છે ધ્યાનના શ્લોકાનુસાર દેવતાનું ધ્યાન કરવાનું હોય છે. એને માટે અમુક શ્લોકો હોય છે. આ રીતે ગીતા પારાયણ યા પાઠ કરવાનું મહાન ફળ હોય છે. નિયમ પૂર્વક આમ પારાયણ કરનાર કેટલાયને હું જાણું છું. આ વર્ગના માણસો ગીતાના અર્થ કે શ્લોકોની વિવિધ વ્યાખ્યા સામે ઝાઝું લક્ષ દેતા નથી. શ્લોકો એ મંત્રો છે, અને માત્ર તેમનું પારાયણ જ પૂરતું છે. વિજ્ઞાનવાદના આ જમાનામાં આવા માણસો બહુ જૂજ છે એટલું જ નહિ પણ કોઈ હોય તો તારી સહાધ્યાયીઓ તેની મજાક જ ઉડાવે. આપણા આશ્રમમાં ય તેં જોયું હશે કે જ્યારે ગીતા, ભાગવત કે બીજી કોઈ પણ કથા થતી હોય, ત્યારે કેટલાક માતાજીઓ પ્રથમ મંદિરમાં જઈને દર્શન પ્રદક્ષિણા કરે, પછી વક્તા તથા ગ્રંથને સાષ્ટાંગ નમસ્કાર કરે અને પછી કથા સાંભળવા બેસે. શ્રીરામકૃષ્ણના જીવન ચરિત્રમાં તેં વાંચ્યું હશે, કે દક્ષિણેશ્વરના કાલીમંદિરની બાજુના શ્રી રાધાકાન્તના મંદિરમાં ભાગવતની કથા સાંભળતાં એક વખતે શ્રીરામકૃષ્ણને એક દર્શન થયેલું. તેમાં

લાગે કે એક જ્યોતિ મૂર્તિમાંથી નીકળી ને ભાગવત ગ્રંથમાં પ્રવેશીને ત્યાંથી નીકળીને ભક્તોમાં પ્રવેશી ગઈ, અને ભાગવત, ભક્તો, અને ભગવાન એ ત્રણેને એકરૂપ બનાવી દીધા; ત્યારથી પરમહંસ દેવ કહેતા કે 'ભાગવત-ભક્ત-ભગવાન એ ત્રણે એક.' આ માન્યતાથી પ્રેરાઈને પહેલા બે વર્ગના માણસો ગીતાની પૂજા કરે છે.

એ ઉપરાંત એક વર્ગ એવો છે કે તે ગીતાનો અર્થ સમજીને તેને પોતાના રોજીંદા જીવનમાં ઉતારવા માગે છે, આ લોકોમાંય કાંઈક શ્રદ્ધા જેવું હોય છે પણ મનમાં શંકાઓ ઉઠ્યા કરે, ને તેમની સમજવાની રીત કેવળ બુદ્ધિ દ્વારા હોવાને લીધે પરિણામ પણ સાવ નજીવું આવે. આપણે બુદ્ધિ વિના સાવ ચલાવી શકીએ નહિ. મનુષ્ય જીવનનું વિશિષ્ટ ચિહ્ન બુદ્ધિ છે. તર્કશાસ્ત્રના પાઠ્ય પુસ્તકમાં જુનો દાખલો છે કે, 'માણસ બુદ્ધિવાળું પ્રાણી છે.' પણ આ બુદ્ધિની ઘણી કડક મર્યાદાઓ છે. એક ખાઉધરા અને ભૂખ્યા વરુની પેઠે બુદ્ધિ પણ સામે જે આવ્યું તેના પર તૂટી પડે છે અને ગળી જવાનો પ્રયાસ કરે છે. ઘણીવાર એ આ બધાને હજમ કરીને એકરૂપ નથી કરી શકતી, એટલે આ અજીર્ણના અજીર્ણમાંથી એક જાતનો નશો પેદા થાય છે. અને તેમાંથી પછી દરેક પ્રકારની મિજાજની વિચિત્રતાઓ, એક-ધુનીપણું અને પૂર્વગ્રહો પેદા થાય છે. જો માત્ર બુદ્ધિની સમજણ પુરતી હોત, અને જરા સરખીએ અસરકારક હોત, તો તો પછી બધા ફિલોસોફરો, પંડિતો અને પુસ્તકના કીડાઓ જ ઋષિઓ અને સંતો થઈ ગયા હોત, પણ આમ ન થવાનું કારણ? કેટલાક વિચારોને કાર્યમાં મૂકવા માટે જોઈતાં પ્રેરક શક્તિ અને બળના સ્રોતો જો શો હોય, તો તેમાં બુદ્ધિનું પ્રમાણ માત્ર એક હોય છે. બાકીના નવાણું લાગણી ઇચ્છાશક્તિ, અને ઉર્મિમાંથી આવવા જોઈએ. લોકો વારે વારે બોલ્યા કરે છે કે સત્યં વદ, ધર્મં ચર. આથી વધુ સાચું, સાદું અને ઉદાત્ત પાઠ્યપાઠ તને કલ્પનામાં નહિ આવે, છતાં આપણામાંથી કેટલાક પ્રમાણિકતાથી છાતી ઠોકીને કહી શકે કે અમે આ ઉપદેશનું રોજ ને રોજ દરેક પ્રસંગે આચરણ કરીએ છીએ? એટલું ચોક્કસ, કે એનું કારણ બુદ્ધિથી એનો અર્થ નથી સમજાતો એ નથી. આપણે તેને આચરણમાં નથી મૂકી શકતા એનું કારણ સ્વાર્થ, ગર્વ, ભય, મહત્ત્વાકાંક્ષા, ઇર્ષ્યા, ક્રોધ, કામાદિ છે. આ બધા શત્રુઓ અંતરમાં રમવા લાગે અને આપણે ધર્મ, સદ્ગુણ અને સત્યના સીધા માર્ગથી ચલિત થઈએ.

બુદ્ધિની આ એક જ મર્યાદા છે એમ નહિ. તેનામાં આપણને આડે રસ્તે લઈ જવાની અને છેતરવાની શક્તિ પણ છે. હોશીઆર વકીલ કેસ ખોટો હોય તો પણ પોતાની બાજુ સાચી કરવા કાયદાઓ તથા નિયમોના મારી મચડીને પોતાને અનુકુળ અર્થ કાઢશે. એવી જ રીતે બુદ્ધિ પણ બહુ જ સુક્ષ્મ રીતે ઘણી ચીજને ખોટી દેખાડવાનો પ્રયાસ કરશે. આપણા ખરા હેતુઓને તે ઢાંકીને છૂપાવે છે. કેટલીકવાર તો નીતિહીન અને શેતાનિયતના કામને પણ ન્યાયી અને પવિત્ર ફરજ તરીકે જરૂરનું બતાવે છે. આવા પ્રસંગોએ, આપણી વાસનાઓએ અને જુના ષડ્રિપુઓએ બુદ્ધિને સારી રીતે લાંચ આપી રાખી હોય છે. પ્રસંગની જરૂરિઆત પ્રમાણે વાદી યા પ્રતિવાદીની તરફેણમાં દલીલ કરનાર વકીલની પેઠે બુદ્ધિ પણ વર્તશે એટલે આપણે આ હોશીઆર સેવકને કાબુમાં રાખતા શીખવું જોઈએ. એ તો બે ધારવાળી તલવાર છે. એને વાપરવામાં બહુ જ કુશળતા અને સાવધાની જોઈએ મનમાંથી વાસનાઓ નીકળી જાય ત્યાર પછી જ આપણે સલામત થઈ શકીએ.

એ ઉપરાંત લોકોનો બીજો વર્ગ એવો છે કે જે પોતાના તાત્ત્વિક વિચારો અથવા પંથની માન્યતાઓના આધાર તરીકે ગીતાનો ઉપયોગ કરવા ઇચ્છતા હોય છે, એકવાર આવાં દૃષ્ટિબિંદુથી ગીતાનો અભ્યાસ કર્યો એટલે એ લોકો એકમનિષ્ઠા અથવા ધર્માંધ પણ થાય છે. તેઓ પોતાની માન્યતા સિદ્ધ કરવા, ઉત્સાહમાં આવીને ગીતાના અર્થને મારી મચડીને અવળો કરી નાખે છે. આને માટે એક જુનો શબ્દ છે 'પુસ્તક-પીડન'. હું ભગવાન પાસે માગું છું કે તું આ વૃત્તિનો શિકાર ન થઈ પડે. ગીતા કેટલી વિશાળ, વિષ્વવ્યાપક અને સૌની માન્યતાને સમાવનારી છે એ દેખાડવાનો મારા પત્રોનો હેતુ છે. આ જ કારણને લઈને મેં તને ભાષ્યો તથા ટીકાઓને લેવાની સામે સાવચેત કરી. તારી પોતાની સાદી સમજણ પર આધાર રાખવો

(અનુસંધાન પાન ૪૧)

# સંત શિરોમણિ નામદેવ

: લેખક :
શ્રી. પ્રફુલ્લ પ્રા. ઠાકોર

**મહારાષ્ટ્રના મહાન સંત શ્રી નામદેવનું જીવન પ્રેમધર્મના આ અંકથી શરૂ કરવામાં આવે છે. તેઓશ્રી શ્રી વિઠ્ઠલના એકનિષ્ઠ ઉપાસક હતા અને સંસ્કારી હતા. આજે પણ સંત તુકારામની સાથે નામદેવ ભક્તનું પણ જનતાના હૃદયમાં એક ચિરંતન સ્થાન છે.**

મહારાષ્ટ્રમાં આવેલા એક ભાગને મોંગલાઈ કહેવામાં આવે છે. આ મોંગલાઈમાં પરભણી નામે એક જિલ્લો છે. આ જિલ્લામાં નરસીબમણી નામે એક ગામ છે. આજ ગામમાં આજથી ઘણાં વર્ષો પહેલાં દામાશેટી નામના એક ગૃહસ્થ રહેતા હતા. તેઓ જન્મે દરજી હતા અને તેમની અટક રેળેકર હતી. દામાશેટી કપડાં સિવવાનો અને કાપડ વેચવાનો ધંધો કરતા હતા. આ ધંધામાં તેમણે સારી એવી આબરૂ મેળવી હતી અને તેઓ પૈસા પણ ઠીક ઠીક કમાતા હતા, પણ તેઓ સદાચારી, સદ્ગુણી, પરોપકારી અને શ્રીવિઠ્ઠલના એકનિષ્ઠ ભક્ત હતા.

દામાશેટની ધર્મપત્નીનું નામ હતું ગોણાઈ. તે પણ તેમના નામ પ્રમાણે શુદ્ધ આચરણવાળાં અને શ્રીવિઠ્ઠલના ભક્ત હતાં. ઘરકામમાં પણ ગોણાઈ ઘણા જ પાવરધાં હતાં.

બીજી બધી રીતે સુખી ગણાતી દંપતી એવાં આ પતિ-પત્નીને એક પણ બાળક નહોતું તેથી તેમને ઘણું દુઃખ થતું. પોતાને બાળક થાય તે માટે બન્ને શ્રીવિઠ્ઠલની ખરે નિષ્ઠાથી ભક્તિ કરતાં હતાં.

શ્રીવિઠ્ઠલની કૃપાથી ગોણાઈ ગર્ભવતી બન્યાં, શકે ૧૧૯૨ ની કારતક સુદ અગિયારસને દિવસે તેમણે એક બાળકને જન્મ આપ્યો. બાળક જોઈ આ પતિ પત્નીને જે આનંદ થયો તેની વાત જ શી કરવી! પોતાને એક સુંદર બાળકને ભેટ આપવા માટે દામાશેટી અને ગોણાઈ બન્ને શ્રી વિઠ્ઠલનો ઉપકાર માનવા લાગ્યા. બાળકનું નામ તેમણે નામદેવ રાખ્યું. આજ બાળક પાછળથી મહારાષ્ટ્રના એક મહાન સંત બન્યા અને નાના મોટા સૌ કોઈ તેમને વંદનીય અને પૂજ્ય ગણવા લાગ્યા. નામદેવને આઉબાઈ નામની એક નાની બહેન પણ હતી.

દામાશેટી અને ગોણાઈ બન્ને શુદ્ધ આચરણવાળાં, પરોપકારી અને શ્રી વિઠ્ઠલનાં ભક્ત હતાં એટલે તેમનો પુત્ર પણ એવા જ શુદ્ધ આચરણવાળો અને શ્રી વિઠ્ઠલનો ભક્ત બને એમાં શી નવાઈ?

નાના બાળકોમાં અનુકરણ કરવાની ખૂબ જ ટેવ હોય છે બાળકના માબાપ જે રીતે વર્તે એ રીતે વર્તવાનો તે હંમેશાં પ્રયત્ન કરતા હોય છે. માતપિતાને શ્રી વિઠ્ઠલની ભક્તિ કરતાં જોઈ નામદેવને પણ નાનપણથી જ એ ભક્તિનો નાદ લાગ્યો. તે માટીના દેવ બનાવતા. ચાકડી ઉપર ચીંદરડું ઓઢી તેની પાઘ બનાવતા અને હાથમા બે ખપાટીઓ લેમાં ટકી તેની કરતાલ બનાવી તેઓ ભજન કરતા. નામદેવની આ ભક્તિ જોઈ તેમના માબાપને ઘણો સંતોષ થતો અને તેમને તે સાથે સાથે આશ્ચર્ય પણ થતું.

ગામમાં કોઈ સાધુસંત આવે તો નામદેવ ત્યાં પહોંચી જ ગયા હોય. તેમાં તેમને ઘણો આનંદ આવતો. તેઓ ત્યાં જઈ તેમની સેવા ચાકરી કરતા અને તેમની શિખામણ ધ્યાનપૂર્વક સાંભળતા. ઘેર કોઈ સાધુ, વેરાગી કોઈ પણ ભીખ માંગવા આવે તો તેથી નામદેવને ઘણો સંતોષ થતો અને તેઓ દોડીદોડી તેને ભેટ આપતા.

નામદેવની શ્રી વિઠ્ઠલ ઉપર ઘણી જ શ્રદ્ધા હતી એ સંબંધી એક વાત પણ છે.

નરસીબમણી ગામ બહાર એક દેવળ હતું. દામાશેટી રોજ નિયમિત રીતે એ મંદિરમાં દર્શન કરવા જતા. દેવને નિવેદ ધરાવવા તેઓ એક વાડકીમાં દૂધ લઈ જતા અને સામાન્ય રીતે બધા કરે છે તેમ એ દૂધ દેવને ધરાવી તેઓ પાછા લાવતા.

એક વાર દામાશેટીને કોઈ કામ અંગે પંઢરપુર જવાનું થયું. જતી વખતે તેઓ નામદેવને કહેતા ગયા કે તું રોજ દેવળમાં જઈ ભગવાનને નિવેદ ધરાવી આવજે.

દામાશેટીના કહેવા મુજબ ગોણાઈએ નામદેવને એક વાડકીમાં દૂધ આપી એ નિવેદ ભગવાનને ધરાવી આવવાનું કહ્યું.

નામદેવ દૂધની વાડકી લઈ મંદિરે ગયા. તેમણે વાડકી દેવને સામે મૂકી અને પછી ભગવાનનું ભજન કરવા બરાબર બેઠા. થોડીવાર પછી નામદેવે આંખો ઉઘાડી વાડકી સામે જોયું તો દૂધ એમનું એમ જ પડ્યું હતું પોતે ધરાવેલું દૂધ ભગવાને ના પીધું તેથી નામદેવને દુઃખ થયું. તેમણે પ્રભુને કહ્યું, "ભગવાન! હું નાનો છું એટલે તમે મારા હાથનું દૂધ નથી પીતા કેમ! મેં આણેલું દૂધ તમારે પીવું જ પડશે. તમે જો દૂધ નહિ પીઓ તો હું મારી ડોક મરડી અહીંને અહીં મારા પ્રાણ ત્યજીશ." આમ કહી નામદેવ ફરીથી ભજન કરવા લાગ્યા. થોડો સમય ગયો. ભગવાન દૂધ નથી પીતા એ જોઈ નામદેવને ઘણું દુઃખ થયું તેઓ પ્રાણ આપવા તૈયાર થયા. તેમનો દૃઢ નિર્ણય જોઈ ભગવાનને સંતોષ થયો. નામદેવ પોતાની ડોક મરડવા જતા હતા તેવામાં જ એક ચમત્કાર થયો, ભગવાને લાંબો હાથ કરી વાડકી ઉપાડી અને ખૂબ પ્રેમપૂર્વક એ દૂધ પી ગયા! નામદેવ ભગવાનને શરણે પડ્યા. આંખનાં આંસુથી ભગવાનના પગ ભીંજવી દીધા. ભગવાને તેમને આશીર્વાદ આપ્યો. ભગવાને જાતે દૂધ પીધું એ જોઈ નામદેવના આનંદનું તો પૂછવું જ શું! તે ખાલી વાડકી લઈ ઘેર આવ્યા.

નામદેવ ખાલી વાડકી લઈ ઘેર આવે છે તે ગોણાઈએ જોયું. તેમણે નામદેવને પૂછ્યું. "વાડકીમાંનું દૂધ ક્યાં ગયું?"

નામદેવે જવાબ આપ્યો. "એ તો ભગવાન પી ગયા."

ગોણાઈ આશ્ચર્યમાં પડી ગયાં. તેમણે ફરીથી નામદેવને કહ્યું. "નામદેવ! અરે, ભગવાન તો શાના દૂધ પી જાય! તું જ તે પી ગયો હોઈશ અને હવે ભગવાનનું નામ દે છે."

નામદેવે જવાબ આપ્યો, "મા, ખરેખર, મેં દૂધ પીધું નથી અને રસ્તામાં ઢોળ્યું પણ નથી. કાલે તું મારી સાથે મંદિરમાં આવજે અને હું સાચું કહું છું કે જૂઠું તેની તું જાતે જ ખાતરી કરી જોજે."

ગોણાઈને નામદેવનું કહેવું જવાબ સાચું ના લાગ્યું તેમણે તો નામદેવને એટી જ શિખામણ આપી કે "રસ્તામાં હવે ક્યાંય દૂધ ઢોળતો નહિ અને આમ જૂઠું તો કદી બોલતો નહિ"

ગોણાઈએ બીજે દિવસે નામદેવને નિવેદ ધરાવવા માટે મંદિરે મોકલ્યા. નામદેવ આગલા દિવસની માફક જ ખાલી વાડકી લઈ પાછા ફર્યા. હવે તો ગોણાઈને નામદેવ ઉપર પૂરેપૂરી શંકા આવી. તેમને એમ જ લાગ્યું કે રસ્તામાં નામદેવ જરૂર દૂધ પી જતા હોવા જોઈએ. તેમણે નામદેવને ધમકાવ્યા પણ ખરા.

દામાશેઠ બહારગામથી પાછા ફર્યા ત્યારે ગોણાઈએ તેમને નામદેવની બધી વાત કરી. નામદેવ કદી ખોટું બોલે નહિ એવી પાકી ખાતરી દામાશેઠને હતી, નામદેવ ભગવાનની ભક્તિ કરે છે એટલે તેણે ધરાવેલું દૂધ ભગવાન પી જાય તો નવાઈ નહિ એમ તેમને લાગ્યું. આ વાતની ખાતરી કરી જોવાનું તેમણે નક્કી કર્યું. નામદેવને તેમણે દૂધની વાડકી લઈ મંદિરે જઈ નિવેદ ધરાવી આવવાનું કહ્યું.

ગોણાઈએ નામદેવને દૂધની વાડકી ભરી આપી. નામદેવ તે લઈ મંદિરે ગયા. પાછળ પાછળ દામાશેઠ પણ તે ન જાણે તેમ મંદિરે ગયા. રોજના નિયમ પ્રમાણે નામદેવે ભગવાનને દૂધ પી જવાની વિનંતિ કરી બાળભક્ત ઉપર ભગવાન ખુશ હતા નામદેવની વિનતિ સાંભળી ભગવાન વાડકીમાંનું દૂધ પી ગયા! દામાશેઠે આ નજરોનજર જોયું. નામદેવની એકનિષ્ઠ ભક્તિ જોઈ તેમને આશ્ચર્ય થયું. મનમાં ને મનમાં તેઓ નામદેવની ઈશ્વરભક્તિની તારીફ કરવા લાગ્યા. ઘેર આવી તેમણે ગોણાઈને બધી વાત કહી. તેમને પણ નામદેવની આ ઈશ્વરભક્તિ જોઈ ઘણી નવાઈ લાગી.

ઝાડ જ્યારે નાનું હોય છે ત્યારે તે પડી ના જાય કે તેને બીજી કોઈ ઈજા ના પહોંચે તે માટે ખાસ સંભાળ રાખવાની રહે છે. તે જ પ્રમાણે નાના બાળકો ખરાબ સોબતે ના ચઢી જાય તેની માબાપે ખાસ સંભાળ લેવી જોઈએ. નામદેવ પણ એવી કોઈ સોબતમાં ભળે નહિ તે માટે દામાશેઠ અને ગોણાઈ ખાસ ધ્યાન રાખતાં

શુદ્ધ આચરણ, તીવ્ર બુદ્ધિ, નમ્રતા, ઈશ્વર ભક્તિ વગેરે ગુણોથી નામદેવ બધાને પ્રિય થઈ પડ્યા. ગામનો એકેએક માણસ તેમના ઉપર પ્રેમ રાખતો.

(ક્રમશ)

---

એ પણ જ વધારે સારું છે. ગીતાના પાનામાંથી કોઈ સિદ્ધાંત યા તત્ત્વજ્ઞાનના વાદની શોધ કરવી એ મૂળ વસ્તુને ભૂલી જવા જેવું છે. શ્રી રામકૃષ્ણના જીવન ચરિત્ર માંહેની બે મિત્રોની વાત તને યાદ હશે. બે મિત્રો એક આંબાના બગિચામાં કેરી ખાવા ગયા. એમાંથી એક જણ પોતાની હોંશિયારીને માટે જરા વધુ મગરૂર હતો. તેણે પોતાની ડાયરીબુક કાઢીને તેમાં બગિચા માંહેના આંબાની સંખ્યા, તેમની જાતો, ડાળીઓ, એકંદર પાંદડાં, ફળ વગેરેનો હિસાબ લખવામાં જ દિવસ કાઢી નાખ્યો. બીજો સીધો સાદો માણસ તો જાત જાતની કેરીઓ ચાખી, પોતાને ગમતી હતી તે જાતની ખૂબ પેટ ભરીને ખાઈને બેસી ગયો. એટલામાં સમય થઈ ગયો અને બન્નેને બગિચામાંથી બહાર નીકળી જવું પડ્યું તેમ જો આપણે ગીતા વાંચીને તેના પ્રકરણમાંથી માત્ર કોઈ તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત શોધવામાં જ રહી જઈશું તો આપણે પણ પેલા કેરી ન ખાતાં પાંદડાં ગણવામાં દિવસ કાઢી નાખનારા હોંશિયાર મિત્રના જેવી જ ભૂલ કરશું. પરમહંસદેવ પછીથી કહેતા કે, 'બગિચામાં કેરી ખાવા આવ્યા છો તો કેરી ખાઈને ચાલ્યા જાઓ. ડાળ પાંદડાં ગણવાની તમારે શી પંચાત ?" ગીતાનો સાર એ આ કેરી.

મારે કહેવું જોઈએ કે જ્યારે જ્યારે યુદ્ધનો પ્રચાર કરીને માણસોની ફોજમાં ભરતી કરવા સારુ ગીતા ટાંકે છે ત્યારે મને ખરેખર દુઃખ થાય છે અને ઘૃણા ઉપજે છે. રાજદ્વારી બાબતોમાં પણ હત્યા યા પ્રાણત્યાગ સ્વર્ગ- કહીને જુવાનીઆઓને ઉશ્કેરી મૂકવા એ બધું અશ્લીલ અને પાપપૂર્ણ રીતે ખોટો લાભ લેવાનું છે. એને હું ગીતાનો વ્યભિચાર કહું છું

ગીતાના અભ્યાસની ખરી દૃષ્ટિ એ છે કે સંપૂર્ણ ખુલ્લું મન રાખીને ભગવદ્‌ગીતાને તેના વ્યાપક અર્થમાં સમજીને અને તેટલી આચરણમાં ઉતારવી.

## સત્ય–અસ્તેય–બ્રહ્મચર્ય

સત્ય, અસ્તેય વગેરે પણ ધર્મ છે. સમગ્ર માનવ-જીવન જ્યારે એકરૂપ છે ત્યારે તેનો આધાર પણ સત્ય જ હોઈ શકે છે, એ જ પ્રમાણે અસ્તેય પણ ધર્મ છે. સ્તેય ચોરીનું નામ છે. ચોરી બીજાની વસ્તુની થઈ શકે છે, પણ અહીં વિરાટ પુરુષની દૃષ્ટિથી બધાંનું એક જ જીવન છે એટલે આપણી જ વસ્તુની ચોરી કેવી રીતે કરી શકાય છે ? વસ્તુ માત્ર પણ વિરાટ પુરુષની છે, એ બધું પ્રજાપતિનું છે, કોઈ એક વ્યક્તિનું અહીં કશું જ નથી, જે વ્યક્તિ છે તે પણ સમષ્ટિને સમર્પિત થવા માટે છે. સ્તેય અધર્મ અને અસ્તેય જ ધર્મ છે.

●

## બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય પણ ધર્મ છે, આ (બ્રહ્મ) વિરાટ પુરુષની સેવાને માટે (ચર્ય) આચાર વ્યવહાર કરવાનું નામ બ્રહ્મચર્ય છે, કેમકે પ્રત્યેક વ્યક્તિ એક જ કાર્યને માટે જીવે છે કે તે આ સમષ્ટિ રૂપ વિરાટ પુરુષની સેવા કરે, એટલે જ આ બ્રહ્મ રૂપી વિરાટ પુરુષની સેવા કરવાને માટે જ પોતાનો બધો વ્યવહાર કરવાનું બધાનું કર્તવ્ય થઈ પડે છે. એટલે વિશ્વસેવા ધર્મ છે અને વિશ્વસેવાની પરાંગમુખતા જ અધર્મ છે. આ સમયે વિશ્વસેવા કરવાની તૈયારી કોઈ કરતું નથી, આથી જ જ્યાં ત્યાં દુઃખ જોવામાં આવે છે.

પંડિત શ્રી. સાતવળેકરજી

●

કયી કાલ સારી હશે? એ અંગે આ લેખમાં એક વિચાર રજુ થયો છે

# ગઇ કાલ સારી હતી કે આવતી કાલ?

લેખક
સ્વામીશ્રી માધવતીર્થજી

ગઈ કાલનું સ્વરાજ્ય સારું હતું કે આવતી કાલનું સ્વરાજ સારું થશે? એવા પ્રશ્નો ઘણા માણસોના મનની અંદર વારંવાર આવે છે. કેટલાક કહે છે કે આજનું સ્વરાજ્ય બરાબર નથી પણ આવતી કાલે બધું ઠીક થઈ જશે. કારણ કે પ્રજાને અન્ન, કાપડ, અને જીવનની જરૂરીઆતની વસ્તુઓ જોઈએ છે. એ બધું મળી રહે તો પણ જ્યાં સુધી માણસની અંદર ઈચ્છા અને બીક છે ત્યાં સુધી ભવિષ્યના વિચાર આવ્યા કરશે અને એ ભવિષ્યનો છેડો આવતો નથી

ભવિષ્યનો છેડો લાવવો હોય તો એમ માનવું જોઈએ કે સ્વરાજ એ સાધન છે અને તેનું ફળ ઈશ્વર પ્રાપ્તિ છે. બીજા દેશોમાં સ્વરાજ એ ફળ માનવામાં આવે છે, તેથી આપણા દેશમાં પણ એવું થઈ ગયું છે. ખાસ કરીને પાકીસ્તાનના ઉપર પશ્ચિમના દેશોની અસર એવી થઈ છે કે તેમને વધારે જમીન અને વધારે પૈસા જોઈએ છે. પાકીસ્તાનમાંથી સરકારની વાતો બહુ જ ઓછી નીકળે છે. એવો દેશ આપણી પાડોશમાં આવેલ છે તેથી રાજ્ય કરનાર પ્રધાનોની મુશ્કેલી વધારે રહે છે

વળી હિંદ એ ખેતી પ્રધાન છે ખેતીનો ઘણો આધાર વરસાદ ઉપર રહે છે અને વરસાદ પુરુષાર્થથી આવતો નથી તેથી દેશને પ્રારબ્ધ ઉપર આધાર રાખવો પડે છે તે છતાં વસ્તી વધતી જાય છે, તેના ઉપર પણ કંટ્રોલ રહી શકતો નથી. તેથી ખોરાક કપડાં અને દવાખાનામાં તેમજ રેલ્વે અને સીનેમા વગેરેમાં ભીડ થાય છે, વસ્તી વધી જવાથી ઘરના ખર્ચ પણ વધી ગયા છે અને સરકારી ખર્ચ પણ વધી ગયા છે. સરકારે ખર્ચ ઓછું કરવા માટે યોજનાઓમાં છોકરા છોકરીઓને સાથે ભણાવવાની સગવડ કરી છે પણ તેમ કરવાથી નાની ઉંમરમાં જુવાન માણસોમાં સંયમ રહી શકતો નથી તેથી સંસાર સુધરતા નથી.

મનુષ્યનું જીવન શા માટે છે, તેનો છેડો ક્યાં આવે છે અથવા ક્યાં આવવો જોઈએ એ વાત વિદ્યાર્થીઓને પૂછીએ તો જવાબ આપી શકતા નથી. તેથી સો વર્ષ પછી એટલે ૨૦૪૫માં આ જગત કેવું થશે તે કોઈ કહી શકે તેવું નથી. સામાજિક જીવનમાં એક બનાવ ઉપર ઘણા કારણોની અસર રહે છે.

જગતને સારું કરવું હોય તો પોતાને સારા થવું જોઈએ. સારા ફળ માટે સારું સાધન જોઈએ, અને મોટા સુખ માટે નાનાં સુખ છોડવાની હિંમત જોઈએ; વળી અજ્ઞાન હોય તેટલા પ્રમાણમાં ઈચ્છાઓ વધતી જાય છે અને તેનો અંત આવતો નથી. બહારના યુદ્ધ કરતાં અંદરનું યુદ્ધ વધારે મોટું નાટક ભજવે છે. ઓફિસો અને કારખાના વધ્યાં છે પણ તેમાં કામ કરનારા માણસોની અંદર શાંતિ વધી છે એમ કહી શકાતું નથી. વધુ ખોરાક અને દરદો વધ્યાં છે પાંચ સેકન્ડમાં લાખો માણસ મરી જાય છે અને તેના જગતનો અંત આવી જાય છે. તેને માટે આ જગત રહેતું નથી, તેનું સ્વરાજ્ય, તેની ઈચ્છાઓ, તેની આશાઓ તેની સાથે જાય છે અને તેમાંથી તેનું નવું જગત બને છે. જેવું સ્વપ્નમાં બને છે તેવું મરણ પછી બને છે. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી જીવનની એક ગુપ્ત કણી બીજા દેહ અંદર પેસી જાય છે. ફરજીઆત કેળવણી કરીને માણસને વાંચતા લખતાં શીખવાયું અને તે પછી



**સમાજમાં બે મત તો હજીય પ્રવર્તે છે કે જુનું સોનું અને નવું સારું: એ બન્નેમાંથી સાચી રીતે તો સમજુઓએ સમન્વય કરીને જીવનને ઉપયોગી હોય તે જ ગ્રહણ કરવાનું હોય છે. હા, વિજ્ઞાન આગળ વધે છે પણ તે જગતના ફાયદા માટે કે નુકશાન માટે, તેનો નિર્ણય તો આપણે ક્યાંથી જ કરી શકીએ?**

તરત માણસના હાથમાં સીગારેટ અને-શીનેમાની જાહેર ખબરો અને અર્ધનગ્ન સ્ત્રીઓનાં ચિત્રો આવે છે. તેનામાં સભ્યતા આવ્યા વગર કોઈ સભાનો સંભવ થાય છે. અને તત્વની વાતો કે ભગવાનની વાતો બહુ ઓછી સાંભળવામાં આવે છે. દેશ પરદેશના બનાવો જાણવા છતાં આવતી કાલે શું થશે ? એ પ્રશ્ન ઉભો જ રહે છે, સારા સંસ્કાર વગર એ પ્રશ્ન પૂરો થાય તેમ નથી. સારા સંસ્કાર ભવિષ્યને વર્તમાનમાં લાવે છે, હાથનું જીવન બરાબર સમજાય અને ઠીક કરી શકાય તો ભવિષ્ય રહેશે નહી. ઉપનિષદોમાં કહેલું છે કે "તે તું છો", "તે તું થઈશ" એમ કહેલું નથી. તેથી આવરણ અથવા અજ્ઞાન દૂર કરવાની જરૂર છે. મુખ્ય અજ્ઞાન પોતાના આત્મા સબંધનું છે. તે કોલેજોની કેળવણીથી પણ દૂર થતું નથી. આત્માના અજ્ઞાનને બાધ કરે તેવું જ્ઞાન એ આત્મજ્ઞાન છે. તેને જેણે પ્રાપ્ત કર્યું હોય તેમની પાસેથી મળી શકે છે.

સ્વપ્નામાં પોતાના અજ્ઞાનમાંથી અનેક જાતના વિક્ષેપો ઉત્પન્ન થાય છે. જાગ્રતમાં પણ એવું જ બને છે. સ્વપ્નામાં ભવિષ્યના વિચાર આવે છે પણ જાગ્રત થતાં તેનો અંત આવી જાય છે, પછી જાગ્રતમાં નવું ભવિષ્ય ઉત્પન્ન થાય છે. તેનો અંત શી રીતે લાવવો તેની કળા આવડવી જોઈએ, જે ભવિષ્ય નિદ્રામાં નહોતું, સ્વપ્નામાં નહોતું તે જાગ્રત થતાં કેવી રીતે ઉત્પન્ન થયું ? તે જાણવું જોઈએ. તે જાગ્રત દેહના અભિમાનથી ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી દેહનું અભિમાન આવતું નથી ત્યાં સુધી કાળ ઉત્પન્ન થતો નથી.

જીવ જન્મે છે ત્યારે તેને ખબર નથી કે પોતે જન્મ્યો. જ્યારે તેનામાં દેહનો અભ્યાસ ઉત્પન્ન થાય છે ત્યારે તેને કાળના વિચાર આવવા લાગે છે.

પણ કાળ એ કોઈ સાચી વસ્તુ નથી. આપણી પૃથ્વીથી કેટલાક તારા એટલા દૂર છે કે અહીંના બનાવનું તેજ ત્યાં પહોંચતાં બે વર્ષ લાગે. એવા કોઈ તારા ઉપર કોઈ માણસ હોય જઈ શકે તો મહાત્મા ગાંધીજીને હિંદુસ્તાનમાં ફરતા જોઈ શકે કારણ કે તે બનતના બનાવનું તેજ હમણાં જ ત્યાં પહોંચતું હોય તેથી કાળનો આધાર જોનારની જગ્યા ઉપર છે.

પ્રાચીનકાળમાં પહેલા જીવ જગત અને ઈશ્વરના તત્વો શીખવવામાં આવતાં હતાં, અને પછી વ્યવહાર સારો સાધતો હતો. હાલ જીવનની શરૂઆતમાં જ વ્યવહાર વધી પડે છે, એવા તત્વો માટે ફૂરસદ મળતી નથી અને જેમ બધું મળી રહે છે તેમ ભગવાન પણ કોઈ દિવસ મળી રહેશે એવી માન્યતા બંધાઈ જાય છે. પણ તે ભવિષ્યનો અંત આવતો નથી. સાયન્સની નવી નવી શોધથી ભગવાનને પકડી શકાશે નહિ જે સુધારાનો છેડો આવતો નથી તે સુધારાની પાછળ પડવામાં લાભ નથી, શ્રી. અરવિંદ કહે છે કે "જો હિંદ બીજા દેશોની માફક માત્ર સામાજીક, રાજકીય અને ધંધા ઉદ્યોગનો વિકાસ સાધી શકશે અને પોતાનો સ્વધર્મ અને આત્મા ખોઈ બેસશે તો પ્રાચીન હિંદની ઉત્તમ સંસ્કૃતિ અદ્રશ્ય થઈ જશે. તેને પરિણામે જગતનું કે આપણું કોઈનું શ્રેય નહિ થાય. જો પશ્ચિમ જગતનો મોટો ભાગ હિંદ પાસેથી આધ્યાત્મિક પ્રકારની અપેક્ષા રાખી રહેલ છે તે વખતે જો હિંદ પોતાનો વારસો ફેંકી દે તો તે એક ભાગ્યની કરુણ ઘટના જ ગણાય આપણે જો હિંદના સાચા ભાવિને યોગ્ય રીતે સફળ બનાવવું હોય તો એક વિશાળ આંતરિક અને બાહ્ય પ્રગતિશીલ વિકાસની જરૂર છે."

આ બાબતમાં મુખ્ય મુશ્કેલી એ આવે છે કે બહારની પ્રગતિ દ્વૈતભાવ ઉત્પન્ન કરે છે અને અંદરની પ્રગતિ અદ્વૈતભાવ જાગ્રત કરે છે. તેથી જ્યાં સુધી બધા દેશોનું લક્ષ ઉચું ન આવે ત્યાં સુધી બધાના સંસ્કારની સેળભેળ થયા કરશે.

આત્માનુ જીવન વર્તમાનમાં છે, તેથી ભૂતકાળની વાતો ભૂલી જવી જોઈએ બહારનું જીવન આપણને ભૂતકાળ બાદ કરીને ભવિષ્ય તરફ નજર રાખવાનું કહે છે હાલના સંજોગો જ એવા થઈ ગયા છે કે માત્ર શરીરના પોષણ માટે જ આખો દિવસ એટલી મહેનત કરવી પડે છે કે આત્માની ઉંચી વાતો ઉપર વિચાર કરવા જેટલો વખત પણ રહેતો નથી સાધુ-ઓને માટે ભિક્ષા માગીને પેટ ભરવા માટે શાસ્ત્રમાં આજ્ઞા કરેલી છે, છતાં સરકારે રેશનીંગ અને ગૃહિણીઓને જણાવેલ છે કે તેઓએ કોઈને ભિક્ષા આપવી નહિ અને ભિક્ષા માટે વધારે અનાજ રેશનીંગમાંથી લેવું નહિ. તે છતાં જૈન ધર્મના બધા સાધુઓ અને

બીજા પણ ઘણા સાધુઓ ભિક્ષા માગે છે અને તેમને મળી રહે છે. આવા કામમાં શાસ્ત્ર પ્રમાણે નીતિ મનાય છે અને સરકારી હુકમ પ્રમાણે અનીતિ થાય છે. તો કોનું પ્રમાણ સાચું માનવું ? સરકાર દેશને સંભાળ રાખવાનું શીખવે છે. સાધુઓ કાળને જીતવાનું શીખવે છે. બન્નેની જરૂર છે. સાધુતા કેળવવા માટે નવા સદ્‌ગુરુઓની જરૂર પડે છે. જ્યારે સદ્‌ગુરુઓ કેળવાતા નથી ત્યારે અંદર ખાલી જગ્યામાં ઢુંગો ભરાય છે

બહુ પ્રતિભા માત્ર બહેરું હોય તે જણાય છે. તેમાં અર્થ અને કામની વાતોનું પ્રમાણ વધારે રહે છે. તેથી આપણાં શાસ્ત્રોમાં અમુક ઉંમર પછી વાનપ્રસ્થ આશ્રમની અથવા સન્યાસ આશ્રમની જરૂર જણાઈ છે. કેટલીક પ્રતિભામાં અહંકાર અને મમતા ઓછાં થાય છે પણ ઘણી પ્રતિભાઓમાં તે વધી જાય છે. ખાસ કરી સમાજ, કોમ અને દેશભક્તિમાં પણ અહંતા મમતા ઓછી થતી નથી. જ્યાં અહં વધે છે ત્યાં ભગવદ્‌ભાવ ઓછો રહે છે.

સ્વરાજ ઠીક કરવાની વાતો વધતી જાય છે તો એ ઠીક પણ નથી. સ્વનું રાજ્ય એટલે આત્માનું રાજ્ય રહે અને તેનાથી ઇન્દ્રિયોના ભોગમાં વૈરાગ્ય આવે તો સાચો રસ્તો મળે તેવું છે. ઝાડના જે છોડ વધવાનું આરંભ થઈને આવ્યા હોય છે તેમને માટે વરસાદ જરૂર આવે છે, તેમ જે માણસો સાચે રસ્તે વળ્યા હોય તેમને માટે યોગ્ય સંજોગો મળી રહે છે. થીઓસોફીકલ સોસાઈટી અને એવાં બીજાં મંડળો માણસોમાં ભાઈભાઈ કેળવવાનો પ્રયત્ન ઘણા વર્ષો થયાં કરે છે. છતાં સંચાની શોધથી ઇંદ્રિયોને વિષય ભોગ માટે જે નવી નવી સગવડો મળી છે તેના પૂરની સામે એવા મંડળોના એવાજ કામ કરી શકતા નથી. તેથી સરકારી કાયદા વધતા જાય છે, કર વધતા જાય છે, બીજા દેશોના ખોટા સંસ્કારની અસર રેડીઓ અને ન્યુઝપેપર અને સીનેમા દ્વારા ફેલાય છે. મોટી ઉંમરના માણસોને નાની ઉંમરની વાતો ગમે છે નાની ઉંમરના માણસોને સીનેમા અને હોટલો ગમે છે. આ બધા જીવનમાં ભગવાન દેશ નિકાલ થઈ ગયો છે. શ્રીકૃષ્ણ ભગવાન જન્મ્યા ત્યારે એટલો વરસાદ આવ્યો હતો કે જમનાજીમાં પૂર આવ્યું હતું તેવીજ રીતે જો ઘેર ઘેર ભગવાનનાં ભજન કીર્તન શરૂ થાય તો વરસાદને ક્યારે રાહ જોવી પડે નહિ. પણ ભજન થાય નહિ અને વિમાનોની મુસાફરી વધશે તો વિમાનના પંખા આકાશની હવાને ઠંડી કરી દેશે અને તે વરસાદને આવતો અટકાવશે માટે સંચાથી મળતા સુખનો સ્વાદ છોડી ચેતનના સુખ તરફ વળવાથી સૌને લાભ થાય તેવું છે.

---

## અપરિગ્રહ

પરિગ્રહ એટલે આપણી પાસે વધારેમાં વધારે ભોગનાં સાધનો ભેગાં કરવાં અને અપરિગ્રહ એટલે તેવાં સાધનો ભેગા કરીને ન રાખવા. જો બધા જ ભોગ સાધન આ સમષ્ટિ રૂપી વિરાટના જ સુખને માટે છે તો પછી તેમાંથી વધારે પ્રમાણનાં સાધનો આપણી પાસે રાખવાં તે અયોગ્ય જ છે–એ તો અધર્મ જ છે. તેમ કરવાનો કોઈને પણ કંઈ અધિકાર નથી. આવી રીતે વસ્તુઓ ભેગી કરીને રાખવાથી અન્ય કેટલાય લોકો એ સાધનોથી વંચિત રહેશે અને વિરાટ પુરુષને એટલું કષ્ટ સહન કરવું પડશે. એટલે પરિગ્રહ વૃત્તિ અધર્મ છે આ પરિગ્રહ ખાતર જ આજે જગતમાં જ્યાં ત્યાં કલેશ થઈ રહ્યો છે.

બધા જ માનવો મળીને એક અદ્વિતીય જીવન બને છે, આ જ્ઞાન આવતાં જ સ્વયં અપરિગ્રહ વૃત્તિ ઉત્પન્ન થાય છે, અને તે પછી બધા જ માનવો આ જ્ઞાનથી સિદ્ધ બની જાય છે એટલે કહ્યું છે કે આ તત્વને જાણવાથી બધું જાણવા મળે છે.

પંડિત શ્રી. સાતવલેકરજી.

# આફ્રિકામાં...

## પ્રકરણ ૨૦ મું.
## એડીસઆબાબાની સંસ્થાઓ

**યતિશ્રી હેમચંદ્રજીએ કરેલા પૂર્વ આફ્રિકાના પ્રવાસનાં સંસ્મરણો અહિં રજુ થાય છે**

એડીસઆબાબામાં હિંદીઓનો વસવાટ સંવત ૧૯૮૫ની સાલમાં છે. અહિં સૌથી પહેલા આવનાર સ્વર્ગસ્થ શાહ દેવચંદ ધરમશી હતા. તેમણે પોતાના વખત દરમ્યાન એક હિંદી તરીકેની ઘણીજ સુંદર છાપ પાડી હતી. તેમણે પોતાની સાથે બીજા હિંદીઓને માટે આ નવા દેશમાં વેપાર-વિકાસ સાધવા માટે પહેલું જ કાર્ય કર્યું હતું.

એડીસઆબાબા ખાતે તેજ વખતે આવનાર બીજા હિંદી તરીકે શેખ કરીમભાઈ હતા. આ બન્નેએ મળીને હિંદી વસવાટ માટે ઘણોજ સુંદર પ્રયત્ન કરેલો અને આજે એડીસઆબાબા ખાતે કે ઈથ્યુપીઆ ખાતે હિંદીઓની વેપારી પેઢીઓ છે તેનું બધુ શ્રેય આ બન્નેને ફાળે જાય છે.

એડીસઆબાબાની મુખ્ય સંસ્થામાં "એડીસઆબાબા ઈન્ડીઅન એસોસિએશન" મુખ્ય છે. તેની સ્થાપના સં. ૧૯૩૧માં થએલી. આ સંસ્થા ત્યાંના હિંદીઓના સામાજીક ઉત્કર્ષ માટે કામ કરે છે. એસોસિએશન હિંદુ-મુસ્લીમોનું બનેલું છે. સંપૂર્ણપણે હિંદી છે. હું જ્યારે ગયો ત્યારે નીચે પ્રમાણે તેના પદાધિકારીઓ અને કાર્યવાહક સમિતિ હતી.—

પ્રમુખ: શાંતિલાલ પી. મહેતા
સેક્રેટરી: એ. કે. રામાનુજ
જો. સે. એમ. બી. મરચન્ટ
ટ્રેઝરર: શેઠ નથુ મુળજી

—: કાર્યવાહક સમિતિ :—

શ્રી. કન્દુભાઈ જી. સેઠના
શ્રી. ઇબ્રાહીમભાઈ પાલડીવાલા
શ્રી. ગુલામઅલી મહંમદઅલી
શ્રી. કાદરખાન રહેમતખાન
શ્રી. હસનઅલી વઝીરઅલી
શ્રી. જેઠાલાલ વીરચંદ શેઠ
શ્રી. કાંતિલાલ હંસરાજ કામાણી
શ્રી. જીવખાન મુસ્સા ગરદઅલી

ઈન્ડીઅન એસોસિએશનના લગભગ ૬૫ મેમ્બરો નોંધાયેલા છે. તેના હસ્તક લાયબ્રેરી ચાલે છે. તેના સેક્રેટરી અમારી સાથે શહેનશાહની મુલાકાત વખતે જે ભાઈએ દુભાષીઆનું કામ કરેલું તે રતિભાઈ શાહ છે. બધા કાર્યકર્તાઓ મને ઉત્સાહી લાગ્યા.

ઈન્ડીઅન એસોસીએશને મને ત્યાંની હિંદી વસ્તીના જે આંકડાઓ આપ્યા છે તે આ પ્રમાણે છે—

| | | |
|---|---|---|
| પુરુષો | ૨૨૫ | લગભગ |
| સ્ત્રીઓ | ૫૫ | ,, |
| બાળકો | ૧૦૦ | ,, |
| કુલ | ૩૮૦ | ,, |

આ આંક ઉપરથી એડીસઆબાબામાં હિંદી વસ્તી હું હતો ત્યારે એટલે ૧૯૪૬માં ૩૫૦ થી ૪૦૦ ની હતી. અહિં ઈમીગ્રેશન કાયદાના કારણે હિંદી વસ્તી ઓછી થઈ ગઈ છે.

ગરીબ હિંદના ઉદ્ધાર અર્થે પૂ. મહાત્મા ગાંધીજીએ સુદર્શન ચક્ર સમાન રેંટીઓ ફેરવવાનું સમજાવ્યું હતું. પોતાના દેશમાં પેદા થયેલા કપાસમાંથી હાથે કાંતેલ અને વણેલી ખાદી પહેરવાનું મહત્વ તેમણે સ્વદેશીવ્રત રૂપે હિંદની પ્રજાને સમજાવ્યું હતું અને ઘેર ઘેર રેંટીઓ ફરે તેમજ લોકો હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદીનો પ્રચાર કરે એમ તેઓ ઇચ્છતા હતા.

ગાંધીજીના આદર્શને અમલમાં લાવવા હિંદમાં ઠેર ઠેર અખિલ હિંદ ચરખો સંઘની શાખાઓ છે અને હાથે વણેલી અને કાંતેલી ખાદી પહેરવાનો શોખ છે એમ કહું તેના કરતાં તે પહેરવી એ પવિત્ર ફરજ છે એમ હું માનું છું હિંદમાં તો ચરખાસંઘ જોયેલા પણ આફ્રિકાના એક પ્રાંતસમા ઇથુપીઆના પાટનગરમાં એજ ધોરણે ચાલતી હાથ કાંતણ અને વણાટશાળાને જ્યારે નિહાળવાનો પ્રસંગ આવે ત્યારે મારું મન કેટલું પ્રફુલ્લિત થાય તે સમજી શકાય તેવું છે

એરીસગાગામાં ૩૦૦૦ બ્હેનો જ્યાં કામ કરે છે તેવી જબ્બર હાથ વણાટશાળા એબીસીનીયન લોકો ચલાવે છે. હઈન્સાહ હાઈલસેલાસીએ આ દિશામાં ગાંધીજીના સિદ્ધાંતને કેટલો અપનાવ્યો છે તે જોઈને હું રાજી થયો એબીસીનીયન લોકો માને છે કે આ દેશમાં જ પેદા થયેલ કપાસમાંથી હાથે કાંતેલી અને હાથે વણેલ કપડું પહેરવું જોઈએ. તેમની એ સ્વદેશાભિમાનની વૃત્તિથી એકવાર ફરી મને એવું થયું કે હું હિંદમાંજ છું.

ફક્ત વણાટશાળાજ નથી પણ તેના જૂદા જૂદા વિભાગો: સ્ટોર્સ અને ઉત્પાદન માટેના પ્રદર્શનગૃહો જોઈને હું રાજી થયો હતો. મેં દરેક વિભાગનું રસપૂર્વક નિરીક્ષણ કર્યું અને દરેક કામ ઝીણવટથી તપાસી શકું તે માટે હાથ વણાટશાળાના કાર્યવાહકોએ મને બધી સગવડ આપેલી હાથવણાટશાળાના સભાપતિ શેખ ઉમરના આ દિશામાં પ્રયાસો ઘણાજ સ્તુત્ય છે. તેમની દેશપ્રત્યેની લાગણી માટે મેં તેમને હાર્દિક અભિનંદન આપ્યા હતા. આવી જાતની સંસ્થાઓજ દેશના ધનને બચાવી શકે છે અને દેશની ઉન્નતિ ત્યારેજ થાય છે.

ત્યાંથી અમે બધા કોર્ટ ખાતેના હુન્નર ઉદ્યોગશાળા જોવા ગયા. જ્યાં જુદા જુદા હુન્નરોનું શિક્ષણ એબીસીનીયન બાળકોને અપાતું હતું. આ સંસ્થાની સ્થાપના ૧૯૪૫ માં મારા ત્યાંના પ્રવાસથી એક વર્ષ પહેલાં થયેલી. આ ઉદ્યોગશાળાના સંચાલનમાં ત્યાંનું પ્રધાનમંડળ પણ ખાસ રસ લે છે અને કોમર્સ મીનીસ્ટર ના. મોકનની આ દિશામાં ધગશ અને લાગણી સરાહનીય છે એટલેજ આ ઉદ્યોગશાળાએ એક વર્ષમાં ઘણીજ સુંદર પ્રગતિ કરી છે.

હુન્નર ઉદ્યોગશાળા બાદ અમે રાષ્ટ્રીય પ્રદર્શન (National Museum) જોવા ગયા. અહિં એબીસીનીયાના ઉત્પાદન અને કાર્યના સુંદર નમૂના રૂપે દરેક ચીજો રાખવામાં આવી છે. આવાં રાષ્ટ્રીય પ્રદર્શનો દરેક દેશોમાં હોવા જોઈએ જેને જોઈને પરદેશથી આવનાર મુસાફરો દેશની પ્રગતિનું સાચું માપ કાઢી શકે

આ બધી સંસ્થાઓ જોઈને મને સાચેજ ઘણોજ આનંદ થયો હતો અને મેં આ સંસ્થાઓની પ્રગતિને અંગે એક અભિનંદન પત્ર રાજા હાઈલસેલાસી ઉપર મોકલ્યો હતો

સંદેશામાં મેં જણાવ્યું કે:-

"હિંદના તારણહાર મહાત્મા ગાંધીજીએ હિંદી પ્રજાને પ્રારંભમાં સ્વાતંત્ર્યનો જે સંદેશો આપેલો તે સ્વાશ્રયી બનવા માટેનું પહેલું પગથીયું રેંટિયો અને હાથવણાટનું કપડું હોવું જોઈએ, આપે તે સ્વાશ્રયના પાઠને જે સુંદર અને વિશાળ સ્વરૂપ આપ્યું છે તે જોઈને હું ખુશ થયો છું અને મારી આશીષ છે કે આપના દેશના રાષ્ટ્રીયકરણના વિકાસમાં આપને અને આપની પ્રજાને પરમકૃપાળુ પરમાત્મા સંપૂર્ણ સાથ આપે અને રાષ્ટ્રીકરણના મહાન કાર્યને સંપૂર્ણ કરવા શક્તિ આપે.

મને આશા છે કે રાષ્ટ્રનવિકાસના આ કાર્યમાં આપ નામદારે જે ભોગ આપ્યો છે તે જરૂર હજારો નિવડશે અને નિકટના ભવિષ્યમાં જેના સુંદર ફળો દુનિયાં ચાખશે. આપનો તેમજ આપના રાષ્ટ્રનો નિરંતર વૃદ્ધિ થાવ એવી મારી અંતઃકરણની ઇચ્છા છે.

આ સાથેજ સ્વાતંત્ર્યતાના દ્વારે ઉભેલ હિંદ અને ઇથોપીઆના સંબંધો વધે એવી આશા રાખું"

—યતિ હેમચંદ્ર (જૈન ઉપદેશક)

આ પ્રમાણે મેં સંદેશો રાજા ઉપર પાઠવેલો. ત્યાંનું કામ જોતાં એમ મને થયેલું કે હિંદને ગાંધીજીએ ખાદી રેંટીયા અને ગ્રામોદ્યોગોનો જે પાઠ આપેલો તેનું સંપૂર્ણ પાલન હિંદીઓએ તો કર્યું નથી પણ અહિં તેમના આદેશને કેટલો મૂર્તિમંત કરવામાં આવ્યો છે. !

આમ એડીસઅબાબામાં મારી હાજરી દરમ્યાન દરેક પ્રકારની સગવડો મને ત્યાંના મહાજનના આગેવાનો તરફથી મળી હતી. તેમાં શેઠ નથુ મુળજીના મેનેજર લાલચંદભાઈ, મહાજનના મંત્રી ગોવિંદ રામાનુજ તથા શાંતિભાઈ અને લાયબ્રેરીના સંચાલક રતિભાઈ શેઠ વિ. નો આભાર મારે માનવો જ રહ્યો.

એડીસઅબાબામાં વેપાર કરતી ઘણી મોટી પેઢીઓ છે જેમાંની ઘણી તો ૪૦ વર્ષની જુની છે. તેમાં શેઠ નથુ મુળજીની પેઢી ૪૦ વર્ષથી ચાલે છે. કેશવલાલ તલકચંદની પેઢી ચાલુ થયે લગભગ ત્રીસ વર્ષ થયા છે. એબીસીનિયાના પ્રવાસ દરમ્યાન દરેક ઠેકાણે શેઠ નથુ મુળજી અને જે. પ્રેમજીની પેઢીઓ મેં જોઈ છે અને તેમાં કામ કરતાં ભાઈઓએ મને બધા પ્રકારની સગવડ કરી આપેલી.

એડીસઅબાબાની બીજી પેઢીઓમાં નીચેની પેઢીઓ છે

અકબરઅલી કમરૂદીનની કું.

શરીફઅલી મહમ્મદઅલીની કું.

મગનલાલ ગરદજી

ઇબ્રાહીમ પારડીવાલાની કું.

ઇસ્માઇલ મુલ્લા શરીફઅલી.

છોટાલાલ રામજી વીરાણી (રાજકોટવાળા)

રામજી રામજી વીરાણી ( " " )

બરાબર સાત દિવસની મારી હાજરી પૂરી કરીને હું ફરીને એડન જવા માટે તૈયાર થયો. આ વખતે એડીસઅબાબાથી સીધું એરોપ્લેનમાં એડન જવાનું હતું. એરોડ્રોમ ઉપર વિદાય આપવા ઘણાં ભાઈ-બહેન આવ્યા હતા. એરોપ્લેનમાં બેઠો ત્યાં સુધી મને એ વિદાય વસમી લાગી પણ એરોપ્લેન અમને જુદા પાડવા માટે ઉડ્યું.

ઉભેલા લોકો એરોપ્લેન નજર બહાર ગયું ત્યાં સુધી જોતા રહ્યા અને હું એરોપ્લેનમાં એડન તરફ ઉડી રહ્યો હતો.

---

## વ્યક્તિની ઉન્નતિ

સનાતન વૈદિક ધર્મ વ્યક્તિની ઉન્નતિનો સરસ કાર્યક્રમ બતાવે છે. મનુષ્યની અંદર શરીર, ઇન્દ્રિયો, મન, ચિત્ત, બુદ્ધિ અને આત્મા (જીવ) આ પદાર્થો છે. તેનાથી તે સારું ખોટું કર્તવ્ય કરે છે. એથી જ આ ગાનવને અનુશાસનમાં રાખવો, વૈયક્તિક ઉન્નતિ માટે અત્યંત આવશ્યક છે. આનું જ નામ 'વૈયક્તિક સ્વરાજ્ય' છે. સ્વયં શાસીત અથવા આત્માનુશાસીત તે જ છે અષ્ટાંગ યોગ તેને જ માટે છે. આસનોથી શરીર, ત્રાટકથી આંખો, ધ્યાનથી ચિત્ત, શબ્દાનુસંધાનથી કાન, પ્રાણાયામથી શ્વાસ, ધારણાધ્યાન અને સંયમથી મન અને ચિત્ત તથા જ્ઞાન યોગથી બુદ્ધિ અને આત્માની પ્રસન્નતા સિદ્ધ થાય છે. આ અનુષ્ઠાનથી વૈયક્તિક અનુશાસન ઉત્તમ પ્રકારે સફળ થાય છે અનુશાસિત વ્યક્તિ જ સમાજમાં આદર્શ અને ઉન્નત વ્યક્તિ તરીકે ઓળખાય છે. આ જ અનુશાસિત વ્યક્તિ સમાજની સેવા કરવાને માટે યોગ્ય છે અનુશાસન વગરની વ્યક્તિ કોઇ પણ ઉત્તમ કાર્ય કરવા માટે અયોગ્ય છે. એટલે જ દેશમાં સાર્વત્રિક શિક્ષા એવી હોવી જોઇએ કે જેથી બધા જ માણસો પુર્ણરૂપે અનુશાસન યુક્ત બને.

પંડિત શ્રી. સાતવલેકરજી.



શ્રી રમણ મહર્ષિ પ્રણિત

# એકાત્મ પંચકમ્

(૧)

ભૂલીને નિજાત્મા, ગણી દેહ આત્મા,
લીધા કોટી જન્મો સ્ફુરે આત્મ અંતે;
થતા સ્વસ્વરૂપે, જુએ જાગતાં તે-
ભુમ્યો શું હું વિશ્વે યથા દીર્ઘ સ્વપ્ને!

(૨)

સ્વયં 'હું' રૂપે જે સદા વર્તમાન,
છતાં પૂછતો 'કોણ હું?; ક્યા જ આવ્યો?'
સુરામત્ત કેરી લવારી સમાન,
પૂછે ભાન ભૂલી સ્વજાતિ, સ્વદેશ.

(૩)

ખરી દ્રષ્ટિ એ 'દેહ આત્મા વિષે છે.'
છતાં જે શરીરે જ જડ આત્મ દેખે,
રહ્યા છે પટાધાર ચિત્રો તથાપી,
ભૂલે ચિત્ર માંહે જ પટ, ભ્રાન્ત બુદ્ધિ.

(૪)

દીઠા શું અલંકાર સુવર્ણ ભિન્ન!
શરીરે તથા કેમ આત્માથી ભિન્ન!
જુએ અજ્ઞ તે દેહ આ, તેજ આત્મા,
જુએ જ્ઞાની અંતસ્થ આત્મા જ આત્મા.

(૫)

ખરે આત્મ વસ્તુ અનાદિ અનંત,
ગિરા જ્યાં ન પહોંચી શ્રી આદિગુરુની,
પ્રબોધે જ તેને સ્વયં મૌન ધારી,
અતિ શ્રી તહીં માનવી વાણી કેરી?

અનુવાદક

શ્રી. પ્રતાપરાય છો. દેસાઇ.

# ફ હાઉસીંગ સોસાયટીઓ દ્વારા મકાનો

લેખક : શ્રી. શાંતિલાલ દીનાનાથ મહેતા

યુદ્ધ પછી મોટાં શહેરોમાં વસ્તી ખૂબ વધી ગઈ છે. ને બીજી બાજુ નવાં મકાનોનાં બાંધકામ અટકી જવાથી વસવાટોનો દુકાળ પડ્યો છે, મકાનોની સખ્ત તંગીના પરિણામે ગરીબ અને ખાસ કરીને મધ્યમ વર્ગ ભારે હાલાકી ભોગવી રહ્યો છે. મકાન માલિકો એક નાની સરખી ઓરડીના માસીક રૂા. ૩૫ થી ૪૦ જેટલું ભાડું લઇ સંજોગોનો લાભ મળે તેટલો લઇ રહ્યા છે. લોકોને રહેવાનો ઓટલો પણ મળતો નહીં હોવાથી મકાન ધણી માગે તેટલાં ભાડાં આપવા ફરજ પડે છે તબેલા જેવા મકાનના પાંચ ગણાં ભાડાં ભરીને પણ લોકોને રહેવું પડે છે.

માત્ર જાહેરાતોથી મકાનો તૈયાર થઇ જશે?

આ વિકટ પ્રશ્ન ઉકેલવાની જવાબદારી સરકારની છે. પ્રજાને જરૂરી મકાનો, અનાજ અને કપડાં એ મુખ્ય જરૂરીયાતો સંપૂર્ણ રીતે મળે તેવી ગોઠવણ કરે તેજ સરકાર લોકપ્રિય બને, આજે ઇંગ્લેન્ડની સરકારે માલ સામાનની સખ્ત તંગી છતાં યુદ્ધ પછીનાં વર્ષોમાં આજ સુધીમાં એક લાખ મકાનો બાંધ્યાં છે અને બીજા દેશોમાં પણ મકાનો બાંધવાની પ્રવૃત્તિ પૂર ઝડપથી ચાલી રહી છે.

મુંબઇ સરકારે પણ ઇલાકાનાં મોટાં શહેરો મુંબાઇ, અમદાવાદ, પુના અને સોલાપુરમાં સહકારી પ્રવૃત્તિઓ દ્વારા સખ્યાબંધ મકાનો બાંધવા તેમજ સરકાર તરફથી મકાનો બાંધવા યોજનાઓ કરી હતી, આજે બે વર્ષને અંતે સરકારે કેટલાં મકાનો બાંધ્યાં? કેટલી સહકારી સોસાયટીઓને ઉત્તેજન આપી મકાનો બંધાવ્યાં? વગેરે વિગતો તપાસતાં પરિણામ સંતોષકારક લાગતું નથી.

ધર્મનગર સોસાયટીના કાર્યકર તરીકેના મારા કેટલાક વર્ષના અનુભવ પરથી લાગે છે કે સરકાર કાગળ પર યોજનાઓ ઘડે છે ખરી, તેની લાંબી જાહેરાતો પણ કરે છે અને તેની પાછળ તે સમય પૂરતી સાચી ધગશ પણ હોય છે, પરંતુ પછીથી તેને અમલી બનાવવા ખાસ પ્રયત્ન કરવામાં આવતા નથી.



ના. નંદાજીને શ્રી. શાંતિલાલ મહેતા પરિસ્થિતિ સમજાવે છે

મકાનો બાંધવા માત્ર એક કરોડ!

મુંબઇ સરકારે આખા ઇલાકામાં હાઉસિંગ સોસાયટીઓ દ્વારા મકાનો બાંધવા યોજના કરી પરંતુ આટલી મોટી યોજના માટે માત્ર એક કરોડ રૂપીયાજ મંજુર કર્યા!—અને તે પણ ત્રણ વર્ષની લાંબી મુદત માટે!! એક કરોડ રૂપિયા પંદર કે વીસ સોસાયટીઓ વચ્ચે વહેંચાઇ જશે એટલે હવે બીજી સોસાયટીઓને ત્રણ વર્ષ સુધી લૉન આપવામાં નહિ આવે! જ્યારે હજારો નવાં ઘર બાંધવાની જરૂર છે તે વખતે માત્ર પચાસ પંચાસો ઘર-બાંધવા એક કરોડ રૂપિયા મંજુર કરી તે વહેંચી દેવાથી જ મુંબઇ

# બાંધવા મુંબઇ સરકારે શું કરવું જોઈએ?

## મકાનોની તંગી દુર કરવા અગત્યનાં સુચનો

**મકાનની "હાઉસિંગ સ્કીમ" લોકોની જરૂરીઆત કેવી રીતે સંતોષી શકે?**

મુંબઇ સરકારે ખરેખર હજારો મકાન બાંધવાં હોય તો હિન્દી સરકાર સમક્ષ યોજના અસરકારક રીતે રજુ કરી એક કરોડ નહિં પરંતુ તે માટે જરૂરી નાણાં—કરોડો રૂપિયા મેળવી યોજના સફળ બનાવવી જોઇએ.

**મકાનો બાંધવા છુટછાટો આપો**

નાણાં ઉપરાંત પણ મકાનો બાંધવાની યોજના સફળ બનાવવા સરકારે બીજી અનેક સગવડો ચારે બાજુથી પ્રજાને આપવાની જરૂર છે.

સરકારે સહકારી સોસાયટીઓને તમામ પ્રકારે ઉત્તેજન આપવાની નીતિ અખત્યાર કરવી જોઇએ. મોટાં શહેરોમાં વસવાટોની કટોકટી જેવો સમય છે એક રીતે મકાનોનો દુકાળ છે. એટલે અનાજ સંકટ સમયે જેમ ખાસ છુટછાટો આપી સોસાયટીઓને સિમેન્ટ અને બાંધકામના પ્લાન માટે જોઇતી મંજુરીઓ ઢીલો સમય જાય છે તેમ ન થાય તે માટે બહુ સામાન્ય વિધિદ્વારા તાત્કાલીક મંજુરી મળે તેવી વ્યવસ્થા કરવી જોઇએ

મકાનો બાંધવાના કડક નિયમો અને ઢમઢરાવતી પદ્ધતિમાંથી સોસાયટીઓને મુક્ત કરી તેમને સઘળા પ્રકારની મદદ આપવામાં આવે તોજ સોસાયટીઓને ઉત્તેજન મળી શકશે.

સરકારે બારેક કરોડ રૂપીઆ આટલી મોટી સ્કીમ માટે બહુ નજીવી રકમ છે સરકારે તે યોજનાને આપણી બનાવવી ન હોય તો તે માટે કરોડો રૂપીઆ અલગ મુકી સોસાયટીઓને છુટથી નાણાં આપે તો એક જ વર્ષમાં હજારો મકાનો ઉભાં થઈ શકે ને વસવાટોની તંગી આપોઆપ દૂર થશે.

હાઉસિંગની યોજનાને અમલી બનાવવા સરકારે આ પ્રશ્નના અનુભવિ અને નિષ્ણાતોનું ખાસ મંડળ નીમી ઝડપી કામકાજ થાય તેવાં પગલાં ભરવાં જોઇએ.

**સહકારી સોસાયટીઓનું "બ્લુ" લીફલેટ**

સરકારે સહકારી મંડળીઓ માટે તેના ગુણદોષની સંપૂર્ણ અને સરળ સમજૂતિ આપતું સાહિત્ય પ્રસિદ્ધ કરવું જોઇએ. હાલમાં માત્ર "બ્લુ" લીફલેટ નામની એક અંગ્રેજી પત્રિકા તેના સાહિત્ય તરીકે આપવામાં આવે છે અને સરકાર તરફથી તેને આધાર-ભૂત ગણવામાં આવે છે.

આ પત્રિકામાં ઇંગ્લેન્ડની તેમજ પરદેશની સોસાયટીઓનો આધાર લઇ ગુંચવણભરી ભાષામાં માહિતીઓ અપાઇ છે. સોસાયટીઓના પ્રકાર વિષે તેમાં યોગ્ય સમજૂતી નથી; અને પ્રશ્નોને એટલા અઘરાં અને ગુંચવણ ભર્યા બનાવ્યા છે કે જેને સામાન્ય પ્રજાજન સહેલાઇથી સમજી શકે નહિં. સહકારી અમલદારો પણ આ લીફલેટના તમામ



ના. નહાજી, ડૉ. દેસાઈ, શ્રી. રાજેન્દ્ર દેસાઈ વગેરે સાથે ગોવાલ આરસાઇ ઠાવિશાવ મહેતા વગેરેનો ધર્મનગરમાં લીધેલ ગ્રુપ ફોટો.

વિભાગની સોસાયટીઓના મુળભૂત સિદ્ધાન્તો એકજ હોય તો આવાં વર્ગીકરણ વ્યાજબી નથી. હું આશા રાખું છું કે સરકાર આ તફાવત વહેલી તકે દુર કરી બન્ને પ્રકારની સોસાયટીઓને સરખા હિસ્સે લોન આપશે તોજ સરકારી મદદનો હેતુ સચવાશે અને બંને પ્રકારની સોસાયટીઓ વિકાસ સાધી શકશે.

## ખાતાના અમલદારોની બેદરકારી

સરકારે ખાતાના અમલદારોને તેમજ કલેક્ટરને હાઉસીંગના પ્રશ્નનો નિકાલ કરવા તાબડતોબ કાગળો મોકલવા તેમજ હકીકત સમજી સહાનુભૂતિપુર્વક વિચાર કરી સુધારાતો તાત્કાલિક નિકાલ કરવા ખાસ સૂચનાઓ આપવી જોઇએ

રેવન્યુ ખાતામાં કાગળમાં એકને બદલે બીજીજ ઓફિસોમાં મોકલવામાં આવે અને તેમાં કેટલાય દિવસો નિરર્થક જાય એવા ઘણા બેદરકારીના કિસ્સા જોવામાં આવે છે

મકાનોના પ્લાન મંજુર કરવામાં ઘણી લાંબી કાર્યવાહી થાય છે. આ ખાતુ વધુ ઝડપી બનાવવાની જરૂર છે. પ્લાન મંજુર કરાવતાં મહિનાઓ લાગે અને તે માટે પણ સરકારી ઓફિસોમાં ધક્કા ખાવા પડે તો સરકારી સોસાયટીઓ ઝડપી પ્રગતિ સાધી ન શકે

આ રીતે પ્લાન મંજુર થતા જ મહીનાઓ નીકળી જાય તો મકાનો ક્યારે બંધાય? સરકારની ભલી નીતિ અને જાહેરાતો અમલી બનાવવી હોય અને અને રાષ્ટ્રને ઉંચુ લાવવું હોય તો દરેક સરકારી ખાતાના સુધારા ભર કક્ષાથી વધુ ઝડપે કેળવાયે રહેલા જોઇએ. નહી ખાતાનું ધ્યેય હકીકત સમજી સહાનુભૂતિપૂર્વક તેનો ઉકેલ લાવવાનું હોવું જોઇએ કેમકે કામદો રાષ્ટ્રની સેવા માટે છે. તેના સાહેબ બનવા માટે નથી.

## સોસાયટીઓના વહીવટમાં સરકારી દખલ

આજસુધીના ઈતિહાસમાં એક બાજુ સરકારે હાઉસીંગ સોસાયટીઓને ઉત્તેજન આપવાની નીતિ રાખી છે તો બીજી બાજુ નાના અમલદારો દ્વારા થતી દખલગીરી તેની પ્રગતિને બાધક પણ નીવડી છે. હવે તો રાષ્ટ્રીય સરકાર આવી છે એટલે સરકારી ઓફીસો અને અમલદારોની અમલદાર શાહીને બદલે શુદ્ધ લોકશાહી ધોરણે સોસાયટીઓને સ્વતંત્ર રીતે પોતાનો વહિવટ ચલાવવા દેવો જોઇએ સરકારી અને સરકારી અમલદારોએ માત્ર સલાહકાર તરીકે સોસાયટીઓને સ્વતંત્ર કાર્ય પરાયણ બનાવવી જોઇએ. સહકારી હાઉસીંગ સોસાયટીઓની વ્યવસ્થાપક કમીટીઓએ પણ સહકારી ખાતાઓની બીન જરૂરી દરમ્યાનગીરીનો સામનો કરવો જોઇએ.

## હાઉસીંગ માટે સીમેન્ટ-લોખંડ વહેંચવાની વ્યવસ્થા છે?

સરકારે વસવાટોની તંગીનો પ્રશ્ન ઉકેલવા પ્રજાનો સાથ લઈ સહકારી સોસાયટીઓ સ્થાપવા જણાવ્યું છે તે ખરૂં પ્રશંસનીય છે પણ આવી સોસાયટીઓને માલ સામાન પુરો પાડવા કાંઈ વ્યવસ્થા રાખી છે ખરી? હાલ જો કે લોખંડનો સપ્લાય ડિપાર્ટમેન્ટ તરફથી વહેંચાઈ રહ્યું છે પરંતુ સીમેન્ટનું શું? સીમેન્ટની હાડમારીનો પ્રશ્ન આજકાલ ઉગ્ર બન્યો છે કેમકે સીમેન્ટની વહેંચણી અખત્યાર સરકારે સપ્લાય ડિપાર્ટમેન્ટને નહીં સોંપતાં એક વેપારી કંપનીને સોંપી છે આ સંજોગોમાં સોસાયટીઓને સીમેન્ટ વગેરે જરૂરી માલ સામાન તાકીદે પહોંચાડવાની ખાસ વ્યવસ્થા સરકારે કરવી જોઈએ.

સોસાયટીઓને ખાસ વેગનો અને અગર સ્પેશીયલ ટ્રેનો દ્વારા તેમનો માલ સામાન પહોંચે તેમ સરકારે અવશ્ય કરવું જોઇએ આમ થાય તો જ મકાનો બાંધવાનું કાર્ય સરકારે ગંભીરતાપૂર્વક હાથમાં લીધું તેની ખાત્રી થશે. તે સિવાય હાઉસીંગનો પ્રશ્ન ઉકેલવા સોસાયટીઓની સ્થાપના એ માત્ર ફારસ રૂપ બનશે.

## એક ચોક્કસ યોજનાને વળગી રહેવાની જરુર

અમદાવાદની ધર્મનગર સોસાયટીએ પોતાના સભ્યોને વહેલામાં વહેલી તકે મકાનો તૈયાર કરી આપવા તેમ જ જુદા જુદા વિભાગો દ્વારા સો કરો મકાનો તૈયાર કરવા યોજના ઘડી છે. આ યોજના સહકારી હાઉસીંગ સ્કીમની જાહેરાતો ને અનુલક્ષીને એ પ્રારંભ જ થવામા આવી છે પરંતુ સરકાર પહેલા વિભાગની લોન આપી સંતોષ માની લઇ. બીજા વિભાગના લોન ક્યારે મળશે? સરકાર વારવાર સ્કીમો રિવાઈઝ કરે તેમાં એટલા બધા ફેરફાર કરે છે કે મુળ સ્કીમ બાજુએજ રહી જાય છે. એક જાહેર કરેલા ચોક્કસ યોજનાને, સરકારે આગામાં

ઓછા પાંચ વર્ષ વગરની રહેવાની નીતિ રાખવી જોઇએ. તોજ તે યોજના મુજબ કાર્ય કરનારા દરેક મેળવી કંઈક સંગીન કાર્ય બતાવો શકે

દાખલા તરીકે અમદાવાદ માટે ૫૦ સમચોરસ વારથી વધુ જમીનમાં પણ કરીને ૮૦ સમચોરસવાર સુધીના બાંધકામની છૂટ આપતી જાહેરાત સરકારે નવા વર્ષે વધુ જમીનમાં મકાન બાંધવાની સોસાયટી લોન નહી મળી શકે ' મ્યુનિસિપલ લીમીટ બહારની સોસાયટીઓને લોન નહીં મળે વગેરે આ સંજોગોમા સરકારની મૂળ જાહેરાત પ્રમાણે યોજના કરનાર સસ્થાઓએ શું કરવું ?

સોસાયટીને બોમ્બેજોગે લોન ન મળે, લોખંડ મળે તો સીમેન્ટ માટે બેસી રહેવું પડે. મહામહેનતે સીમેંટ માટે પરમીટ મળે તો રેલ્વે વેગનોની મુશ્કેલીઓ ઉભી છેજ તેથી સરકારને વિનતિ કરવાની કે હાઉસિંગ સ્કીમ સફળ બનાવવા સોસાયટીઓને ખાસ સગવડ આપો અને તેમની મુશ્કેલીઓ તાકીદે દૂર કરવામાં મદદ કરો તેમજ છુટથી નાણા અને માલ સામાનની મદદ આપોતોજ સેંકડો નહીં પરંતુ હજારો મકાનો થોડાં સમયમા તૈયાર થઇ શકશે ને રહેઠાણો માટે રખડતાં હજારો કુટુંબોના વિકટ પ્રશ્ન ઉકેલવાનો યશ સરકાર મેળવશે. રાષ્ટ્રીય સરકારની એ મહાન સિદ્ધિ ગણાશે.

### કલેક્ટરની જવાબદારી

હાઉસિંગ સોસાયટીઓને તમામ પ્રકારની મદદ કરવા સુધના સરકારના પ્રતિનિધિ તરીકે કલેક્ટરને આપવી જોઇએ અને કલેક્ટરે વીજળી, પાણી, ગટર વગેરે પ્લાનની મંજુરી, રેશન, વગેરે બાબતોમાં સોસાયટીઓને ખાસ મદદ તેમજ માર્ગદર્શન આપવુ જોઇએ

ધર્મનગર સોસાયટી સાબરમતીમા ઇલેક્ટ્રીક પાવર હાઉસની બાજુમા જ છે. કુવામાંથી પાણી ખેંચવા તથા રાત્રે રોશની માટે જરૂરી ઇલેક્ટ્રીક પાવર આપવા કલેક્ટરે સત્તાના અભાવે ના પાડવાથી સોસાયટીને ભારે ખર્ચ તથા તકલીફમાં ઉતરવુ પડે. આ સ્થિતિમાં સરકારી મદદ ન મળે તો સોસાયટી શું કરે ! આવા કેસમાં કલેક્ટરને મદદ કરવાની સત્તા અને જવાબદારી સોંપી જોઇએ.

### હાઉસીંગ કમીટીઓની જરૂર

સરકારે દરેક મોટા શહેરોમાં હાઉસીંગ એડવાઇઝરી કમીટીઓ નીમી તેમના દ્વારા બધા પ્રશ્નો સમજી મકાનો બાંધવાની ઝડપી નીતિ રાખવી જોઇએ. સરકારે હાઉસીંગ સોસાયટીઓના પ્રતિનિધિઓ સાથે પરિષદ યોજી તેમની મુશ્કેલીઓ તાત્કાલિક સાંભળવાની જરૂર છે. આ બધી મુશ્કેલીઓનુ યોગ્ય નિવારણ નહિ થાય તો સરકારના મકાનો બાંધવાની યોજનાઓ કાગળ પરથી આગળ વધશે નહિ.

હાઉસીંગના પ્રશ્નો ડગલે ડગલે મુશ્કેલીઓ શા માટે આવવી જોઇએ ? જો સરકાર તેની પાછળ હેતુ અને પ્રજાના કાર્યકરો દ્વારા મકાનો બાંધવામાં સહકાર મેળવવો હોય તો તેમણે તેમને તમામ જરૂરી છૂટ છાટો અને મદદ આપવી જોઇએ.

આશા છે કે મુંબાઇ સરકાર આ સુચનાઓ પાછળ રહેલી શુભેચ્છા સમજી તેનો યોગ્ય અમલ કરી હાઉસીંગ યોજનાને સફળ અને લોકપ્રિય બનાવી સાચા રાષ્ટ્રીય સરકાર તરીકેનું ગૌરવ શોભાવશે.

---

( ૯ મા પાનાનું ચાલુ )

### (૫) ગુરૂ મહારાજની પ્રાર્થનાની રીત

(૨૦) હું આ રીતે દેવી મા ની પ્રાર્થના કરતો ' મા ' તુ આનન્દ સ્વરૂપ છે. બસ, તું મારી સમક્ષ પ્રગટ થા ને થાજ. " અને કેટલીક વાર કહેતો " દીનબન્ધુ ! દીનાનાથ ! શુ હું તારા વિશ્વની બહાર છું ! મારામાં જ્ઞાન, ભક્તિ કે તપ બળ કાંઇજ નથી. હું કાંઇ જાણતો નથી. પ્રભો ' હું તો માત્ર તારી કૃપાનો ભીખારી છું કૃપા કરી મને દર્શન દે. "

(૨૧) મા ' આદ્ય શક્તિ ! વિશ્વજનની ! મને લોકોના માનની જરુર નથી, અને ઇન્દ્રિય સુખોની પરવાહ નથી, ગંગા જમુનાના મિલનની જેમ મારો આત્મા તારા તરફ સદાય પ્રવાહિત રહો. મા ' મારામાં ભક્તિ નથી, યોગ નથી, હું દીન છું, નિરાધાર છું અને મારે કોઇના વખાણ જોઇતાં નથી; બસ, તારા ચરણકમળમા મારુ મન કાયમ વિશ્રામ લ્યો.

' (૨૨) મા ' હું યંત્ર છું, તું યંત્રી છે. હું ઘર છું તું ઘરમા રહેનાર છે હું મ્યાન છું તું તલવાર છે. હું રથ છુ તુ રથી છે જે પ્રમાણે તુ મારી પાસે કાર્ય કરાવે છે તે પ્રમાણે હું કરું છુ. જેમ તું બોલાવે છે તેમ બોલુ છુ. અંતરથી જેમ તું સમાધાન કરે તેમ મારૂ છું ' હું ' નહીં ' હું ' નહીં, પણ તુ.

# ભાવના

સુરત પાસે આવેલ રાંદેર ગામના જ્ઞાનયોગી શ્રી મંગુભાઈએ રચેલાં અને દોહરામાં ગુંથેલાં આ જ્ઞાન સૂત્રો સાદી અને સરળ ભાષામાં મુમુક્ષુઓને ઘણું ઘણું દિશાસૂચન આપે છે આ ભાવના-પુસ્તિકા અત્રેની શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ તરફથી પ્રસિદ્ધ થઈ છે, અને તેની બીજી આવૃત્તિ નિકળી છે તેજ એ સૂત્રોની લોકપ્રિયતાની ખાત્રી આપે છે. પ્રેમધર્મના વાંચકો માટે તેના પ્રકાશકના આભાર સાથે રજુ કરીએ છીએ.

(દોહરા)

બ્રહ્માંડતર વ્યાપી રહ્યા, જે પરમાત્મા નિત્ય,
આપે છે તે મુજને આજે જ્ઞાન પુનિત.
મુજ દોષો સઘળા હરી કરે હૃદય મુજ શુદ્ધ,
જેથી આજે હું થયો સમર્થ યોગી પ્રબુદ્ધ.
અસૂયા, ઈર્ષા, શોક ને, ક્રોધ, લોભ, ભય, દ્વેષ,
કોઈ તણો ન થાઓ હવે મારે હૃદય પ્રવેશ
જીવ માત્ર પ્રતિ મુજ ઉરે પ્રકટે અપૂર્વ પ્રેમ,
હું ઇચ્છું જીવ માત્રનું સદા સર્વદા ક્ષેમ.
પ્રેમસ્વરૂપ પ્રભુ વ્યાપતા, મારા અણુ અણુ માંહ્ય,
પ્રેમસૂરે મુજ ઉર વિશે આજે ઝમ ઝમ થાય.
ધન્ય ધન્ય પ્રભુ આપનો, મહિમા કહ્યો ન જાય,
આપ સ્વરૂપ આજે મને, આખું વિશ્વ જણાય
પૂર્વદિશા સ્થિત સર્વનું કરે પ્રભુ કલ્યાણ,
વિહિત ભોગ દઈ સર્વને, અંતે દે નિર્વાણ.
ઉત્તરમાં સ્થિત સર્વનું કરે પ્રભુ કલ્યાણ,
વિહિત ભોગ દઈ સર્વને, અંતે દે નિર્વાણ.
પશ્ચિમમાં સ્થિત સર્વનું કરે પ્રભુ કલ્યાણ
વિહિત ભોગ દઈ સર્વને, અંતે દે નિર્વાણ.
દક્ષિણમાં સ્થિત સર્વનું કરે પ્રભુ કલ્યાણ,
વિહિત ભોગ દઈ સર્વને, અંતે દે નિર્વાણ.

* *

હું પ્રિય પુત્ર પ્રભુ તણો, પ્રભુ છે મારા બાપ,
ભવ ચિંતા ધરી કેમ હું, હવે કરું સંતાપ!
પ્રભુનું જે બધું તે બધું, મારૂં નિઃસંદેહ,
હકથી હર્તાં થઈ રહ્યું, પ્રભુ જે હું પણ તેહ.
કૃપણ પિતા સમ છે નહિ, મુજ પ્રભુ પિતા અખીલ,
દે છે નિજ સુત સહી મને નિજ ઐશ્વર્ય અખિલ.
હું પુત્રને પ્રભુ આપતા, જ્ઞાન અને વિજ્ઞાન,
આપે છે પ્રતિક્ષણ સદા, દૈવી સંપદદાન.
મુજ પ્રિય પ્રભુ પિતા તણો, અખૂટ ભર્યો ભંડાર,
દીનતા મારે ક્યાં રહી, હવે કશો તલભાર!
પ્રભુની પવિત્રતા અગ્નિ, માપ ન જેનું કદાચ,
અણુ અણુ મારાં આજ તે પવિત્રતામાં ન્હાય

સહી પ્રિય સુત પ્રભુનો મને, હવે સકળ આ જીવ,
અનુકૂળ મુજને થઈ રહી, સાધે છે મુજ શિવ.
જડ પદાર્થ પણ મુજ પ્રતિ અનુકૂળ રાખે ભાવ,
ધન્ય ધન્ય પ્રભુ આપનો કેવો કોણ પ્રભાવ!
સ્ત્રી સુત બંધુ આદિ જે, મુજ કુટુંબ સદાય,
પ્રેરે છે ઉર તેમને, જ્ઞાન સદા જગરાય.
હણીને તેઓ સર્વની, મતિના વિધ વિધ ટેવ,
ઉત્તમ ગુણથી તેમનાં ભરે રૂડું હૃદય
આપે છે વળી તેમને સર્વોત્તમ આરોગ્ય,
સાધે છે તે સર્વનો સ્વરૂપથી સંયોગ.
મુજ પ્રતિ જે જે દ્વેષને ધરે, ધરે વળી વેર,
તે સૌને પણ ત્યાં કરે, મુજ પ્રભુ લીલા લહેર.
મુજ શત્રુની શત્રુતા, નિવારતા મુજ ઈશ,
નિર્મળ પ્રેમથી તેમના, ભરે હૃદય દિનનિશ.
દિવસે મુજ સંગે રહી, રાત્રે રહી પણ તેમ,
સતત પ્રભુ રક્ષે મને, ધન્ય ધન્ય પ્રભુ પ્રેમ!
મુજ ભલાને જ કરે, પ્રતિક્ષણ મારા નાથ,
અહિતનો રહ્યા નવ મતી, હવે મને મન સાથ.
મુજને જે જે જોઈએ, અનુપમ રહી ઉદાર,
આપે છે મુજ પ્રભુ મને, પ્રસારી હસ્ત હજાર.
પ્રભુના નિર્ભય અંકમાં, પ્રભુના છાયા માંહ્ય,
સુખથી પોઢું હું હવે, દેવ સુરક્ષ મુજ ગાથ,
દે છે મુજ પ્રિયતમ પ્રભુ, હિતનું આજે દાન,
હિતાબ્ધિમાં હું ડૂબી જઈ, કરું છું પ્રભુ ગુણગાન.

*

વિવિધ ભેદમય વિશ્વ આ, નજરે પડતું જેહ,
નથી જુદી વસ્તુ બીજી, પણ મુજ પ્રભુ છે તેહ.
એકજ પ્રભુ અસંખ્ય આ વિચિત્ર ધરતા વેષ,
જગત હરિ, હરિ જગત છે, શ્રુતિનો એ આદેશ.
સકળ વિશ્વ જ્યાં છે હરિ હું પણ તત્ર હરિ પુંજ,
પ્રગટ ઉર માનો હવે, ભાગ્યા હરિરૂપ મુજ.
અહા! હું હરિ, હું પ્રભુ, ધન્ય ધન્ય પ્રભુ આજ,
ત્રિભુવન માંહિ છે થયું, આજ મારું સામ્રાજ્ય.
નિજરૂપ કીધો જો મને, હવે થયું શીદ જીવ!

# ધર્મપરીષદના બીજા અધિવેશનનાં

## — સંસ્મરણો —

: લેખક :
શ્રી. "ઉપાનદાર"

દક્ષિણ આફ્રિકાની એક હિંદુ સંસ્થાના મંત્રી તરીકે લાંબો સમય સમાજસેવાનો અનુભવ લીધા પછી ગયે વર્ષે આઝાદ ભારતના દર્શન કરવાનો મને લાભ મળ્યો. મહાસભાના જયપુર અધિવેશનમાં રાષ્ટ્રીય નેતાઓના દર્શન અને ભાષણો સાંભળવાનો અપ્રતિમ લાભ થયો, ઉત્તર હિંદ તથા સૌરાષ્ટ્રનાં તીર્થ ક્ષેત્રોનો પ્રવાસ કર્યા પછી દક્ષિણ હિંદમાં તીર્થાટણ કરવા જતાં સદ્ભાગ્યે ગત મે માસમાં મુંબઇ નગરીમાં ભરાયેલી "સર્વધર્મ પરિષદ"ની બીજી બેઠકના પ્રેક્ષક થવાનો પણ અણધાર્યો લાભ મળ્યો. તે પછી પુનામાં મહારાષ્ટ્રીય સાહિત્ય પરિષદની બત્રીસમી બેઠકમાં પણ પણ જોવાનું મળ્યું.

મુંબઇની "સર્વધર્મ પરિષદ"ની બેઠકનું દશ્ય જોતાં જ જયપુર કોંગ્રેસની સમિતિના પંડાલનો ખ્યાલ ખડો થતો હતો. મુંબઇના કેટલાક સંકુચિત વિચારના વિરોધીઓએ એ ધર્મ પરિષદની ટીકા કરી તેઓ તેની સામે ક્ષુલ્લક વર્તમાનપત્રોથી છાપાની કોલમો ભરાવવાનું પણ નથી ચૂકયા, કિંતુ સૂર્ય સામે ધૂળ ફેંકનાર જાણતો નથી કે એથી સૂર્ય ઝાંખો નથી પડતો.

ધર્મની વિવિધતાને જાણવાનો આવો અપૂર્વ સમય ફરી ન મળે એમ સહુ કોઇ જાણતું હતું.

અનેક અનુભવીઓના મુખથી ધર્મના તત્વોને સાંભળવા તન, મન, ધનના ભોગે પ્રતિરાત્રે આઠ દશ હજાર માનવીઓ શાંતિથી સભામાં બેસી રહે એ આ ધર્મ પરિષદનો વિજય નહિ તો બીજું શું છે?

સનાતન ધર્મનું જ બીજું નામ હિંદુધર્મ છે. વૈદિક ધર્મ કે પુરાતન ધર્મ એ તેના જ પર્યાય છે તેનો અસ્તિત્વકાળ માનવ ઇતિહાસની સાથે સંકલિત થયેલો છે. અન્ય ધર્મો અર્વાચિન કાળમાં સ્થાપિત થયાનાં પ્રમાણો મળી શકે છે જેથી તે પુરાતન ધર્મ નથી ગણાતા.

ધર્મમાં જ્યારે જ્યારે સમય જતાં પાખંડ અને દંભો ઘુસી જાય છે, ત્યારે અધર્મનું જોર વધી જાય છે અને તે સમયે તે ધર્મનું સંશોધન કરવાની જરૂર પડે છે એમ ગીતાકારે કહેલું છે.

"સાધુના રક્ષણાર્થે ને પાપીના નાશ કારણે,
ધર્મની સ્થાપના માટે જન્મું છું હું યુગે યુગે."
(ગીતા ૪-૮)

આ સનાતન ધર્મમાં પૂર્વકાળમાં એવા અનેક ધર્મ સંશોધકો હિંદભૂમિમાં થઇ ગયાના દાખલા ઇતિહાસમાં મળી આવે છે. એમાંના રામરાજા આશરે સાતથી દશ હજાર વર્ષ પર થયેલા તેમણે પોતાના જીવન વ્યવહારમાં માનવ ધર્મને આચરી બતાવ્યો. પિતા સાથે પુત્રે, પત્નિ સાથે પતિએ, ભાઇ સાથે ભાઇએ, ગુરુ સાથે શિષ્યે એમ અરસપરસ કેવી રીતે ધર્મની ફરજો બજાવવાની છે તે પોતાના વર્તન પરથી જગતજનોને બતાવી આપેલું ધર્મ એ મંદિર પુરતી જ વસ્તુ નથી, પણ જીવન વ્યવહારની વસ્તુ છે એમ સિદ્ધ કરી આપેલું છે તેમણે રાવણાદિ અધર્મના પ્રવર્તકોને સંહારી, સદ્ધર્મનું પ્રસ્થાપન કરવામાં અનેક સંકટો સહન કરેલા છે.

તે પછી બીજા ચાર-પાંચ હજાર વર્ષ વિત્યા બાદ મથુરામાં યદુકુળભૂષણ શ્રી કૃષ્ણનો જન્મ થયેલો. તેમણે કંસ, ચાણુર આદિ અધર્મના પ્રચારકોનો નાશ કર્યો, સનાતન ધર્મનું સંસ્થાપન કર્યું.

એવી જ રીતે પ્રત્યેક મહાપુરુષોએ ધર્મને પોતાના વ્યવહારમાં આચરીને ધર્મનું કંઇક અંગે સંશોધન કરવાનું મહદ્ કાર્ય કરેલું જણાઇ આવશે.

જગતના પ્રચલિત બીજા ધર્મો અર્વાચીન કાળના છે; તેમાં પણ સમય જતાં દંભો નહિ ઘુસે એવું કહ્યું નથી તે ધર્મોમાં પણ જ્યારે સંશોધનની જરૂર ઉભી થઇ ત્યારે નવા પરિશોધકો બહાર આવશે. ચીનના બૌદ્ધ ધર્માવલંબીઓમાં શીન્ટો અને કોંગફ્યુશીયસ પંથો એના પ્રમાણો છે.

હિંદમાં જે જે સંશોધકો ભૂતકાળમાં થઇ ગયેલા તેને આજની હિંદુ જનતા ઇશ્વરના અવતારરૂપે પૂજે છે. એમાં ઇશ્વરની મહત્તાને ઓછપ નથી આવતી પણ તેનો મહિમા વધે છે, તે દોષિત નથી, પણ તેને પૂજનારાની કુતિમતિ દોષિત હોય છે.

એમ મનાય છે કે દર એક હજાર વર્ષે જગતમાં ધર્મના મહાન પરિશોધકો જન્મે છે "જ્યારે જ્યારે જગે ગ્લાનિ ધર્મની થાય ભારત, અધર્મ નીકળે ફાટી-ત્યારે હું નિજને સૃજું." (ગીતા ૪-૭) આ સિદ્ધાંત સત્ય એનો પૂરાવો છે.

હિંદભૂમિ એ સમસ્ત જગત માટે માનવ ધર્મનું ઉદ્‌ગમ સ્થાન ગણાય છે અને એ માનનીય પદ તે પુરાતન કાળથી ભોગવતું આવ્યું છે. ભૂતળ પર દૂર દૂર આવેલા દેશો પણ ભારતના તત્ત્વજ્ઞાનને ઝંખે છે એ કોણ નથી જાણતું !

ભૂતકાળમાં જેમ એ સનાતન ધર્મમાં અનેક વાર વિશુદ્ધિ થયેલી છે, તેમ છેલ્લી સદીમાં પણ એમાં વિશુદ્ધિને સ્થાન છે એમ ધર્મ મિમાંસકોએ જોયું. મહર્ષિ દયાનંદે સ્વધર્મ ગણાતા સનાતન ધર્મમાં અંધશ્રદ્ધા, મૂર્તિપૂજાની અતિશયતા, અસ્પૃશ્યતા, અસ્પૃશ્યતાની કરુણતા આદિ કુરિવાજો જોઈને જીવનભર તેના ઉચ્છેદ માટે પ્રયત્નશીલ રહ્યા અને સમાજના એક "જ્યોતિર્ધર" તરીકે નિખ્યાતિ મેળવી ગયા કિન્તુ દીર્ઘકાળથી ઊંડામૂળ ઘાલી ગયેલા પાખંડધર્મના ઉચ્છેદ માટે અર્ધસદી પર્યાપ્ત ન થઈ. અને અવશેષ કાર્ય કોઈ ભાવિ સંશોધક માટે રહી ગયું.

તે પછી મહાત્મા ગાંધીજીએ એ સનાતન ધર્મનું ઊંડું જ અભ્યાસથી નિરિક્ષણ કરી માનવધર્મને જીવન વ્યવહારમાં ઉતારી જોયો, એટલું જ નહિ પણ રાજકારણમાં પણ તેને વિમુખ ન રાખ્યો. આમ કરતા જે જે દૂષણો સમાજના નીચલા થરમાં અને પાખંડી ઉપલા થરમાં ઘૂસી ગયેલા જણાયાં તેને જીવનના સર્વભોગે દૂર કરવાની પ્રતિજ્ઞા લીધી "કરેંગે યા મરેંગે" એ મહામંત્રને વળગી ધર્મને માનવ ધર્મના—એકેક અંગ ઉપાંગને વિવેકરૂપે ચાળી વિશુદ્ધ કરી, એ જ સનાતન ધર્મને માનવ ધર્મ કે વિશ્વધર્મનું મહત્સ્થાન આપવાનું ભગીરથ કાર્ય કર્યું. સનાતનધર્મમાં એક વધુ સંશોધક થઈ ગયા છે એ જગતે જોયું છે તે ભાવિ પ્રજામાં અવતારરૂપે હિંદુઓમાં પૂજાય તો નવાઈ નથી.

ઋષિ સમા, સત્યના આ પ્રેમભરને વિશ્વવંદ્ય બિરદ મળ્યું, તે માટે હિંદ મગરૂર રહેશે. સર્વધર્મ પરિષદના પ્રત્યેક વિદ્વાનવક્તાએ એ દિવ્ય મહાપુરુષને અંજલી અર્પી હતી એ આ લેખકે ખાસ ધ્યાનપૂર્વક જોયું છે.

ઇતિ ૐ તત્સત્

ભગવાન તથાગતની ભિક્ષુણી તરીકે જીવન વ્યતિત કરનાર સમ્રાટ અશોકની પુત્રી

# સંઘમિત્રા

સંઘમિત્રા સુપ્રસિદ્ધ દિગ્વિજયી સમ્રાટ અશોકની પુત્રી હતી. કેટલાક ઈતિહાસકારોએ સંઘમિત્રાને અશોકની બહેન બતાવી છે, પરંતુ તેમની તે ભૂલ છે. અને એ માટે તેમની પાસે કોઈ પુરતું પ્રમાણ પણ નથી.

મૌર્ય સમ્રાટ અશોકનું શરૂઆતનું ચરિત્ર ક્રૂરતાથી ભરેલું હતું. એ સ્વાર્થી અને ધર્મહીન જીવન વ્યતિત કરી રહ્યો હતો. અને આથી જનતા તેને ચંડાશોક નામે ઓળખાવતી હતી. રાજ્યારોહણ થયા પછી તેણે કલીંગદેશ પર ચઢાઈ કરી. આ યુદ્ધમાં તે વિજયી તો બન્યો. પરંતુ યુદ્ધમાં થયેલ અપાર સંહારથી તેનું ક્રૂર હૃદય પીગળી ગયું અને તેના હૃદયમાં કરુણા ઉત્પન્ન થઈ. પૂર્વનાં કરેલાં પુણ્ય કાર્યોનો જ્યારે ઉદય થાય છે, ત્યારે મહાન પાપીના હૃદયમાંથી પણ પાપ વાસના નષ્ટ થઈ જાય છે, અને જીવનમાં નવ પ્રભાતનો ઉદય થાય છે.

અશોકની પણ આ દશા થઈ. તેના હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને પર રાજ્ય જીતવાની આકાંક્ષાઓ નષ્ટ થઈ ગઈ. આ સમયમાં એક શક્તિશાળી બૌદ્ધ ભીક્ષુ ત્યાં આવી ચઢ્યો અને તેણે અશોકના જીવન પર અધિકાર સ્થાપિત કરી લીધો. આથી તેના મનમાં આધ્યાત્મિક શક્તિની ગુપ્ત ક્રિયાઓ કામ કરવા લાગી. બૌદ્ધધર્મની તેણે દિક્ષા લીધી. ભગવાન બુદ્ધના મહાન આદર્શ અહિંસાનો તેણે સ્વીકાર કર્યો. અને તેનું હૃદય વિશ્વપ્રેમથી પરિપૂર્ણ બની ગયું.

આ પછી તો અશોકે ધર્મ પ્રચારમાં પોતાનું જીવન જોડી દીધું. બૌદ્ધધર્મ રાજ્યનો ધર્મ બની ગયો. પશુ હિંસા બંધ કરવામાં આવી અને પશુઓ માટે રાજ્યમાં સ્થળે સ્થળે પશુ-ચિકિત્સાલય, રોગીઓ માટે દવાખાનાં, દીનદુખીઓ માટે અન્નવસ્ત્રનાં દાન, તથા પ્રજા ધર્મ માર્ગમાં ઉન્નતિ સાધે તે માટેના ધાર્મિક વિભાગો વગેરે શરૂ કરવામાં આવ્યા. સાધુ સંતોને માટે મઠ બનાવા લાગ્યા. અને એમ ધર્મ માટેનો વ્યાપક પ્રચાર થવા લાગ્યો. મંદિર અને મઠોની દિવાલો પર, પર્વતની શિલાઓ પર, સ્તૂપો પર તથા નગરો અને ગામોમાં સર્વત્ર સ્થળે સ્થળે ધાર્મિક શ્લોકો તથા અશોકની ધર્માજ્ઞાઓ અંકિત કરવામાં આવી. વિદ્વાન, ભિક્ષુ, સંન્યાસીઓની સભા સ્થાપીને ધર્મનો નિર્ણય કરવામાં આવ્યો અને યોગ્ય ધર્મોપદેશકો દેશ દેશમાં તથા વિદેશોમાં પણ ભગવાન બુદ્ધના વિશ્વપ્રેમના પ્રચારને માટે મોકલવામાં આવ્યા.

આ પ્રકારે ધર્મનિષ્ઠ સમ્રાટની દેખરેખમાં રાજકુમાર મહેન્દ્ર તથા રાજકુમારી સંઘમિત્રાનું લાલનપાલન તથા શિક્ષા દિક્ષા અપાવા લાગ્યા. આ બન્ને ભાઈબહેન જેટલાં સુંદર અને તેજસ્વી હતાં તેટલાંજ શીલ અને વિનયમાં વધેલાં હતાં. એમને ઉચ્ચ શિક્ષણ આપવામાં આવ્યું અને સાધુ-સંત તથા વિદ્વાન ગુરુજનોની વચમાં રહેવાથી તેમનાં હૃદયોમાં ધર્મભાવ ખુબ જાગૃત થવા લાગ્યો. મહેન્દ્રનું વય વીસ વર્ષનું હતું તથા સંઘમિત્રાને લગભગ અઢારમું વર્ષ બેઠી ચુક્યું હતું. આથી મહારાજા અશોકે યુવરાજ પદ પર મહેન્દ્રને અભિષિક્ત કરવાનો નિશ્ચય કર્યો. આ સમયે બૌદ્ધ ધર્મના એક આચાર્ય સમ્રાટ પાસે આવ્યા અને કહ્યું કે,

"મહારાજ! જેણે ધર્મ સેવામાં પોતાનાં પુત્ર તથા પુત્રીને અર્પણ કર્યાં છે તેજ બૌદ્ધ ધર્મના વાસ્તવિક મિત્ર છે."

આચાર્યની આ વાણી અશોકને ગળે ઉતરી ગઈ. તેણે પોતાનાં પુત્ર-પુત્રીપર એક સ્નેહભર્યી દ્રષ્ટિ નાખી અને પુછ્યું :

"મારાં વ્હાલાં બાળકો! તમે ભિક્ષુધર્મ સ્વીકાર કરવા માટે તૈયાર છો?"

મહેન્દ્ર અને સંઘમિત્રા બન્નેનું મુખારવિંદ આ પ્રશ્ન સાંભળીને ખીલી ઉઠ્યું. તેમના મનમાં જેના ધર્મની ભાવના તો હતી જ, પરંતુ સમ્રાટના સંતાનો હોવાથી તેમના દિલમાં એવી આશા નહોતી કે સંઘનું શરણ લેવાનું સદ્ભાગ્ય તેમને પ્રાપ્ત થશે. તેમણે ઉત્તર આપ્યો કે :

"પિતાજી! ભિક્ષુ અને ભિક્ષુણી બનીને કરુણામય ભગવાન બુદ્ધના દયા ધર્મના પ્રચારમાં જીવન જોડવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય તો તેનાથી વધુ આનંદપ્રદ વાત બીજી કઈ છે? આપની આજ્ઞા મળે તો આ મહાન-વ્રતનું પાલન કરીને અમે અમારા જન્મનું સાર્થક કરીએ."

સમ્રાટના હૃદયને પણ આ નિર્ણય સાંભળવાથી ઘણો જ હર્ષ થયો. તેણે ભિક્ષુ સંઘને સૂચના આપી કે, "ભગવાન તથાગતના પવિત્ર ધર્મ માટે અશોક પોતાનાં વ્હાલાં પુત્ર પુત્રીને અર્પણ કરી રહેલ છે."

આ વાત વીજળીની માફક મગધ રાજ્યમાં ખુણે ખુણે પ્રસરી ગઈ. બધા લોકો ધન્યવાદ દેવા લાગ્યાં.

મહેન્દ્ર અને સંઘમિત્રા બૌદ્ધ ધર્મની દિક્ષા લઈને ભિક્ષુ અને ભિક્ષુણી બની ગયા. મહેન્દ્રનું નામ ધર્મપાલ અને સંઘમિત્રાનું નામ આયુપાલી રાખવામાં આવ્યું. બન્ને પોતપોતાના સંઘમાં રહીને ધર્મનું પાલન કરવા લાગ્યાં.

બત્રીસ વર્ષની વયે મહેન્દ્રને ધર્મ પ્રચાર માટે સિંહલદ્વીપ મોકલવામાં આવ્યો. એ દેશનો રાજા નિષ્ઠ ધર્મપાલના આધ્યાત્મ જ્યોતિથી તેજસ્વી બનેલા સુંદર સ્વરૂપને જોઈને વિસ્મિત બની ગયો. તેણે ખૂબ જ શ્રદ્ધા અને સત્કાર પૂર્વક મહેન્દ્રને પોતાની પાસે રાખ્યો. સિંહલમાં હજારો સ્ત્રી પુરુષોએ મહેન્દ્રનો ઉપદેશ સાંભળીને બૌદ્ધ ધર્મની દિક્ષા લીધી.

થોડા દિવસો પછી સિંહલની રાજકુમારી અનુલાએ પાંચસો સખીઓ સાથે ભિક્ષુણી વ્રત લેવાનો સંકલ્પ કર્યો. એ સમયે મહેન્દ્રના મનમાં એવો વિચાર આવ્યો કે બધી સ્ત્રીઓને બરાબર ધર્મની દિક્ષા આપવા માટે અને સ્ત્રીઓમાં ધર્મનો પ્રચાર કરવા માટે એક સુશિક્ષીત તથા ધર્મ શીલા ભિક્ષુણીની જરૂર છે. આથી તેણે પોતાની બહેન સંઘમિત્રાને સિંહલ દ્વિપ મોકલવા માટે પોતાના પિતાને પત્ર લખ્યો. સંઘમિત્રાને તો ધર્મ સેવા સિવાય બીજી કોઈ ભાવના હતી જ નહિ, આ વાત સાંભળીને તો તેના હૃદયમાં ખુબ જ આનંદ થઈ ગયો.

પુણ્યશિલા સંઘમિત્રાએ ધર્મપ્રચાર માટે સિંહલ તરફ પ્રયાણ કર્યું. ભારતના ઇતિહાસમાં આ પહેલો જ અવસર હતો કે એક મહા ગૌરવશાળી સમ્રાટની કન્યાએ સુંદર શિક્ષા દિક્ષા તથા ધર્માનુષ્ઠાન માટે તે જીવનની પૂર્ણતાને પ્રાપ્ત કરીને દૂર દેશની નારીઓને અજ્ઞાનના અંધકારમાંથી મુક્ત કરવા માટે દૂર દેશ તરફ પ્રયાણ કર્યું. એ સમયે ભારતમાં સંઘમિત્રાના આ ધર્મ પ્રયાણના સમાચારથી લોકોના હૃદયમાં તેના પ્રતિ મહાન આદરની ભાવનાનો જેવો ભવ્ય ઉદય થયો હશે તેની કલ્પના પણ આજે થઈ શકે તેમ નથી.

સંઘમિત્રા જ્યારે સિંહલ દેશમાં પહોંચી ત્યારે તેની તેજસ્વી મુખમુદ્રા, તપસ્વિનીનો વેષ તથા અપૂર્વ ધર્મ ભાવના જોઈને ત્યાંના સ્ત્રી પુરુષો આશ્ચર્યમાં પડી ગયાં. ત્યાં સંઘમિત્રાએ એક ભિક્ષુણી સંઘની સ્થાપના કરી અને પોતાના ભાઈ સાથે તેણે સિંહલદ્વિપના ઘરેઘરમાં બૌદ્ધ ધર્મની એ અમરજ્યોતિ સળગાવી કે જેના પ્રકાશમાં આજે બહાર હજાર વર્ષો વીત્યા છતાં પણ સિંહલનિવાસી નરનારી પોતાની જીવનયાત્રા વ્યતિત કરતા ભગવાન તથાગત તથા, તેમણે ઉપદેશેલ ધર્મ પ્રમાણે સંઘના શરણમાં રહી જીવન પોષ કરે છે.

મહાવંશ નામના બૌદ્ધ ગ્રંથમાં સંઘમિત્રાનો ઉલ્લેખ મળી આવે છે. તે ગ્રંથનો લેખક લખે છે કે "સંઘમિત્રાએ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. સિંહલના વસવાટ દરમિયાન ધર્મની ઉન્નતિ માટે તેણે ખૂબ જ પૂષ્કળ કાર્યો કર્યાં હતા. અને ત્યાંથી તે ફરી મગધમાં પાછી ફરવા પામેલ નહિ. સમસ્ત જીવન જ સિંહલદ્વીપમાં વીતી ગયું, તેના મૃતદેહની સિંહલના રાજાએ ખૂબ આદર સત્કાર તથા ધામધૂમથી અંત્યેષ્ઠી ક્રિયા કરી હતી."

ગમે તેમ હો, આ પવિત્ર ભારત દેશમાં એકથી એક ચઢીયાતી આદર્શ જીવન જીવનાર નારિઓ થઈ છે, પરંતુ સંઘમિત્રાનું કામ સમ્રાટ અશોકની કન્યાને અનુકૂળ જ હતું. સમ્રાટના ઇતિહાસકારોએ તેમને 'મહાન'ની પદ્દવી વિભૂષીત કર્યાં પરંતુ દેવી સંઘમિત્રાની મહત્તા તો તેમનાથી પણ વધારે હતી. સિંહલનો ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે. આપણા મહાન ચક્રવર્તી સમ્રાટ અશોકની મહાન કન્યા દેવી સંઘમિત્રાના પવિત્ર અને ઉન્નત જીવનનું સ્મરણ કરીને આજ પણ આપણું મસ્તક ઝુકી જાય છે

---

## સાભાર સ્વીકાર

પાટણથી શ્રી મણીલાલભાઈ તથા ગરેગી ગગાભાઈભાઈ તરફથી 'પ્રેમધર્મ' માસિક પ્રત્યે શુભેચ્છા બતાવતા રૂા. ૧૧ની ભેટ સપ્રેમ મોકલવામાં આવી છે. એ ભાઈઓએ લખ્યું છે કે "ફૂલ નહિ તો ફુલની પાંખડી સમજીને સ્વીકારશો." 'પ્રેમધર્મ' એમની ભેટનો સ્વીકાર કરે છે.

# સજ્જનતાનાં ઝરણાં

: લેખક :
શ્રી. રજનીકાન્ત યાજ્ઞિક

જીવનની અંદર સજ્જનતાના પવિત્ર ગુણો હોય તો તે મનુષ્ય સર્વેશાર્થી પોતાના જીવનને ઉચ્ચકક્ષાએ મૂકી જીવને સાર્થક બનાવે છે આ ગુણોનો અંશ બહુ જ થોડા અથવા તો કોઈ વિરલાઓમાં જ હોય છે, દરેકમા જોવામાં આવતા નથી. સજ્જનતા મનુષ્યના જીવનને પવિત્ર બનાવીને તેને એક ઉચ્ચકક્ષાના આદર્શનો પાઠ પઢાવે છે તેને અનુસરી, મનુષ્ય સમાજની અંદર ઘણો જ કીર્તિમાન બને છે.

ભાવનગર શહેરની અંદર ઘણા જ મનુષ્યો વસે છે. કોઈ ગરીબ છે તો કોઈ તવંગર. કોઈને ત્યાં લક્ષ્મીદેવીની અનહદ કૃપા છે, તો કોઈને ત્યાં તેણી દેખાવ જ દેતી નથી. આ પણ પ્રભુની, અકળ ન કળી શકાય તેવી લીલા છે. ભાવનગર શહેરના મહારાજા ઠાકોર વજેસંગ ઘણા જ ઉદાર તથા વિવેકી હતા. તેમના હૃદયની અંદર દયા, માનવતા તથા સજ્જનતાનાં પવિત્ર ઝરણાં વહ્યા કરતાં હતાં, સૌ કોઈ તેમના પ્રેમરૂપી ઝરણામાંથી પાણી પીને પોતાની તૃષા મીટાવી શકતું તેમના શહેરમાં તેમનો એક સુંદર બાગ હતો, ઘણો જ રમણીય. જ્યારે જ્યારે મહારાજાને ગમતું નહિ ત્યારે તેઓ આ બાગમા ફરવા આવતા અને પોતાના મનને પ્રફુલ્લિત કરતા. બાગની અંદર તથા તેના દ્વારે મજબૂત પહેરો રહેતો. કોઈ પણ મનુષ્ય બાગની અંદર મહારાજાની રજા સિવાય પ્રવેશી શકતો નહિ.

એક વખત ભાવનગર પાસેના ગામનો એક પરેશ ભાવનગર માલ ખરીદવાને માટે આવ્યો જ્યારે તે પોતાના ઘેરથી નીકળ્યો, ત્યારે તેના નાના બે છોકરા તેની પાસે આવ્યાં, અને તેને વળગી પડયા. તેઓ બોલ્યા:

'બાપા, મીઠાઈ લાવજો હો.'

સારું, જાઓ, ભણવા બેસો. એટલું બોલી પરેશે ચાલતી પકડી.

પરેશ ભાવનગર આવ્યો. જે કાંઈ ખરીદવાનું હતું તે ખરીદ્યું અને પાછો ફરી ચાલતો ચાલતો તે મહારાજાના બાગ પાસે આવ્યો. એટલામાં જ તેને સાંભર્યું કે અરેરે છોકરા માટે કશી ચીજ લેવાનું તો ભૂલી જ ગયો! પોતાનાં ખર્ચ્યાં, તાગસ્યાં તો ખાવાનું ખરીદવાને ખીસ્સામાં રાતી પાઈ પણ બચી નહતી. તેના મુખ પર નિરાશાનાં જ ચિહ્ન ફરી વળ્યાં તેની આંખમાં આંસુ આવી ગયા તે મનોગત બોલ્યો

"ઘેર જઈશ એટલે તરત જ છોકરાં પૂછશે કે બાપા, ખાવાનું લાવ્યા? ત્યારે હું શું જવાબ દઈશ."

તેણે નિશ્વાસો નાખ્યો. પોતાની ગરીબાઈની તેને આજેજ ખબર પડી હતી. ભારત જેવા સમૃદ્ધ દેશની સ્થિતિ પણ ખરેખર આવી જ બની ગઈ છે. ગરીબાઈએ ગરીબ લોકોનાં રુધિરનું જેમ ફાવે તેમ રસપાન કરવાની શરૂઆત કરી દીધી છે.

પરેશે પોતાના મન સાથે મક્કમ વિચાર કર્યો કે, મરી જવું સારું, પણ છોકરા માટે કશી ખાવાની ચીજ લીધા વગર તો ઘેર ન જ જવું. તેણે ઉંચે જોઈ પ્રભુને યાદ કર્યો, સહસા તેણે આંબાનું વૃક્ષ જોયું. તેના પર સુંદર પરિપક્વ થયેલી કેરીઓ લટકી રહી હતી. તેના મુખમાંથી "હાશ" એવોજ ઉદ્‌ગાર સરી પડ્યો. "વાહ પ્રભુ! યાદ કરતાની સાથે તેં મારા સામું જોયું તો ખરું વાહ, દયાના સાગર!" તે બોલ્યો.

આંબા પરની કેરીઓ જોઈ પરેશે તેને પાડવા વિચાર કર્યો. તેને થયું કે કેરી આપીશ તો પણ છોકરા રાજી તો થઈ જશે. આ આંબો રાજાના (રાજાના) બગીચાનો હતો. તેની અંદરથી કેરીઓની ચોરી કરવી એ મોતને આહ્વાન આપવા સમાન હતું. તેણે વિચાર્યું કે ક્યાં પહેરગીરો આપણી પાછળ ફરે છે કે ખબર પડશે. એક પથ્થર મારીશ એટલે બે-ચાર કેરી હેઠી પડશે તે લઈ ચાલતો થઈ જઈશ.

આ પ્રમાણે વિચાર કરીને તેણે નજીકમાંથી એક મોટો પત્થર લીધો અને બરાબર તાકીને તેણે આંબા પરની કેરીઓના એક મોટા ઝુમખા ઉપર ઘા કર્યો. ઘા બરાબર કેરીઓ પર વાગ્યો એટલે સાત આઠ કેરીઓ નીચે પડી. પરેશ તે લઈ ચાલવા લાગ્યો, પણ પત્થરે તો પોતાની ગતિ ચાલુ રાખી હવે શું બન્યું?

બરાબર આ જ વખતે મહારાજ વજેસંગ બગીચાની અંદર ફરવા આવ્યા હતા. તેમને થયું કે, લાવ આંબા પાસે જઈ તપાસ તો કરું. જો કેરીઓ પરિપક્વ થઈ ગઈ હોય તો ઉતરાવી લેવાનો માળીને હુકમ કરું. કરીને તે આંબાની પાસે જ બેઠા છે એટલામાં પેલો પત્થર કેરીઓ પર વાગીને સીધો મહારાજના માથામાં પડ્યો મહારાજાના માથામાંથી રક્ત નીકળવા લાગ્યું તેઓ ગમગીન બની ગયા. તેમણે આજ્ઞા કરી.

"કોણ છે એ? પકડો સિપાઈઓ. જલદી અહીં હાજર કરો!"

આજ્ઞા થતાંની સાથે જ સાત આઠ સિપાઈઓ દોડ્યા અને બહાર આવ્યા તો પેલો પરેશ જલદીથી ચાલી રહ્યો હતો. સિપાઈઓ તેની પાછળ પડયા. એક જણાએ બૂમ પાડી

"એય હરામખોર! ઉભો રહે, નહિ તો ગોળીએ દઈ દઉં."

આ અવાજ સાંભળી પરેશે પાછળ જોયું. તો જાડુંક તગડો જોઈ. તેને બીક લાગી. તે ઉભો રહ્યો. સિપાઈઓએ આવી તેને પકડ્યો. અને રાજા પાસે લઈ ચાલ્યા. એ ત્રણ જણાએ તો તેને રસ્તામાં ગડદાપાટુનો માર પણ માર્યો. બાકીનાએ આવો દેવામાં પાછો પાની તો નહોતી કરી એમ કહીએ તો પણ ચાલે. એક જણ બોલ્યો

"તેજ મહારાજને પત્થર માર્યો હતો."

આ સાંભળી પરેશ થરથર ધ્રુજવા લાગ્યો. તેને થયું કે હવે તો મરીજ ગયો. તેણે પોતાનો જ કાળ પોતાની સામે ખડો થયેલો જોયો.

બધા રાજા પાસે આવ્યા. રાજાને હજી સુધી પણ લોહી નીકળતુ જ હતુ તે જોઈ પરેશની આંખમાં ચોધાર આંસુઓ આવી ગયાં. તેના હૃદયમાં ધ્રાસકો પડ્યો.

તેની આંખમાં આંસુ આવેલાં જોઈ બધા તેની હાંસી ઉડાવવા લાગ્યા કે સાલો કેવો ઢોંગ કરે છે! એટલામાં રાજાએ પૂછ્યું:

"તેંજ મને પત્થર માર્યો હતો!"

"હા પ્રભુ તે ભૂંડુ કામ મારાથી જ થઈ ગયુ છે." પરેશે પ્રત્યુત્તર આપ્યો.

"મારે અને તારે કંઈ વેર હતું!" રાજાએ સવાલ કર્યો.

પરેશે જે કંઈ સત્ય હકીકત હતી તે રાજાને કહી સંભળાવી મહારાજ પ્રસન્ન થઈ ગયા. તેમનામાં સજ્જનતાના ગુણોનો વાસ હતો. તે બુદ્ધિવાન તથા ચાતુર્યવાન હતા. તે બોલ્યા

"ઝાડ જેવા જડને પણ જાણીને પત્થર મારવા છતાં તે આપણને મીઠાં ફળ આપે છે તો હું તો ચેતનવાળો, તો મને પત્થર મારવાથી મારે શુ કોપીત બનવું જોઈએ!"

થોડીવાર તે મૌન રહ્યા. તેમણે તીજોરી પરના કારકુન ઉપર એક ચિઠ્ઠિ લખી આપી અને બધુ સિપાઈઓને આજ્ઞા કરી.

"જાઓ, આ પરેશને તીજોરીમાંથી લખેલી રકમ અપાવો અને તેને તેના ઘેર સુરક્ષિત પહોંચાડી આવો."

આ આજ્ઞા સાંભળતાં જ બધા આશ્ચર્ય પામ્યા. સિપાઈઓને તો થયું હતું કે હમણાં મહારાજ આ પરેશને ફાંસીના માંચડે ચઢાવવાનો હુકમ કરશે તેઓએ આ આજ્ઞા સાંભળી રાજાની આજ્ઞાનો સ્વીકાર કર્યો

આનું નામ સજ્જનતા આને જ કહી શકાય સજ્જનતાનું પવિત્ર ઝરણું. આજ સજ્જનતાના ઝરણાની અંદર સ્નાન કરીને પેલા પરેશે પોતાના જીવને બચાવ્યો અને ત્યારે તેણે ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા કરી.

સજ્જનતા મેળવવી બહુજ રમતની વાત છે.

તેને આચરણમાં મુકવી તે મોતના પ્રબળ પંજામાં સપડાવા જેવું છે, પરંતુ જો મનુષ્ય ધારે તો આ ગુણ સહેલાઈથી આચરણમાં મુકી શકે છે. આચરણમાં મુકી પોતાનો જીવનની ચારિત્ર્યશીલ બનાવે છે. મહારાજાને આવા એક ગરીબ પરેશની શી પડી હેય! પણ તેજ સજ્જનતા કે જેણે રાજાના આચરણમાં ક્યારનોય પ્રવેશ કર્યો છે. તેના જ આ ઉદારતા. તેનીજ આ કર્તવ્ય પરાયણતા. તેજ સજ્જનતા રાજાને માનવતાના પંથે પ્રયાણ કરાવવા પ્રેરે. સજ્જનતા ઘણીજ કલ્યાણકારક છે, દરેક મનુષ્યે તેને અવશ્ય જલ્દી આચરણમાં મૂકવાનો પ્રયત્ન કરવો જોઈએ.

---

## અમદાવાદના મહોપદેશક

# શ્રી. ઈશ્વરલાલ શાસ્ત્રીનું

### શોકજનક અવસાન

અમદાવાદ ગીતામંદિરના શાસ્ત્રી તથા શ્રી પુનિત મહારાજના ગુરુ શ્રી. ઈશ્વરલાલ શાસ્ત્રીજી તા ૨૩-૭-૪૯ ના શનિવારે વિદેહમુક્ત થયા છે તેઓએ અમદાવાદના મહામહોપાધ્યાય શ્રી રામકૃષ્ણ શાસ્ત્રી પાસે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો, ત્યારબાદ કાશી જઈને વ્યાકરણ ન્યાય, સાહિત્ય અને યોગશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરીને તેઓએ અમદાવાદમાં વક્તા તરીકે સારી પ્રખ્યાતી મેળવી હતી. મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજના સંપર્કમાં આવતાં સ્વામીજીએ તેમની વિદ્વત્તા અને વક્તૃત્વ શક્તિથી આકર્ષાઈને પોતાના કાર્યમાં શાસ્ત્રી તરીકે નિયત કર્યા હતા. ગીતા મંદિરમાં પૂ. સ્વામીજીની ગેરહાજરીમાં તેઓ નિત્ય કથા કરતા હતા.

સ્વ. શાસ્ત્રીજી હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિના સહાયક તેમ જ પ્રશંસક હતા અને સમિતિના કાર્યક્રમોમાં પોતાનો ફાળો આપવા હમેશ તૈયાર રહેતા.

તેઓ સ્વભાવે મિલનસાર સરલ અને ધર્મનિષ્ઠ હતા. પરમકૃપાળુ પરમાત્મા સદ્‌ગત આત્માને સદ્‌ગતિ આપો.

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર [માસિક]

# પ્રેમધર્મ

જેની સાથે યતિશ્રી હેમચંદ્રજી સ્થાપિત પ્રેમ સંદેશ જોડી દેવામાં આવ્યું છે

: બીજું
૧૨ મો

પૂર્ણાંક · ૨૪
સપ્ટેમ્બર '૪૯





સ્વામિશ્રી રામદાસ હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિમાં કાર્યકર્તાઓ સાથે ભજનમાં

તંત્રીમંડળ

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
યતિશ્રી હેમચંદ્રજી



યતિશ્રી રાજચંદ્રજી
શ્રી શાંતિલાલ દીનાનાથ મહેતા




હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર (માસિક)

न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः ।

| વર્ષ: ૨ | સપ્ટેંબર ૧૯૪૯ | 'પ્રેમધર્મ' કાર્યાલય<br>સારંગપુર-ખડાપતાની વાડી-અમદાવાદ. | વાર્ષિક લવાજમ<br>દેશમાં ૩-૮-૦<br>વિદેશમાં ૮-૪-૦ [૧૨ શિ.] | અંક ૧૨<br>પૂર્ણસંખ્યા ૨૪ |
|---|---|---|---|---|

# માગ્યું મરણ મળે

માગું છું જો મળે તો આપનું શરણ મળે,
હૈયાના હેતનું ભરી ધાવણ ધરણ મળે.
રમીને ખિલાવતા મળે હરિયાળી વન મળે,
ને આપના સાંનિધ્યનું સૌભાગ્ય ક્ષણ મળે.
એકાકી છું, ભલે રહ્યો જીવનના પંથમાં,
આવી મળે તો મનનું માન્યું એકતાણ મળે.
ના છે વિષાદ કાંઈ ભવનાનો; આપના-
નામ સ્મરણનું માત્ર જો કંઠાભરણ મળે.
ઉરની ચિતાના વરેક વારેવારે,
ઊર્મિના તાલેતાલનું એકીકરણ મળે.
બૂઝી નહીં તરસ હજી મંઝિલ તો દૂર છે,
શોધું છું, શુદ્ધ સ્નેહનું મીઠું ઝરણ મળે.
કાશીની કે કાબાની તમન્ના નથી મને
જો આપના ચરણમહીં માગ્યું મરણ મળે.

જમિયત પંડ્યા.

# સંપાદકીય



## માસિક નોંધ

### ભારતીય વિદ્યાભવન

શ્રીયુત કનૈયાલાલ મુનશી અને શ્રીમતી લીલાવતી મુનશીના અથાગ પરિશ્રમના ફળરૂપે મુંબાઈમાં ભારતીય વિદ્યાભવનનું ઉદ્ઘાટન નામદાર ગર્વનર જનરલ રાજગોપાલાચારીશ્વરના શુભ હસ્તે તા. ૮મી ઑગસ્ટના રોજ થયું છે.

શ્રીયુત કનૈયાલાલ મુનશી વર્તમાન હિન્દના તેજસ્વી કાર્યકરોમાના એક છે અને શ્રીમતિ લીલાવતી મુન્શી તેમના યોગ્ય સાથીદાર તરીકે ગૃહજીવન અને જાહેરજીવન બંને ક્ષેત્રમાં સાથ આપી રહ્યાં છે. આ દંપતિના અથાક પ્રયત્નો વડે આજે મુંબઈમાં ભારતીય વિદ્યાભવનની પ્રવૃત્તિઓ કુશળતાથી રહી છે એ છેલ્લા દશ વર્ષની તેમની પ્રગતિ-કૂચ પરથી જણાય છે. અંધેરીમાં તેમણે વિકસાવેલી શિક્ષણની સંસ્થાઓ મુંબઈને ગૌરવરૂપ છે અને છેલ્લે ભારતીય વિદ્યાભવનનું પોતાનું મકાન તૈયાર થતા તેમના પ્રયત્નો પર કીર્તિ કળશ ચડયો છે.

ભારતીય વિદ્યાભવનના ઉદ્ઘાટન પ્રસંગે શ્રી. મુન્શી દંપતિને અભિનંદન આપતો એક તાર હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચારક સમિતિ તરફથી મોકલવામાં આવ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે, "સ્વતંત્ર હિન્દના પ્રથમ વાઈસરોય નામદાર ચક્રવર્તિ રાજગોપાલાચારીવરના હસ્તે ભારતીય વિદ્યાભવનનું ઉદ્ઘાટન થાય છે, તે બદલ આપ બંનેને—શ્રી કનૈયાલાલ મુન્શી તથા શ્રીમતી લીલાબ્હેન મુન્શીને અભિનંદન આપીએ છીએ. હિન્દી સંસ્કૃતિના પ્રચારમા વિદ્યાભવન સંગીન ફાળો આપશે એવી આશા રાખીએ છીએ "

મુંબાઈ અલબેલી નગરી છે. એની બહુવિધ પ્રવૃત્તિમાં આ ભવન સંસ્કૃતિનું કેન્દ્ર બનો અને સાહિત્ય, કલા, સંશોધન અને રાષ્ટ્રવ્યાપી આધ્યાત્મિક નવજીવનનું એ પ્રેરક કેન્દ્ર થાય એવી પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે.

### ૧૫મી ઑગસ્ટનો ઉત્સવ

મધ્યમ વર્ગની અનેક ઉપાધીઓ છતાં સમસ્ત પ્રજાએ સ્વતંત્રતાનું ત્રીજું વર્ષ પૂર્ણ ઉત્સાહથી અને આભાર વૃત્તિથી ઉજવ્યું છે. કોન્ગ્રેસ સરકારે મેળવેલી અનેક સિદ્ધિઓની પ્રજા કદર કરે છે અને આશા રાખે છે કે એમનાં આદર્શો શુભ કાર્યો પરિપૂર્ણ થાય !

નક્કી થયેલ કાર્યક્રમોમાં વૃક્ષારોપણ કાર્ય અમને બહુ ગમ્યુ છે. ધર્મનગરમાં પણ અમે વૃક્ષારોપણનો વિધિ કર્યો હતો.

*

### નડિયાદમાં સાધુ સંમેલન

નડીઆદ સંતરામમાં જે પ્રગતિમાન જમાનાની ઉત્તમ પ્રકારે સેવા કરવા ઉત્સુક એવા વિદ્વાન અને કાર્યકર સંન્યાસીઓ અને સાધુમહાત્માઓ મળ્યા હતા તેમના ઠરાવો અમે જાણીને ખુશ થયા છીએ

ભવિષ્યનો જે કાર્યક્રમ એમના હાથથી ઘડાશે તે નવજીવનને પોષક અને કલ્યાણપ્રદ થશે એવો અમને વિશ્વાસ છે.

### અંધશ્રદ્ધા

આપણી ગુરુભક્તિ, અજ્ઞાન અને સહેલાઈથી મોક્ષ મેળવી લેવાની લાલચમા પડેલી ગાંડી ગુજરાત આવાં સંમેલનો દ્વારા યોગ્ય દોરવણી મેળવશે એવી આશા રાખીએ છીએ. ધર્મનાં ધામો પોતાની અસલ પ્રતિભા પ્રાપ્ત કરો, પવિત્રતા, ધર્મબળ અને પ્રેરક વાતાવરણ જામો, આળસુ, રખડતા ભમતા ભીખારી અને વ્હેમ દુરાચાર અને ચમત્કારોમાં પડેલા પાખંડીઓ, સાચા સંતોના પ્રકાશથી ઉઘાડા પડો એવી ભારત ભાગ્ય વિધાતાને અમારી પ્રાર્થના છે.

*

### પર્યુષણ વ્યાખ્યાનમાળા

મુંબઈ અને અમદાવાદમાં પર્યુષણ વ્યાખ્યાન માળા, આ વર્ષે પણ સરસ ગોઠવાઈ હતી. એમાં રૂઢી ચુસ્ત જૈનોથી સુધારક જૈનોના આદર્શ જુદા તરી આવે છે.

સુધારકોમાં યુવક વર્ગ સ્વાભાવિક રીતે જ વધુ છે એ ભવિષ્યને માટે શુભ સૂચક ચિહ્ન છે કૂપ મંડૂકતા, કુંઠી બુદ્ધિ, સાંપ્રદાયિકતા તોડી નવિનોમાં અમે જ્ઞાન, સર્વગ્રાહી દૃષ્ટિ, સર્વ દર્શન પ્રાપ્ત કરવાની વિશાળતા અને રાષ્ટ્રપ્રેમ જોઈએ છીએ. જૈનેતર વિદ્વાનોનાં વ્યાખ્યાનો રાખીને વ્યવસ્થાપકોએ જે દેશકાળ અને ગુણજ્ઞતા દર્શાવ્યાં છે તેની અમે કદર કરીએ છીએ.

પંડીત સુખલાલજી, શ્રીયુત પરમાનંદ કાપડીઆ અને શ્રીયુત ધીરજલાલ ધનજીભાઈને અમારો હાર્દિક ધન્યવાદ છે.

*

### સ્વામીનારાયણ અને હરિજનો

આખરે સ્વામીનારાયણનું મંદિર હિન્દુ સંપ્રદાયનું ધામ ગણાયું એ જાણીને અમને સંતોષ થયો છે

પર્વ બાકે આવા ૧૮ પ્રાચીન-પ્રેમીઓને સલાહ આપી છે તે યાદ દેવડાવવાનું અમને મન થઇ જાય છે કે "જેઓ જમાનાની યોગ્ય પ્રગતિ સાથે ના રહી શકે એમણે આપઘાત કરવો"

### પંડિત વિષ્ણુ દિગંબરની પુણ્યતીથિ

અમદાવાદના લગભગ તમામ સંગીત શાસ્ત્રીઓએ ભેગાં થઇ, જેમ તાનસેનની જયંતી ઉજવાય છે તેજ રીતે પોતપોતાના ઉત્તમ ગીતો ગાઇને સ્વ. વિષ્ણુ દિગંબરના આત્માને પ્રણામ કર્યાં હતા. આ કાર્યમાં પણ અમે ગુજરાતનો મહાન ગુણ જોયો. હવે—તે રાગ દ્વેષનો અભાવ, સહકાર, પ્રેમ અને ગુણજ્ઞતા. કુસંપથી જ આપણી પડતી થઇ હતી. સંપથી ચડતી જરૂર થશે.

### વેદ મંદિરની સ્થાપના

અમદાવાદમાં ધર્મના નવા ધામોમાં ગીતા મંદિર હતું અને એમાં વેદ મંદિર બનાવી આવકારદાયક ઉમેરો થયો છે. વેદ મંદિરનો વ્યાખ્યાનખંડ સગવડવાળો અને ભવ્ય બન્યો છે અને ત્યાં સરસ્વતી મંદીર એટલે વાંચનાલય અને ગ્રંથ ભંડાર થોડા જ વખતમાં સ્થપાશે.

હજારો ભાવિક સ્ત્રી પુરુષોએ એ પ્રસંગે જ્ઞાન સપ્તાહ ઉજવાયો તેનો લાભ લીધો છે. મહામંડલેશ્વર ગણેશ્વરાનંદજી અને સ્વામિશ્રી સર્વાનંદજી પ્રગતિમાન રાષ્ટ્રધર્મને સમજવાવાળા અને બહુશ્રુત છે. હાલના કર્તવ્યોનો પ્રજાજનોને બોધ મળે, દેશકાળને વિચારીને આચાર્યો અને ધર્મોપદેશકો પણ સુધરે અને જ્ઞાન, ભક્તિ સાથે લોકસેવાનાં કાર્યો મંદીરો દ્વારા થાય એવી એમની મનોકામના છે.

સ્વામીશ્રી ગણેશ્વરાનંદજીનાં વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાનો તથા વેદાંત-શાસ્ત્રને સરળ રીતે સમજાવવાની શૈલિ પર અમદાવાદના શહેરીઓ મુગ્ધ બન્યા છે, તેમજ સ્વામીશ્રી સર્વાનંદજીનો મિલનસાર સ્વભાવ તથા વ્યાખ્યાન પદ્ધતિએ પ્રજા પ્રેમ સંપાદન કર્યો છે. એ પ્રેમના પરિ-



મહામંડળેશ્વર શ્રી ગણેશ્વરાનંદજી

પાક રૂપે પ્રજાનાં નાણાથી વેદમંદિર ઊભું થયું છે એ હરકોઇ માટે આનંદનો વિષય છે. આ હોલનો ઉપયોગ શહેરના ધાર્મિક ઉત્સવ સમારંભો માટે ખૂબ ઉપયોગી બનશે.



સ્વામિશ્રી સર્વાનંદજી



"વેદમંદિર" એનું ગયે મહિને ઉદ્ઘાટન કરવામાં આવ્યું.

અમદાવાદના જાહેર જીવનમાં રાજકિય, સામાજીક અને સાહિત્ય ક્ષેત્રમાં તેજદ્વેષ નથી એજ પ્રમાણે અત્રેની ધર્મની પ્રવૃત્તિઓમા પણ નીલકંઠ મહાદેવ, જગન્નાથજી, સરયુદાસજી, સીતામંદિર, સન્યાસઆશ્રમ, મણીવાળા આશ્રમ, શંકરાચાર્યજી, રામાયણ સમિતિ, વિવેકાનંદ રામકૃષ્ણ, તત્વજ્ઞાન પ્રચાર સમિતિ બધામાં એક જાતનો મેળ અને સંવાદ છે.

એવા જ સંવાદથી પ્રેરાઈ વેદ મંદિરના મહોત્સવમાં મહામંડલેશ્વરો, મહંતો, ભજનિકો, કથાકારો અને વિદ્વાનોના સંઘ પ્રેમ અને સહકાર જોઈ પ્રજા રત્યે છે

એક ઘડી આધી ઘડી
આધીમે પુનિ આધ,
તુલસી સંગત સંતકી
હરે કોટી અપરાધ.

એમ આધી કે એક ઘડીનો ફી પણ સમાગ અને સત્સંગ ગાખો શ્રાવણ માસ અમદાવાદનાં હજારો ભક્તજનોનો હરિરસના આનંદમા અને સત્સંગમા ગયો છે

વેદ મંદિર બંધાવી આપનાર શ્રેષ્ઠિ, સૂત્રધાર મંગેશ્વરાનંદ અને સ્વામીશ્રી સર્વાનંદજીને અમારાં હાર્દિક અભિનંદન છે.

મુંબઈ સરકારને અભિનંદન

ધર્મનગર સોસાયટીને મુંબઈ સરકારે એક્વીઝીશનમાંથી મુક્ત કરી જે પ્રશંસનીય પગલું ભર્યું છે તે બદલ અમારાં હાર્દિક અભિનંદન આપીએ છીએ. રવિવાર તા. ૩૧-૭-૪૯ના રોજ ધર્મનગરના તમામ સભ્યોએ વિરોધ સભા ભરી હતી અને ત્યા સરકાર સામે રોષ અને વિરોધની પ્રબળ લાગણી જણાતી હતી, ત્યારે કલ્પના નહોતી કે મુંબઈ સરકાર વહેલા તકે સોસાયટીની વિનંતિ માન્ય રાખશે. પરંતુ આ પ્રસંગમાં મુંબઈ સરકારના રેવન્યુ પ્રધાન માનનીય શ્રી મોરારજીભાઈએ ખુબ હિંમત તેમજ સરકારે આપેલા વચનો અને જાહેર કરેલા આદર્શો પાળવા પ્રત્યેની મક્કમતા બતાવી સાબીત કરી આપ્યુ છે કે કોંગ્રેસ સરકાર પ્રજાનું હિત જોનારી અને તે પ્રમાણે વર્તનારી સાચી લોકશાહી સરકાર છે અને તેથી જ બીજી સરકારે ન કર્યું હોત તેવુ પ્રશંસનીય વર્તન બતાવી તેમણે ધર્મનગર સોસાયટીને યોગ્ય ન્યાય આપ્યો છે.

ધર્મનગર સોસાયટીની કારોબારી સમિતિની તા. ૧૪-૮-૪૯ના રોજ મળેલી સભાએ સરકારને અભિનંદન આપતો ઠરાવ કરી તે મુંબઈ સરકારને મોકલી આપ્યો છે

"ધર્મનગર-કો-ઓપરેટીવ હાઉસીંગ સોસાયટીના અમેરની સીમના સરવે નંબર ૮૯ અને ૫૩/૧ મા બંધાઈ ગયેલા મકાનો સાથેની જમીન એક્વાયર કરવાની સંમતિ નહી આપીને મુંબઈ સરકારે આમ-પ્રજાની સરકારને શોભે તેવુ પગલુ ભર્યું છે, તે બદલ ધર્મનગર સોસાયટી પ્રધાનમંડળને અભિનંદન આપે છે. મધ્યમવર્ગને મકાનોની અસહ્ય તંગીમા રાહત આપવા માનનીય પ્રધાન શ્રી મોરારજીભાઈએ સોસાયટીના નંબરો એક્વીઝીશનમાંથી મુક્ત કરી સોસાયટીને ન્યાય તથા યોગ્ય રક્ષણ આપવામાં જે હિંમત અને ઝડપ બતાવી છે તે બદલ ધર્મનગર સોસાયટીની મેનેજીંગ કમીટીની આજની સભા તેમને અભિનંદન આપે છે અને મધ્યમવર્ગની તથા ગરીબપ્રજાની સેવા અર્થે તેઓ દિર્ઘાયુષ્ય ભોગવે તેવી પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરે છે."

હરિપ્રસાદ દેસાઈ | શાંતિલાલ મહેતા

## પ્રકીર્ણ

### સ્વીકાર

ભારતને પ્રકાશકઃ સ્વામિ ભૂતેશાનંદ, રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ. કિંમત-સવાપીઆ.

સ્વામિશ્રી વિવેકાનંદના 'On India and Her problems' નામના પુસ્તકનો આ અનુવાદ, સરળ અને જુસ્સાદાર ભાષામાં થયો છે. સ્વામિ વિવેકાનંદે પચાસ વર્ષો પૂર્વે રજૂ કરેલા વિચારો સ્વતંત્ર ભારત માટે આજે પણ એટલા જ નવીન અને પ્રેરણાદાયી છે.

### હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી

## યોજાએલું મેડીકલ બોર્ડ

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી ગરીબ તથા મધ્યમવર્ગને દાક્તરી સલાહ અને સારવાર આપવા યોજના કરવામાં આવી છે.

આ યોજના અમલમાં મૂકવા અમદાવાદના નીચેના અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત દાક્તર મિત્રોએ સમિતિને પોતાની સેવા આપવા કબૂલાત આપી છે.

(૧) ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ.

(૨) ડૉ. હરિપ્રસાદ ચકુભાઈ પાસાવાળા.

(૩) ડૉ. કેશવલાલ જીવણરામ ભટ્ટ.

(૪) ડૉ. દીનકરભાઈ સાંકળચંદ દલાલ.

(૫) ડૉ. સિંધુભાઈ દીવેટીઆ

(૬) ડૉ. સરસ્વતિ સુખલાલ શેઠ.

આ સમિતિ ૧૯૪૯–૫૦ ના વર્ષો માટે પોતાની સેવાઓ આપશે.

સપ્ટેમ્બર માસના પહેલા અઠવાડિયા દરમ્યાન આ મેડીકલ બોર્ડની પહેલી મીટીંગ મળશે, તેમાં યોજનાની વિગતો નક્કી કરવામાં આવશે.

## 'પ્રેમધર્મ' બીજું વર્ષ પૂરું કરે છે

'પ્રેમધર્મ'ના બીજા વર્ષનો આ છેલ્લો અંક છે. આવતા અંકથી 'પ્રેમધર્મ' ત્રીજા વર્ષમાં પ્રવેશ કરશે.

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર તરફથી છેલ્લા બે વર્ષથી પ્રગટ થતા આ માસિકનો પ્રજાએ સુંદર લાભ લીધો છે. એની સાબીતી આપતા પત્રો કાર્યાલયમાં મળે છે ત્યારે લાગે છે કે માસિક પ્રજાને જરૂરી આધ્યાત્મિક ખોરાક પૂરો પાડવામાં કંઈક પણ ફાળો આપે છે. ગુજરાતમાં જો કે દિન પ્રતિદિન વાંચન શોખ વધતો જાય છે તેમ છતાં હજી માસિકો માટે પગભર બનવાનું સહેલું નથી બન્યું આજથી પંદર વર્ષ પૂર્વે પત્રકારત્વ એ ધંધાદારી દ્રષ્ટિએ ખોટનો વેપાર જ ગણાતો. તેમા આજે એટલો સુધારો થયો છે કે દૈનિક પત્રો માટે લોકોની જરૂરિયાત વધી છે અને તેથી દૈનિકો પગભર બન્યાં છે એટલું જ નહી પરંતુ કેટલાક પત્રો નફો પણ કરી રહ્યાં છે. જ્યારે માસિકો હજી ખોટનો ધંધો જ કરી રહ્યાં છે.

આ સંજોગોમાં 'પ્રેમધર્મ' નફાનો ધંધો બનાવવાની ધારણા રાખવી એ અસ્થાને છે પરંતુ તેને પગભર બનાવવા સમિતિ પ્રયત્નશીલ છે 'પ્રેમધર્મ'નાં બે વર્ષ આર્થિક દ્રષ્ટિએ ખોટનો જ આંકડો બતાવે છે તેમ છતાં સમિતિને ખાત્રી છે કે આ ખોટ સહાયક વર્ગ તરફથી સહેલાઈથી પૂરાઈ જશે

આ તકે અમે 'પ્રેમધર્મ'ના લેખકો, ગ્રાહકો, વાચકો અને તેને જાહેરખબર દ્વારા આર્થિક મદદ આપનાર ભાઈઓનો હાર્દિક આભાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે નવા વર્ષમાં તેઓ તેમની શુભેચ્છા અને સહકાર વડે 'પ્રેમધર્મ'ને જનતાની વધુ સેવા અર્થે સમૃદ્ધ બનાવવામાં સહાયરૂપ બનશે.

આ વર્ષે 'પ્રેમધર્મ' સાથે વડોદરાથી યતિશ્રી હેમચંદ્રજી સ્થાપિત 'મુમસંદેશ' માસિક જોડી દેવામાં આવ્યું છે ને એ રીતે 'પ્રેમધર્મ'નો વાંચક વર્ગ તથા સહાયક વર્ગ વિશાળ બન્યો છે 'પ્રેમધર્મ' તરફથી નવા વર્ષમા અમે સૌને પ્રેમ અને શુભેચ્છાની લાગણીઓ પાઠવીએ છીએ!

મંત્રીઓ હીન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ

---

## સમિતિ તરફથી ચાલતા અભ્યાસ વર્ગો

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી ચાલતા અભ્યાસવર્ગમાં દર શનિવારે સાંજના સમિતિની ઓફિસમાં તથા પ્રાર્થના સમાજમાં દર રવિવારે સવારના ડૉ. હરિપ્રસાદ દેસાઈએ અને મહિને નીચે મુજબના જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં હતાં. સંસ્કૃતિ, નવજીવન, પ્રેમધર્મ, શિલ્પ સ્થાપત્ય, સાહિત્ય અને જીવન, જીવનમાં ધર્મ કેમ ઉતારવો, આત્મ જ્ઞાન, સૌન્દર્યનાં દર્શન, તેમજ આંધળી ગુરુ ભક્તિ

આ વ્યાખ્યાનોનો વિદ્યાર્થીઓ તેમજ નાગરિકોએ સારી સંખ્યામાં લાભ લીધો હતો. આ અભ્યાસ વર્ગો હજી ચાલુ જ છે અને તેમાં નિયમિત હાજરી આપનાર બંધુઓને પ્રમાણપત્રો આપવામાં આવે છે.

## સ્વામીશ્રી રામદાસ, સમિતિની મુલાકાતે

કાન્હનગઢ (દક્ષિણ) આશ્રમવાળા સંત શ્રી રામદાસ જેમનો પરિચય તથા જીવન પ્રસંગ 'પ્રેમધર્મ'ના આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલ છે. તેઓશ્રી તાજેતરમાં અમદાવાદની મુલાકાતે આવ્યા હતા અને પંદરેક દિવસ અમદાવાદની પ્રજાને તેમના સત્સંગનો લાભ મળ્યો હતો.

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિના કાર્યાલયમા તેમનું સ્વાગત કરવામાં આવ્યું હતું અને તેમના આશ્રમને સમિતિ તરફથી રૂા. ૧૦૧)ની રકમ ભેટ તરીકે અર્પણ કરવામાં આવી હતી.

સ્વામી શ્રી રામદાસની મુલાકાત પ્રસંગની તસ્વીર 'પ્રેમધર્મ'ના' આ અંકના મુખપૃષ્ઠ પર પ્રગટ કરવામાં આવી છે. સ્વામી શ્રી રામદાસ સાથે ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી શાંતિલાલ મહેતા તથા શ્રી બંસીધરભાઈ બેઠેલા જણાય છે.

---

## ધર્મનગર કો. ઓ. હાઉસિંગ સોસાયટી લીમીટેડ.

### તા. ૨૫ મી સપ્ટેમ્બરને રવિવારે મળનારી વાર્ષિક સામાન્ય સભા

ધર્મનગર કો. ઓ. હાઉસિંગ સોસાયટી લીમીટેડની વાર્ષિક સામાન્ય સભા રવિવાર તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૪૯ ના રોજ ચાર વાગે સારંગપુર ખડાયતાની વાડીમાં, ધર્મનગર સોસાયટી લીમીટેડની ઓફીસમાં મળશે.

સભામાં નીચેનું કામકાજ કરવામાં આવશે.

એજન્ડા

૧. નવા વર્ષની મેનેજીંગ કમીટીના બે સભ્યો છુટા થાય છે (જેઓ ફાવેસર ફરી ચુંટાવા હક્કદાર છે) તેમની ખાલી પડેલી જગ્યાની ચુંટણી કરવા બાબત.
૨. સોસાયટીની શેર કેપીટલ વધારવા બાબત
૩ સોસાયટીના હિસાબનુ ઇ સ. ૧૯૪૮–૪૯ નું ઓડીટ થયેલ સરવૈયુ મંજુર કરવા બાબત.
૪. સોસાયટી માટે બસ શરૂ કરવા બાબત.
૫. સોસાયટી માટે કો–ઓપરેટીવ સ્ટોર્સ શરૂ કરવા બાબત.
૬. સોસાયટીના ઓડીટર નીમવા બાબત.
૭. ધર્મનગર સોસાયટીની કોઓપરેટીવ બેંક શરૂ કરવા બાબત.
૮. મત્રી તરફથી રજુ કરવામાં આવે તે.

ધર્મનગર સોસાયટી લી.
સારંગપુર, ખડાયતાની વાડી,
અમદાવાદ, તા. ૧૬–૮–૪૯

(સહી)
S. A. Thaker.
ઓનરરી સેક્રેટરી.

તા. ક. મેનેજીંગ કમીટીમાં ઉભા રહેવા ઇચ્છતા સભ્યો માટેનું ઉમેદવારી ફોર્મ દરેક સભ્યને ટપાલ મારફત મોકલવામા આવ્યુ છે તે ફોર્મ શનિવાર તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૪૯ સુધીમા ભરીને ઓફીસમાં પહોંચાડવું.

## ઉદ્યમ સાથે ધર્મ

શિયાળાનો દિવસ હતો. સવારે હું ફરવા નીકળ્યો હતો. ભરભાંખર થવા આવ્યું હતું. સડકની બાજુમા વણઝારાની એક પોઠ પડી હતી. વણઝારાની સ્ત્રીઓ એક કુંડાળે મળી દળણું દળતી હતી. વચમાં સળગાવેલું તાપણું સૌને મીઠો તાપ આપી રહ્યું હતું. નાની મોટી ૭ સાત બાળાઓના હાથ નાની નાની ઘંટીઓ ઉપર ચક્કર ચક્કર ફર્યો કરતા હતા. સડક પર ચાલતાં હું આ બધી ક્રિયા જોઇ રહ્યો હતો; અને નજીક આવતાં તો મને તેમની પાસે જવાનું મન થયું. સડક ઉપરથી ઉતરી આ બહેનોના ટોળાની નજીક જઈ ઉભો. હું તેમની ચપળતાભરી ક્રિયા નિહાળી રહ્યો હતો. બાઇઓએ માનેલું કે હું બીડી સળગાવવા અથવા તાપણીએ તાપવા માટે આવ્યો હોઇશ. પણ મારી જીજ્ઞાસા બીજી જ હતી.

મે પૂછ્યું. "આ શું કરો છો!"

એક આધેડ બાઇએ ઘંટી બંધ રાખી તેમની ૨ઢ ભાષામાં મને જવાબ આપ્યો "બાજરો દળીએ છીએ."

મે પૂછ્યુ "તમે દરેક જણ દળતી વખતે શું ગાવ છો!"

પેલી બાઇ. "અમે અમારી બોલીમાં ભજન કરીએ છીએ."

મેં કહ્યું. "એક ગાય અને બીજા સાંભળે તો! અથવા બધા એક પછી એક વારા ફરતી ગાય તો!"

બાઈ કહે. "દરેક બાઈ દળતી વખતે ભજન ન ગાય તો હલેથો આટો ગોઝારો ગણાય. ભજન ગાયા વિના દળેલા આટાના રોટલા અમે તો કુતરાને ય ન નાંખીએ."

સદા જંગલમાં જીવન ગાળનાર અભણ કહેવાતી પ્રજામાં કેવા ઉંચા પ્રકારની ધર્મ ભાવના!

ગૃહઉદ્યોગમાં પણ ધર્મના કેટલા ઊંડા મૂળ છે.

આમ આનંદ મંગળ કરતી બાળાઓને જોઈ હું પ્રસ્તુતિમાં બે ઘડી મુગ્ધ થયો.

પણ, તરત જ અંતરમાં બળાપો થયો કે: "હે પ્રભુ, અમારા આ ઉદ્યમ અને ધર્મને નાશે તેં ઘડી, પાણી એને દળવાના સંચાની ઘંટમા અમને કેમ સહાય્યા!"

શંકરલાલ દ્વારકાદાસ પરીખ

# 卐 પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણ 卐

: લેખક :
શ્રી. ઇન્દ્રવદન નરોત્તમદાસ દેસાઈ

વેદ અને ઉપનિષદોમાં જે સુન્દર સ્વરૂપનું નિરૂપણ થયું છે અને ઋષિમુનિઓ જે સ્વરૂપનું ચિંતન કરતા હતા, તે સ્વરૂપ પૂર્ણ વિકસિત રૂપે ત્રેતાયુગમાં પ્રગટ થયું; પણ તેમાંએ પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપની ખામી હોવાથી તે સ્વરૂપ પાછું સોળે કળાએ દ્વાપર યુગમાં ખીલ્યું.

કાળી મેઘલી અંધારી રાત, કારાગારનો અંધકાર ભર્યો ખૂણો, જનતાના દીલમાં પણ અંધકાર, ક્યાંય ઉજાસનું નામ નહિ મળે, ત્યારે પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપ પ્રગટ થયું અને એ સ્વરૂપ પણ શ્યામલ, ફક્ત એ સ્વરૂપની બે આંખો ટમટમે, ચેતન પાથરે, ને હસતો ખુશનુમા ભર્યો આશાનો દીપ પ્રદિપ્ત રાખતો ચહેરો, એ વધારામાં.

આપણાં શાસ્ત્રો કહે છે કે માણસ પ્રથમ જળચરમાંથી વિકાસ પામતો સ્થળચર પશુ થયો, ને તેમાંથી તેણે માનવીનું રૂપ ધારણ કર્યું આપણને પરદેશી ડાર્વિનની થીયરી નાહક કબુલ નથી. ભલે યુરોપિયનો વાંદરા કે માંકડામાંથી ઉત્પન્ન થયા હોય, આપણે ત્યાં તો મત્સ્ય અવતાર પહેલો થયો ને પછી કચ્છપનું રૂપ ધરી પૃથ્વીને બચાવી એવું નિરૂપણ છે. એટલે કાદવ શેવાળમાંથી માછલું ને તેમાંથી કાચબો થયોને પછી વરાહરૂપ પ્રગટ થયું. પછી નૃસિંહ રૂપ પ્રગટ થયું. અર્ધ માનવ અંશ પ્રગટ થયો, તે પછી વામનસ્વરૂપ પ્રગટ્યું.

માનવીના આ સ્વરૂપ તોય પ્રકૃતિને પૂર્ણ વિકસિત ન લાગ્યું, એટલે એણે પરશુરામનું પ્રચંડ સ્વરૂપ ધારણ કરી તે વખતે પ્રચલિત બ્રાહ્મણ ધર્મનો પુનરુદ્ધાર કર્યો ને ક્ષત્રિઓ જે છકી ગયા હતા તેને દંડ્યા, અગર કાસળ કાઢ્યું, તોય ક્ષત્રિઓ કાંઈ ઓછા થયા નહિ.

પરશુરામમાં ક્રોધનો અંશ વધારે પ્રમાણમાં ઉતરી ગયો, તેથી સૌમ્ય મૂર્તિની જરૂર જણાઈ, ને ક્ષત્રિયો છકી ગયા હતા, માનવો ઝેરી થયા હતા, એટલે મર્યાદા પુરુષોત્તમનું સ્વરૂપ ધારણ કરી સૌમ્ય ને દેદિપ્યમાન રામ પ્રગટ થયા. આ રામના આદર્શત્વને પણ વિકારોને માનવીમાંથી દૂર કરવામાં મદદ કરી છતાં પ્રકૃતિને લાગ્યું કે આટલા બધા ઉચ્ચ આદર્શોવાળા સૌમ્યમૂર્તિની જરૂર નથી. હજુ માનવોના ગુણોવાળા પૂર્ણ સ્વરૂપની જરૂરત છે; કે જેમાં બધુંય હોય, તોફાન ને તાજગી, ઝંઝાવાતને ઉલ્કાપાત, પ્રેમને ત્યાગ, કપટને કર્તવ્ય, હિંસાને અહિંસા, છળને બળ, ભોગને વૈરાગ્ય, બધાનો મેળ મેળવી પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપ ધારણ કર્યું તેજ ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર.

બાળપણમાં એણે નિર્દોષ તોફાનો કરી માતાપિતાને હસાવ્યાં ને આનંદ આપ્યો. કિશોરાવસ્થામાં ગામની ભોળી બાળકીઓ સાથે રમી મોહકતા કેરી ઘેલી કરી મૂકયા. યુવાનીમાં પ્રવેશતાં જ દુષ્ટોનો નાશ કરવા માંડ્યો, ને અપરાધીઓને દંડવા માંડ્યા. બધા જ પ્રકારની કળા ને કારીગરી શિખી લીધી, શિક્ષણને સર્વોત્તમ પણ સાધી લીધો. છળકપટને બળના પ્રકારમાં પણ એઓ પાવરધા બન્યા.

ગોકુળને પ્રેમમાં તરબોળ કરી ઘેલું બનાવી દીધું હતું, પણ ગોકુળ છોડ્યા પછી પાછા કોઈ દિવસ ગોકુળમાં ન ગયા આવો ત્યાગ તો શ્રીકૃષ્ણ જ કરી શકે. મથુરાની ગાદી જીતી, તેના અસલ રાજાને આપી, પોતે માત્ર King Maker જેવા જ છેક સુધી રહ્યા. અને બીજાઓને અભિમાની, જુલ્મીને લુચ્ચા રાજાઓનો કચ્ચરઘાણ વાળ્યો, પણ પોતે નથી રાજગાદી સ્વીકારી કે નથી રાજ્યનો વિસ્તાર વધાર્યો. મથુરાંથી દ્વારકા નાસીને વસ્યા, પણ પછી મથુરાં કોઈ દિવસ ગયા જ નહિ. આ તો કૃષ્ણ જ કરી શકે. આવી નિષ્ઠુરતા તો પ્રેમ સ્વરૂપ કૃષ્ણ જ આચરી શકે.

શ્રીકૃષ્ણને આઠમો અવતાર ગણવામાં આવે છે. ભાગવતમાં બધાય સ્વરૂપોનું સરખું ધ્યાન આપ્યું છે. "ત્રિમૂર્તિ રહસ્ય" નામના પુસ્તકમાં આ બધાય અવતારોને ગર્ભધારણથી જન્મકાળ સુધીના નવમાસનું સુધીનું અચ્છું રૂપક આપ્યું છે. ગર્ભાધાન પછી બાળકનું સ્વરૂપ પ્રથમ માસે મત્સ્ય જેવું જ હોય, ને બીજે માસે કાચબા જેમ અંગ પ્રગટે ને સંકોચાય, એમજ ત્રીજે વરાહને ચોથે નરસિંહને પાંચમે વામનનું ઠુંઠું સ્વરૂપ

ધારણ કરે છે એટલે આકાર પામે છે, છઠ્ઠે મહિને એ સ્વરૂપનો ગર્ભમાં રોપ વધી જાય છે, ને ફરે છે, તોફાન કરે છે ને હેરાન કરે છે. સાતમે મહિને એ સ્વરૂપ ગર્ભમાં સૌમ્યપણું ધારણ કરે છે. આઠમે પૂર્ણ કળાએ પહોંચી પ્રત્યેક અંગ પ્રત્યંગ ખીલી ઉઠે છે. ને નવમે મહિને હવે આ કારાગારમાંથી છોડાવા માટે એ શુદ્ધ બની ધ્યાન કરે છે કે હવે તો છોડ એ મહી ને જ જીવની વિનતી સાભળવામાં આવે છે, ને જન્મ થતા જ કદમો ભરી આવનાર એ જીવ બની જાય છે. દશમો મહીનો એટલે જન્મ્યા પછીનો પહેલો મહીનો તેમાં એ શીશા વાથા એ પહેરશે, ને તોરણો પણ બારણે બંધાવશે.

અત્યારે આ જમાનામાં આપણે બાળકોના જન્મથી કંટાળીએ છીએ. ઘણા તો બાળકોની રંજાડથી ત્રાસે છે. ભોગવિલાસ ભોગવવા છે, પણ તેનું ફળ ન જોઈએ. એવી માન્યતા આજકાલ પ્રવર્તે છે અસલ તો જેમ બાળકો વધારે તેમ વધારે સમૃદ્ધિ એમ ગણાતું. તેમાંજ સગર રાજાને હજારો પુત્રો ને કૌરવોમાં સો પુત્રો વગેરે પુરાણોએ લાંબી હારમાળા આપી છે; પણ ત્યારે પૃથ્વીને વિકસાવવા માટે વધુ બાળકોની જરૂર હતી. જેમ જર્મનીમાં લડાઈ પહેલાં બાળકોનું ઉત્પન્ન વધારો ને ઇનામ લો ની પ્રથા હતી, એવી સ્થિતિ હિન્દુસ્તાનમાં ફરી કદી આવવાની નથી. અત્યારે તો એટલી બધી વસતિ વધી ગઈ છે કે ઘણાના મનમા એમ છે કે ક્યારે આ વધી પડેલી વસતિનો નાશ થાય.

ભગવાન શ્રીકૃષ્ણ એ ભારતવર્ષમાં જન્મી ઘણા ઉપયોગી અને ઉપકારક કાર્યો કર્યાં. આ કાર્યો જ્યાં સુધી પૃથ્વી પર મનુષ્ય જાતિ હશે ત્યા સુધી વખણાશે એવા છે. શ્રીકૃષ્ણનો બંસીનાદ ગજબ પ્રેરણા અર્પે છે. હજુ પણ આપણને એ બંસી ઘેલા બનાવે છે. ને ક્યાંય બંસી જોતાં જ શ્રીકૃષ્ણ યાદ આવી જાય છે. શ્રીકૃષ્ણને ગમતું શરીરે જ એટલું બધું તેજસ્વી છે કે એ વીરનર જ્યાં ત્યાં જઈને ઉભો રહે તેમ પ્રભાવ પાડે. એ જાદુનો ભરેલો છે, ને જાણે જન્મથી જ યૌગિકશક્તિવાળો હોય એમ લાગે છે.

આ યૌગિકશક્તિ કદાચ જન્મ જન્માંતરના તપ ને આધારે શ્રીકૃષ્ણને મળી હોય,-એમ માનવાને આ ભૌતિક યુગમાં ઘણાં કારણો છે. આપણે કદાચ અવતારોમાં ન માનીએ, તો પણ શ્રીકૃષ્ણ એક પૂર્ણ વિકસીત, અદ્ભુત માનવી હતા. એમ માન્યા વગર કોઈનો જ છુટકો નથી.

પાંચ હજાર વરસ પૂર્વે તેઓ થઈ ગયા, છતાં ગઈ કાલે જ થઈ ગયા હોય, અરે! આજે જ આપણી પાસે બાળ સ્વરૂપે રાતા ને કિશોર સ્વરૂપે બંસી બજાવતા, યમુનાના તટપર ગોપબાળો સાથે ભમતા, ને ગોપીઓ સાથે રાસ ખેલતા જોઈએ છીએ, એવું નથી લાગતું ? ઘણીવાર સ્વપ્નામાં દ્વારિકાનગરી દેખાય ને અનેક રાણીઓથી વિભુષિત એ કૃષ્ણચંદ્ર યૌવનમસ્ત બની શો પ્રેમ કરતા હશે ! અત્યારે એ સત્યભામા કે રૂક્મણી જોડે શી વાત કરતા હશે ! એવા વિચાર ઘણાં જુવાન નરનારીઓને આવતા હશે. માતાઓને તો બાળક શ્રીકૃષ્ણ યશોદા પાસે રમતા હોય તેવાજ દર્શન થાય. યોગીઓને ગીતા પ્રબોધતા કૃષ્ણના જ વિચારો આવે. છતાં ઘણાભાગે શ્રીકૃષ્ણ બાળ સ્વરૂપે જ આપણા દીલમા વસી ગયા છે.

ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓને સ્તુતિ કરવાનું કામ વૈષ્ણવ સંપ્રદાયના કેટલાક આચાર્યોએ અને ખાસ ધારાઓએ કર્યું હતું. અને એ જીવન સાથે કેટલીક અતિશયોક્તિ ભરી વાતોથી આજનો યુવક સમાજ બૌદ્ધિક રીતે વિચારતો થઈ ગયો હોવાથી, ચમત્કારોથી ભરેલા શ્રીકૃષ્ણના જીવન પ્રસંગો તો ગમે ત્યારે ગમે તેને વાચવાને સાભળવા ગમે એવાં છે, છતા બુદ્ધિજીવીઓને એમાં ક્યાંય વધારાપણું લાગે.

છતાં આજે પાંચ પાંચ હજાર વરસ પુરાં થવા આવ્યાં છતાં શ્રીકૃષ્ણ તરફનો પ્રેમ કોઈનો ઓછો થયો નથી. નિત્ય નવીન રૂપે ભગવાન કૃષ્ણ જાણે આપણી સમીપ આવતા હોય, આપણને પ્રેરણા આપવા-આપણને દર્શન આપવા તલસતા હોય એવું લાગ્યા વગર રહેતું નથી.

વીર અર્જુનને યુદ્ધ ભૂમિ પર થયેલા વિષાદનું નિરાકરણ કરતા કૃષ્ણ ખરેખર મહાન યોગી, મહાન અભ્યાસી, અને ઉંડા તત્વચિંતક માલુમ પડે છે. વેદો અને ઉપનિષદોનું દોહન ગીતા છે, છતાં જે કર્મ યોગ અને અનાસક્તિયોગ, જ્ઞાનયોગ અને વિશ્વરૂપ દર્શન વગેરે કૃષ્ણએ વર્ણવ્યા છે તેવા દુનિયા ભરમા કોઈપણ ચિંતકે હજુ વર્ણવ્યા નથી.

ઉપર કૃષ્ણે જાદવાસ્થળી કરાવી કંસનો નાશ અને યાદવકુળનું નિકંદન કરાવ્યું. એવો આરોપ ઘણાં એમના પર મૂકે છે પણ અતિ વિશાળ વૃક્ષ જેમ અંધકાર ફેલાવે ને ભયંકર વન બનાવરાવે રક્ષણ થઈ પડે ને બીજાને ભયભીત કરે ત્યારે તેનો નાશ કરવો સારો. તેમ યાદવકુળ એટલું બધું ફુલ્યું ફાલ્યું હતું અને એ કુળના જુવાનોમાં એવી સ્વછંદતા ફેલી ગઈ હતી કે એ કુળનો નાશ કરાવવો જ એમણે ઉચિત ધાર્યો હોય, અગર કુદરતે એવું નિર્માણ કર્યું હોય, આપણને થશે કે આમ કેમ? શ્રીકૃષ્ણ જેવા ચિંતકને પરમેશ્વરને તો આવા કુલાંગારોને સ્વચ્છંદી થવાનો ક્યાંથી પાલવ્યા? જવાબ આપણી સામે આજે મોજુદ છે. મહાત્મા ગાંધી જેવા સત્પુરુષ, પરમત્યાગી ને સૂવર્ણ પુરુષો સહવાસમાં હોવા છતાં, કેટલા કિસ્સોમાં આજે આ કોંગ્રેસીઓ કેવા બની ગયા છે, ને એમણે જનતા સાથે શું શું કાળું ધોળું કરવા માંડ્યું છે! એ જનતા સારી રીતે જાણે છે એટલે વંટોળ પછી ધૂળ ઊડવાની જ એ નિર્વિવાદ સત્ય છે.

આપણાં કવિઓએ શ્રીકૃષ્ણ સ્વરૂપના અને એમના અદ્ભુત લીલાના જે વર્ણનો ને જે કવિતા ગાયાં છે ને રચ્યાં છે તે કેટલાં બધાં પ્રેરણાદાયક છે! આપણને એમ થાય છે કે આપણે જો ભગવાન શ્રીકૃષ્ણના વખતમાં તેમની પાસે હોત તો શ્રીકૃષ્ણને નિરખ્યા જ કરત. એમના પ્રેમભર્યા સ્વરૂપનાં દર્શન કર્યા જ કરત.

આપણી આંખો ભગવાન શ્રીકૃષ્ણને જોઈને ધરાતી જ નથી. જો હોય એ આનંદ સ્વરૂપને આંખો ભરી ભરીને જોયા જ કરીએ! ત્યારે આવો સમજને સુન્દર પુરુષ પૃથ્વી પર હજુ કોઈ પાક્યો નથી, એટલે જ એ ભગવાન તરીકે પુંજાય છે.

આપણે રોજના ચિંતનમાં, ને રોજના નામ સ્મરણમાં શ્રીકૃષ્ણનું નામ અને કામ અજાણતાં જાદુ પાથરી જાય છે. આપણે એમના સ્વરૂપને ભૂલી શકતા જ નથી. અભાવે કે ભાવે પણ કૃષ્ણને જ ભજી જવાય છે. કદી એ કૃષ્ણ સ્વરૂપ તરફ અભાવ ઉત્પન્ન થતો જ નથી. કેટલી પ્રેમમય ને આકર્ષક ભગવાન શ્રીકૃષ્ણની આંખોએ જે યુગોના યુગો સુધી આપણને નવી પ્રેરણા અને તાકાત બક્ષી જીવન ભરી રહે છે.

કોટી કોટી નમન હો એ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને!

# જય જય ગરવી ગુણીયલ ગુજરાત

જેમાં દૂર દૂરના ઘણા ગુજરાતી ભાઈઓ માતાની હાકલ પડી ત્યારે ખુલ્લે ખુલ્લેથી આવ્યા હતા. ગુજરાતના પનોતા પુત્ર મહાત્માજીએ, ભારતમાતાને સ્વતંત્ર કરવાની આગેવાની લીધી છે એ જોઈ હિન્દ ભરના ગામેગામથી સેંકડો વર્ષોથી છુટા પડેલા ગુજરાતીઓ એકત્ર થયા અને ગુજરાતના લોકાચાર, કુલાચાર અને શિષ્ટતાને સંભારતા એક કુટુંબનાં બાંધુઓની જેમ સંયુક્ત કુટુંબમા રહેવાના લ્હાવા લીધા હતા.

પારસી, અહમદનગર, સોલાપુર, પુના, વાશુ, બુરહાનપુર, ખાનદેશ, નાસિક અને કરાંચીથી ગુજરાતનુ ગૌરવ જાળવવા અનેક ભાઈઓ આ વેળાએ પોતપોતાનાં મુળ વતનની રસભરી વાતો કહી ગયા છે.

હોય છે. મદ્રાસમાં સત્યનારાયણનુ મંદિર, કાશીની અને મથુરાની ધર્મશાળાઓ અને પ્રેમચંદ રાયચંદનો યાત્રાનાં સ્થળોએ બંધાવેલી ધર્મશાળાઓ તે વખતના ધનિકોની દાનવૃત્તિ દર્શાવતા ઉભાં છે.

એડન, સીલોન, બર્મા, ચીન, જાપાન, ઇન્ડોનેશીયા, આફ્રિકા, ફીલીપાઇન્સ તથા યુરોપ-અમેરિકાના કોઈ પણ ભાગમાં તમને ગુજરાતી તો મળવાનો.

દરિયા કિનારાના ખારવા કોળિયો, ખોજાઓ મેમણ તો છેક આફ્રીકા ન્યુઝીલેન્ડ, અને વાનકુવર સુધી પહોંચ્યા છે.

ઘણીગણી ધરાદાપુર્વક વ્યાપાર ખીલવવાની વૃત્તિથી તો થોડા જ સ્વદેશ છોડીને ગયેલા છે, પણ ઘણાઓએ તો વખાના માર્યા સાહસ અને વીરતાથી દેશાટન કર્યું અને સુખી થયા છે.

મહા ગુજરાત, ગુજરાતની ભૌગોલિક સીમાથી પણ દૂરદૂર વસેલું છે અને કવિ ખબરદારની નિરધાવણી છે કે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત'.

## દૂર દૂર વસતા સાહસીક ગુજરાતી બંધુઓની અસ્મિતા અને વ્યવહાર-
## —કુશળતાનું દર્શન—

કેટલા વર્ષો પૃથ્વીને ખોળે છેક હરી તો પણ એમની પોતાની સ્ત્રીઓ ગુજરાતી વસ્ત્રો પહેરે છે, ઘરમાં ગુજરાતી બોલે છે, દૂર રહે રહે માતૃભૂમિને યાદ પણ કરે છે.

પાંચસો વર્ષ પર અહમદાવાદ વડનગરના એક ત્રિવેદી "વેદવારી"ને મજાવ કચેરીના રાજાઓએ દાનમાં આપેલી ભૂમિ પર હાલનુ આલમોરા શહેર વસેલું છે.

મદુરામા સૌરાષ્ટ્રના બ્રાહ્મણો આજે અગ્રેસર સ્થાન ભોગવે છે મદ્રાસમા પેરાવાળ બ્રાહ્મણોની પેઢીઓને (બેન્કોને) લીધે એ આખો વિભાગ શાહુકારપેટને નામે ઓળખાય છે. કલકત્તામાં ૬૦ હજાર અને પુનામા ૪૦ હજાર ગુજરાતીઓ છે. મુંબઇ અને વાશુ અને પુના મ્યુનિસિપાલીટીના પ્રમુખપદે ગુજરાતીઓ હતા. કરાંચી ચેંબર ઓફ કોમર્સના પ્રમુખ હરિદાસભાઈ પાકીસ્તાન આવ્યા પછી પણ કરાંચીમાં રહ્યા છે. ભુવનેશ્વરના વિશ્વવિખ્યાત રાજરાણી મંદિરોના જીર્ણોદ્ધાર કરનાર કચ્છના કોન્ટ્રેક્ટરો હતા. કોટાને ઈંગ્રેજી સમયમાં નવજીવન એક કાઠીયાવાડીએ અપાવ્યું હતું. બનારસ, અલાહાબાદ અને કાનપુરના ગુજરાતીઓ સુપ્રસિદ્ધ છે. હિન્દુસ્તાનમા કેટલા એ શહેર કે ગામડામાં આજના ભૂતકાળના કોઈ સમયનું ગુજરાતી કુટુંબ નહિ વસ્યું હોય એવું ભાગ્યે જ

આ લેખમાળામાં મહા ગુજરાતીઓમાંથી મુખ્ય મુખ્યનાં જીવનચરિત્રો અમે આપીશું. એમના હાથથી થયેલ સેવાઓ, દાન, કીર્તિ અને સ્વદેશભક્તિ, પરાક્રમ અને સિદ્ધિઓ તરફ વાચક વર્ગનું ધ્યાન ખેંચીશું.

એમણે સાધેલી ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો પુણ્ય કમાઓ જાણીને ગુજરાતીઓને ખાત્રી થશે કે આપણે કોઈથી ઉતરતા તો નથી. આપણો આત્મવિશ્વાસ, આત્મગૌરવ અને આત્મજ્ઞાન એ ત્રણે ગુણો જરૂરનાં છે.

આમ છતાં આ લેખમાળા લખવાનો અમારો હેતુ કોઈ પ્રાન્તિય મિથ્યાભિમાન પોષવાની નથી. એટલી ખાત્રી આપીએ છીએ. આપણા બંધુભાવ, સંસ્કૃતિ અને સ્વદેશાભિમાનમાં વૃદ્ધિ કરી, દેવી ભારતમાતાની સેવામાં ગુજરાત પોતાનો ફાળો વધારેને વધારે આપે એજ અમારી મનોકામના છે.

પણ વાલચંદના નસીબમાં એ કુંડા સોનાનો રોકડો જોઈતો. એક દાક્તરમેને ૨૦૦ રૂપિઆ એમની પાસે ઉછીના માગ્યા અને સીઝન પછી રકમ પાછી આપવા અને ૩૦ ટકાનું વ્યાજ આપવા કહ્યું. એ લાકડાનો કોન્ટ્રાક્ટ લેતો હતો અને પગાર ઉપરાંત કોન્ટ્રેક્ટમાંથી સારી જેવી રકમ પેદા કરતો. આ રકમ આપવામા કંઈ જોખમ જેવું પણ હીરાચંદ શેઠે એ જોખમ લેવાની ના પાડી. વાલચંદે તેમ છતાં એ રૂપીઆ આપ્યા અને થોડાજ વખતમાં વ્યાજ સાથે રકમ પાછી મળી, આ ઉપરથી કોન્ટ્રેક્ટો લેવાનો ધંધો વાલચંદને સૂઝ્યો અને બાપની મરજી વિરુદ્ધ એમાં ઝુકાવ્યું

તે વખતના જુવાનીઆઓનાં મન, કોન્ગ્રેસ અને ઔદ્યોગિક પ્રદર્શનોથી ઉશ્કેરાયેલા રહેતાં. ગોખલે, તીલક ઝેનરજી અને ફીરોઝશાહ મહેતા, જુવાનીઆઓને સાહસિક, પુરૂષાર્થી અને ઉદ્યમી થવા પ્રેરતા–દેશની આર્થિક સ્થિતિ સુધારવા, નવા નવા ધંધા ખીલવવા અને ખેતીવાડી સુધારી કારખાના વધારી અને સાયન્સ તથા યાંત્રિક શક્તિઓથી યુરોપ જેમ આગળ વધ્યું છે તેમ આગળ વધવા હિન્દીઓને પ્રોત્સાહન મળતું. રાનાડે, દત્ત અને દાદાભાઈના પુસ્તકો તથા ભાષણોથી દેશને રાજકિય ઔદ્યોગિક પુનર્જીવન પામવાની દીક્ષા મળી હતી.

જાપાને ૩૦ વર્ષમાં જે પ્રગતિ કરી હતી તે પણ દૃષ્ટાંત લેવા યોગ્ય હતી. સ્વદેશી હીલચાલ, બંગાળાના ભાગલા પછી પૂરવેગમાં ચાલી હતી અને વાલચંદને કંઈ નવું નવું દેશને ફાયદો થાય એવું અને સર્જનાત્મક કરવાની રઢ લાગી હતી.

એવામાં રેલ્વે એન્જીનિયરની ઑફીસના એક મી. રાટકે, બારસી રેલ્વેનો એક ફરિ વેપાર કરી આપવાના કોન્ટ્રેક્ટમાં વાલચંદને ભાગ રાખવા કહ્યું અને વાલચંદ એમાં જોડાયા. તે દિવસથી વાલચંદના જીવનના પાસા નખાયા અને એક પછી એક દાવ એ જીતતા ગયા.

આજે, નાસીક પાસે રાવળગામ અને પૂનાથી દોઢસો માઈલ પર વાલચંદનગર એ ખેતીવાડી તથા કારખાનાંનાં નગરો, સોડાનાં યંત્રો બનાવવાનું કારખાનું કૂપર એન્જીનિયરીંગ લીમીટેડ, મોટરો બનાવવાનું જંગી કારખાનું (મુંબાઈ સાન્ટાક્રુઝ પાસે) માયસોર, ઇન્ડીઆ સરકાર અને હિન્દુસ્તાન એરક્રાફ્ટ લીમીટેડના ભાગમાં એરોપ્લેન બનાવવાનું કારખાનું, સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની, હ્યુમ પાઈપ બનાવવાનું કારખાનું અને હિન્દુસ્તાન કન્સ્ટ્રક્શન કંપની એમણે ઉભા કર્યાં અને ખીલવ્યાં છે.

અમદાવાદના સરદાર વલ્લભભાઈ પુલ અને ગાંધી પુલ, નર્મદાનો નવો પુલ, સોનાવલા પાસેનો બુગદો, જેથી ચક્કર મારીને જી આઈ. પી ને પાછું આવવું પડતું હતું તે સુધારીને પહાડ તોડીને કરેલો સીધો રસ્તો એ બધું હિન્દુસ્તાન કન્સ્ટ્રક્શને કરી હિંદીઓની એન્જીનિયરીંગ, કામમાં કેટલી નજર જાય છે તે સિદ્ધ કર્યું.



વાલચંદનગરનું એક કારખાનું

મોટરોનું કારખાનું વાલચંદના ભાઈ લાલચંદની દેખરેખ નીચે છે. એના મેનેજર આપણી મુંબાઈની ધારાસભાના સભ્ય શ્રીયુત મગનભાઈ છે. એ પોતે અમેરીકા વગેરે દેશોમાં જઈ મોટરોનાં જંગી કારખાનાં જોઈ

આવ્યા છે. એ કહેતા હતા કે ત્યાં દરરોજ ૫૦૦ મોટરો બને છે, જ્યારે રોજની અહીં ૫) મોટરો બને છે અને તે પણ અમેરીકાથી આવેલા ૨૦૦૦ જેટલા ભાગોને માત્ર એકઠા કરીએ છીએ

આ દિશામાં હજી આપણે કેટલી બધી પ્રગતિ કરવાની છે તેનો ખ્યાલ જ્યારે ધારાસભા વખતે કારખાનામાં અમને બધાને મગનભાઈ લઈ ગયા ત્યારે પ્રત્યક્ષ પ્રમાણથી એમણે બતાવ્યું હતું. પાંચેક વર્ષમાં બધા ભાગો પણ આપણે બનાવીશું અને સરકારી તંત્ર અનુકૂળ થાય તો હિન્દુસ્તાનને જોઈતી બધી મોટરો, દસ વર્ષમાં દેશમાં બને એમ મગનભાઈએ અમને કહેલું.

આ મોટર કારખાનાની પ્રેરણા પણ મૂળ વાલચંદની. એ કારખાનું જોતા, પશ્ચિમે વિજ્ઞાનની કેટલી બધી શક્તિઓ ખીલવી તેનો ખ્યાલ આવતો હતો બુદ્ધિ સ્વાતંત્ર્ય. વિજ્ઞાન અને પુરુષાર્થના ગુણ આપણામાંથી વાલચંદભાઈ જેવા થોડા પણ સન્નિપાત- થઈ શકે છે, તો બીજા પણ થઈ શકશે એવી આશા બંધાતી હતી.

એક કાણું પાડવું હોય અને તે પણ લાકડામાં તો આપણે શારડી લાવીએ, એક જણ દબાવે, બીજો દોરી ખેંચે ત્યારે પાંચ મિનિટે એક શાર પડે. મોટર કારખાનામાં જાડા લોઢામાં કાણાં પાડવાં હોય તો ૧ મિનિટમાં ૬૦–૭૦ કાણાં પડી જાય અને બાજુએથી ઉપડેલી કરચો સાથે સાથે દબાઈ જાય છે. મટમાર્ડ એટલે પૈડાં પરના રક્ષણને માટે ગોળ વાળેલા લોઢાના ભાગ તે પાંચ મિનિટમાં તૈયાર થાય છે. રંગ ચડાવવાનું પોલિશ થવાનું, ખીલીઓ નાખવાનું એ બધું કામ યાંત્રિક શક્તિઓથી ઝપાટાબંધ થઈ જતું હતું. અમને એ પશ્ચિમની વિદ્યાએ ચકીત કર્યા તેટલા જ ચકિત આપણા લોકો પણ એ વિદ્યાઓ ઝડપથી શીખી શકે છે તે જોઈને અમે થયેલા. શ્રીયુત મગનભાઈ વગર અમે આ મોટરનું કારખાનું કે વાલચંદનગર જોઈ શક્યા હોત નહી.

હિન્દના ૪૫૦૦૦ માઈલના દરિયા કિનારે એક પણ દેશી સ્ટીમર ન ફરે એ શરમ ભરેલી હકીકત વાલચંદે પહેલ વહેલી આપણી નજર સમક્ષ આણી. એક સમયે હિન્દ, હોડીઓ બાંધવાની કળામાં પહેલે નંબરે હતું અને પૃથ્વીનાં તમામ બંદરોએ એનાં વહાણ લાંગરતાં. નેલ્સન જે "વિક્ટરી" નામના જહાજથી સુપ્રસિદ્ધ નૌકા યુદ્ધ જીત્યો તે જહાજ, મુંબઈના બારામાં બંધાયું હતું. પણ પછી ઇંગ્રેજ વેપારીઓની સ્વાર્થ બુદ્ધિએ દેશાઈ પરદેશી સરકારે આપણો એ ઉદ્યોગ મારી નાખ્યો. વરાળયંત્રોની શોધ પછી સ્ટીમરો આવી અને આપણે છેક પરાવલંબી થઈ ગયા.

હિન્દના કિનારા પર દરિયાઓમાં હિન્દી સ્ટીમરો ફરવી જોઈએ એ બાબત વાલચંદે અંગ્રેજ સરકાર સામે ઉગ્ર આંદોલન ચલાવ્યું હતું. અનેક નિરાશાઓ, ખર્ચો, જોર અને વિરોધની સામે જઈ એ હક એમણે સાબીત કર્યો.

૨૫ વર્ષથી સીંધીયા કંપનીની હસ્તિ, અન્યાયથી વેપાર પચાવી પડેલા ઇંગ્રેજો સામે ચાલી હતી. આવી અસમાન હરીફાઈમાં બીજી કેટલી યે કંપનીઓ



વાલચંદનગરમાંની વૃક્ષરાજી

ખરાબ ખસ્તે થઈ ગઈ, પણ સીંધીઓ આખરે ફાવી એનું કારણ વાલચંદનું સ્વદેશાભિમાન, ખંત, દીર્ઘદૃષ્ટિ અને નિશ્ચયબળ હતાં. એમની પાછળ શેઠ નરોત્તમ મોરારજી, સર લલ્લુભાઈ સામળદાસ અને દીનશા વાચ્છા હતા.

૧૯૩૮માં, મુંબાઈ સીંધીઆ હાઉસની ઉદ્ઘાટન ક્રિયા સરદાર વલ્લભભાઈએ કરી હતી. પછી તો વીજાગાપટ્ટનથી પણ હમણા હમણા એમની સ્ટીમરોએ સફર કર્યાનો વિધિ થયો છે, પણ ૩૮ની ક્રિયા વખતે સરદારે કહ્યું હતુ કેઃ—

"જે અદ્ભુત કથા, તમને હિન્દી વેપારી નોકા અંગે (ભૂત, ભવિષ્ય અને વર્તમાનની) ની કહેવામાં આવી તેમા વાલચંદે માત્ર પોતાનુ જ નામ અને કામ જણાવ્યાં નથી.

રામાયણની કથામાં રામે જે પરાક્રમ કર્યો અને યશ મેળવ્યો તે બાદ કરો તો રામાયણ કેવુ લાગે? વાલચંદ વગરનું કંપનીનું કાર્ય એવું જ હોત. એમની મહાન શક્તિ, હિંમત, સ્વદેશાભિમાન અને અથાગ પરિશ્રમનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે એમના વગર કંપનીને આટલી ફતેહ મળત નહીં. સિંધીયાનું એ સદ્ભાગ્ય છે કે એમને વાલચંદ જેવા ગુણી મળ્યા છે."

હવે વાલચંદનગરની વાત ટુંકામાં કહીએ. વાલચંદનગર, ૫૦ માઈલના ઘેરાવામાં, નીરા નદીના બન્ને કિનારે આવેલુ છે. ૧૫ વર્ષ પર એ જમીન પહાડી, ખારી અને પથ્થર જેવી હતી. અને વર્ષે પરાણે ૨૦,૦૦૦નું ઉત્પન્ન આપતી. ત્યાં આજે જંગલમાં મંગળ થઈ ગયુ છે નદીમાંથી પંપો વાટે અને નહેરો કહાડીને, એન્જીનો અને ટ્રેક્ટરોના તથા ઉત્તમ ખાતર અને કૃષિશાસ્ત્રના વિદ્વાનો દ્વારા લેવાય એટલા લાભ લેવાથી આજે માત્ર શેરડીના પાકની કિંમત વર્ષે ૧૭ લાખ થાય છે.

શેરડી ઉપરાંત, સાકભાજી, ઘઉં, બાજરી, જુવાર, કઠોળ, તલ વગેરે ધાન પુષ્કળ થાય છે. ૮૦૦૦ માણસોની વાલચંદનગરની વસતિને પુરું પાડયા પછી એ પુના સુધીનાં બજારોમાં વેચવા મોકલવામાં આવે છે, છતાં ફળ તથા શાક વધે તેની રાસાયણિક પદ્ધતિથી મુરબ્બા કરાય છે. મુખ્ય પાક શેરડી, જે શરૂઆતમાં ૧૦,૦૦૦ ટન થતી તે ૪૨-૪૩ ના વર્ષમાં ૧૪૯૦૦૦ ટન તો પીલાઈ ચૂકી હતી. સરકારને પાણીનો દર એ વર્ષમાં ૨૩૭૬૩૦ રૂ. મળ્યો અને જકાત પેટે ૬૧૯૨૨૮ રૂ. આપવામાં આવ્યા હતા. એકંદર દીઠ 'શેરડી પહેલા તો ૩૫ ટન થતી તે વધી વધીને ૫૩ ટન અને ૧૦૪ ટન સુધી થવા માંડી છે.

કુપરમાં જ બનાવેલાં એન્જીનો, પાઇપો, પંપો અને આપણા જ એન્જીનિયરોની દેખરેખથી ૫૦-૫૦ ફીટ ઊંચે પાણી ખેંચાય છે અને માઈલોના વિસ્તારમાં ફેલાઈ જાય છે. ૧૦ તો ટ્રેક્ટરો છે.

ખાંડ બનાવવાનુ કારખાનું એ ભવ્ય છે. એક છેડે શેરડી મુકવાથી તે બીજે છેડે ખાંડ તૈયાર થતા સુધીની તમામ ક્રિયા ઝડપી યંત્રો દ્વારા અને કુશળ કારીગરોથી થાય છે. ગોળ, ઢોરોને ખવડાવવામાં આવે છે. કુચામાંથી પુઠાં અને કાગળ બને છે, એનું જુદું કારખાનુ છે, અને કચરો, ગોળની રસી જેવો રહે છે, તેમાંથી પાવર આલ્કોહોલ બને છે. એ સ્પીરીટ બનાવવાનુ કારખાનુ ઉંચામાં ઉંચું સાતેક માળનું છે અને એનો અગાસીમાંથી ક્ષિતિજ સુધી પ્રસરેલાં ખેતરો, વૃક્ષો અને લીલી પ્રદેશનું સૃષ્ટિ સૌન્દર્ય દૃષ્ટિ ગોચર થાય છે.

નગરના કચરા "બાય પ્રોડક્ટસ" એટલે નકામી જવી ચીજો અને ખોળ વગેરે જારીઆતોમાંથી, તેલનુ કારખાનુ, વેજીટેબલ ઘી, પેન્સીલ, બ્રશ, સાબુ, વગેરેનાં કારખાનાં થયાં છે અને ૨૦૦૦ ઢોરોની ડેરી છે. અડધે અડધે માઈલને અંતરે મજૂરો અને કર્મચારીઓ માટે ગામો વસાવ્યા છે. ત્યાં પાકાં મકાનો, કમ્પાઉન્ડ, બંગલા, નળ અને ગટર તથા વિજળીક દીવા આપવામાં આવ્યા છે. સરકારી પદ્ધતિથી ચાલતા સ્ટોરો, રમત ગમતનાં મેદાનો, દવાખાનાં તથા બાળ મંદિરો અને બજારો છે.

બધાં બાળકોને કેળવણી મફત અપાય છે અને હાઈસ્કૂલ સુધીનું ભણતર નવામાં નવી પદ્ધતિથી મળે એવી ગોઠવણ છે. હાઈસ્કૂલ માટેનું મકાન સુંદર છે. અને હેડ માસ્તર એક આદર્શ શિક્ષક મળ્યા છે.

ત્યાં છોકરીઓ પણ સારી સંખ્યામાં ભણે છે. ક્લબો, અખાડા, વાંચનાલયો, લાયબ્રેરી, બાગ બગીચા અને પ્રસુતિગૃહ છે. દવાખાનાંમાંથી, આસપાસનાં ગામનાં દરદીઓને પણ મફત દવાઓ અપાય છે. એઓની ક્લબ, સીનેમા, વ્યાખ્યાનગૃહ અને મંદીર છે. ઉત્તમ વોટર વર્કસ; રેડિયો અને ગટરો પાકી સડકો અને સુગંધી પુષ્પો વાળાં વૃક્ષો છે.

વાલચંદ પોતે જૈનહોવાથી મંદીરમાં મહાવીર સ્વામી મુખ્ય દેવ છે, પણ સાથે બુદ્ધ, વિષ્ણુ, મહાદેવ હનુમાન, ગણેશ વગેરેનું રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ રાખ્યું છે. વિષ્ણુ અને મહાદેવ તો પોતાની શક્તિઓ, લક્ષ્મી અને પાર્વતી વગર રહી શક્તા નથી, પણ આ મંદીરમાં એમને એકલા રાખ્યા છે એ ઠીક નથી કર્યું. મહાવીર, બુદ્ધ અને હનુમાન ભલે એકલા રહે.

નગર વચ્ચે અતિથીગૃહ અને વિશાળ બાગ છે. બાગમાં પુનાથી વાલચંદ નગર સુધીનો અને તમામ સહ્યાદ્રિનાં શિખરો અને નદી નાળાનો 'રીલીફ' મેપ છે. અને બીજે હિન્દુસ્તાનનો નકશો પણ સાથે પહાડો અને નદીઓ રેલ્વે અને જળ માર્ગોનો મોટા પાયા પર બનાવરાવીને મૂક્યો છે પ્રયોગ શાળાઓ, મા નવી નવી શોધખોળો થાય છે અને અતિથીગૃહ પાસે રંગીન ફુવારો અને કળા કરતા મોર છે. સ્થળે સ્થળે વેલો, લતામંડપો, વૃક્ષો અને ફુલો જોતા આખો દેખાવ કોઈ ઉદ્યાન નગર જેવો રળિયામણો લાગે છે. ગુલાબચંદભાઈ પ્રેમી અને હસમુખા છે. એમણે ડેરીમાં ગૌશાળા તબેલા પાસે "ભગિની સમાજ," બાયોની જગાએ "વનિતા વિશ્રામ" અને વાછડાં પાડાના કમ્પાઉન્ડ ને "બાળ મંદીર" એવાં નામ આપ્યાં છે,

કુલ ૧૧૪ ગામોમાં ૧૭૪૮ કુટુંબો સ્વચ્છતાથી પાકાં ઘરોમાં રહે છે. એમાં ૧૪૦૦ અમલદારોના બંગલાઓ છે. ખેતીવાડી, એન્જનેરી, રસાયણ, દાક્તરી, શિક્ષણશાસ્ત્ર, ડેરીશાસ્ત્ર વગેરે ખાતાંના સ્નાતકોને ખાસ પસંદ કરવામાં આવ્યા છે. પ્રૌઢશિક્ષણની ગોઠવણ છે. ઓ દાક્તરો, પરિચારિકાઓ અને શિક્ષિકાઓની સારી સંખ્યા છે. લેબોરેટરીની શોધો નગર બહાર પણ કામમાં આવે એવી થાય છે.

વીમા, પોસ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોનની ઓફિસો ઉપરાંત પોતાની રેલ્વે, મોટરો અને ૪૦-૪૫ દૂરનાં સ્ટેશનો સુધી જવા આવવાની બસ સર્વીસ છે.

દવાખાનામાં વૈદ્યો છે અને દાક્તરો છે. શસ્ત્રક્રિયા અને એક્સ રે, ડાયાથરમી અને ઇન્જેક્શનો વગેરેની નવામાં નવી વ્યવસ્થા છે. અંદર રાખવાના ખાટલા અને બહારથી આસપાસનાં ગામડાં સુધીના માણસોને મફત દવા મળે છે.

મજુરોને બજાર ભાવ કરતાં ૧॥ ગણા દર અપાય છે અને મજુર કુટુંબોને મળીને અમે રૂબરૂ પૂછ્યું ત્યારે એમણે કોઈ જાતની ફરીયાદ કરી નથી.

મજુરોના સાચા હિતચિંતકો તથા રાષ્ટ્રીય કાર્યકરો અને વાલચંદનગરના વહીવટદારો વચ્ચે તેમ છતાં વૈમનસ્ય રહ્યા કરે છે અને નવા વિચારો પ્રમાણે મુડી મજુરી, મૂડી અને રાષ્ટ્રીય સરકાર તથા વ્યવસ્થા અને શેર હોલ્ડરો વચ્ચેનો સબંધો ઉત્તમમાં ઉત્તમ કેમ બને એ જોવા ગુલાબચંદભાઈ બહુ આતુર છે એમ અમને લાગ્યું

એક દિવસ અને એક રાત્રી અમે ત્યાં બહુ સુખ અને આરામમાં ગાળી. એમનું ખાનગી મંદિર કલ્પ અને દિવા વચ્ચે ફુલ અને શણગારોથી દેદિપ્યમાન લાગતું હતું. ખુશનુમા હવા, સૃષ્ટિ શોભા, વિશાળ આકાશ અને ચંદ્રમાંથી શોભતી શાન્ત રાત્રિ અમારાં સ્મરણમાં રમી રહી છે.

૧૦-૮-૪૯ હરિપ્રસાદ



# વસ્ત્રપૂતં પિબેજ્જલમ્

લેખક :

શ્રી. માવજી દામજી શાહ

**શાસ્ત્રની આજ્ઞા છે કે: (૧) જાળવીને પગલું ભરવું; (૨) ગળી ગળીને પાણી પીવું; (૩) વિજ્ઞાનયુક્ત વાણી બોલવી અને (૪) વિવેકી વર્તન રાખવું એમાંની બીજી આજ્ઞા પરનું આ વિવરણ મનનીય હોઇ રજુ કર્યું છે.**

●

સુ વાંગસુંદરજીવન જીવવા ચાહતા મનુષ્યોએ 'વસ્ત્રપૂત પિબેજ્જલં' એટલે પાણી ગાળીને જ પિવાનો નિયમ રાખવો જોઇએ. વિશાળદૃષ્ટિએ અર્થ કરતાં આ સૂત્ર ઘણા ભાવો સમજાવી શકે તેમ છે.

આજે લોકો એટલા બધા ઉતાવળીયા અને ધમાલીયા બની ગયા છે કે, તેઓ પાણી ગળવુ અને નહિ ગળવુ એને લગભગ સરખું જ સમજતા હોય છે. પાણી ગળીને વાપરનારાઓને કેટલાક તો વળી એમ પણ કહેતા નીકળી પડતા સાંભળ્યા છે કે, "પાણી તે વળી ગળવાનું હોય! એમાં તે વળી ક્યા જીવડા પેસી ગયા છે કે, તમે પાણી ગાળવા લાગો છો!" આવુ બોલનાર સ્થૂલ બુદ્ધિવાળા માણસો જાણતા નથી કે, "પાણી કેવળ જંતુમય છે." કૂવાના, વાવના, નદીનાં કે સરોવરનાં પાણી વિવિધ પ્રકારે ફાયદો અગર ગેરફાયદો કરે છે.

દેખીતી રીતે અળગણ પાણી વાપરવા કરતા ગળેલું પાણી વાપરવુ અનેક રીતે ફાયદાકારક છે. અને કેવળ વૈદકશાસ્ત્રનું જ નહિ પણ ધર્મશાસ્ત્રોનું પણ વિધાન છે. આજે લોકો એ વિધાનને ઠોકરે મારી પાણીની બાબતમાં જે સ્વચ્છંદી વર્તન ચલાવી રહ્યા છે, તેનુ યત્કિંચિત દિગ્દર્શન આ પ્રકરણમાં કરીશું.

કેટલાંક વર્ષ ઉપરની વાત છે કે મુંબઇના કોટના કૂવાનું પાણી બગડી ગયું હતું, બગડી ગયેલુ પાણી નરી આંખે દેખાતું નથી, તે પાણી જેવું પાણી જ હોય, પરંતુ પીવાના પરિણામે સંખ્યાબંધ માણસોને 'વાળા' નીકળ્યા હતા. આ અતિ ત્રાસદાયક વ્યાધિથી પીડાતા સેંકડો માણસોને લેખકે નજરે જોયા હતા.

પાણીને ઘણું પ્રકરણ ભાગવું હોવાથી પાણી જેવાં કેટલાંક પ્રવાહી પીણાંનો વિચાર અહિં કરવાના આવે તો તે બેમ્સજ થઇ પડશે. પાણી પીવાનો પણ ચોક્કસ વિધિ હોય છે. બહારથી આવીને એકદમ ઉતાવળે પાણી ગટગટાવી જવાથી બોજી ત્રીજી નળીમાં ઉતરી જાય છે અને આકાગમણ કરી મૂકે છે.

પ્રાણીમાત્રને પાણી ખૂબ જ જરૂરની વસ્તુ છે. ખરું જીવન જીવવા ચાહનારાઓ કુદરતી નિર્મળ પાણીનો જ પીણાં તરીકે ઉપયોગ કરે છે. તેઓ હાલમાં જોવામાં આવતાં અનેક પ્રકારનાં વિકૃત પીણાંઓ તરફ નજર સરખી યે કરતા નથી. જીવનને માટે નિર્મળ પાણીની જ જરૂર છે. અલબત્ત વિકૃત પીણાંઓ શરીરને તેમજ મનને થોડો વખત ઉત્તેજક જરૂર બનાવતાં હોય, પણ સમય જતાં એ અકુદરતી પીણાંઓ જીવનમાં ઘર ઘાલે છે—અડ્ડો જમાવી રહે છે અને મહામહેનતે કાઢ્યાં પણ નીકળતાં નથી! વળી શરીરના કુદરતી લોહીને બગાડી મૂકવામાં અગર તો તેનું પાણી કરી નાંખવામાં આ વિકૃત પીણાંઓનો ફાળો નાનોસૂનો નથી એ નક્કી માનજો.

કોઇ કોઇવાર શરીરમાં સહજ ટાઢ વાતવા આવાં પીણાંનો આશ્રય લેવા મન લલચાય છે. પીણું પીવાય છે પણ ખરું. પણ પાછળથી શરીર શરદીનો ભોગ બની જાય છે. આમ બકરું કાઢતાં ઉંટ પેસી જવા જેવું બને છે, એટલે શરદી કાઢવા માટે ગરમ દવાઓ પીવી પડે, લેપ લગાડવા પડે વગેરે અણધાર્યા ઉપાધીઓ વહોરવી પડે છે. ગરમ પીણાંઓ પીવાની ટેવ પણ પરિણામે એટલી જ હાનિકારક છે. અગાઉના જમાનામાં બંધકોષ જેવાં દરદોથી પીડાતા માણસોને તમે ભાગ્યે જ જોવા પામો. પણ આજે ગરમ પીણાંઓની કૃપાએ બંધકોષની ફરીયાદ કરતા સેંકડો જ નહિ પણ હજારો માણસોને તમે જોઇ શકશો.

આજે મનુષ્યો વિકૃત પીણાં પી પીને પોતાના શરીરના લોહીને સ્વાભાવિક રહેવા દેવાને બદલે એટલું બધું વિકૃત બનાવી મૂકે છે કે, પુનઃ લોહીને સ્વચ્છ બનાવતાં ઘણો વખત વ્યતીત થાય છે.

ખસ, ખરજવું, દાદર, કોઢ વગેરે ચામડીનાં અનેક પ્રકારનાં દરદો વિકૃત બનેલા લોહીનું બીજા સ્વરૂપે જ દર્શન છે.

મનુષ્યો જો પોતાનાં મન ઉપર થોડો કાબૂ ધરાવે અને સવારથી રાત સુધીમાં વિકૃત પીણાંઓના અનેક

(જુઓ અનુસંધાન પાન ૫૮)

# જીવને મને શું શીખવ્યું?

*મેરી હેમીલ્ટન, કેમ્બ્રીજ કોલેજમાં ઉચ્ચ શિક્ષણ લીધા બાદ પત્રકારત્વમાં પડયાં હતાં. ૧૯૨૯ થી ૧૯૩૧નાં બે વર્ષ એ પાર્લામેન્ટનાં મેમ્બર થયેલાં. ૧૯૩૩ થી ૧૯૩૭ સુધીનાં ૪ વર્ષ ગવર્નરના હોદ્દા પર હતાં, મજૂર નેતાઓનાં જીવન ચરિત્ર સિવાય બીજાં પણ કેટલાંય પુસ્તકો એમણે લખ્યાં છે એમણે જે "જીવને મને શું શીખવ્યું એ વિષે લખ્યું છે તેનો ભાવાર્થ વધારે દ્રષ્ટાંતો ઉમેરીને આ લેખમાં આપ્યા છે.*

### જન્મ્યા ત્યાંથી સવાર

"જીવને મને શું શીખવ્યું?" એમ જ્યારે તમે મને પૂછો છો ત્યારે સૂઝે છે કે શીખવાની તો ઘણીએ તકો મેં ગુમાવી છે. મારા સંજોગો તો એટલા બધા સારા હતા કે હું સંસારના કેટલાએ વધારે ડહાપણવાળી થઈ હોત! જુવાની પછી આગળ વધવાને બદલે કેટલી બાબતમાં તો હું પાછળ પડી છું. એનો હવે મને પશ્ચાતાપ થાય છે.

પરંતુ હજી છેક મોડું નથી થઈ ગયું. ફરી જીવન રૂપી નાટકના દાવ નાખવા માંડયા છે અને આ વખતે જીતવાની આશા રાખું છું.

હમણાં હમણાં સંસારમાં મને પહેલાં કરતા વધારે રસ પડવા માંડયો છે. મોઢે કરચલીઓ વળી છે, વાળ ધોળા થવા માંડયા છે, આંખે ચશ્મા પહેરવાં પડે છે અને શક્તિ પણ જુવાનીમાં હતી એવી નથી; છતાં વર્ષ વર્ષનાં કામ કરે એનું મને દુઃખ નથી, જન્મ્યાં ત્યારથી સવાર.

### મને જાગૃત રહેવું ગમે છે

'આ જન્મ પૃથ્વી અને એના લોકો પહેલાં કરતાં મને હવે વધારે વ્હાલાં લાગવા માંડયા છે. લોહીનું દબાણ ના વધી જાય તેટલા માટે પણ ફરવા હરવાની અને કસરત કરતાં રહેવાની મને જરૂર લાગે છે. "ઘરડાંને વળી આટલા બધા રસ શા?" એમ કહીને તમે મારી મશ્કરી ના કરો તો હું કહું છું કે મને જનતાની સેવા કરવામાં લાગણી પ્રધાન, પ્રવૃત્તિમય, શક્તિશાળી અને જાગૃત રહેવું ગમે છે.

કહો તો નૃત્ય કરવા અને તરવા હું તમારી જોડે આવું. વિશાળ માનવતાના સંગમાંથી મળતા પ્રકાશનાં દર્શન, મારી જ્ઞાન દ્રષ્ટિને વધારી રહ્યાં છે. સ્વાર્થમાં ડૂબી રહી હતી ત્યાં સુધી મારા ઘરની બારીઓ જાણે બંધ હતી. એ બધી હવે ઉઘાડી નાખી છે. બીજાને માટે જીવવામાં જે આનંદ છે તે પોતાને માટે જીવવામાં નથી.

લોક સેવાના કામોમાં તત્પરતા, જુસ્સો, નવું નવું જાણવાની જીજ્ઞાસા, સહિષ્ણુતા, ધીરજ એ બધું મારે પહેલાં કરતા વધારવું પડયું છે.

### મારાં માતા, પિતા અને બાળપણ

મારાં માતા પિતા બન્ને સારાં હતાં. કેટલાક ગુણો તો જાણે ખુદ ઈશ્વરે એમને બક્ષીસમાં આપ્યા હોય એવા હતા. એમનો સત્સંગ મને ફળદાયક નીવડયો છે.

મારા ભાઈ-બહેનોની મંડળી સ્નેહ અને સુખમાં રહેતી હતી,

માબાપ તો ધનવાન નહોતાં પણ ઘર મોટું હતું અને જોઈતી ચીજો મળી રહેતી. સંતાકુકડી અને બીજી રમતોની દોડાદોડ અમે ઘરમાં રમી શકતાં અને એકાંતની જરૂર હોય ત્યારે અભ્યાસ માટે અમને એકાંત પણ મળી રહેતું.

પુસ્તકો, મિત્રો, સંગીત અને વાર્તાલાપના લાભ અમને મળતા. મહેમાન-પરોણાથી અમારું ઘર ભરેલું રહેતું. નાનાં મોટાં, અનુભવી અને વૃદ્ધ મિત્રો પણ અમારા કુટુમ્બને ઘણાં હતાં. ભણતી વખતે શહેરમાં અને લાંબી રજાઓમાં ગામડે રહેવાની મજા અમે ભોગવેલી છે.

ફરવા જવાના, ઝાડ પર ચડવાના, ટેનીસ રમવાના ક્રીકેટના, તરવાના અને નૌકાવિહારના લાભ અમે ખૂબ લીધા છે.

આ અંકમાં મેરી હેમીલ્ટનની નોંધપોથી વાંચકો સમક્ષ રજુ થાય છે

ઘરમાં કોઈને કોઈ તો આવું જ હોય. રસદાયક વાતો ગમ્યા જ કરે આ ઉંમરે પણ એ નાનપણના દહાડા ફરી મળે તો કેવું સારું એમ મને થયા જ કરે છે'

## ઊલટું દૃષ્ટિબિંદુ

આ બધું હું મનાવું છું ખરી પણ પાપ છુટી એક વાત મારે કબૂલ કરવી જોઈએ કે હું એ દિવસોમાં સુખી નહોતી. એનું કારણ હું પોતે જ હતી. બીજા કોઈનો એમાં વાંક નથી.

મારા સ્વાર્થરૂપી કેદખાનાની દીવાલો મારી આસપાસ બંધાઈ ગઈ હતી. એક જાતનો ઘેરો અસંતોષ મને ઘેરી વળ્યો હતો.

જન સમાજ તરફનું દૃષ્ટિબિંદુ જ મારું ભૂલભરેલું હતું. હું દુનિયાને ખરાબ માનતી અને નિરાશાવાદી હતી. ખરું સૃષ્ટિસૌંદર્ય તો હવે મને સમજાય છે કે મનુષ્યો સારા હતાં પણ હું જ કુપાત્ર હતી.

અમે ઉછરતા હતાં, ત્યારે સંસારમાં પૂરેપૂરી સલામતી હતી. અને માનવજાતિ, દિનપ્રતિદિન ઉત્ક્રાંતિ પામી રહી છે એમ પણ અમે ખાત્રીથી માનતાં હતા.

## નવી સમજણ; લોકસેવા

પણ બન્ને વિશ્વસંહારક યુદ્ધોએ મારી એ આશાના ચૂરેચૂરા કરી નાખ્યા છે. જંગલી સમયની હેવાનિયત હજી સંસ્કૃતિની નીચે હતી એવી ને એવી જ છે.

ત્યારે હવે કરવું શું? ગંભીર મનન અને લાંબા અનુભવને અંતે એક ઈલાજ મને જડ્યો છે કે આપણાં સુખદુઃખના સાથી-જીવનરૂપી સફરમાં સાથે ચાલતાં મુસાફરોને ચહાવા. ટીકાખોર વૃત્તિ અને કચકચ છોડી દેવી. નજીવી બાબતોને મુલ્યવાન વસ્તુઓથી જુદી પાડવી અને માનવ કલ્યાણનાં કામોમાં જ કેવળ નિસ્વાર્થ વૃત્તિથી જોડાવું.

સંસાર આપણી મરજી પ્રમાણે નહીં ચાલે, પણ આપણે એના શુભ આશયો સાથે તાલ મેળવી દેવો.

સમાજ તરફ પ્રેમ ભાવ કેળવાય તો પ્રભુની કૃપા સમજવી. લોકસેવાથી સ્વાર્થ અને પરમાર્થ બન્ને સધાય છે.

## પ્રેમમાં લાભ અલાભ શો?

હૃદય પ્રેમાળ હોય તો આપણને જ્યારે પોતાની જાત પર કંટાળો આવે છે, ત્યારે એટલી આશા જાગ્રત રહે છે કે જગતમાં કોઈ સ્થળેથી મને એક આદમી એવું મળશે કે જેની મિત્રતાથી હું મારી અપૂર્ણતાઓ પૂરી કરી શકીશ. એકલવાયાને કોઈ સાથી એવો મળશે જ કે જેના જીવનભરના સંગાથથી હું સંપૂર્ણ સુખ પામી શકીશ.

એ થઈ સમજણની વાત, પણ ધારો કે લગ્ન જીવન પુરેપુરું સફળ ન થયું તો પણ પ્રેમાળ સ્વભાવને પ્રતાપે, નિર્મળ સમાન ધર્મી મિત્રો તો મળી જ રહેશે. એ મૈત્રિમાં આપણે આપવાનું વધારે રાખીશું અને લેવાનું ઓછું રાખીશું. પ્રેમના સંબંધમાં લાભ અલાભનો હિસાબ હોય નહિ.

## ગુણદોષની પારાશીશી બદલો

બીજાના છિદ્રો જોવાની વૃત્તિ, પ્રેમધર્મની વિરોધી છે. પારકાના દોષ શોધવા સહેલા છે, પણ ગુણ પારખવા અઘરા છે. ઘણીવાર આપણે ઓળખીતા અને મિત્રોના લેવાય એટલા લાભ લઈને પછી જાણે આપણામાં ખાસ હોશિયારી હોય એમ માની, એમના દોષોની યાદી કરવા બેસીએ છીએ. નીતિ અને ન્યાયનું એક સખ્ત ધોરણ તમે પોતાને માટે પણ નથી રાખતા તેના ધોરણથી પછી બીજાઓને તપાસો છો અને ભાગ્યે જ કોઈને પાસ કરો છો.

બીજાઓના ગુણોનો સરવાળો કરીને એમનું ચારિત્ર નક્કી નહીં કરતાં, એમના દોષોનો સરવાળો કરીને આપણે એમને અમુક જાતના માણસ ઠરાવી બેસીએ છીએ અને પાછળથી એવા અભિપ્રાયમાં ફેરફાર પણ કરતા નથી. પોતાને માટે અભિમાન અને પરકાને માટે દુર્ભાવ (Pride Prejudice) એ એ આપણો સામાન્ય દોષ છે.

દરેક નવલકથાકારનો અનુભવ છે કે વાર્તામાં નઠારા માણસનું ચિત્ર આપવું સહેલું છે, પણ ઉત્તમ પાત્ર રજુ કરવાને માટે અતિશય મહેનત પડે છે. ઉચ્ચ કલ્પનાશક્તિ, અન્વેષણ, ઊંડી વેધક દૃષ્ટિ અને સમભાવ વગર સારાં પાત્રો, તાદૃશ નહીં કરાતાં

શકાતાં. એનો અર્થ એ કે ગુણો જોવા માટે આપણે પોતે ગુણી થવું પડે છે.

### પોતાના દોષ જુઓ

આપણી આસપાસ રહેતા મનુષ્યોની પુરેપુરી માહિતી વગર એમને વિષે અભિપ્રાય બાંધવાથી અન્યાય થવાનો સંભવ છે અને તેમાંથી આપણી વિવેકબુદ્ધિ પણ શુદ્ધ રહેતી નથી.

જેમની જોડે રોજ આપણે રહીએ છીએ, કામ કરીએ છીએ, વ્યવહાર બાંધીએ છીએ, તેમનાં જીવનમાંથી કાંઈ પણ રસ પડે એવું કે પ્રેરક તત્વ, આપણને ના મળે તો સમજવું કે આપણો જ વાંક છે.

હવે આપણી પોતાની વાત કરો. જીંદગી જોગવવાની યુક્તિ છે. જે કામધંધો આપણને મળ્યો હોય તેમાં આપણી પુરેપુરી શક્તિ વાપરવી. એમાં હરામખોરી કદી ના કરવી. કામની ઝીણામાં ઝીણી બાબત સમજવી અને એમાં પ્રવીણ થવા મહેનત કરવી. આટલું કરવાથી એ ધંધો ગમે તેવો હોય પણ રસ પડ્યા વગર રહે જ નહી.

ઘણો ઘણીવાર સંસારીઓઓને રહેંટની ઘટમાળ જોડે સરખાવે છે અને એનું એ કામ રોજને રોજ એકજ રીતનું કરવાનું હોવાથી અતિશય કંટાળતા અને બગાસાં ખાતા અને પોતાનાં નસીબને કુટી નાખતા જોવામાં આવે છે. એવા લોકો કહે છે કે ગાયક કે ચિત્રકાર કે શિલ્પિ કે કવિ જેવા કલાકારોનાં જીવન તો રસમય ખરાં પણ વૈતરાં કરનાર, હિસાબ લખનાર કે રસોઈ કરનાર કે કારકુન પટાવાળાના જીવનમાં શું રસ હોય શકે!

### મજુરી કરનાર પણ પોતાના જીવનમાં રસ મેળવી શકે

પણ કળાકાર ને, જો પોતાના કામમાં રસ પડતો હોય કે સુખ થતુ હોય તો એવા રસ અને સુખ તો ભંગી, મજૂર કે ખેડુત જેવાને પણ મળી શકે, જો સંસારની લીલામાં એ પોતાના સ્થાનનું મહત્વ સમજે તો : કામને પવિત્ર ફરજ માને અને આંખ કાન ઉઘાડા રાખે એટલી શરત.

જીવન એ તો લહાવો છે, એ વેઠ નથી. આપણે બધા ખુદ પ્રભુના કમીશન એજન્ટ છીએ.

કાછીઓ શાક અને ફળ લાવે છે. માળી ફુલ લાવે છે. ઘાંચી ઘાણી પીલીને તાજુ તેલ બનાવે છે. કુંભાર માટીનાં વાસણો બનાવે છે, મોચી જોડા શીવે છે. આ બધા પોતપોતાના સ્થાને શ્રેષ્ઠ નથી? એ બધાં સમાજનાં સુખસગવડ સાચવવામાં કંઈ જેવો તેવો હિસ્સો નથી આપતા. માત્ર એનું એમને પુરેપુરૂ ભાન નથી. બંગડી વેચનાર, રંગરેજ, મદારી, નટ, બજાનિયો, પાનવાળા, એ બધા પોતપોતાને સ્થાને મહાન છે. કારણ કે સમાજને એ આનંદ, વિનોદ, શાન્તિ અને શોભા આપે છે. ડાક્તર રોગ મટાડી તંદુરસ્તી આપે છે, વકીલ ન્યાય અપાવે છે. શિક્ષક ભણાવે છે. પોલીસ રક્ષણ કરે છે ગાડીઓવાળો થાક બચાવે છે. આમ સંસારનાં જો એક કામ જેમાં દુરાચાર કે નીતિ ભ્રષ્ટતા નથી એ બધાં અરસપરસ ઉપકારક અને સહાયકારી હોઈ માનવ ધર્મના પોષક છે.

### શિસ્ત, જ્ઞાન અને ફરજની જરૂર

દરેક ધંધાદારી, પોતપોતાના ધંધામાં પ્રવીણ થવા માટે, જે જે શિસ્ત અને જ્ઞાન જરૂરનાં હોય તે મેળવે અને સાધન સામગ્રી ઉત્તમ રાખે તો ભગવાનના એક એક અંશની વિભૂતિનો એ અધિકારી થાય અને આદરમાન પામે.

ધર્મ સમજીને જો દરેક ધંધાદારી કે વેપારી કે નોકર, પોતપોતાની ફરજ બજાવે, તો એને પોતાના કામમા અત્યંત રસ પડે અને કલાકાર કે ગાયક કે કવિના જેવું જ સુખ એને પણ મળે. ભક્તમા અને એનામાં પછી કશો ફેર જ ના રહે એનાં બધાં કામ લોકોની એટલે ભગવાનની પૂજા જેવાં પવિત્ર અને શાંતિ આપનારાં થઈ જાય.

કેવળ સ્વાર્થી અને પીંડપોષી જીવોને જ સંસારમાં શુષ્કતા, એકલવાયાપણું કે કેદીખાનામા પડયા જેવું લાગે છે. જીવનનો કંટાળો પણ એમને જ આવે છે.

પ્રેમાળ, પરોપકારી, અને વિશાળ હૃદયનાં સેવાભાવી લોકોને સંસાર મીઠો અને ઉન્નતિ કરનારો લાગે છે.

સ્વાર્થમા રચ્યાં પચ્યાં રહેનારને જગત પાસેથી ઝાઝું જ્ઞાન મળતું નથી. પૈસા મળે છે પણ એ તો ઉલટા ઉપાધીરૂપ થાય છે.

### સમૂહગત કાર્યની મઝા

આપણા લોકોને સમૂહમાં તો ભાગ્યે કામ કરતાં જ આવડતુ નથી. "હું મોટો ને તું મોટો" કરવામાં જેમ વધારે લોક એકઠા થાય છે તેમ દરેકની શક્તિ વધવાને બદલે ઘટે છે. પરંતુ પંચ ત્યાં પરમેશ્વર છે એમ સમજી નમ્રતા પુર્વક કેવળ સમાજની સેવાભાવનાથી પ્રેરાઇને પોતાને ભૂલી જઇને હળીમળીને કામ કરીશું તો ઝાઝા હાથ રળિયામણા.

ધારો કે કોઇ પરિષદ માટે આપણે મંડપ બાંધવા માંડયો છે. ધીમે ધીમે બેઠકો, દરવાજા, તોરણો થતાં આવે છે અને મઝાહ પડે છે.

સમૂહ રમતોમાં પણ આવીજ મઝાહ પડે છે. પ્રેમપૂર્વક, સંસારના કામ કરનારને નિત્ય કામમાં મંડપ બાંધનાર કે સમૂહ રમત રમનારના જેવીજ મઝાહ પડે છે અને ઘણી વાર તો અદ્ભૂત રસનું એ પાન કરતો કરતો જીવન નિર્ગમન કરે છે.

સંસારરૂપી યાત્રામાં આપણી સાથે ચાલતા, બન્ધુ અને ભગિની મુસાફર સાથે ચાલો ત્યારે આપણે ભળીએ. અતડાં અભિમાની કે તટસ્થ રહેવાથી માનવતામાંથી મળતો પ્રકાશ અને ગરમી આપણે ગુમાવીશુ. પુસ્તકો કરતા પણ જનસમાજની મૈત્રિ અને ગાઢ સંબંધ, વધારે જ્ઞાન આપે છે.

જેઓ સંજોગોની સાથે મેળવાઇ નથી શક્યાં અથવા સમાજના અન્યાયી બંધારણમાં ફસાઇ પડયાં છે તેમની પ્રત્યે સહાનુભૂતિ હોવી જોઇએ. પૂંજીપતિઓ પ્રત્યે પણ ઘૃણા કે તિરસ્કારની વૃત્તિને બદલે દયા કે કરુણા રાખવી યોગ્ય છે. એમની તરફ ઘૃણા કરવા જેવું તો કંઇ છે જ નહો. પૈસાના અતિ લોભમાં એ બિચારા જ્ઞાન ચારિત્ર્ય કે સેવાની દૈવી સંપત્તિ ગુમાવી બેઠા છે.

### સમભાવ કેળવો

ગરીબોનાં દુ:ખ નહીં સમજવા જેટલા જો આપણે આંધળા રહીશું તો પામરતા અને હ્રદયની દુર્બળતા જ રહેશે.

અને આપણા પણ બધા દિવસો સરખા જશે એની શી ખાત્રી છે? અભિમાનીઓના અભિમાનના કારણથી પણ પડતી થાય છે, ત્યારે જો એમણે કોઇની તરફ સમભાવ કે મદદનો હાથ લંબાવ્યો નહીં હોય તો એમની દયા ખાનાર કોઇ રહેશે નહીં. પોતાની ચડતીના દિવસોમાં જે લોકોએ પોતાના આનંદમા બીજાઓને ભાગ નહીં આપ્યો હોય તેમને દુ:ખના વખતમા દીલાસો આપનાર કોણ મળશે?

માટે જનસમુદાયમા આપણે ભળવું, પ્રેમ દેવો અને સેવો. એમની વધારેમા વધારે સેવા કરવી. નહીંતો મનુષ્ય જીવનની છેક નીચી સપાટીએ આપણે ઉતરી પડીશું.

મનુષ્ય બંધુઓનાં સુખ દુ:ખ સમજી, એમના હ્રદયના ધબકાર સાથે જેણે પોતાના હ્રદયના તાર મેળવ્યા છે તેમને ધન્ય છે!

### જગત ભવ્ય છે.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. સાચો સમાજવાદ માનવીમાત્રનો પૂજક છે. એનો અર્થ એ નથી કે મનુષ્ય સ્વભાવ આજે છે તેના કરતાં ભવ્ય માનવો. માત્ર એટલું માનવાને કારણ છે અને માનસશાસ્ત્રીઓ એટલું તો જોઇ શક્યા છે કે કોઇ માણસ ઇરાદાપૂર્વક દુષ્ટ નથી થતું. એકેએક મનુષ્યના સ્વભાવના ઊંડાણમાં સારાપણું રહેલું છે. આત્મા તો બધા દિવ્ય છે. માત્ર એના પર અવિદ્યાનાં આવરણો ચડેલાં છે.

જગત ભવ્ય છે એની રચનામાં, કંઇ દિવ્ય ઉચ્ચ સ્થિતિએ જવાની યોજના છે. ભગવાનની આ લીલામાં એના અદ્ભુત રસથી ભરપુર એવા નાટકમાંથી આપણે પણ ઠીક વેશ ભજવ્યો હતો એવું કહી શકીએ તો બસ છે.

### સંવેદનાની જરૂર

કવિવર વર્ડ્ઝવર્થ ચેતાવે છે કે—

આપણા બાલ્યકાળમાં સ્વર્ગ, આપણી ચારેબાજુ વિંટાએલું રહે છે.

પણ જેમ જેમ ઉમ્મર વધે છે તેમ તેમ સ્વાર્થ-

રૂપી કેદખાનાની દીવાલો આપણી આસપાસ ચણાઇ જાય છે.

મોહ, સ્વાર્થ અને અજ્ઞાનતાનું કેદખાનું આપણને કેવા ગોંધી રાખે છે એનું પ્રમાણ કરવા તો કવિ બેસતો નથી, પણ બંદીખાનામાં ચારેતરફ બારીઓ મૂકવાની સલાહ આપે છે. એ કહે છે,—

"આપણાં અંતઃકરણને ધન્ય છે!
લાગણીઓ છે તો આપણે જીવીએ છીએ.
હૃદયની સુકોમળતા, ભાવિ માટે ચિંતા
અને પ્રેમનો આનંદ પણ જીવો!

જીવ મનુષ્ય હૃદયના ઊંડાણમાં The still sad music of humanity— ઊચ્ચ દૈવીજીવન જીવ કેમ હાથમાં નથી આવતું, તેની ચિંતાનું કરુણ સંગીત ગાઈ રહ્યું છે એ સાંભળી ચાલો, આપણે કંઈ પુરુષાર્થ કરી પૃથ્વી પર સ્વર્ગ લાવવાના કાર્યમાં સહાયભૂત થઈએ.

## પ્રેમધર્મ

મુક્ત થવા માગતા એ માનવચૈતન્યને મારા ભાવ ભીના પ્રણામ છે!

એનો પ્રકાશ, મેં સૂર્યાસ્તના રંગોમાં જોયો હતો. પૃથ્વી પર એની ગતી મેં અનુભવી છે. હવામાં એ મને વાગે છે! પૂરા આકાશમાં જે છે તેજ માનવીના મનોવ્યાપાર ચલાવે છે.

મારી ઓરડીના મનો/વ્યાપાર જે ચલાવે છે તે જ માનવ સમાજને હલાવી શકી છે

સ્વાર્થનો વિચાર દૂર કરી જનતાની સેવામાં જો હું હવેનું જીવન નિમગ્ન કરું તો ભગવાનનું પૂર્ણ દર્શન પામવાની આશા રાખું છું. આ પ્રેમધર્મ છે. જીવને મને આ શીખવ્યું છે

(આ લેખમાં વગર પ્રયત્ને લેખીકાના વિચારોમાં મારા વિચારો બહુ ભેળવાઈ ગયા છે. ભાવાર્થ કરવાં પણ હું બહુ દૂર મારા પોતાના મનોરાજ્યમાં ઘસડાઇ ગયો છું.)

હરિપ્રસાદ

# ધર્મ આરાધન

**વ્યક્તિવિકાસનું સોપાન ૩ જું**

ફક્ત કાર્યો કરીને તમો જીવો એ તો દરેક જીવે છે. ધર્મ આરાધન તેનાથી એક પગથીયું વધારે ઉપર છે. એ બતાવે છે કે તમે તમો પોતે જીવો પણ એક શરતે 'બીજાને જીવવા દો.' તમારા કારણે-તમારાં કાર્યો વડે તમારા સ્વાર્થ માટે બીજા તો દુ:ખી નથી થતા, બીજાનું સત્યાનાશ તો નથી વળતું ? તે જોવું જરૂરી છે.

આ પહેલાં અગાઉ જોઈ ગયા છીએ કે વ્યક્તિ વિકાસના પ્રથમ પગથીએ આપણે આપણી જાતને ઓળખવાનું રહે છે. પોતે કોણ છે એજ ન સમજે તો તેનો વિકાસ સંભવે નહિ. ત્યાંથી આગળ વધવા માટે જીવન વ્યવહારમાં ગુણદૃષ્ટિ કેળવવી જરૂરી છે અને તે બીજું પગથિયું છે. ગુણદૃષ્ટિના અભાવે ફક્ત પારકાના દોષો સિવાય બીજું કશું ઉતરતું નથી. ગુણો જોવાથી ગુણો કેળવાય છે અને કેળવાયેલ ગુણો-વાળું જીવન પોતાના વ્યક્તિત્વની નિરાળી છાપ પાડે છે.

આ દૃષ્ટિ કેળવવા માટે ધર્મની જરૂરિયાત છે. જીવન-વિકાસમાં ધર્મ એ એક મુખ્ય અંગ છે પણ ધર્મ કોને ? તેનું સ્વરૂપ શું ? વિગેરે વિચારવાનું રહે છે.

લોકોનો મોટો ભાગ એક એ પણ પ્રશ્ન પૂછે છે કે ઈતિહાસમાં ઘણી લડાઈઓ ધર્મના નામે નોંધાયેલી છે, હિંદુ-મુસ્લીમ હુલ્લડો વિગેરે પણ થાય છે તો શું આવો જ ધર્મ કોઈ એવી વસ્તુ છે કે જેનાથી કલ્યાણ થઈ શકે !

આ પ્રશ્ન વિચારવા જેવો છે. આના જવાબમાં હું મરહૂમ મહાન વિચારક શ્રી વાડીલાલ મોતીલાલ શાહનો એક ફકરો રજુ કરીશ કે—

"જીવનને ઉચ્ચ બનાવે એજ ધર્મ મને માન્ય છે. ધર્મ ભલે ગમે તે કાર્યો, ક્રિયાઓ અને ભાવનાઓ જે જીવનને ઉચ્ચ બનાવવાના આશયથી વર્જિત હોય તો તે કાર્યો, ક્રિયાઓ અને ભાવનાઓ માન્ય નથી. પછી તે ભલે તેના પ્રતિષ્ઠિત પુરુષો કે અધ્યાપકો મોટાઓથી ઉપદેશાતી હોય તો પણ શું ? ધર્મના નામથી થતાં જે ફરમાન મને જીવન-આરોગ્ય સંરક્ષવાને મદદગાર થતાં હોય, જે ધાર્મિક ક્રિયાઓ મને દુનિયા પ્રત્યેના મારાં કર્તવ્યો બજાવવામાં જોઈતું બળ પૂરું પાડનારી હોય અને જે ધાર્મિક ભાવનાઓ મને આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિસંતાપ મહાસાગરમાંથી અદ્ધર રહેવાની કળા શીખવનારી હોય તેજ ધર્મ મને માન્ય છે."

ઉપરના વિવેચનથી આપણે જોઈ શકીએ છીએ કે ઉપયોગ વગરની ક્રિયાઓ જડ છે. એ ક્રિયા કરનાર માણસો દયાને પાત્ર છે. આજના જમાનાનું દૃષ્ટિબિંદુ છે ઉપયોગ સાર્થકતા,—જે ક્રિયાઓ તમારા જીવનમાં—તમારા વ્યક્તિત્વ-વિકાસમાં સાધનરૂપ બને એજ ક્રિયાઓનું બીજું નામ ધર્મ છે.

ધર્મ એટલે કર્તવ્ય. ધર્મ એટલે આત્માને તપશ્ચા માટેની માનસિક તેમજ વ્યવહારિક ક્રિયાઓ, ધર્મ એટલે અંતરનો બોજો હળવો થાય તેવી દવા, ધર્મ એટલે આત્માના આઠ જાતના કર્મનાં આવરણોને તોડનાર અમોઘશસ્ત્ર, ધર્મ એટલે શાંતિ, કલ્યાણ અને સ્વહિત-જીવનના કદમે અને પગલે રહેલી આપણી પુનિત ભાવનાઓને માન આપવું એ ધર્મ છે.

આટલી સ્પષ્ટ વ્યાખ્યા હોવા છતાં પણ ધર્મના નામે ઝઘડાઓ, હુલ્લડો થવા પામે છે. લોકોમાં મારામારી થાય છે. પંડિતો શાસ્ત્રાર્થ કરવા બેસે છે અને બધા માણસો એજ સિદ્ધ કરવા બેસે છે કે "અમારો ધર્મ સાચો !"

'આ મારો ધર્મ' અને 'આ તમારો ધર્મ' સાંભળી સાંભળી ને લોક-સમાજ થાક્યો છે એ કહેનારાઓ પોતે તો અધર્મનું સેવન કરે છે. સાથે જ નબળી બુદ્ધિના માણસોને પણ તે સાંપ્રદાયિકતામાં ઢાળી દે છે

'તમારો' કે 'અમારો' શા માટે ! ધર્મ તો બધા માટે છે. જે પાળે છે તેનો ધર્મ છે. તેને અમારા તમારાની પાળ બાંધી શા માટે સંકુચિત કરવામાં આવે છે ' અમારા તમારાના નામે જે ધર્મ છે તે વાસ્તવિક દૃષ્ટિએ ધર્મ નથી, પણ ધર્મ અને એની કહેનાર વ્યક્તિની પોતાની સમજબુદ્ધિ છે એ અધૂરી છે. જો પૂર્ણ હોય તો અમારું તમારું કહેવા પામે નહીં.

દરેક ધર્મની સ્થાપના નીચેના સિદ્ધાંતો ઉપર જ છે: લોકકલ્યાણ, શાંતિ, સુખ, આનંદ, સ્વકલ્યાણ, શાંતિ આનંદ.

લેખક :
યતિ શ્રી. હેમચંદ્રજી

એટલા માટે દરેક ધર્મે પોતાના સિદ્ધાંતો સ્થાપ્યા છે આ સિદ્ધાંતો પાછળની ભાવના તો ઉપરની જ છે કે માણસ પોતે કલ્યાણ સાધી શકે, સાથે જ બીજાનું કલ્યાણ પણ સાધી શકે.

કૃષ્ણે શા માટે કર્મયોગની રચના કરી છે! શા માટે એ પાંડવોની જોડે રહીને મહાભારતમાં લડ્યા! મહાવીરે શા માટે બાર વર્ષનું તપ કર્યું!

બુધ્ધે શા માટે રાજપાટનો ત્યાગ કર્યો! મહમદ પયગમ્બરે શા માટે હીજરત કરી! ઇસુને શા માટે ખીલા ઠોકવામાં આવ્યા!

ઉપરના ધર્મ સ્થાપકો બધા શક્તિશાળી હતા, વૈભવશાળી હતા... પણ તેમની ભાવના હતી કલ્યાણની-, જગત કલ્યાણની. પોતાના અને પારકાના કલ્યાણની અને લોક કલ્યાણની ભાવનાએ સ્વપાએલ એમના ધર્મ આજે ભાવનાની શુષ્કતાના કારણે બદનામ છે. લોકો ક્રિયાઓને પકડીને બેસી જાય છે ભાવનાનાં મુળ તે જાણી શકતા નથી. આજે આના કારણે ધર્મના નામે ભુલભુલામણી થઇ રહેલ છે દરેક ધર્મનો પ્રવાહ અલગ છે, પણ ધ્યેય-લોક કલ્યાણ, તો એક જ છે.

આ ભૂલભુલામણી કેવી છે તેનું ઉદાહરણ સ્વામી રામતીર્થે સારી રીતે આપ્યું છે. એક નદીના મુખ માટે બે ભાઇઓમા વાદવિવાદ થયો. એકે કહ્યું કે, 'નદી ડુંગરમાંથી નીકળે છે!' ત્યારે બીજાએ કહ્યું 'પાણી નરમ અને પ્રવાહી છે ત્યારે ડુંગરતો પત્થર, ઘન અને કઠણ છે. જો પત્થરમાંથી પાણી નીકળી શકે તો જ માની શકાય કે ડુંગરમાં નદીનું મુખ છે." બીજાએ પત્થર ઉપાડીને નિચોવવું શરૂ કર્યું, પણ એમાં ક્યાંથી પાણી નિકળે! તેણે કહ્યું, "મારું માનવું એવું છે કે એક મોટો રાક્ષસ છે, તેના પરસેવામાંથી આ પાણી આવે છે."

પહેલાએ કહ્યું: "એ ખોટી વાત! કોઇ ગુફામાં હશે તેમાંથી એ નિકળી હશે!"

ત્રીજાએ વચમાં પડીને કહ્યું: "રાક્ષસે પેશાબ કર્યો હશે, એટલે જ આ પાણી વહે છે."

આ ત્રણેનો કેસલો કેમ લાવી શકાય! નદીનું મૂખ ડુંગરમાં છે, એ જોયા વગર જ પ્રવાહ માટે કલ્પનાઓ બાંધી એને જ પકડી બેસી જનારા આ દુનિયામાં ઘણા છે, પણ નદીનું મુખ ડુંગરમા છે એ સત્ય જણાતું નથી.

આજે માણસોની એ જ સ્થિતિ છે. પોતે મોહ માયા લોભ રાગમાં ફસાએલા છે એટલે ધર્મ કે સચ્ચિદાનંદ સ્વરૂપ ઓળખી શકતા નથી. અજ્ઞાનપણાને લીધે લોકો ભાવના અને ક્રિયાના અભાવે ન તો સાચા ધાર્મિક રહ્યા છે તેમજ સત્ય પણ ગ્રહણ કરવા તૈયાર નથી.

આનું પરિણામ શું આવ્યું છે! આજે ધર્મનું ભક્ષણ થઈ ગયું છે અને ધર્માધતાએ જગત ઉપર પોતાનુ સામ્રાજ્ય સ્થાપ્યુ છે. હજારો મનુષ્યની કતલ ધર્મના નામે થઇ રહી છે. ઊંચ નીચના ભેદો, આડંબરો અને અધર્મની ક્રિયાઓ વધી છે

ધર્મના નામે જગતમાં જે ઉલ્કાપાત મચ્યો છે તેથી જગત અને જનતાને જે સહન કરવું પડ્યું છે તે ધર્મો પ્રતિ માણસને અવિશ્વાસ પેદા કરાવનારું છે. વિશ્વાસ જતાં સત્ય ધર્મથી માણસો વિમુખ થયાં છે. ધર્મ એ મારામારીનો વિષય બની ગયો છે.

ધર્મનો વિચાર આજે ફક્ત અમુક ક્રિયા પુરતો રહ્યો છે. "અમારી પાસે જ મોક્ષ છે અને બાકીના બધા નર્કમાં જશે." આવી ખોટી માન્યતાઓ અને અંધશ્રદ્ધાએ ધર્મોનું વાસ્તવિક સ્વરૂપ ઢાંકી દીધુ છે

જો ઉપરની બાબતો સત્ય હોય તો પછી હું તમને એ કહું કે ધર્મનું આરાધાન કરો, એ જીવન વિકાસનું સોપાન છે. વ્યક્તિત્વ વિકાસનો રાજમાર્ગ છે, તો તમે નહિ માનો.

પણ ઉપરની બાબતો એટલા માટે રજુ કરવાની છે કે આજના અધર્મની, ધર્માંધતાની, તર્કની અને બુદ્ધિવાદની જાળમાં સહુ કોઇ પોતપોતાની સમજને ધર્મ માની બેસી જાય છે એ તરફ રખે તમે ભરમાવ!

ધર્મનો આપણે વિચાર કરીએ. ધર્મ એટલે શું! કોઇ પણ વ્યક્તિ ભલે હિંદુ હોય કે મુસલમાન, પારસી કે ઇસાઇ, જૈન કે બૌધ, તેને પૂછજો કે ભાઇ, તમે શા માટે ધર્મની ક્રિયાઓ કરો છો!

એના બે જવાબ મળશે એક તો એ કે અમારા બાપ-દાદાઓ આ ધર્મને પાળે છે અને બીજું એ કે તે પોતાના ધર્મની વિશેષતા બતાવશે.

બાપ-દાદાઓ ધર્મનું પાલન શા માટે કરતા હતા એ તો એ પોતાના ધર્મની વિશેષતા બતાવશે ત્યારે જ સમજાઇ જશે.

દા. ત. પારસી કહેશે કે અમે અમારી અગીઆરીમાં એટલા માટે જઈએ છીએ અને અગ્નિને પ્રજ્વળ રાખીએ છીએ કે જ્યોતિ બળતી રહે. જેણે આપણને પ્રકાશ આપ્યો છે તેને યાદ કરવો જોઈએ વિગેરે વિગેરે.

મુસલમાન કહેશે કે હું નમાઝ એટલા માટે પઢું છું કે મારા 'ખુદા'ને—જેણે મને બનાવ્યો છે તેને યાદ કરું છું અને ઈચ્છું કે હું સાચો મુસલમાન—ઈમાનદાર થાઉં.

એવીજ રીતે હિંદુ કહેશે કે 'સોહમ'ની—હું તેજ છું—ની—ભાવના પ્રગટ કરવા—આત્માથી પરમાત્મા બનવા માટે પૂજા પ્રાર્થના સંધ્યા કરું છું. જૈનો કહેશે કે અમે મુક્ત થવા માટે—કર્મબંધન તોડવા માટે—પ્રયત્નો કરીએ છીએ. ઈસાઈઓ 'ક્રાઈસ્ટ'ને સન્ડેપ્રેયરમાં યાદ કરીને વિશ્વબંધુત્વ ફેલાય તે માટે પ્રાર્થના કરશે, તેમજ બૌદ્ધો અનાસક્તિ યોગ—જીવો અને જીવવાદો—ના શક્તિ અનુસાર મધ્યમ માર્ગે ચાલતા હશે.

આ તો અલગ ધર્મોની ભાવના અને નિત્ય ક્રિયાઓ અંગેનું વિવેચન થયું. બધામાં એક દૃષ્ટિ તો રહેલી છે કે માણસે જન્મ લીધો એ ખરું જ પણ તેના જીવનમાં અમુક કર્તવ્યો રહેલાં છે, જે એણે કરવાના હોય છે.

એ દૃષ્ટિએ ધર્મનું બીજું સ્વરૂપ આપણે કર્મયોગ કહી શકીએ છીએ. આ કર્મયોગની સીધી સાદી વ્યાખ્યા નીચે મુજબ થઈ શકે છે

"હું સારું જીવી શકું, બીજાને તે મુજબ જીવતાં શિખવાડું, જગતનું કલ્યાણ થાય તેમજ જગતમાં સુખ શાંતિ પ્રસરે.

ધર્મની વ્યાખ્યા આ સિવાય બીજી કશી હોઈ શકે નહિ. આજ એ કર્મયોગ છે. જેને ધર્મ કહેવામાં આવે છે અને दुर्गतौ प्रपतन्तम् धारयति દુર્ગતિમાંથી પડતાં બચાવે તેજ ધર્મ છે. એ સ્વરૂપ આ સિવાય બીજું કોઈ હોઈ શકે નહિ. એજ જીવનનો સ્વભાવ છે. વસ્તુના સ્વભાવને પણ તેનો ધર્મ કહે છે. 'વત્થુ સહાવો ધમ્મો' આ સ્વભાવ તે ઉપરની ભાવના છે કે તમે પોતે જીવો અને બીજાને જીવવા દો.

ફક્ત ખાઈ પીને તમે જીવો એ તો દરેક જીવે છે. ધર્મારાધન તેનાથી એક પગથીયું વધારે ઉપર છે. એ બતાવે છે કે તમે પોતે જીવો પણ એક શરતે 'બીજાને પણ જીવવા દો. તમારા કારણે—તમારા ખાવી પીવાથી, તમારા સ્વાર્થ માટે બીજા તો દુઃખી નથી થતાં, બીજાનું સત્યાનાશ તો નથી વળતું ? એ જોવું પણ જરૂરી છે.

જેણે પોતાની જાતને ઓળખી છે અને ગુણદૃષ્ટિ કેળવી હશે તેને માટે આ કર્મયોગ સરળ છે. એ હમેશાં સ્વ સાથે પરનું જોશે.

વ્યક્તિવિકાસની સાધનામાં આવા ધર્મારાધનની અગત્ય છે. તમે પોતે તો જીવો અને બીજાને જીવવા દો એ દૃષ્ટિએ તમારાં જીવન ઘડાયેલાં હોવાં જોઈએ.

દુનિયામાં બીજા માટે જીવી જનારનું વ્યક્તિત્વ ઘણું ઊંચુ માનવામાં આવે છે. એ પંથ કંઈ સરળ નથી, પણ ધીમે ધીમે એ તરફ અગ્રસર થવાય તો સ્વાર્થત્યાગ અને સ્વેચ્છાઓનું બલિદાન દેવાય તો એ વસ્તુ સાધી શકાય છે.

તમે દુનિયાના બધા ધર્મોનું હાર્દ તપાસશો તમને એમાં રહેલી આ ભાવના સ્પષ્ટ જણાઈ આવશે, એટલે પોતાના વિકાસ માટે ધર્મનું આરાધન જરૂરી છે.

---

# ગીતા સમજવાની દૃષ્ટિ

: રજૂ કર્તા :
સ્વામિ શ્રી. ચૈતન્યાનંદ
શ્રી રામકૃષ્ણાશ્રમ પંચવટી, નાશિક

卐

પ્રિય......

તું લખે છે કે મોટા ભાગના વિદ્યાર્થિઓમાં ઈશ્વર પ્રત્યે કે ધર્મમાં શ્રદ્ધા નથી. આ ફરિયાદ તો હું વૃદ્ધોઓ પાસેથી પણ ઘણીવાર સાંભળું છું. ભણનારા છોકરા છોકરીઓને મેં એમ પણ બોલતાં સાંભળ્યા છે કે 'ક્રિકેટ મારો પરમેશ્વર અને ટેનીસ મારો ધર્મ !' એનો ભાવાર્થ એ હોવો જોઈએ કે ધર્મ અથવા ઈશ્વરનું સૌથી વધુ મુલ્ય છે, અને જીવનના બીજા બધા સ્વાર્થો તેનાથી ગૌણ હોવા જોઈએ; તેને માટે બધુ ન્યોછાવર કરી નાખવાની તૈયારી હોવી જોઈએ. પસંદગી કરવાની હોય તો માણસ પોતાના ઈશ્વર યા ધર્મને માટે જ બધું હોડમાં મૂકે, નહિ કે બીજા કોઈ પદાર્થ માટે. પણ દુર્ભાગ્ય તો એ છે કે આધુનિક દેવતાઓના ઉપાસકો તેમજ પુરાણી ઢબના જુનવાણીઓ જે માનવાનો દાવો કરે છે તે ખરેખર માનતા નથી તેમ તે પ્રમાણે આચરણમાં મૂકતા નથી. તું અને હું ઈશ્વરમાં શ્રદ્ધા રાખીએ છીએ, કંઈ નહિ તોય આપણે એમ માનીએ છીએ. પણ આપણને ઈશ્વરનો સાચો અથવા બરાબર ખ્યાલ છે ? તું તો શું કહેશે, તો ય આ સવાલનો જવાબ સંતોષકારક રીતે આપી શકું નહિ. ઈશ્વર વિષેના વિચારો સહુના એક-સરખા નથી. ઘણાની ધારણા હોય છે કે ઈશ્વર એક સર્વસત્તાધીશ, જુલમગાર, જગતના કોટવાલ જેવો એક ખુશામત પ્રિય વ્યક્તિ છે; અને તેની ખુશામત કરવાથી તે પ્રસન્ન થાય છે. બીજા કેટલાક વળી તેને ન્યાયપરાયણ, કરુણામય, અને પ્રેમમૂર્તિ માને છે સ્વામી વિવેકાનંદ કહે છે કે 'મૅથનો ઈશ્વર પૂછો તો એક મોટો પાડો'; તેમ માણસ પોતાની સમજણ પ્રમાણે ઈશ્વરની કલ્પના કરે છે. કેટલાક આપ્તજનો વળી ઈશ્વર એટલે મનુષ્યની કલ્પનાનું ઉદાત્તમાં ઉદાત્ત સર્જન એમ કહે છે !

ઈશ્વરની આપણી ગમે તેવી ધારણા હોય, પણ જાણવું એ છે કે આપણા રોજંદા જીવનમાં અને આચરણમાં એ કેટલી અસર કરે છે. એ એક જીવંત અસર છે કે પછી માત્ર વાર તહેવારે દેવ મંદિરે જવા જેવું છે ? આ ગણત્રી માપવા જઈએ તો જગતમાં બહુ થોડાક જ ખરેખરા ધાર્મિક અથવા ઈશ્વરમાં શ્રદ્ધાવાન કહીં શકાય. અગાઉ કેટલાક કાગળોમાં તે પુરાણ પ્રિય જુનવાણી લોકોની મજાક ઉડાવી છે: તેમની માન્યતા અને આચરણમાં રહેલું વિશાળ અંતર દેખાડ્યું છે. આપણાં મંદિરોમાં નજરે પડી આવતી ઉપાડી ખાઉ બદદાઓ, ત્યાંની અસ્વચ્છતા અને ગંદવાડ, જાડા પાડા પુજારી ભટજીનું પૈસાની ભેટ પૂજા માટે જખોની પેઠે વળગવું વગેરે પ્રત્યે તેં તારો અણગમો બતાવ્યો છે. તારું માનવું છે કે બધી પૂજા વિધિઓ અને કર્મકાંડમાં એક જાતનો ડર, કિંવા આંધળી પ્રણાલી પૂજા સિવાય બીજું કંઈ નથી. એ ઉપરાંત બીજા કેટલાય આક્ષેપો જુનવાણી અને પુરાણપ્રિય લોકો સામે તું રજુ કરી શકું, પણ તમે આધુનિકો એમનાથી કંઈ ચડો એમ નથી. કદાચ તમે ઉલટા વધુ ખેદ છો. તમે મૂર્તિપૂજાની મશ્કરી કરો છો પણ તમે ય એટલા જ આંધળા અને કટ્ટર મૂર્તિપૂજકો છો. ફરક માત્ર મૂર્તિઓમાં જ છે. કેટલાક વરસ પહેલાં હું નાગપુરમાં હતો, ત્યારે ત્યાં એમ.સી.સી. (ક્રિકેટના ખેલાડીઓની મંડળી) આવી. એ વખતે ધખધખતો ઉનાળો હતો, આપણો દેશ ઉષ્ણકટિબંધમાં આવેલો છે એ જગજાહેર વસ્તુસ્થિતિને ધ્યાનમાં ન લેતાં તમે લોકો આંધળા મૂર્તિ પૂજકોની પેઠે ૧૧ થી ૫ ની વચ્ચે ક્રિકેટ રમવાની પશ્ચિમની ટેવને અનુસર્યા. બીજા દેશો અથવા સમશીતોષ્ણ હવામાનને જે સારું, અને સગવડ ભર્યું હોય તે આપણને અનુકુળ ન હોય. નાગપુરમાં મેચ જોવા ખાસ ટ્રેનો ભરીને લોકો આવી પહોંચ્યા. એક ટિકિટની કિંમત પાંચથી દસ રુપિયા ભરીને સવારના દસથી સાંજના પાંચ સુધી તડકે શેકાતા સેંકડો છોકરા છોકરીઓની તું કલ્પના કરી લે. અને મારું માનવું હો તો જાણી લે કે એમાંથી કેટલાયને માથાના દુખાવા, શરદી, સળેખમ અને બીજી માંદગી થઈ પડેલી, લગભગ એજ વખતે 'ઈશ્વરની જરૂર' એ વિષય પર વિશ્વ વિદ્યાલયોની પરસ્પર ચર્ચા ગોઠવાઈ હતી. તેમાં થોડાક જ મતની બહુમતીથી 'ઈશ્વર બાજુ' વાળા હારી ગયા. એ ચર્ચા

દરમ્યાન વિરોધી બાજુવાળા વિદ્યાર્થીઓએ આસ્તિક મતવાળાઓ પર યાત્રાઓ, પૂજા, દેવ દર્શનાદિમાં ખર્ચાતા પૈસા એ બગાડ છે એમ કહીને મશ્કરીના રોપથી સારા પ્રમાણમાં હાથ્યા. એ સાંભળીને મને બહુ ગમ્મત થઈ અને મે કેટલાક વિદ્યાર્થીઓને કહ્યું કે તમે બધા માત્ર 'મારો કક્કો ખરો' એ કહેવતના ઉદાહરણ રૂપ છો. આ મેચ જોવા આવનારા 'જુવાનીઆઓ નાગપુરની બહારના જીલ્લાઓમાથી, પોતાના નહિ પણ માબાપના પરસેવાના પૈસા બગાડીને ધખધખતા તડકામાં ઊભા ઊભા મેચ જોઇને માંદા પડયા' એ પૈસાનો દુરુપયોગ નહિ; માત્ર જુનવાણી લોકો યાત્રામાં પૈસા વાપરે એ ખોટું'

હું ઘણીવાર કહું છુ કે જેમ જુનવાણી લોકો વિષ્ણુ અથવા શિવ પાસે નમસ્કાર, ધૂપ વગેરેથી પૂજા કરે છે, તેમ હાલનો જુવાનવર્ગ પોતાની માનેલી ત્રિમૂર્તિની પાસે તેમ કરે છે માત્ર તેમની વર્તમાન ત્રિમૂર્તિ છે—વિજ્ઞાન, રમતગમતો અને સમાજવાદ. મને કોઈ પણ ત્રિમૂર્તિ સામે વાંધો નથી ભલેને ક્રિકેટ તમારો ઈશ્વર હોય અને સમાજવાદ તમારો પંથ હોય, તેમાં મને વાંધો નથી. પણ તમારી પોતાની આખ સામેના સાભેધાની અવગણના કરીને કેવળ પારકાની આખો મહિનુ કણુ જ માત્ર લો અને દોષ દો એ ન ચાલે. વારુ, સમાજવાદ લો એ પંથ અથવા સંપ્રદાય વિશે વર્તમાનયુગનો કોઈ વિદ્યાર્થી ઉદાસીન નહિ હોય, પણ કેવળ શબ્દોની સેવા અથવા સમાજવાદના શાબ્દિક સ્વીકાર ઉપરાંત જો તે કાંઇ કરતો હશે, તો તે માત્ર સમાજવાદીઓનો યુદ્ધ હાક કે—"સૌને રોટલો મળ્યા પહેલાં કોઇએ શીરો ખાવાનો નહિ,"—એનો પોતાના લાભાર્થે ઉપયોગ કરતો હશે વસ્તુસ્થિતિ એમ છે કે થોડોક શીરો છે ને થોડાક રોટલા છે, તે સૌને પૂરા થાય તેમ નથી, પણ કેવળ ઇચ્છા કર્યે અથવા યુદ્ધ હાકની બૂમો પાડયે રોટલા પેદા થવાના નથી.

સમાજવાદીની એકની એક પ્રવૃત્તિનો આખરી અંજામ એ આવે છે કે પારકા પરસેવાની કમાઇ અને જાત મહેનતનો શીરો થોડોક પોતાના મોઢામા પડે છે, ને બાકીનો પોતાના ખીસામાં પડે છે. રમત ગમતના ક્ષેત્રમા એલાદીપણું કેટલે અંશે જણાય છે એ તો રામ જાણે, પણ જો કાંઈ જરાતરા નજરે ચડે છે તેમ પ્રાંતીયતાના સડાથી ઝેરી ને દુષિત થયેલુ છે. જીવનના વિશાળ ક્ષેત્રમાં, દુનિયામા, સાચી ખેલદિલી એ બહુ મહામૂલી ચીજ છે. સાચી વૈજ્ઞાનિક વૃત્તિ પણ એટલી જ જૂજ છે. તમે બધા છાપામાં આવતું ગમે તે લખાણ અથવા સ્વાર્થસાધુ રાજકીય ક્ષેત્ર મહિના માણસો યા વક્તાઓ જે કહે તે બધુ કેવું ચાખ્યા વગરનુ આખે આખુ ગળે જાઓ છો તેની તો નોંધ લો એટલે ખબર પડે. હવે તને દેખાશે કે જુના મતના માણસોમાં જૂઓ અને નબળાઇઓ છે, તો તમે પણ કાંઇ એથી ચઢીઆતા નથી. ત્યારે એટલું ભૂલવુ નહિ કે પોતાના પગ આગળ સળગતું હોય ત્યારે પારકાનું સળગવા માટે તેને દોષ દેવા દોડવુ નહિ.

હવે ઇશ્વર અથવા ધર્મ પરની શ્રદ્ધાની બાબત પર પાછા આવીએ. રસોઇની ખબર ખાધે પડે. ધર્મની માન્યતા અને શ્રદ્ધાનું પારખુ, શરીરના અંગો ઉપરના તિલક છાપાની સંખ્યા કે અભિમારણ વગેરેના વ્રત-ઉપવાસો કે મંદિરોમા ભટકી ભટકીને પૂજા કરવામાં નથી, પણ આખુ જીવન અને વર્તન છે. શ્રી રામકૃષ્ણના જીવનમા આનું ઉદાહરણ છે. મોટા મોટા પંડિતો અને વિદ્વાનો અને ઇશ્વર, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરેની લાંબી લાંબી વાતો કરનારાઓને ઉદ્દેશીને પરમહંસદેવ કહેતા કે, 'ગીધ, સમળી બહુ જ ઊંચે ઉડતા હોય પણ તેમની નજર ઉકરડા ઉપર કે સડેલાં મડદાં ઉપર.' કામિની અને કાંચનની વાસના એ સડેલું ગડદુ. અરે, જેઓ ધર્મ ધર્મ સાચા દિલથી કરે અને છતાં વિષય વ્યવહારમાં રચ્યા પચ્યા રહે તેમને માટે પણ પરમહંસ દેવ કહેતા કે એ લોકો સાધારણ માખી જેવા છે સાધારણ માખી મિષ્ટાન્ન પર પણ બેસે અને પછી ત્યાંથી ઉડીને સડેલા ઘા કે વિષ્ટા પર પણ બેસે, પરંતુ સાચા ધાર્મિક માણસનો આદર્શ તો મધમાખી છે. મધમાખી માત્ર ફુલો પર બેસીને જ મધ પીએ. ઘા કે મેલાં પર કદિ ન બેસે. તેમ સાચો ધાર્મિક માણસ કેવળ હરિ ચરણ કમલમાં જ મન રાખે. સંસારના વિષયોના ગંદવાડમાં નહિ.

તેમણે જ કહેલી બીજી પેલા ચોરની વાત યાદ આવે છે એક ઓરડામાં ખૂબ મોટો ખજાનો પડયો

( જુઓ અનુસંધાન પાન ૩૯ મું )

# સંતશિરોમણિ નામદેવ

લેખક :
શ્રી. પ્રફુલ્લ પ્રા. ઠાકોર

## વિદ્યાભ્યાસ ને લગ્ન

નામદેવ પાંચ વર્ષના થતાં દામા શેટીએ તેમને શાળામાં મૂક્યા.

આજે જેવી સરકારી શાળાઓ છે તેવી શાળાઓ નામદેવના સમયમાં ન હોતી. તેમના સમયમાં મોટે ભાગે ખાનગી માલીકીની ગામઠી શાળાઓ જ હતી. ગામના બધાં બાળકો આવી ગામઠી શાળામાં અભ્યાસ કરતાં. નામદેવને પણ આવી એકાદ ગામઠી શાળામાં અભ્યાસ કરવો પડ્યો હતો.

આજે તો અભ્યાસ કરાવવાની પદ્ધતિ પણ બહુ સરળ બની છે, પણ પહેલાં તેવી ન હોતી. તે વખતે તો વિદ્યાર્થીઓને ભણવું એ એક મોટા ત્રાસ સમાન હતુ. ના આવડે તો ગુરુજી મારતા પણ ખરા.

નામદેવ બહુ તીવ્ર બુદ્ધિના હતા. તેમને ગમે તે વિષય એક વાર સમજાવવામાં આવે તો તેઓ તુરત જ સમજી જતા. વળી તેઓ મહેનતુ પણ ઘણા જ. ભણવાની બાબતમાં આળસ તેમને પસંદ નહોતું. તેઓ પોતાનો અભ્યાસ બહુ મહેનતથી અને કાળજીપૂર્વક કરતા. અભ્યાસ કરતી વેળાએ તેઓ કદી ભટકતા નહિ અને શાળાના અન્ય વિદ્યાર્થીઓ સાથે હળીમળીને રહેતા.

આગળ કહ્યું તેમ નામદેવ ઘણા હોંશિયાર અને મહેનતુ વિદ્યાર્થી હતા. એટલે ગુરુજી તેમના ઉપર ભારે પ્રેમ રાખતા અને બધાને મોઢે નામદેવનાં પુષ્કળ વખાણ કરતા. નામદેવની પણ પોતાના ગુરુજી ઉપર ભારી ભક્તિ હતી. ગુરુજીએ બતાવેલા પાઠ તેઓ ત્યારેને ત્યારે જ મોઢે કરી નાખતા. પોતાના ગુરુની એક પણ આજ્ઞા તેઓ ઉથાપતા નહિ.

નામદેવના સમયમાં ગણિત, હિસાબ, કિતાબ, વ્યાકરણ અને વાંચન એ મુખ્ય વિષયો હતા. આ વિષયોમાં બાળક પારંગત બને એટલે તે ઘણું ભણ્યો છે એમ ગણાતું. નામદેવે આ દરેક વિષયમાં પારંગતતા મેળવી હતી.

શાળામાં અભ્યાસ પૂરો થતા દામાશેટી નામદેવને ઘેર લઈ આવ્યા. હવે તેમની ઉંમર આઠ વર્ષની થઈ હતી. એટલે દામાશેટીએ તેમના લગ્નની તૈયારી કરવા માંડી.

તેના ગામમાં ગોવિંદરામ સદાવર્તે નામના એક ગૃહસ્થ રહેતા હતા. તેમને રાજાઈ નામની એક કન્યા હતી. તે દેખાવમાં રૂપરૂપનો અંબાર હતી અને બુદ્ધિમાં ભલભલાને પાણી ભરાવે તેવી હતી. દામાશેટીએ આ કન્યાનું પોતાના દીકરા નામદેવ માટે માગુ કર્યું.

દામાશેટી પૈસે ટકે સુખી માણસ છે એ ગોવિંદરામ સારી રીતે જાણતા હતા. તે ઉપરાંત નામદેવ પણ રૂપવાન અને ડાહ્યા હતા, એટલે રાજાઈને નામદેવ સાથે પરણાવવામાં ગોવિંદરામે કોઈ હરકત ના જોઈ. તેમણે બડી ધામધૂમથી રાજાઈનાં લગ્ન નામદેવ સાથે કર્યાં.

## પાપનો પશ્ચાત્તાપ

નામદેવ ખરાબ સોબતે ના ચડે એ માટે તેમનાં માબાપ પહેલેથી જ બહુ તકેદારી રાખતાં હતાં. એ આપણે આગલા પ્રકરણમાં જોયું, પણ નામદેવ જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ માબાપના ઉપદેશને અવગણવા લાગ્યા અને ખરાબ માણસોની સોબતમાં રહેવા લાગ્યા. હવે તેમણે પ્રભુની ભક્તિ અભરાઈ ઉપર મૂકી. ખરાબ માણસોની સોબતમાં રહેવાને કારણે તેમણે નાની નાની ચોરીઓ કરવાનું પણ શરૂ કર્યું.

માણસને એકવાર નાની ચોરી કરવાની ટેવ પડે છે, પછી તે મોટી ચોરી કરતાં ખચકાતો નથી. નામદેવના સંબંધમાં પણ એમ જ થયુ. નામદેવે હવે નાની ચોરીઓ છોડી મોટા પાયા ઉપર ચોરીઓ કરવી શરૂ કરી. પોતાના ચોર મિત્રોમાં નામદેવની આબરૂ હવે એક 'રાજા' તરીકે પ્રકાશી. બધા મિત્રો નામદેવનું કહ્યું કરતા. નામદેવનાં માતાપિતાએ તેમને સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ ! ચોરી કરવાનું તેમણે બિલકુલ છોડ્યું નહિ.

પુત્રની આવી રીતભાત જોઈ દામાશેટી અને ગોણાઈને ઘણું દુઃખ થતુ. તેને સમજાવવા તેઓ બહુ

**મહારાષ્ટ્રના મહાન સંત શ્રી. નામદેવનું જીવન ચરિત્ર પ્રેમધર્મના ગતાંકથી શરૂ કરવામાં આવ્યું છે. આ અંકમાં શ્રી વિઠ્ઠલેશના પરમ ઉપાસકની વિદ્યાર્થી-જીવનની કારકિર્દી લગ્ન અને તે પછી ખરાબ સોબતના પરિણામે થયેલ જીવનનો સંક્ષિપ્ત પલટો રજૂ કરવામાં આવેલ છે.**

પ્રયત્ન કરી થાક્યાં. નામદેવને ભગવાન સદ્બુદ્ધિ આપે એ માટે દામાશેટી અને ગોણાબાઈએ પ્રભુની પ્રાર્થના શરૂ કરી.

નામદેવે જે ધાડો પાડી, તેમાં ઘણા માણસોના પ્રાણ પણ ગયા. પોતાની બાજુમાં આવેલાં ગામડાંમાં તેમણે આ ધાડોથી હાહાકાર મચાવી દીધો. જ્યારે જ્યારે રાજાના કાને આ વાત ગઈ ત્યારે તેમણે નામદેવને પકડવા માટે ઘોડેસ્વારો મોકલ્યા. રાજાના ઘોડેસ્વારો અને નામદેવની ટોળી વચ્ચે કાપાકાપી થઈ. નામદેવની ટોળીએ રાજાના ઘણા ઘોડેસ્વારોને ઠાર માર્યા. બાકી રહેલા ઘોડેસ્વારો પોતાનો જીવ બચાવવા નાસી છૂટયા. નામદેવને વિજય મળ્યો. હવે તો પૂછવું જ શું ? એક બહારવટિયા તરીકે તેમની ખ્યાતિ ચારેબાજુ ફેલાઈ. લોકો હવે નામદેવના નામ માત્રથી થરથરવા લાગ્યા.

ખરાબ સોબતનું કેવું પરિણામ આવે છે તે જોયું ને ? જે નામદેવે નાનપણમાં પોતાની ભક્તિથી સાક્ષાત્ ભગવાનને દૂધ પીવડાવ્યું હતું, તે જ નામદેવ હવે એક લૂંટારા અને બહારવટિયા તરીકે જાણીતા બન્યા ! પણ તમને એક વાત જાણી આશ્ચર્ય થશે. નામદેવ બહારવટિયા બન્યા એ વાત સાચી, પણ તેઓ ઔંઢ્યાનાગનાથ મહાદેવનાં દર્શન કરવા રોજ જતા. એમના આ ક્રમમાં તેઓ ભાગ્યે જ ચૂકતા.

રાજાના ઘોડેસ્વારોને હરાવ્યા, તેથી નામદેવને ઘણો આનંદ થયો. બાકી રહેલા ઘોડેસ્વારો નાસી જતાં નામદેવ ઔંઢ્યાનાગનાથ મહાદેવના દર્શન કરવા મંદિરમાં ગયા. ત્યાં એક ગરીબ બાઈ પોતાના બાળકને લઈ મહાદેવનાં દર્શન કરવા આવી હતી. તે સમયે મંદિરનો પૂજારી મહાદેવને થાળ ધરાવી રહ્યો હતો. થાળની વાનગી જોઈ બાળકે જોઈ " મારે પણ આવી જ વાનગી જોઈએ " એવી હઠ પકડી. એ બાળક રડવા લાગ્યો. તેની માએ બાળકને ખૂબ સમજાવ્યો, પણ બાળક જેનું નામ ! તે તો હઠ લઈને જ બેઠો. હવે માને તેના ઉપર ગુસ્સો ચઢ્યો અને તેને બે ત્રણ ધોલ લગાવી દીધી. બાળક હવે વધુ રડવા લાગ્યો. બાળકને રડતો જોઈ નામદેવને ઘણું દુઃખ થયું. તેમણે બાઈને કહ્યું: " બહેન, બાળકને શું કરવા મારો છો ? ઘેર લઈ જાઓ અને જે વાનગી માગે છે તે બનાવી આપો."

બાઈ કહે, " અમને ગરીબ માણસોને એવી વાનગી બનાવવાનું ક્યાંથી પાલવે ? મારા પતિ હોત તો વળી કંઈક કરી શકત, પણ પરમ દિવસે જ પેલા લૂંટારા નામદેવે તેમને ઠાર માર્યો. હવે હું તે શું કરું ? આ બાળક તો મારો જીવ લેવા બેઠો છે." આમ કહી તેણે રડવાનું શરૂ કર્યું.

એ સ્ત્રીને આમ રડતી જોઈ નામદેવના હૃદયને સખત આઘાત લાગ્યો. " મેં લૂંટફાટનો ધંધો શરૂ કર્યો ત્યારથી કોણ જાણે કેટલાય માણસોને મેં માર્યા હશે ! કેટલીય સ્ત્રીઓ મારા કારણે વિધવા બની હશે ! હે દેવ, હું બહુ જ પાપી અને દુષ્ટ છું ! હે વિઠ્ઠલ, તું મને આ પાપમાંથી બચાવશે ? મારાં માતા-પિતાએ મને કેટલો સમજાવ્યો, પણ મેં તેમનું ય માન્યું નહિ. મારા જેવો પાપી આ જગતમાં કોઈ નહિ હોય. હવે મારે જીવીને પણ શું કામ છે ? આ મંદિરમાં જ હું મારા પ્રાણ પ્રભુને અર્પું છું.

*

## હૃદયપલટો

નામદેવ તુરત જ મંદિરમાંથી બહાર આવ્યા. તેમની ઘોડી, વસ્ત્રો, પાસે જે પૈસાટકા હતા તે બધું ગરીબગુરબામાં વહેંચી દીધું. પોતે પહેલાં શ્રીવિઠ્ઠલના એકનિષ્ઠ ભક્ત હતા તેનું તેમને ભાન થયું. ખરાબ માણસોની સોબતે ચઢવાથી કરેલાં પાપ બદલ તેમણે હાથમાં કટાર લીધી. મંદિર નજીક આવ્યા અને ગળામાં એ કટાર ભોંકી દીધી ! ગળામાંથી દડદડ કરતું લોહી વહેવા માંડ્યું. એ લોહીની ધારાનો તેમણે મહાદેવના લીંગ ઉપર અભિષેક કર્યો.

મોડેથી પૂજારી ફરીથી પૂજા કરવા મંદિરમાં આવ્યો. ત્યારે તેણે મહાદેવના લીંગને લોહીમાં તરબોળ થયેલું જોયું. તેણે તો ગભરાઈને લોકોને ભેગા કર્યા. લોકોએ જોયું કે પુષ્કળ લોહી વહી જવાને કારણે નામદેવ પાસે જ બેભાન પડયા હતા. લોકો તેમને બહાર લાવ્યા. ઘા ઉપર પાટાપીંડી કર્યો. થોડી વારે નામદેવ ભાનમાં આવ્યા. લોકોએ તેમને આમ કરવાનું કારણ પૂછ્યું. નામદેવે તેમને ખરેખરી હકીકત જણાવી. બહારવટિયા નામદેવને આમ એકાએક બદલાયેલા જોઈ પણ્ણને નવાઈ લાગી. કેટલાકે તેમને સલાહ આપી " તમે પંઢરપુર જાઓ. ત્યાં શ્રીવિઠ્ઠલની ભક્તિ કરશો તો તમારાં પાપ ધોવાઈ જશે."

શ્રીવિઠ્ઠલ પોતાના અપરાધને ક્ષમા આપશે એવી પાકી શ્રદ્ધા નામદેવમાં જાગી. પોતાનો ઘા મોટો હતો તેમ છતાં તેની જરાય ફિકર કર્યા વગર તેઓ પંઢરપુરને રસ્તે પડયા. (ક્રમશઃ)

# શ્રી રામકૃષ્ણ પરમહંસ

— તેમના આધ્યાત્મિક જીવનના અનુભવો. —

જો પૂરી સત્યપરાયણતા હોય તો જ પ્રભુ-દર્શન થાય. તેથી ઉલટું, જો સત્યથી વિમુખતા હોય તો ધીમે ધીમે સર્વનાશ થઇ જશે. ઇશ્વર સાક્ષાત્કારની સ્થિતિ અનુભવ્યા પછી હાથમાં ફુલ લઇને કહ્યું હતું કે, "મા ! તારૂં (તારી સૃષ્ટિનું) જ્ઞાન પાછું લે અને અજ્ઞાન પણ પાછું લે, તારી પવિત્રતા પાછી લે, તારૂં સારૂં પાછું લે અને નરસું પણ પાછું લે, તારૂં પુણ્ય પાછું લે અને પાપ પણ પાછું લે; માત્ર મને તારી શુદ્ધ ભક્તિ આપ." પરંતુ જ્યારે મેં આ બધું કહ્યું ત્યારે એમ બોલી શક્યો નહિં કે તારૂં સત્ય પાછું લે અને અસત્ય પણ પાછું લે. બીજું બધું માને પાછું આપી શક્યો, પણ સત્ય પાછું આપી શક્યો નહિં.

## સારાં—નરસાં બન્નેમાં એક સરખી રીતે ઇશ્વર

૨૪. ઇશ્વર સાક્ષાત્કાર થયા પછી બધાં કર્મ આપોઆપ ખરી પડે છે, મારી મંદિર પૂજાનો આ રીતે જ અંત આવેલો. હું કાલીમંદિરમાં પૂજાવિધિ કરતો. એક દિવસ મને એકાએક એવો અનુભવ થયો, કે બધું ચિન્મય છે. પૂજાનાં વાસણો, પક્ષીઓ બધું ચિન્મય છે, અને જાણે પાગલ થઇ ગયો હોઉં તેમ, ચારે તરફ હું ફુલ વેરવા લાગ્યો. જે કાંઇ મારી નજરે પડતું તેની હું પૂજા કરતો.

એક દિવસ શિવની પૂજા કરતાં કરતાં હું શિવલિંગ પર બીલી ચડાવતો હતો, ત્યાં તો મને ભાન થયું કે આખું વિશ્વ શિવ સ્વરૂપ છે અને આ વાતનું બુદ્ધિ દ્વારા જ્ઞાન થયું નહોતું. એ તો એક ઝબકારા માફક મારી સમજમાં આવ્યું. તે દિવસથી મૂર્તિઓ દ્વારા શિવની પૂજા કરવાનું મારે માટે બંધ પડી ગયું. એક વખત હું ફુલ તોડતો હતો, એકાએક મને અનુભવ થયો કે એકેએક ફુલ પરમાત્માના વિરાટ સ્વરૂપને શણગારી રહ્યું છે. તે દિવસથી ફુલો તોડવાનું પણ મેં બંધ કર્યું.

૨૫. એક વખત મને એવું દર્શન થયું કે એક જ તત્વે જાણે કે સમસ્ત બ્રહ્માંડનું સ્વરૂપ ધારણ કર્યું છે, બધાં પ્રાણીઓ પણ એ જ તત્વમાં બનેલાં છે જાણે મીણનું બનાવેલું મોટું મકાન હોય અને માણસો, પ્રાણીઓ, બગીચાઓ, રસ્તાઓ અને બીજું બધું એકલા મીણનું જ બનાવેલું હોય એમ લાગતું હતું.

૨૬. મને શું દેખાય છે તે જાણો છો ! બધું પરમાત્મામય જ મને દેખાય છે ! માણસો અને પ્રાણીઓ, જાણે ખરેખર ચામડાનાં પુતળા ના હોય અને માથું તથા હાથપગ હલાવતાં હોય; પરંતુ અંદર પરમાત્મા છે, એવું મને દેખાય છે.

૨૭. મને માતાએ ભક્તની અવસ્થામાં—વિજ્ઞાનીની સ્થિતિમાં મુક્યો છે, તેથી તો હું રાખાલ (સ્વામી બ્રહ્માનન્દ) અને બીજા સાથે મજાક ઉડાવી શકું છું. હું જો જ્ઞાનિની દશામાં હોત તો એમ થાત નહીં. આ સ્થિતિમાં મને એમ દેખાય છે કે માતા પોતે આ બધું બની છે. મને સર્વત્ર તેનાં દર્શન થાય છે. કાલી મંદિરમાં મને દેખાયું કે પાપી — ભાગવત પંડિતનો ભાઇ પણ — માનું જ સ્વરૂપ છે. મેં ખુબ પ્રયત્ન કર્યો પણ હું રામલાલની માને ભોગ આપી શક્યો નહિ. મારા જોવામાં આવ્યું કે તે પણ માનું એક સ્વરૂપ છે. કુમારિકાઓમાં મને માનાં દર્શન થાય છે તેથી હું તેઓની પૂજા કરૂં છું. રામલાલની કાકી (શ્રી શારદામણિદેવી) મારા પગ દાબે છે પણ પછી હું તેને પ્રણામ કરૂં છું. મને આવી

**જ્યારે પ્રત્યેક સ્ત્રીમાં તેમને મા કાલીનાં દર્શન થવા લાગ્યાં ત્યારે તેમણે માની પૂજા છોડી. એમણે જોયું કે મા જ સર્વ સ્થળે વિદ્યમાન છે ત્યારે હું પૂજા કોની કરૂં ? એક વિજયી સ્ત્રીમાં પણ તે છે અને વેશ્યામાં પણ તેજ છે ફરક છે તો માત્ર અવિદ્યા ——અને વિદ્યારૂપી માયાનો——**

Syng of Shree Ram, Krishna

પરથી તૈયાર કરનાર

શ્રી જયંતિલાલ મંગળજી ઓઝા

બી. એ. બી, ટી. એલ, એલ. બી.

સ્થિતિમાં મૂકવામાં આવ્યો છે તેથી મારે તમારા નમસ્કારના બદલામાં નમસ્કાર કરવા પડે છે. દુષ્ટ માણસ પ્રત્યે પણ હું તિરસ્કાર બતાવી શકતો નથી. તુલસીદલ ગમે તેટલું નાનું હોય અથવા સુકાઈ ગયેલું હોય તો પણ દેવને ચઢાવાય.

૨૮. મારી નજરે કેવું દેખાય છે તે કહું ? ઝાડ, છોડવાઓ, માણસો, પ્રાણીઓ, ઘાસ આ અને બીજું બધું મને ઓશીકાનાં ખોળીયાં જેવું લાગે છે કેટલાક સરસ કપડાંના બનાવેલા હોય છે, જ્યારે કેટલાકમાં કપડા જાડા ગઢા હોય છે, પરંતુ આ બધી ખોળીઓની અંદર એક જ પદાર્થ રૂ જ હોય છે તેજ રીતે વિશ્વના સમસ્ત પદાર્થો સચ્ચિદાનંદથી ભરેલા છે. જુદો જુદો વેષ ધારણ કરીને મા જ એ બધામાંથી ડોકીયાં કરતી હોય એમ લાગે છે. એક સમયે હું એવી અવસ્થામાં હતો કે, ક્ષણે ક્ષણે મને આવું દર્શન થતું મારી આવી સ્થિતિ નહિ સમજવાથી માણસો મને શાન્ત કરવા આવતા. રામલાલની મા આ જોઈને રડતાં. તેમના તરફ જોતો તો મને દેખાતું કે મંદિરમાં જે મા છે તેજ એવો પોષાક પહેરીને આવ્યાં છે. હું તો હસી હસીને થાકી ગયો. અને કહેવા લાગ્યો વાહરે વાહ! કેવા સરસ કપડા પહેરીને તમે આવ્યા છો!'

એક દિવસ કાલી મંદિરમાં બેસીને હું માનું ધ્યાન ધરતો હતો. તેમની મૂર્તિ દૃષ્ટિ સમીપ હું ખડી કરી શક્યો નહિં. થોડા સમય પછી પૂજા માટે વપરાતા વાસણની પછવાડેથી મા બહાર નીકળ્યાં હોય એવું મારા જોવામાં આવ્યું. ઘાટ પર ન્હાવા આવતી રમણી નામની વેશ્યા જેવું માનું સ્વરૂપ હતું. હું તો આશ્ચર્ય મુગ્ધ બની હસવા લાગ્યો અને બોલી ઉઠ્યો. "બહુ સારું આજે તમને રમણી થવાની ઇચ્છા થઈ છે' તો આજે તે સ્વરૂપમાં મારી પૂજા સ્વીકારો.' આ રીતે માએ મને સમજાવ્યું કે, 'વેશ્યા પણ હું પોતે જ છું. મારા સિવાય બીજું કોઈ છે જ નહીં.' એકવાર મછુઆ બજારમાં થઈ જતો હતો, ત્યારે સુંદર કપડાં પહેરી કપાળમાં પીળ કરી, માથું શણગારી, હુક્કો પીતી પીતી મા જાણે આવતા જતાને મોઢામાં નાખતી હોય, એવું મને દેખાયું. વાહ વાહ'

માએ આવું સ્વરૂપ પણ ધારણ કર્યું છે !" એમ બોલી મેં તેને નમસ્કાર કર્યો.

૨૯. પરમતત્ત્વ એજ સત્ય છે, એવું હું મારી સગી આંખે જોઉં છું, તો પછી મારે તર્ક કરવાની શી જરૂર ? હું ખરેખર જોઉં છું કે, પરમાત્મા જ આપણી આસપાસ રહેલું સર્વ કાંઇ થયેલ છે જીવ અને દૃશ્ય જગત્ તરીકે એજ દેખાય છે આ સત્ય સમજવા માટે આધ્યાત્મિક જાગૃતિની જરૂર છે એક માત્ર પરમાત્મા સત્ય છે, એમ જ્યાં સુધી ન સમજાય ત્યાં સુધી તર્ક અને વિવેક શક્તિનો ઉપયોગ કરી 'નેતિ, નેતિ,' કરવું પડે. એ ખરું, કે માત્ર એમ કહીએ કે સર્વ કાંઇ તેજ થયેલ છે એમ મને પૂરેપુરૂં સમજાઇ ગયું છે, તેથી કાંઇવળે નહી માત્ર એમ બોલવું પુરતું નથી. ઇશ્વરની કૃપાને લઇને આત્મામાં નવ જાગૃતિ આવવી જોઇએ. આધ્યાત્મિક જાગૃતિ પછી સમાધિ થાય છે. આ સ્થિતિમાં પોતાને શરીર છે, એ વાત પણ ભૂલાઇ જાય છે સાંસારિક પદાર્થો માટેની–કામિની કાંચન માટેની– બધી આસક્તિ દૂર થાય છે. ઇશ્વર સિવાયની વાતચીત ગમતી નથી સાંસારિક બાબતો સાંભળવી પડે તો કડવી ઝેર જેવી લાગે છે આત્મા જાગૃત થાય એટલે પછીનું પગથીયું પરમતત્ત્વના સાક્ષાત્કારનું છે. આત્મા જ આત્માનો અનુભવ કરી શકે.

૩૦ ઘણા વર્ષો પહેલાં મને વૈષ્ણવચરણે કહ્યું હતું કે, જ્યારે ઇશ્વરદર્શન થાય ત્યારે જ પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થાય. હવે મને દેખાય છે કે, જૂદેજૂદે સ્વરૂપે તે જ વિચરી રહ્યો છે. ઘડીમા પ્રમાણિક મનુષ્ય તરીકે, ઘડીમાં લુચ્ચા અને ઠગ ના તરીકે. તેથી જ હું કહું છું કે, "પ્રમાણિક પુરુષ તરીકે નારાયણ. ઠગ તરીકે નારાયણ, લુચ્ચા તરીકે નારાયણ, લંપટ તરીકે નારાયણ.' હવે સવાલ એ છે કે એ બધાનો હું કેવી રીતે આદરસત્કાર કરી શકું ? હું દરેકને ભોજન કરાવવા માગું છું, તેથી દર વખતે હું એકએકને મારી સાથે રાખું છું અને તેનો આદર સત્કાર કરું છું

૩૧. જ્યારે હું ચારિત્ર્યશીલ સારા કુટુંબની સ્ત્રી જોઉં છું, ત્યારે દેવી યાને કિરતસંપન્ન દેવી સ્વાંગમાં જોઉં છું. અને વળી જ્યારે શહેરની વેશ્યા-ઓને પોતાની ઓસરીમા બની ઠનીને નિર્લજ્જ જોઉં છું ત્યારે પણ જુદીજુદી રીતે લીલા કરતી એ જ માતાં મને દર્શન થાય છે.

૩૨. ઇશ્વરમાં વિદ્યા અને અવિદ્યા બંને છે. વિદ્યા-માયા મનુષ્યને ઇશ્વર તરફ દોરે છે, અવિદ્યા માયા ઇશ્વરથી દૂર ખેંચે છે. જ્ઞાન, વિવેક, વૈરાગ્ય, દયા આ બધો વિદ્યા માયાનો આવિર્ભાવ છે; તેમની મદદ દ્વારા જ ઇશ્વર પ્રાપ્તિ થાય. પરંતુ જો તમે એક પગથીઉં ઉંચે ચઢો, તો બ્રહ્મજ્ઞાન મળે. આ અવસ્થામા મને અનુભવ થાય છે કે અરે ! હું નજરોનજર જોઉં છું કે તેજ આ બધું થયેલ છે. છોડવાનું કાંઇ ન હતું, ને ગ્રહણ કરવાનું યે કાંઇ ન હતું ! કોઇના પર ગુસ્સે થવાનું મારાથી બનતું નથી.

એક વખત ઘોડાગાડીમાં બેસીને જતો હતો તેવામા અગાશીમાં ઉભેલી બે વેશ્યાઓ મારી નજરે પડી પરંતુ તેમા મને તો દેવી માના જ દર્શન થયાં અને મેં તે બન્નેને પ્રણામ કર્યો.

જ્યારે આ જાતની ભાવનાનો ઉદય થયો ત્યારે પછી હું કાલીમંદિરમાં મા કાલિની પૂજા કરી શક્યો ન હતો, કે તેને કંઇ નૈવેદ્ય ધરી શક્યો નહી. એમ થયું ત્યારે મંદિરનો વ્યવસ્થાપક મારા પર ચિડાઇ ગયો. અને જેમ આવે તેમ બોલવા લાગ્યો. પરંતુ મને તો જરા પણ ગુસ્સો ચડ્યો નહી, ઉલટો હું તો હસવા લાગ્યો.

( અનુસંધાન પાન ૩૪ નું ચાલુ )

છે. તેની બાજુના ઓરડામાં એક ચોર સૂતો છે. વચમાં માત્ર એક દિવાલ જ છે. જરાક બાકોરું પાડે તો બધો ખજાનો હાથ આવે તેમ છે. હવે વિચાર કર કે એ ચોરને ઊંઘ આવે ખરી કે ? દિવાલમાં કેમ બાકોરું પડાય અને ખજાનો હાથ કેમ આવે એમાં જ એનું બધું મન પરોવાઇ જશે. ઇશ્વર આવો જ કિંમતી ખજાનો છે. જો આપણને ખરેખર તેની શોધ કરવાની ઇચ્છા હોય અને શ્રદ્ધા હોય તો સૌથી પ્રથમ તેનાં દર્શન કરવા માટે તનતોડ પ્રયાસ કરીએ, અને નહિ કે દુનિયાની આ કે પેલી મહેચ્છાઓ પૂરી કરી લેવા મથીએ. આપણામાંના કેટલા કહી શકે એમ છે કે, અમારી ઇશ્વર અને ધર્મ પરની શ્રદ્ધા આ ધોરણ સુધીની છે ? નાનપણથી તે આખી જીંદગી સુધી શ્રીરામકૃષ્ણ જેમ જીવનમાં વર્ત્યા તેમ આપણમાંના કેટલા વર્તી શકે તેમ છે ? એ કહેતા કે પંડિતાઇ, પૈસો, સંપત્તિ, નામ, યશ વગેરેથી જો ઇશ્વર દર્શનમાં અનુકુળતા ન મળે તો મારા અમૂલ્ય જીવનની એક ક્ષણ પણ હું તેમની પાછળ ખોઇશ નહિ. હું ઇશ્વરદર્શન માટે નિરંતર પ્રયાસ કરીશ. એને જાણવાથી બધું જાણી શકાય; એને પ્રાપ્ત કરવાથી બીજું કાંઇ પ્રાપ્ત કરવાનું રહેતું નથી. તસ્મિન્વિજ્ઞાતે સર્વં વિજ્ઞાતં ભવતિ. ઇશ્વર અને ધર્મમાં સાચી શ્રદ્ધાનું ધોરણ આ.




## પ્રકરણ ૨૧ મું.

### પુનઃ એડનમાં

એડનમાં આવ્યા બાદ શ્રાવણ વદ દશમના રોજ પૂજ્ય આચાર્ય શ્રી કલ્યાણચંદ્રજી મ. ની જયંતિ ઉજવવાનું નક્કી થયું. પૂજ્ય શ્રી અમારા યતિ સંપ્રદાયના મોટા ગુરુ હતા અને દરેક વ્યક્તિને પોતાના ગુરુ માટે માન હોવું જોઈએ એમ હું ચોક્કસપણે માનું છું. એટલે બીજી વ્યક્તિ વિશેષની જયંતિ સાથે જેમનો વારસો મળ્યો હોય તેની જયંતિ ઉજવવી એ હું આવશ્યક ગણું છું ત્યાંનો મારો કાર્યક્રમ સફળ બને છે.

શ્રાવણવદ દશમના રોજ એડનના મેજીસ્ટ્રેટ શ્રી. અમ્બાશંકર ભટ્ટના પ્રમુખપદ નીચે આચાર્યશ્રીની જયંતિ ૨૮૦૦ વ્યક્તિઓની હાજરીમા ઉજવવામાં આવી. આ પ્રસંગે તરતમાં જ સ્થપાએલ હિન્દુ સેવા મંડળના સભ્યોએ "ઉદ્ધારણ-વાદ" ઉપર એક સુંદર નાટિકા ભજવી હતી. આ નાટિકાએ સુંદર મનોરંજન પૂરું પાડેલું અને નાટિકાને સફળ બનાવવા માટે શ્રીયુત્ પરમાર અને તેમના પત્નીએ ઘણીજ જહેમત ઉઠાવી હતી.

આ સિવાય અન્ય કાર્યક્રમો ઘણા જ સફળતાથી પાર પડેલા અને મેં પૂ. આચાર્ય શ્રી કલ્યાણચંદ્રજી મ. ની જીવન-ઝાંખી કરાવી, તેમના જીવનની વિશિષ્ટતાઓ રજુ કરી હતી. તે દિવસ એક પર્વના દિવસો જેવો લાગતો હતો અને ચિરસ્થાયી યાદગાર રહે તેવી રીતે તે દિવસનો કાર્યક્રમ ધૂમધામથી બહાર પડયો હતો.

શ્રાવણવદ દશમ બાદ ત્રણ જ દિવસે એટલે શ્રાવણ વદ તેરશે પર્યુષણ પર્વ શરૂ થવાનાં હતાં, તેથી શરૂઆત જ આચાર્ય શ્રી. કલ્યાણચંદ્રજીની જયંતિથી ન થઇ હોય! તેવું લાગતું હતું.

## યતિશ્રી હેમચંદ્રજીએ કરેલા પૂર્વ આફ્રિકાના પ્રવાસનાં સંસ્મરણો

——અહિં રજુ થાય છે——

પર્યુષણના પ્રથમ દિવસથી સંવત્સરી સુધી લોકોમા ઉત્સાહ માતો નહતો. આઠે આઠ દિવસ દરમ્યાન બહુ જ ધામધૂમથી ધર્મની ભાવનાઓ સતત રીતે વહેતી હતી. ઘણા જ સારા પ્રમાણમાં ધર્મલાભ લેવાયો હતો. તપસ્યાઓ પણ ઘણા જ સારા પ્રમાણમાં થઇ હતી.

મે પણ આઠ દિવસો દરમ્યાન દયા-દાન-ધર્મ વિ. વિષયો ઉપર મારાં પ્રવચનો રાખેલાં અને પર્યુષણ દરમ્યાન અશક્ત અને દુર્બળ માનવો માટે રાહત ફંડ શરૂ કરવાનો પ્રસ્તાવ પણ મૂક્યો. તે ઠરાવને અમલમાં લાવવા એડનની ઉત્સાહી પ્રજા તૈયાર હતી અને રૂ. ૧૨૦૦૦ નું ભંડોળ તે વખતે જ થઇ ગયું હતું. આ ઉપરાંત નાના મોટા અનેક સામાજિક કાર્યો પણ થયાં હતાં.

વ્યસન-ત્યાગ ઉપરના પ્રવચનના કારણે હું જોઇ શક્યો હતો કે ઘણા ભાઈઓએ મદ્ય-માંસ, સીગારેટ વિ. ના ત્યાગના પચ્ચખાણ લીધેલાં.

એડન માટે એ પર્યુષણના દિવસો ઘણા જ આનંદદાયી અને અપૂર્વ હતા. આટલી ધૂમધામથી ભાગ્યેજ કોઈવાર પર્યુષણ પર્વની ઉજવણી થઈ હોય તો પહેલી વાર જ ત્યારે થએલી.

છેવટે સંવત્સરીના દિવસ આવ્યા અને સમસ્ત સંઘે સ્થાનકવાસી અને દેરાવાસીના ભેદભાવ વગર એક સાથે પર્વની આરાધના કરી.

"खामेमि सव्वे जीवा
सव्वे जीवामि खमंतुमे
मित्तीमे सव्व भुएसु
वेरं मज्झं न केणई"

ના બાદ સાથે બધાએ પોતાના જૂના વેર–વિરોધને ભૂલાવીને, જમતના જીવો સાથે મૈત્રીના સોગદ લીધા સાથે જ એ પ્રસંગ અપૂર્વ હતો.

(૨)

એબીસીનીયા જતા પહેલાં મોબાસાથી પરમીટ વિ. આવી ગએલી, પણ ત્યા જવા પહેલાં એબીસીનીયા થઈ આવવુ વધારે અનુકૂળ રહેશે એમ ધારીને મે એબીસીનીયાનો પ્રવાસ એઠેલો. પર્યુષણ પૂરા થયા બાદ હવે મોબાસા જવું એમ હું વિચારતો હતો અને તે વખતે મોબાસાના શ્રી સંઘ તરફથી આમંત્રણ ભર્યા પત્રો આવતાં હવે વગર વિલંબે મોબાસા જવું એમ નક્કી કરવામાં આવ્યું અને તે માટે દિવસ નક્કી કરવામાં આવ્યો.

પહેલા તો એરોપ્લેન વડે જવાનુ નક્કી કરવામાં આવ્યુ, પણ જગ્યાના અભાવે સ્ટીમરમા જવું એવુ નક્કી થયુ. વહેલામાં વહેલી સ્ટીમર ૧૮–૯–૪૬ ના દિવસે જતી હતી અને તેનું નામ હતું "અલકંદા" એટલે મોબાસા તરફના પ્રસ્થાનનો દિવસ પણ ૧૮–૯–૪૬ નક્કી કરવામાં આવ્યો.

અહિ એક વસ્તુની ચોખવટ કરવી આવશ્યક જણાશે કે મને એરોપ્લેનમા ઉડવાનો શોખ નથી. એરોપ્લેનની મુસાફરીઓ જોઈને રખે કોઈ એમ ધારે! પણ થોડા દિવસોમાં વધારે પ્રચાર થાય તે માટે જ આ પ્રકારની વ્યવસ્થા સ્વીકારતા. હુ એમ માનું છુ કે આપણો ધર્મ કેટલો યે સુંદર કેમ ન હોય, પણ જો તેનો પ્રચાર વધુમાં વધુ ન થાય તો તેનાં સુંદર તત્ત્વોથી દુનિયા અજાણ રહેશે.

દુનિયાના વહેતા પ્રવાહની સાથે જો પ્રચાર માટે આજે આપણે છાપખાના–લાઉડ સ્પીકરનો પ્રયોગ કરી શકતાં હોઈએ તો બીજા સાધનોને પણ અપનાવતાં શીખવું જોઈએ. એમાં પાપ લાગશે કે પુણ્ય થશે તે ઓછું છે. પાપ–પુણ્ય તો સાધનના યતન પૂર્વકના ઉપયોગમાં છે પછી તે ગમે તે હોય. જો અયતનાએ જીવન જતું હોય તો તે પાપમય છે આ પ્રશ્ન ચર્ચાસ્પદ છે તેની સ્વતંત્ર ચર્ચા કોઈક બીજા સ્થળે કરીશ, પણ મારું જે મંતવ્ય છે તે ઉપર મુજબનુ છે.

તા. ૧૧–૯–૧૯૪૬ ના દિવસે એક જાહેર મેળાવડો સમસ્ત હિંદુજનતા તરફથી ભરવામાં આવ્યો. એડનમા જઈને મે શું કર્યું, તેનું હું જો વધારે વિશ્લેષણ કરું તો આત્મપ્રશંસાના દોષનો ભાગી થવું પડે છે.

પરંતુ મને અપાએલ માનપત્ર પરથી સૌ કોઈ સમજી શકે છે કે મારી અને એડનની જનતા વચ્ચે કેવી ભવી લાગણીઓ બંધાઈ હતી. અને એ લાગણીના ફલરૂપે એડનના ડૉક ઉપર વિદાય દેતા આવેલી જનતાને હું કદી નહિં ભૂલી શકું.

એ હતી તા. ૧૮-૯-૪૬. અને હું તેમ જ મારા સાથીઓએ, મોબાસા જવા માટે સ્ટીમર અલકંદામાં પગ મૂક્યો. એકવાર મારું અંતઃકરણ ભરાઈ આવ્યું, પણ મારે વિદાય લેવાની જ હતી. મને સંતોષ હતો કે મેં ચારમાસ દરમ્યાન કંઈક કર્તવ્ય બજાવ્યું છે

એવા સંતોષ સાથે સ્ટીમર અલકંદા ઉપડતાંની સાથે મે એડનની સમસ્ત હિંદુ જનતા પાસેથી વિદાય લીધી જેઓ ટુંક સમયમાં મારા ચિરપરિચિત બની ગયેલા અને સ્ટીમર અલકંદા પણ અમને જૂદા કરવા જ માટે એડનથી મોબાસાના માર્ગે આગળ વધી રહી હતી.

---

# અણુબૉંબની ભયાનકતા


: લેખક :
શ્રી. રાજેન્દ્ર નગીનલાલ દેસાઈ


દુનિયા ભરમા જાણીતા વૈજ્ઞાનિક ઇન્સ્ટીને એવો સિદ્ધાંત દુનિયા સમક્ષ રજૂ કર્યો છે કે મેટર-દ્રવ્ય ને એનરજી-શક્તિમાં ફેરવી શકાય તેમ છે. આજ સિદ્ધાંત આપણા હિન્દુસ્તાનમાં વૈદીક ઋષિ-મુનીમાં માન્ય થયેલો છે, પરંતુ આટલેથી દુનિયા આગળ વધેલી નહતી.

આ સિદ્ધાન્તને લક્ષમાં રાખીને જાપાનના શહેર હીરોશીમા ઉપર ફેંકેલો બોંબ જેને "એટમ બોમ્બ" તરિકે ઓળખવામાં આવે છે' તેની શોધ જર્મની કરે શકે તે પહેલાં મિત્ર રાજ્યોએ, અમેરિકન, બ્રિટીશ, ઇટાલીયન અને જર્મન યહુદી વૈજ્ઞાનિકોની મદદથી શોધ કરેલી છે અને જર્મની આજ સિદ્ધાંત લક્ષમાં રાખીને તેની શોધ કરતું હતું રોન્ડીનેવીઆમાં આવેલી લેબોરેટરી, બ્રિટીશ જાસુસોએ જર્મન યહુદીઓની મદદથી તોડી નાખી. જર્મન લોકો આને Heavy water—ભારે પાણી તરીકે ઓળખતા હતા. એટલે કે એટમ બોમ્બની શોધમાં જર્મનીના શોધ કરવાનાં સાધનો તોડી નાખ્યા. તેમની પોતાની શોધ અમેરિકામાં ચાલુ રાખી, 'એટમ બોમ્બ'-એટલે ન્યુક્લીઅર એનરજીની શોધ પૂરેપૂરી કરી જુન ૧૯૪૫ માં મેક્ષિકોમાં મોટા પ્રમાણમાં તેનો અખતરો કરી જોયા પછીથી પહેલો જ એટમ બોંબ જાપાનના હીરોશીમા શહેર ઉપર તા. ૬-૮-૪૫ ના દિવસે સવારના ૯ વાગે ફેંકવામાં આવ્યો. આ અંગેની મુખ્ય તપાસની શોધમાં આઇન્સ્ટીન કે જે સર્જન શક્તિ મયુદ્ધ તેઓએ જ વિનાશક બનીને સાથ આપ્યો છે-મુખ્ય ભાગ ભજવ્યો છે. મેડમ ક્યુરીએ એવુ સાબીત કર્યું કે એટમ અસ્થીર છે અને તેમાં રેડિયો એક્ટીવીટી થાય છે, ત્યારબાદ તેમના જ દિકરી ન્યુક્લીઅર તેમાં પૂરતી કરી, અને તેમના પતિએ ન્યુ ક્લીઅર એનરજીનો બોજો તપાસો શોધ્યો અને તેમા જર્મન શ્રી ડોક્ટર લાઇસ્ટીટનર કે જેઓ જર્મન યહુદી છે અને હીટલરે જેમને કાઢી મૂકેલાં, તેમણે બીજા વૈજ્ઞાનિકો સાથે રહીને એટમ બોંબની શોધમાં મુખ્ય હસ્તો આપેલો છે. સૌથી પ્રથમ હેન્ડ, વીટનર, ફ્રીશ અને સ્ટ્રાસમેન નામના ચાર જર્મન વૈજ્ઞાનિકોએ આ શોધ અગાઉ ચલાવી, પરંતુ બ્રિટિશ જાસુસોએ જર્મન લેબોરેટરી તોડી નાખ્યા પછી આ શોધ જર્મનીમાં અટકી પડી અને મિત્ર રાજ્યોના તથા ઇટાલી અને યહુદી જર્મનીના વૈજ્ઞાનિકોએ મળીને તેને ૧૯૪૫ મા પૂરી કરી. ખરો યશ તો તે અગે હેન્ડ, મીટનર, ફ્રીશ અને સ્ટ્રાસમેન ના ફાળે જાય છે. - તેમણે જ ઇન્સ્ટીનનો સિદ્ધાન્ત સાબીત કર્યો કે મેટરને એનરજીમાં ફેરવી શકાય છે. પ્રશ્ન એ હતો કે આ કેવી રીતે થઈ શકે! તેનો નિચોડ ૧૯૪૫ માં મિત્રરાજ્યોએ આપ્યો અને તેમ કરીને બે લાખ ડોલરના ખર્ચે હીરોશીમા ઉપર આ બોંબ ફેંકીને તેના ૬૦ ટકા જેટલા ભાગનો (૬૦૯ ચોરસ માઈલમાંથી ૪૦૧ માઇલ) નાશ કર્યો છે. હીરોશીમાની બે લાખની વસ્તીનો નાશ કર્યો. બીજા કેટલાઓને શારીરિક ઇજાઓ પણ થઇ છે જેનો ઉપરોક્ત સખ્યામાં ઉલ્લેખ કર્યો નથી. બોમ્બ નાખનાર 'સુપર ફોર્ટ્રેસ' એરોપ્લેનને દસ માઈલ સુધી તેના મુંજારા લાગ્યા છે અને બોંબ નાખ્યા પછીથી બેજ મિનિટમાં ઉછળતી ધૂળનું એક કાળુ વાદળ ૪૦,૦૦૦ ફીટ ઉપર ચઢી આવેલું, અને દરિયામા ૨૬૦ માઈલ દૂરથી આ ધૂળનું વાદળ દેખાતું હતું બોંબનું તેજ ભારે ૧૭૦ માઇલ સુધી દેખાતુ હતું.

એટમ બોમ્બ એટલે ન્યુ ક્લીઅર એનરજીની જે શક્તિ છે તે શક્તિ દુનિયાની મૂળ શક્તિ રૂપ છે અને જ્યાંથી સૂર્ય પોતાની શક્તિ મેળવે છે તેજ શક્તિ આ બોંબની શોધથી પ્રાપ્ત થઇ છે. નીચેની હકિકતથી આ શક્તિ જો તેનો સદુપયોગ કરવામા ન આવે તો કેટલી ભયંકર છે તે સમજી શકાશે. એટમ બોમ્બ એ

●

**વિજ્ઞાન જ્યાં સુધી માનવતાનું રક્ષણ કરે ત્યાં સુધી તો તે જરૂર આવકારદાયક છે-તેના વિકાસને માનવતા જરૂર સત્કારશે. પણ જ્યારે એ જ્ઞાન માનવતાનો હ્રાસ કરે છે ત્યારે તેનો દુરૂપયોગ કરતી લોલુપતા માટે તો હાર્દિક ધિક્કારજ ઉત્પન્ન થાય છે.**

દુનિયામાં સત્યનુ રાજ્ય સ્થાપવામાં ભયંકરમાં ભયંકર: શસ્ત્ર છે.

બ્રિટીશના ભયંકર બોમ્બ તરીકે જાણીતા 'ગ્રાન્ડ સ્લામ' બોમ્બના કરતાં બે હજાર ગણી વધુ બ્લાસ્ટ કરવાની શક્તિવાળો છે વીસ હજાર ટન ટી. એન. ટી. નામની ભયંકર એક્સ્પ્લોસીવ શક્તિ કરતાં પણ વધુ શક્તિ ધરાવે છે.

આ બોમ્બની શોધ પાછળ અમેરીકાએ બે અબજ ડોલર ખર્ચ્યા છે અને તે ખર્ચ સારુ અમેરિકન પ્રજાનો એમના નેતા ફ્રેંકલીન રૂઝવેલ્ટ ઉપર એટલો વિશ્વાસ હતો કે કોઈએ આ પૈસા કયા ખર્ચ્યા તેનો હિસાબ પણ નથી પૂછ્યો. આજ ભયંકર બોમ્બ શોધીને મિત્રરાજ્યોએ જાપાન ઉપર જીત મેળવી છે.

આ બોમ્બની સૂક્ષ્મતાનો ખ્યાલ આવવા સારૂ એટલું જ જાણવુ બસ છે કે જો મનુષ્યના માથાના વાળની ત્રીજ્યાનુ માપ લક્ષમાં આવે તો તે એટમની ત્રીજ્યા કરતાં વીસ લાખ ગણી મોટી થશે. બીજી રીતે વિચારીએ તો જો પાણીના ટીપાને પૃથ્વીના ગોળા જેટલુ મોટુ માનવામાં કે બનાવવામાં આવે તો અને તે જ પ્રમાણે એટમને મોટું કરવામાં આવે તો એટમની સાઈઝ નારંગી જેટલી થશે અને એટમની અંદર આવેલ "ન્યુક્લીયસ"માંથી પણ નાનુ અને જે એટમ (યુ ૨૩૫) માંથી એટમ બનાવાયો છે તેમાં તો આવા ૨૩૫ ન્યુક્લીયસો છે. ન્યુક્લીયસની સાઈઝ એટમની સાઈઝના બે અબજાંશ માં ભાગ કરવામાં આવે અને તે બે અબજાંશ ભાગનો દશ લાખનો ભાગ કરવામાં તેટલો થાય.

આ બોમ્બ જ્યાં નખાયો ત્યાંથી એક માઈલ દૂર ટ્રેનની અંદર બેઠેલા માણસોનો નાશ કર્યો છે. હીરોશીમાના નાશ થયેલા ભાગની સ્થિતિનું વર્ણન એક સરકારી અમલદારે એવુ આપેલું છે કે કોઈ રાક્ષસે પોતાનો પગ મૂકીને આખા હીરોશીમાનો ભૂકો કરી તેની રજ્જકણ બનાવી દીધેલ છે.

આ તેની ત્રાસદાયક વિનાશક શક્તિનું વર્ણન છે હવે તેનો સદ્‌બુદ્ધિથી સદુપયોગ કરવામાં આવે તો જગતનુ કેટલુ કલ્યાણ કરે અને તેનામાં તેવી કેટલી શક્તિ છે તેનું વર્ણન હું હવે પછી આપીશ.

---

# અપકારનો બદલો....

> ખુનનો બદલો ખુનથી લેવાથી કદી પણ વેર ઓછું થતું નથી પણ વધે જ છે. જ્યારે જીવનદાન આપીને બદલો લેવામાં જે મહાનતા છે તે વીરલ છે. રાજપૂત યુગમાં એવી વીરલતા એક સ્ત્રીએ બતાવી છે. એ ઐતિહાસીક કથા અહીં રજુ કરવામાં આવેલ છે.

"સેનાપતિ ! તમે પણ રાજપૂત હતા. તમારામાં અત્યારે પણ રાજપૂત રક્ત વહે છે. તમે સમજી શકશો કે કોઈ પણ રાજપૂત પોતાનું અપમાન કેવી રીતે સહન કરી શકે ? એમણે જે કર્યું છે તે પોતાના માન-મર્યાદા માટે કર્યું છે એમની રક્ષા કરવી એ તમારા હાથમાં છે. તમે ભૂલી તો નહી જ ગયા હો કે સંબંધે હું તમારી બહેન થાઉં છું. તમે મને વિધવા ન બનાવશો......"

સેનાપતિ મહેરામખાને ઉપરોક્ત પત્ર વાંચ્યો, ફરીફરીને વાંચ્યો, તેના પર વિચાર પણ કર્યો અને બોલ્યો : 'કદી એમ ન બની શકે. માલિકની આજ્ઞાનું મારે પાલન કરવું જ જોઈએ.' અને પત્ર લઈ આવનારને કહેવરાવ્યું કે "વિચાર કરીશ."

સરદાર રામસિંહને દેહાંતદંડની સજા જાહેર થઈ ચુકી હતી. મહેરામખાને ધાર્યું હોત તો આગ્રહ કરીને પણ તેણે સજા માફ કરાવી હોત, પણ તેણે ચોકખી ઉપેક્ષા કરી. બેડીઓથી જકડાયલા એ રાજપૂતનું માથું જલ્લાદની તલવારે જૂદું થઈ ગયું.

ગુન્હો તો એટલો જ હતો કે હમ માટે ગયેલ આ રાજપૂતને પાછા આવતા માત્ર એક જ દિવસ વધારે થયો હતો. બાદશાહે તો કંઈ જ ન કહ્યું પરંતુ ઉપસેનાપતિએ બીજે દિવસે તેને ન કહેવાનાં વચનો કહ્યાં અને પરિણામે રાજપૂત લોહી ઉકળી ઉઠ્યું અને ઉપસેનાપતિને તેણે તલવારથી વીંધી નાંખ્યો. જે સૈનિકો સામા થયા તેમની પણ એ જ દશા થઈ.

આ બનાવ બન્યા પછી જો તે સેનાપતિને મળ્યો હોત તો કંઈક પરિણામ ઉલટું આવત પરંતુ તે સીધો પોતાના નિવાસસ્થાને ગયો અને સમાચાર મળતાં બાદશાહે માની લીધું કે તેણે વિદ્રોહ કર્યો છે-બળવો કર્યો છે આથી તેને દેહાંતદંડની શિક્ષા આપવામાં આવી.

એની નવવધૂ બિચારી શું કરી શકે ?

કુળગુરુએ તેને સતી થવાની રજા ન આપી. અને બીજે જ દિવસે રાજભવનમાંથી નિકળીને એકલી જ ક્યાંક ચાલી ગઈ. તે પછી કોઈને પણ રામસિંહની વિધવા પત્નિનો પત્તો ન લાગ્યો, તેને કોઈએ ફરીથી જોઈ પણ નહીં.

卐

(૨)

તે પછી મહેરામખાને બાદશાહ વિરૂદ્ધ વિદ્રોહ જગાવ્યો. યુવરાજના સેનાપતિપણા હેઠળ વિશાળ સેના તેની પાછળ મોકલવામાં આવી અને સામસામી સામનો થતાં ભયંકર સંગ્રામની શરૂઆત થઈ.

રોજ સંધ્યા સમયે કોઈ સફેદ કપડાં પહેરેલ વ્યક્તિ આવતી અને ઘાયલ થયેલા સૈનિકોને ઉપાડી જતી. જ્યારે તે સૈનિકો સાજા થઈને આવતા તો કહેતા કે "ભાટવામાં જ કોઈ વનમાં એક સુંદર તંબુ તાણેલ છે જ્યાં રોગીઓના ઉપચાર માટેની બધી જ સામગ્રીઓ તૈયાર રહે છે અને કોઈ બુરખાવાળી વ્યક્તિઓ ઘાયલોની સુંદર સેવા કરે છે. ત્યાંનાં કામ કરનારાઓ કદી વાતચીત કરતાં નથી તેમ મોઢું પણ બતાવતાં નથી. ત્યાંની સ્વામિની યુદ્ધની દેવી તરીકે ઓળખાય છે. દિવસમાં એકવાર આવે છે અને બધાને આશ્વાસન આપી જાય છે."

ઘણી શોધખોળ કરવા છતા પણ એ વનનો પત્તો કોઈને ન લાગ્યો. ઘાયલોને લઈ જતા અને લાવતાં સેવકો આંખ પર પાટા બાંધતા હતા. આ સૈનિકોને માત્ર "શત્રુઓનું સન્માન કરો અને પરિસ્થિતિ સમજીને કોધ કરો." એટલી જ શીખામણ સાજા થતાં આપવામાં આવતી હતી. 'યુદ્ધની દેવી' એ નામ ખૂબ મહાનો વિષય થઈ પડ્યું હતું તેનાં માણસોને રોકવાનું કે તેમના કાર્યમાં વિઘ્ન નાખવાનું સાહસ કોઈથી થઈ શક્યું નહોતું.

એક દિવસ અચાનક યુદ્ધે ભયંકર સ્વરૂપ પકડ્યું. યુવરાજ પોતે યુદ્ધનું સંચાલન કરી રહ્યો હતો. મહેરા-

: રજુ કરનાર :
શ્રી આત્રેય

મખાન સહસા ઘાયલ થઈને હાથી પરથી નીચે ઢળી પડયો. શાહી સૈનિકો એને મારી જ નાંખત પરંતુ સ્વમિમાન એક ઘોળો ઘોડો પૂર ઝડપે ત્યાં દોડતો આવ્યો અને તેના પર બેઠેલ સ્ત્રીક વસ્ત્ર પહેરેલ વ્યક્તિએ કહ્યું·

"બસ યુદ્ધ બંધ કરો. હું યુદ્ધની દેવી તમને આજ્ઞા કરું છું." આ શબ્દો સાંભળતાં જ બધા સૈનિક સન્માનથી ઝૂકી પડયા અને તે વ્યક્તિ બહેરામખાનને ઉઠાવીને રણક્ષેત્રમાંથી અદ્રશ્ય થઇ.

(૩)

વારંવાર બહેરામખાન વિચારતો હતો કે હું ક્યાં છું? આ ઘોડો કોણ છે? યુદ્ધમાં મારા પ્રાણ બચાવનાર એ દેવી કોણ છે?" પણ તે કશુંજ જાણી શક્યો નહોતો. દિવસમાં ત્રણ ચાર વાર દેવી આવીને તેની ખબર માણસો દ્વારા કાઢી જતી હતી. સેનાપતિ પૂછે તો એટલો જ જવાબ મળતો કે: "અમે સેવકો છીએ, સેવા કરવી એ અમારૂં કામ છે. આપ પણ શત્રુની પરિસ્થિતિને સમજે અને પિડિતોની સેવા કરો તો કેટલું સારૂં!"

કેટલાક દિવસો પછી સેનાપતિ સારો થઇ ગયો. એટલે તેનાં નેત્રો બંધ કરીને એક પુરૂષ તેને ઘોડા પર બેસાડીને દૂર દૂર છોડી આવ્યો. ત્યાર પછી બહેરામખાન બંગાળ તરફ ચાલ્યો ગયો. કારણ કે તેને પકડાઇ જવાની ધાસ્તી હતી અને યુવરાજ પણ થાકી હારીને છેવટે દિલ્હી તરફ પાછો ફર્યો.

માર્ગમાંથી સેના એકત્ર કરીને બહેરામખાને બંગાળના વિદ્રોહી નવાબને પરાજિત કર્યો. અને તેની પાસેથી કર વસુલ કરીને તેને દિલ્હી તરફ હાંકી કાઢ્યો. આથી બાદશાહ ખુશ થઇ ગયો. તેણે સેનાપતિને ક્ષમા આપી આથી પહેલાની માફક જ બહેરામખાન પોતાના સ્થાન પર જામી બેઠો.

(૪)

સમય એવો આવી ગયો કે દિલ્હીના રાજમહેલમાં ખટપટ જામી ગઇ બહેરામખાન બેગમના માર્ગમાં રોડા સમાન હતો. બેગમ પોતાના પુત્ર ખુશરોને સિંહાસન પર બેસાડવા માગતી હતી જ્યારે બહેરામખાન મોટા યુવરાજના પક્ષમાં હતો.

બાદશાહ યુવરાજને ચાહતો હતો છતાં પણ તે રાણીને વશ થઇ ગયો હતો. ભાવી શાહજાદો શું આ રીતે ગાદી પરથી વંચિત થાય તેમ હતો?

નૂરજહાંએ એક ષડયંત્ર રચ્યું, સુતેલા સેનાપતિનો વધ કરવા માટે તેનો જ અનુચર તૈયાર થયો. તેને લાલચ આપવામાં આવી કે કામ સંપૂર્ણ થતાં સેનાપતિ બનાવવામાં આવશે. લાલચને વશ મનુષ્ય કેવાં કેવાં પાપ કરે છે!

સેનાપતિ પોતાના શયનાગારમાં સુતો હતો. બહાર પહેરો ભરતા સન્ત્રીનો રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થતાંજ એક બુરખાધારી વ્યક્તિએ અંદર જવાની માગણી કરી. અને જરા હા, ના, કરીને દ્વારપાલે અંદર જવાની રજા આપી.

નિંદ્રામાંથી જગાડતાં સેનાપતી ચમકી ઉઠ્યો. તેણે પૂછ્યું કે કોણ છો તમે? "યુદ્ધની દેવી" જવાબ મળતાં જ તે પલંગ પરથી નીચે ઉતર્યો અને તેના પગ સમીપે ઘુંટણ ભર બેસી અને બોલ્યો·

"મારે માટે શંઇ આજ્ઞા છે?"

"હા, તમે તમારા વસ્ત્રો અહીં મૂકીને ઉપરના કમરામાં ચાલ્યા જાવ. રાત્રે અહીં ન આવતા." આજ્ઞાનું તુરત બહેરામખાને પાલન કર્યું.

(૫)

સવારના આશ્ચર્યભર્યો સેનાપતિ, દેવીએ નિવાસ કર્યો હતો તે કમરામાં આવ્યો અને ત્યાંનું દ્રશ્ય જોતાં જ તે અવાક બની ગયો. તેણે રાત્રે કાઢેલાં વસ્ત્રો પહેરીને પલંગ પર કોઈ સુઇ રહ્યું હતું આજુબાજુ લોહી રેડાયું પડ્યું હતું. જમીન પણ લોહીથી ખરડાયેલી હતી.

સેનાપતિએ જોયું કે તે એક સ્ત્રી હતી. પાસેજ પડેલ્ એક બંધ કવર મળ્યું. તેણે તે વાંચ્યું કે.

"સેનાપતિ! રાણીએ તમારા વધનું ષડયંત્ર રચ્યું હતું હું મારી જાતને બચાવી શકત પણ મારે વધકર્તાને પણ બચાવવો હતો. બદલો ન લેશો. અને લેવોજ હોય તો મારી માફક સેવા તમે મારા પતિને ન બચાવી શક્યા, પરિણામે મને વિધવા બનાવી. આ તેનો બદલો છે. સેવા જ માત્ર સાચો બદલો છે. મેં મારા ભાઇની સેવા કરી છે. એ મારૂં કર્તવ્ય હતું તમારી બહેન .."

પત્ર હાથમાંથી નીચે પડી ગયો. એ મહિલાના ચરણો પર માથું મૂકીને સેનાપતિ પોકપ્રાટ રડ્યો. એનો પશ્ચાત્તાપ હદ વટાવી ગયો હતો. આત્મગ્લાનિ પણ હદ વટાવી ગઇ હતી. તેણે તુરત એક પત્ર લખીને રાણીને મોકલી આપ્યો.

( જુઓ અનુસંધાન પાનું ૪૮ સું )

# ગોવધ બંધ થવો જ જોઈએ

દુઃખની વાત છે કે હિન્દ સ્વતન્ત્ર થયા છતાં પણ હજી ગોવધ પર પ્રતિબંધ નથી મૂકાયો. સદકમાં ગાંધીજીએ ગોવધ બંધ કરાવવા ઘણા પ્રયત્નો કર્યા હતા, આપણા નેતાઓ પણ ગઈ ચૂંટણી વખતે કહેતા હતા કે સ્વતંત્રતા મળતાં જ ગોવધ બંધ થઈ જશે, પરંતુ બીનસાંપ્રદાયિકતાના નામ પર (Secular State) હિન્દી જનતાની સદાની આ માગણીની અવગણના કરવામાં આવી છે. હિન્દની મોટા ભાગની જનતા ઈચ્છે છે કે હિન્દમાંથી ગોવધ બંધ કરવામાં આવે, ન તો ગોમાંસ ખાનારાઓને માટે, ન તો ધર્મને નામે ન વિવાહ વગેરેમાં ગોવધ થાય. કેટલાક સમજદાર મુસલમાનભાઈઓનું પણ કહેવું છે કે તેમના ધર્માનુસાર કુરઆનીના રૂપમાં ગોવધની કંઈ જરૂર નથી. છતાં હજી ગોવધ થઈ રહેલ છે.

તાજેતરમાં આજમગઢમાં ઉજવાયેલ એક લગ્ન પ્રસંગ સમયે ગોવધ થયો હોવાનું સાંભળ્યું હતું. કેટલાક સમય પહેલાં ગોરખપુરમાં પણ આવો બનાવ બન્યો હતો. આપણા નેતાઓએ સ્વતંત્રતા મળ્યા પછી ગોવધ બીલકુલ બંધ કરવાનો કાયદો ઘડવાની આવશ્યકતા હતી, પરંતુ જનતાની સંમતિની અવગણના કરીને તેમણે હજી સુધી કાયદાનુસાર ગોવધ બંધ કરાવ્યો નથી ત્યારે જનતાની સંમતિ વિરૂદ્ધ અન્યાય યુક્ત હિન્દુ-કોડ-બીલ જેવો કાળો કાયદો ઘડવા માટેના પ્રયાસો થયા છે.

હમણાં જ મધ્યસ્થ સરકારે પ્રાન્તીય સરકારોને ગોવધ-નિયંત્રણ સંબંધી બીલ અંગેનું એક લખાણ મોકલ્યું છે એ માટે ધન્યવાદ ઘટે છે. પરંતુ તેમાં આપેલ છૂટછાટ પ્રમાણે ઉપયોગી અને બીન ઉપયોગીના બહાના હેઠળ ગાયો મરતી રહેશે. યુદ્ધના સમયમાં પણ આવું અસ્થાયી વિધાન કેટલાક પ્રાન્તોમાં થયેલું હતું, પરંતુ ઉપયોગી પશુઓ મારવામાં આવતા જ હતાં. આ બીલ પ્રમાણે ચૌદ વર્ષ ઉપરાંતનાં ગર્ભને ધારણ ન કરી શકે તેવાં રોગીષ્ટ, પશુઓ મારવામાં આવશે. આ માટે પોતાનો અભિપ્રાય આપતાં સન્માર્ગે યોગ્ય જ લખ્યું છે કે: "જ્યારે વૃદ્ધ પશુઓ માટે આવો નિયમ છે તો વૃદ્ધ મનુષ્યો માટે પણ આવો નિયમ હોવો જોઈએ; કારણ કે તેઓ પણ સમાજને માથે ભાર રૂપજ પ્રતીત થાય છે." આજકાલ માનવતાની મોટી મોટી વાતો કરવામાં આવે છે, તો શું માનવતાનો આવો જ અર્થ છે કે મનુષ્ય પોતાના સુખને માટે બીજાં પ્રાણીઓનો નાશ કર્યા કરે ! આ કેટલી મોટી સ્વાર્થપરાયણતા છે ! અહિંસામાં વિશ્વાસ રાખનારી આપણી સરકાર તરફથી જ્યારે આવી આજ્ઞાપત્રિકા નિકળે છે ત્યારે તો ખૂબ જ આશ્ચર્ય થાય છે

કોણ જાણે છે કે ભવિષ્યમાં નિરૂપયોગી માણસો માટે આવો કોઈ કાયદો અમલમાં નહીં આવે ! પરંતુ આવતો પ્રશ્ન તો ધાર્મિક છે. એક પણ ગૌહત્યા સમાજમાં કેટલાં હૃદયોને હચમચાવી નાખે છે : આ પરિસ્થિતિમાં ચૌદ વર્ષની ઉપરની ઉંમરની અથવા નિરૂપયોગી જણાતી ગાયોને મારવાની છૂટ આપવી એ તો ખુલ્લે છોગે વધુ પ્રમાણની સમાજની ધાર્મિક લાગણીઓને આઘાત આપવા બરાબર છે અને જનમતની અવહેલના કરીને લોકશાસનને મશ્કરી પાત્ર બનાવવા જેવું છે.

આ બિલમાં એક વાત વળી વધુ ભયાનક છે. તેમાં ધર્મને માટે, ચિકિત્સા સંબંધે તેમજ સંશોધન માટે પશુવધ કરવાની છૂટ આપવામાં આવી છે. આ અંગે અખિલ ભારતીય ગોસેવક સમાજના મંત્રી અને ખાસ સરકારે નિયુક્ત કરેલ ગોરક્ષણ અને ગોસંવર્ધન સમિતિના મેમ્બર શ્રી હરદેવસહાયજીએ નીચે પ્રમાણેનો અભિપ્રાય આપેલ છે:–

"ભારત સરકારે ઉપયોગી ગોવંશ તથા ભેંસના વંશના વધને રોકવાને માટે પ્રાન્તિય સરકારો પર જે ખરડો મોકલ્યો છે, તેમાં ૧૩ મી કલમ પ્રમાણે ધાર્મિક કામો માટે ગોવધ અને પશુવધ કરવાની છૂટ આપવામાં આવેલી છે. કોઈ પણ ધાર્મિક કાર્યને માટે ગોવધ જરૂરી નથી. કેટલાય મુસલમાન બાદશાહો તથા મુગલ સામ્રાજ્યમાં ગોવધ બીલકુલ થતો નહોતો. પં. સુંદરલાલજી જેવા સાંપ્રદાયિકતાના કટ્ટર વિરોધી વિદ્વાને પોતાના 'ભારતમાં અંગ્રેજ રાજ્ય' નામના પુસ્તકમાં ઔરંગઝેબ જેવા ધર્માંધ બાદશાહના સમયમાં પણ ગોવધની બંધી તથા છેલ્લા મોગલ સમ્રાટ બહાદુરશાહ દ્વારા અંગ્રેજોએ શરૂ કરેલ ગોવધના નિષેધની ખાસ આજ્ઞાનો નિર્દેશ કરેલ છે. જો મુસલમાનો માટે ગોવધ જરૂરી હોત તો મુસલમાન બાદશાહ ગોવધ બંધ ન કરાવત.

ગોવધનો આરંભ અંગ્રેજી અમલના આરંભથી થયો, એ રાજ્ય જવા સાથે ગોવધ પણ બંધ થવો જોઈએ પરંતુ આપણી સરકારે ધ્યાન આપ્યું નથી. અંગ્રેજ સરકારે ૨૪-૭-૪૪ની તારીખે ઉપયોગી પશુઓનો વધ બંધ કરવા માટે જે વિજ્ઞપ્તિ બહાર પાડી હતી તેમાં પણ ધાર્મિક પશુવધની છૂટ આપવામાં આવી નહોતી. શ્રી વિનોબાભાવે પણ ધર્મના નામ પર ગોવધ અથવા પશુવધને યોગ્ય સમજતા નથી. જનતાની માગણી ભારત સરકારે ગોરક્ષણ તથા ગોસંવર્ધન સમિતિ બનાવી છે તેના અન્તિમ ધ્યેયમાં પણ પશુ વધનો નિર્દેશ નથી. તેઓ કહે છે કે "જો ધર્મના નામ પર પશુવધની આજ્ઞા આપવામાં આવી તો ચામડાં, ચરબી, હાડકા, લોહી વગેરેનો વ્યાપાર તથા બજારથી પૈસા પેદા કરનારાઓ આ કાયદાનો અનુચિત લાભ ઉઠાવશે. ઉપયોગી પશુ વધ તો ચાલુ રહેશે જ પરંતુ આથી સાંપ્રદાયિક ઝગડાઓ પણ વધશે. ભારત સરકારે ૧૩મી કલમ આ કાયદામાંથી દૂર કરવી જરૂરી છે ચિકિત્સા માટે પણ પશુઓનો વધ ન થાય. લોકશાસનમાં જનતાની સંમતિ અગ્રસ્થાન ભોગવે છે, જનતા ગોવધ ઇચ્છતી નથી. સરકારે, મુસલમાન બાદશાહોની માફક જનતાની લાગણીને સમજીને ગૌવધને બીલકુલ બંધ કરવો યોગ્ય હતો. પણ દુઃખની વાત છે કે તેમ કરવું તો દૂર રહ્યું, પરંતુ ઉપયોગી પશુઓનો વધ થતો રોકવા માટે પણ બે વર્ષની ઢીલ કરી છે આ બે વર્ષમાં લાખો ઉપયોગી પશુઓ માર્યા ગયાં. અત્યારે દેશમાં ઉપયોગી પશુઓની અછત છે જે કારણે દુધ ઘી નામ માત્રનાં રહ્યાં છે. ઉપયોગી બળદની પણ અછત છે. કેન્દ્રિય તથા પ્રાંતિક સરકારોએ ઇચ્છવા યોગ્ય છે કે જનતાની ધાર્મિક-સાંસ્કૃતિક ભાવના તથા આર્થિક તેમજ શારીરિક ઉન્નતિ લક્ષમાં રાખીને ગોવધ બીલકુલ બંધ કરવો જોઈએ. જ્યાં સુધી ગોવધ બંધ નહી થાય ત્યાં સુધી નિરૂપયોગી પશુના નામે ઉપયોગી પશુઓનો વધ થતા જ રહેશે."

આ લખાણ પર ચર્ચા કરવી અયોગ્ય છે. આપણી સરકારને પ્રાર્થના કરવાની કે તે હજી પણ લોકમતને આવકારીને ગોવધ બીલકુલ બંધ કરવાનો હુકમ કરે. જનતાએ પણ પોતાનો અવાજ સરકાર સુધી પહોંચાડવો જરૂરી છે.

(कल्याण)

---

( અનુસંધાન પાન ૪૬ નું ચાલુ )

તેમાં લખ્યું હતું કે "તમારું કાવત્રું નિષ્ફળ ગયું છે, પણ સફળ થયું હોત તો પણ વધારે સારું થાત. આ નીચની રક્ષા કરતાં એક સ્વર્ગની દેવીએ બલિદાન આપ્યું છે. હવે હું તમારા માર્ગમાં અડચણરૂપ થવા માગતો નથી. હવે મક્કા હજ કરવા જાઉં છું."

નૂરજહાનનું કોમળ હૃદય કંપી ઉઠ્યું તે ચૂપચાપ ગુમદાર મારફતે ત્યાં આવી પહોંચી અને દેવીના શબને જોયું, તેનો લખેલો પત્ર પણ વાંચ્યો અને આંસુ સાથે પ્રણામ કરીને મહેરામની પણ માફી માગી, તેમજ બાદશાહ પાસે તેનો અગ્નિ સંસ્કાર કરાવ્યો અને તેની દેરી ચણાવી

આજે પણ દિલ્હીના કિલ્લા પાસે સતીના ચબૂતરા તરીકે તે જગ્યા પ્રખ્યાત છે.

---

# દાનવીર

## [ એકાંકી નાટક ]

લેખક :
શ્રી. શીવશંકરજી વસિષ્ઠ

[ મહાનતા સાગરની છે, અભિમાન દુર્યોધનનું છે, ધર્મ યુધિષ્ઠિરનો છે તે જ પ્રમાણે દાનવીરતા કર્ણની જ છે. એવો દાનવીર કોઈ થયો નથી થવાનો પણ નથી શ્રી વસિષ્ઠજીએ મહાભારતના એક પ્રસંગને અહીં નાટક રૂપે ઘણી સુંદર રીતે રજૂ કર્યો છે. ]

(અસ્તાચળ તરફ પ્રયાણ કરતાં ભગવાન ભાસ્કરનાં અંતિમ કિરણો કુરુક્ષેત્રની વિશાળ રક્તરંજિત ભૂમિપર પડેલા ઘાયલ યોદ્ધાઓને દીનભાવથી નિહાળી રહેલ છે મહાભીષણ રાજ્ય-લાલસાની યુદ્ધ વેદીમાં અનેક ભારતીય વીરોનું બલિદાન દેવાઈ ચૂક્યુ છે. મહાભારતની મહાન વિનાશક જ્વાળા ભારતવર્ષના ખૂણે ખૂણેથી પ્રજ્વલિત થઈને આંતરરાષ્ટ્રીય પ્રદેશો સુધી પોતાના ધૂમ્રગોટ પ્રસારી રહેલ છે. યુદ્ધનો પંદરમો દિવસ વીતી ગયો છે સૂર્યના સોનેરી કીરણોની સાથે આજના યુદ્ધનો અંત આવ્યો છે. બન્ને પક્ષના બચેલા યોદ્ધાઓ પોતપોતાના શિબિરમાં રાત્રિ પસાર કરવા ચાલ્યા ગયા છે કુરુક્ષેત્રની રક્ત રંગી જમીન. યોદ્ધાઓનાં મસ્તકો અને હાથી, મરેલા જર્જરિત પશુઓ અસ્તવ્યસ્ત પડેલા ઘાયલ સૈનિકો અને તૂટેલાં શસ્ત્રોથી ખરડાઈને કોઈ બીભત્સ સૃષ્ટિ ઉભી કરી રહેલ છે. ચારે બાજુએ નીરવતાનું સામ્રાજ્ય સ્થપાએલું છે. કદિક કૂતરાંના રોવાનો અવાજ, શિયાળવાનો ચીત્કાર, ગીધડાંની પાંખોનો ફફડાટ અને ઘાયલ સૈનિકોની ચીસો સ્થિતાની નીરવતાનો ભંગ કરે છે આ સમયે ભગવાન શ્રીકૃષ્ણ અને પાંડવ-વીર અર્જુન આ બીભત્સ સૃષ્ટિ પર એક બાજુએથી આવતા જણાય છે.)

**અર્જુન** કેશવ, તમે મને ક્યાં લઈ આવ્યા?

**શ્રીકૃષ્ણ**. બીક લાગે છે કે?

**અર્જુન** ના જ્યાં સુધી અર્જુનના હાથમા ગાંડીવ છે અને મધુસૂદન એના સહાયક છે, ત્યાં સુધી તે આ ત્રિલોકમાં કોઈથી પણ ડરતો નથી.

**શ્રીકૃષ્ણ** તો પછી અહિ આવ્યા બાદ આટલું બધુ આશ્ચર્ય કેમ?

**અર્જુન**. મધુસૂદન, આશ્ચર્ય નહિં, ખેદ.

**શ્રીકૃષ્ણ** : ખેદ!

**અર્જુન** હા, પોતાનાં પ્રિયજનોની આ સ્થિતિ જોઈને ખેદ જ થવો જોઈએ. આ હાથ પિતામહ ભીષ્મને વીંધી શકે છે, ગુરુ દ્રોણનું માથું કાપી શકે છે, મહાવીર કર્ણને ધરાશાયી બનાવી શકે છે અને તે બધું નજરે જોઈ પણ શકે છે; પરંતુ અહીંનું આ દૃશ્ય.........એનાથી જોવાતું નથી. મધુસૂદન, ઓહ! આંખે અંધારાં આવે છે.

**શ્રીકૃષ્ણ** અર્જુન, ભાવનામાં તણાઈશ નહી. ભાવના કરતાં કર્તવ્ય શ્રેય છે. ભૂલી ગયો, ગીતાનું એ અમૂલ્ય વાક્ય?

**અર્જુન** યાદ છે. આ સેવકનો ગાંડિવનો ટંકાર શત્રુઓના હૃદય પર તેની સ્થાયી છાપ જમાવે છે, તેવી રીતે તે મારા સ્મૃતિ-પટ પર અંકિત થએલું છે.

**શ્રીકૃષ્ણ** પછી આ મોહનું કારણ?

**અર્જુન** મોહ! કેશવ! મોહ નહી. આ દૃશ્યને જોતાં જ હૃદયમાં નાશવંત જીવનની ક્ષણભંગુરતા માટે વિરક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. જો હું આ વાતાવરણમાં વધુ વખત રહીશ તો નક્કી મારી આ ભાવના પર વિજય પ્રાપ્ત કરી શકીશ નહી.

**શ્રીકૃષ્ણ** (મૃદુ હાસ્ય કરતાં) વિરક્તિ? પાર્થ! તું જેને વિરક્તિ કહે છે તે ચંચળ પ્રવૃત્તિની એક વિકૃત રૂપરેખા છે. તે તેની અનુકૂળ પરિસ્થિતિમાં હૃદયમાં સ્થિર થયેલા સંચારી ભાવોની પ્રેરણાથી ઉદ્ગમ પામી, માણસની વિચાર શૃંખલાની કડીઓને જર્જરિત બનાવી દે છે, અને પ્રતિકૂળ પરિસ્થિતમાં વીજળીના ચમકારાની જેમ પોતે જ લુપ્ત બની જાય છે

**અર્જુન** (આશ્ચર્યથી) કેશવ!

**શ્રીકૃષ્ણ** હા, અર્જુન ચાલ્યો આવ.

**અર્જુન** : પણ ક્યાં?

**શ્રીકૃષ્ણ** જ્યાં મહારથી દાનવીર કર્ણ જેવો યોદ્ધો ક્ષતવિક્ષત અવસ્થામાં મૃત્યુનું આવાહન કરે છે ત્યા.

**અર્જુન** : "મહારથી!" "દાનવીર" કેશવ તમારા આ શબ્દો કર્ણ માટે સુયોગ્ય નથી.

**શ્રીકૃષ્ણ** : કેમ? શું તું કર્ણને મહારથી નથી માનતો? તેને દાનવીર નથી માનતો?

**અર્જુન** : કર્ણ મહાવીર હોઈ શકે છે, પરંતુ તે મહારથી તો નથી જ. કેશવ, મને સ્વપ્નામાં પણ વિચાર આવતો નથી કે સૂતનો પુત્ર દાનવીર કેવી રીતે હોઈ શકે?

શ્રીકૃષ્ણ: પાર્થ, તારી ભૂલ થાય છે. તે યુદ્ધના કાદવમાં ખૂંચેલા રથના પૈડા કાઢવામાં રોકાયેલા શસ્ત્રહીન કર્ણને તારા તીવ્ર બાણોથી વીંધી નાખ્યો. આના અભિમાનથી તું તને મહારથી સમજતો હોય તે સંભવિત છે; પરંતુ તને ખબર નથી કે કર્ણને ધરાશાયી બનાવવામાં એકલા તેજ નહી, પરંતુ બીજી શક્તિઓએ પણ કાર્ય કર્યું છે તદુપરાંત કર્ણના પરાજયનું મુખ્ય કારણ છે તેની દાનવીરતા. ......

અર્જુન: મારા માન્યામા નથી આવતું.

શ્રીકૃષ્ણ: તેણે કુંડલ અને કવચધારી પિતા સૂર્યને આપેલાં તે તું ભૂલી ગયો! છતા પ્રત્યક્ષને પ્રમાણની આવશ્યકતા નથી. ધનંજય. મારી સાથે આવ. હું તને કર્ણના મહાન વ્યક્તિત્વનો પરિચય કરાવું.

(પડદો)

દૃશ્ય બીજું.

સ્થળ: કુરૂક્ષેત્ર, લોહીથી નું રણમેદાન.

સમય: સાયંકાળ.

(બે સાધુઓ પ્રવેશે છે)

અર્જુન કેશવ, આ વેષમા તો મને માતા કુન્તી પણ ઓળખી શકે નહી. સાચે જ યાચક જેવા દેખાઈએ છીએ.

કૃષ્ણ: હા, અર્જુન સાવધાન. ત્યા સામે જો, અંગરાજ કર્ણ સૂતા છે.

( કર્ણની પાસે જઈ )

બન્નેજણ અંગનરેશનો જય હો!

કર્ણ: (બન્ને તરફ જોતાં ક્ષીણ સ્વરથી) તમે' તમે કોણ છો મહાનુભાવો!

શ્રીકૃષ્ણ અમે યાચકો છીએ.

કર્ણ: (બેઠા થવાનો નિષ્ફળ પ્રયત્ન કરતા) ધન્ય ભાગ્ય મારૂં! જીવનની અંતિમ ઘડીએ પણ કર્ણ યાચકોના દર્શનથી કૃતાર્થ બને છે, પરંતુ તમો અહીં.. ..આ વાતાવરણમા કેવી રીતે પધાર્યા!

અર્જુન યાચકોનું કાર્ય યાચના કરવાનું હોય છે. અંગરાજ, એમને વખત કવખત જોવાનું હોતું નથી તમે તમારી દાનશીલતાને લીધે દેશ-દેશાંતરમાં પ્રસિદ્ધ છો. એટલે કંઈક મેળવવાની આશાએ અમે પામેના ગામથી અહીં આવ્યા છીએ. ખબર પડી કે તમે આજના યુદ્ધમાં પરાજિત થયેલા કુરૂક્ષેત્રની પવિત્ર ભૂમિમાં પડ્યા છો. દાનવીર કર્ણનાં અંતિમ દર્શનની લાલસાને અમે રોકી શક્યા નહી, એટલે અમે આ રણમેદાનમાં ભયાનક દશ્યો જોતા જોતા અને ડરતા-ડરતા તમારી પાસે આવ્યા છીએ.

કર્ણ. (ધીમા સ્વરથી) ઘણી જ કૃપા કરી, અહીં હું તમારી શી સેવા કરી શકું છું!

શ્રીકૃષ્ણ: અમારે બે વાલ સોનું જોઈએ છે.

કર્ણ: સોનું! યાચક, અહી સોનું ક્યાંથી હોય! (વેદનાને લીધે પાસું ફેરવતાં) અહીં તો ચારે બાજુ લોહી........તમો જોઈ શકો છો, તમે મારા મિત્ર દુર્યોધન પાસે જાઓ. ત્યા તમારે જે જોઈતું હશે, જે માગશો, તે બધું તમને પ્રાપ્ત થશે.

શ્રીકૃષ્ણ: અંગરાજ, ચિંતા કરશો નહીં. અમે તો ફક્ત તમારા દર્શન માટે જ આવ્યા હતા. તમે અમારી ઈચ્છા અંગે પૂછ્યું, એટલે અમોએ કહ્યું. બાકી યાચનાનો કશો હેતુ નહોતો. અત્યારે બે વાલ સોના માટે કૌરવોના શિબિરે કોણ જાય અને તમારા મિત્રને કષ્ટ આપે.

અર્જુન: વારુ, જેવી અંગનરેશની આજ્ઞા.

(ત્યાંથી નીકળવાની તૈયારી કરે છે.)

કર્ણ. યાચક ઉભા રહો. કર્ણ પાસે માગણી કરનાર આજ સુધી પાછો ફર્યો નથી. તમે પણ પાછા નહિં ફરો. હું મારા મોંના આ સોનાના દાંતથી તમારી યાચના પૂરી કરીશ.

(ઠોસો મારીને દાંત તોડે છે. મોંમાથી લોહીની ધારા જોરથી વહેવા માંડે છે.)

કર્ણ. (દાતને યાચકોની તરફ ધરતાં) યાચક, લ્યો. કર્ણના જન્મનું આ અંતિમ ચિહ્ન, અંતિમ ઘડીએ, છેલ્લી વારનું કર્ણના હાથથી લ્યો. આજે હું પ્રસન્ન છું. ..... ઘણો જ પ્રસન્ન છું.

શ્રીકૃષ્ણ. છી, છી, રાજન્' બુદ્ધિશાળી હોવા છતાં મોંના આ એઠો પદાર્થ બ્રાહ્મણને દાનમાં આપો છો, જો આપવું જ હોય, તો એને પાણીથી ધોઈ શુદ્ધ કરીને આપો.

કર્ણ: પાણી ..પાણી પણ નથી...ત્યારે...હું ... હું શું કરું! બાણમાં હા આ...આ, યાચક, કષ્ટ નો પડશે, પરંતુ ત્યાં પડ્યું છે તે ધનુષ્યબાણ ઉપાડીને મને જરા આપો.

( જુઓ અનુસંધાન પાન ૫૨ મું )

# સાધુ-સંન્યાસિયોનો સ્ત્રીઓ સાથે કેવો વ્યવહાર હોવો જોઈએ ?

[ ચરણસ્પર્શ કરાવવા, ચરણામૃત પીવા દેવું, પગચંપી કરાવવી, સ્ત્રીઓ સાથે એકાંતમાં મળવું, આ બધીજ સેવાઓ જડતાને સૂચક છે અને તેનાથી સંન્યાસીનું પતન થાય છે, આવી સેવાઓ શાસ્ત્રનિષિદ્ધ પણ છે જ આ બાબતમાં સુપ્રસિદ્ધ 'કલ્યાણ' માસિકના તંત્રીશ્રીએ પ્રગટ કરેલા વિચાર જાણવા જેમ હોઇ અત્રે રજુ કર્યા છે

સપ્રેમ હરિસ્મરણ. આપનો પત્ર મળ્યો. આપે લખ્યું છે કે "સ્વામીજી ......તથા તેમના શિષ્ય...એ કુમારી, સધવા, વિધવા, યુવતિ, વૃદ્ધા વગેરે અસંખ્ય સ્ત્રીઓને પોતાની શિષ્યાઓ બનાવી છે અને તેમને ઇશ્વર કરતાં પણ ગુરુને વધારે ગણવાનો ઉપદેશ આપે છે. "ભગવાન શ્રી રામચન્દ્રજીએ પણ ગુરુ સેવા કરી હતી, ગુરુના ચરણો દબાવ્યા હતા, તેમની પૂજા કરી હતી, પરિણામે તેમની કૃપાથી તેઓ રાક્ષસોનો સંહાર કરી શક્યા હતા." એટલે ગુરુસેવા જ સારરૂપ અને મોક્ષને આપનારી છે એમ ઠસાવે છે.

સ્ત્રીઓ પાસે ચરણ ધોવરાવવા અને ચરણામૃતનું પાન કરાવવું, પગચંપી કરાવવી, પંખો નખાવવો, પોતાની પૂજા આરતી કરાવવી અને માતા, પિતા, ભાઇ, બંધુ, સાસુ સસરા અને પતિ સુદ્ધાંતના વ્યવહારો નકામા જણાવીને ગૃહસ્થોઓ પાસેથી ગાઢ મર્યાદા મેળવે છે તેઓ કહે છે કે સાસુ સસરા અને પતિની સેવા કરવી નિસ્સાર છે, ગુરુની સેવા જ મોક્ષનું સાધન છે. આ રીતે ઘેર ઘેર તેઓ લડાઇઓ જગાવે છે." આ પ્રમાણે લખીને આપ જણાવો છો કે, "શું આવી-સાધનાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે? શું સંન્યાસીઓનો ગૃહસ્થ સ્ત્રીઓ સાથે આવો સંબંધ હોવો જોઇએ? આ સ્વામીજી આવું કહે છે તે બધું સત્ય છે? શું સંન્યાસીઓએ ચેલીઓ બનાવવી, તેમને ચરણામૃત આપવાં, પોતાની પગચંપી કરાવવી, એકાન્તમાં મળવું, પોતાની અન્ય પ્રકારે સેવા પૂજા કરાવવી અને આરતી ઉતરાવવી યોગ્ય છે? તેમને તેવો અધિકાર છે? અને આવી સેવા કરવાથી સ્ત્રીઓનું કલ્યાણ થાય છે?"

આ બાબતે સાચી વસ્તુ સ્થિતિ એ છે કે સાચા ગુરુનો મહિમા મહાન છે. જીવનના પરમ ધ્યેયરૂપ ભગવાનની પ્રાપ્તિ ગુરુદેવ જ કરાવે છે, આથી શિષ્ય માટે તો ગુરુ ભગવાનથી પણ વધારે છે. પરંતુ આવા ગુરુઓ વિલક્ષણ જ હોય છે. આપે જે સ્વામીજી તથા તેમના શિષ્યની વાત લખી છે તેઓ કેવા છે તે હું જાણતો નથી, પરંતુ સંન્યાસ ધર્મને લાગે વળગે છે ત્યાં સુધી તેમનાં આચરણ તદ્દન અનર્થી અને શાસ્ત્ર વિરુદ્ધ છે સાથે સાથે બીજાઓને માટે તદ્દન ખરાબ આદર્શ રૂપ છે. મારી સમજ પ્રમાણે તો એ માતાઓ અને બહેનોની પણ મોટી ભૂલ છે, જેઓ પોતાના ભોળા સ્વભાવને કારણે આવા પ્રકારની બનાવટી વાતોમાં ફસાઇને પોતાનું અકલ્યાણ સાધી રહેલ છે. શાસ્ત્રની આજ્ઞા તથા સત્પુરુષોનાં આચરણાનુસાર ન તો કોઇ સ્ત્રીએ પરપુરુષનો સ્પર્શ કરવો જોઇએ ન તો કોઇ સંન્યાસી ત્યાગીએ સ્ત્રી માત્રનો સ્પર્શ કરવો જોઇએ, આમ કરવું તે પાપરૂપ તો છે જ પરંતુ પાપને વધારનાર પણ છે. આથી મોક્ષની પ્રાપ્તિ તો દૂર રહી, નરકમાં પડીને ત્યાં પણ વેઠવી પડતી ભીષણ યંત્રણાઓથી છૂટવું મુશ્કેલ છે.

એ મનુષ્યનો મોહ છે કે વિષયાસક્તિવશ દુરાચાર કરતી વખતે તેના ભયાનક પરિણામનો વિચાર પણ ન કરવો, આમ અવિચારે જ તેઓ નિષિદ્ધ આચરણ કરે છે. જે લોકો જડ શરીરને મહત્વ આપીને જાણી જોઇને પોતાના પગ પૂજાવે, ચરણામૃત પીવરાવે, સ્ત્રીઓ પાસે પગ દબાવરાવે, એકાન્તમાં મળે, પૂજા-આરતી ઉતારાવે તેઓ મોહાંધ અને દયાને પાત્ર છે. આથી કોઇનું કલ્યાણ થતું નથી. હા, એક એવું પરિણામ આવે છે કે જેનાથી મીરાબાઇની માફક ભગવત્ પ્રેમ-વિવિશ બનીને ઘર-બાર છૂટી જાય છે. ભગવાન બુદ્ધ તથા ચૈતન્ય પ્રભુની માફક ઘરના માણસોને વિલાપ કરતાં મૂકીને જતું રહેવું પડે છે, પરંતુ આ સ્થિતિ કાંઇ બધાને પ્રાપ્ત થતી નથી. કોઇને જો એવો પ્રેમ કે વૈરાગ્ય ઉત્પન્ન થાય તો અન્ય કર્તવ્યોનો ભાર તેના પર રહેતો નથી. બીમારી, અશક્તિ અથવા સ્નેહને લીધે આવી સ્થિતિ કદીક થાય છે, કે જેથી પગ દબાવવા પડે, સ્પર્શ કરાવવો પડે અને સેવા પણ કરાવવી પડે અથવા બાહ્ય જ્ઞાન ન હોવાને પરિણામે એ બધા સેવાઓનું કાંઇ ભાન પણ રહેતું નથી. માથા પર ખાસડાં પડે તેનું પણ ભાન આ સ્થિતિમાં રહેતું નથી, પણ આ બધી અસાધારણ સ્થિતિ છે. દુકાન ખોલીને સ્ત્રીઓને શિષ્યાઓ બનાવવી, તેમની પાસે નિષિદ્ધ સેવા કરાવવી, એકાન્તમાં મળવું વગેરે પ્રત્યક્ષ અનાચાર છે. આજકાલ અધ્યાત્મના નામ પર આવા અનાચાર ખૂબ પ્રચાર પામ્યા છે, આથી પણ ખરું નુકશાન જ થાય છે. તેઓનો ઇરાદો પ્રત્યક્ષ અપ્રત્યક્ષ દોષિત જ હોય છે. કેટલાક સરળતાથી

પણ આમ કરે છે, પરંતુ પોતાનું કલ્યાણ ચાહનાર બુદ્ધિમાન પુરુષોએ આવા દોષોથી જરૂર બચવું જોઈએ અને સ્ત્રીઓએ તો સર્વથા એથી દૂર રહેવું જોઈએ. સાધુ મહાત્માઓમાં શ્રદ્ધા-ભક્તિ એટલી હોવી જોઈએ કે તેમને સાચી શ્રદ્ધા અને આદરપુર્વક ભીક્ષા આપવામાં આવે, તેની શારીરિક સ્થિતિ પ્રમાણે તેને આરામની જરૂર તેટલી અને યોગ્ય વ્યવસ્થા કરવામા આવે અને શાસ્ત્ર પ્રમાણેના તેના ઉપદેશો પ્રમાણે જીવન ઘડવામા આવે. સાધુ સંન્યાસીઓને ધન આપવુ, વિલાસની સામગ્રીઓ આપવી અને તેના ઇંદ્રિય વિકારો સજગ બને તેવાં કાર્યો કરવા તે તો તેને સત્યપથમાંથી ચલિત કરાવવા સમાન છે અને તે એક પ્રકારનું પાપ છે ગૃહસ્થોએ આ વાત સમજવી જોઈએ.

---

( અનુસંધાન પાન ૫૦ નું ચાલુ )

શ્રીકૃષ્ણ· પેલું ધનુષબાણ ..ના, રાજન્' તે તો લોહીથી ખરડાયેલું છે અમે તેનો સ્પર્શ કરીને અમારા હાથોને દુષિત નહિ કરીએ.

કર્ણ: વારુ. તમે તમારા હાથને દુષિત કરશો નહી. કર્ણ પોતે ઉપાડી લેશે.

(જમીન પર ઘસડાતા જઈને ધનુષબાણ ઉઠાવે છે. એક હાથથી ધનુષ્ય પકડીને બીજા હાથે પણછ ચડાવી, જમીનના પૃષ્ટ ભાગ પર બાણ મારે છે. જેમાંથી પાણીનો ફુવારો નીકળે છે. તે સોનાના દાતને કર્ણ તેમાં ધોઈને યાચકો તરફ ધરે છે.)

કર્ણ: યાચક, લ્યો. તમારી યાચના પુરી થઈ.

અર્જુન: હા, કર્ણ, અમારી યાચના પૂર્ણ થઇ અને સાથે જ તમારામાંના અવિશ્વાસની કાલિમા પણ ધોવાઈ ગઈ.

કર્ણ: (આશ્ચર્યથી) કોણ? તમે અર્જુન અને .. તમે... તમે શ્રીકૃષ્ણ! (નમસ્કાર કરે છે.)

શ્રીકૃષ્ણ: હા, કર્ણ' હું અર્જુન ને તમારી પવિત્ર વીરતા અને દાનવીરતાનો આદર્શ બતાવવા લાવ્યો હતો. ધન્ય છે તમને અને ધન્ય છે માતા વસુંધરાને. જેના ખોળામાં તમારા જેવા દાનવીરનો જન્મ થયો'

(શ્રીકૃષ્ણ અને અર્જુન કર્ણ તરફ નિહાળી રહીને નમે છે. તેજ વખતે અંધારમયી રાત્રિમા પહેલો તારો ખરીને ઉત્તર તરફ પડે છે.

(પડદો)

---

# તારાં ગીત

[ બિહાગ ]

ગીતડાં તારાં ગાઈ કિરતાર,
તરવો દુસ્તર આ સંસાર.
ગીતે ગીતેથી રસ અમીનો ઝરતો,
શીતલ અનુપમ સ્વાદ,
પીતા આ ભવનો પ્રસાદ રે,
ગીતડાં તારાં ગાઈ કિરતાર. ૧

મીરાંએ પીધો, નરસૈંયે પીધો,
પીધો અખાએ અધીર;
ભક્ત દયાનંદ ને નર્મદે પીધો
પીતા સૌ શુધ્ધિપથ વીર રે:
ગીતડાં તારાં ગાઈ કિરતાર. ૨

કાયર હોય એ રસે ચડશે શું?
એ તો શુરવીરનું કામ,
ફાંસીને માચડે ચડતાં સુધી પણ,
લેવું હરિ તારું નામ રે:
ગીતડાં તારાં ગાઈ કિરતાર. ૩

બુલંદ સ્વરે તુજ ગુણો પુકારું,
હરે હિયે પડે હાક;
ગીતોની ધૂન ચારે ખૂણે મચાવું,
કાયા છો થાય ને ખાક રે:
ગીતડાં તારાં ગાઈ કિરતાર. ૪

મોહન કહે છે અસાર ભવમાં,
સાર હરિનું નામ,
જીવન સંજીવની જેણે એ પીધી,
તેણે ખરું કર્યું કામ રે:
ગીતડાં તારાં ગાઈ કિરતાર. ૫

'મોહિનીચંદ્ર'

# સાપના રૂપમાં રામનાં દર્શન!

તાજેતરમાં આશ્રમની મુલાકાતે આવી ગયેલા અને હજારો ધર્મજિજ્ઞાસુઓની જિજ્ઞાસાને સંતોષી ગયેલા કાન્હનગઢ આશ્રમવાળા વયવૃદ્ધ સ્વામિજી રામદાસજીના "ઈશ્વરના સાનિધ્યમાં" નામના પુસ્તકમાંથી આ પ્રકરણ રજૂ કર્યું છે. સ્વામિજીની શ્રી રામ પ્રત્યેની અટલ શ્રદ્ધા-ભક્તિ તેમજ નિર્ભયતા અને તેમનો નિરભિમાની સ્વભાવ આપણને ઘણું ઘણું શીખવી જાય છે. કેવળ રામના ભરોસે, અકિંચન સ્થિતિમાં હિન્દની તીર્થયાત્રા કરનાર સ્વામિજીનાં અનેક સાહસો, પુસ્તિકા વાંચ્યા પછી માત્ર આપણને આશ્ચર્યચકિત જ નથી કરતાં પરંતુ પરમ શ્રદ્ધા સાથે નમન કરાવી જાય છે.

## જીવન ઝરમર

સ્વામિજીનું પૂર્વકાળનું નામ વિઠ્ઠલરાવ. મેટ્રિકની પરિક્ષામાં બે વખત નિષ્ફળ નિવડ્યા પછી ચિત્રકામના અભ્યાસ પાછળ તેમણે વર્ષો ગાળ્યાં. તે પછી સ્પિનીંગ માસ્તર અને વિવીંગ માસ્તર તરીકેની યોગ્યતા પ્રાપ્ત કરી, સાથે સાથે ડાઈંગ બ્લીચીંગનું કામ પણ કર્યું. તેઓશ્રીએ નડિયાદ, અમદાવાદ તેમ જ કાઠિયાવાડમાં નોકરીઓ પણ કરેલી, પરંતુ આ ક્ષેત્રના ખટપટીયા વાતાવરણથી તેઓ કંટાળીને બેંગલોર ગયા. ત્યાં વિવીંગ ફેક્ટરી સાથે ડાઈંગ, બ્લીચીંગ, પ્રીન્ટીંગનું પણ કામ કરવા માંડ્યું. તેમની સચ્ચાઈ અને પ્રમાણિકતાથી માલિકો આકર્ષાયેલા, પરંતુ આધ્યાત્મિક જીવનનું ખેંચાણ, ભાગીદારની સ્વાર્થી મનોવૃત્તિ અને ભક્તિમાં વધુ વખત ધ્યાન આપવું પડતું હોવાથી તેમને ધંધામાં નુકશાન ગયું.

અને આ પછી તેમના જીવન-કાર્યની રૂપરેખા બદલાઈ. પહેલ વહેલો પિતાશ્રી પાસેથી તેમણે "શ્રીરામ જયરામ જય જય રામ" નો મંત્ર મેળવેલો. આ મંત્ર-જાપથી સંસાર પરનો મોહ દૂર થઈ ગયો. ધર્મપત્નિ કાર્ય પ્રસંગે એક દિવસ માટે પીયેર ગયા તે સમયનો લાભ લઈને માત્ર પચીસ રૂપીઆ લઈ તેઓએ ગૃહત્યાગ કર્યો. એ પૈસામાંથી ટીકીટ વગેરે લેતાં બચેલા પૈસા તેમણે ગરિબોમાં વહેંચી દીધા.

સ્વામિજીએ ખુલ્લે પગે અને ઈશ્વરને ભરોસે હિન્દના એકેએક તીર્થધામોની યાત્રા કરી છે, સેંકડો મુમુક્ષુઓ અને સંસ્કારી, અસંસ્કારી વ્યક્તિઓના પરિચયમાં આવ્યા છે અને અનુભવો પણ પુષ્કળ મેળવ્યા છે. હાલમાં દક્ષિણ ભારતમાં આવેલ કાન્હનગઢમાં તેઓ સ્થિર થયા છે અને તેઓશ્રીના પરિશ્રમ અને સહૃદયતાને પરિણામે એ આશ્રમમાં દરિદ્રનારાયણો હંમેશાં શાંતિ મેળવે છે અને એ ઉપરાંત હરિજનો તથા તેમનાં બાળકોને અન્ન-વસ્ત્ર તથા શિક્ષણ આપવામાં આવે છે.

---

બીજે દિવસે પ્રાતઃકાળના ચાર વાગે રામચરણદાસ રામદાસને મૂકીને નિકળ્યો. રામદાસ ત્રણ કલાક મોડો નિકળ્યો. મધ્યાન્હે રામદાસ એક ગામડે પહોંચ્યો ને ત્યાંના મંદિરના ઓટલે થાક ખાવા બેઠો. અહીં પણ દર્શને આવેલા એક ભક્તજન એને પોતાને ત્યાં લઈ ગયા અને દહીં ભાત ખવડાવ્યા. તેજ સાંજે બીજે ગામ પહોંચી ત્યાંના એક વડ નીચે રાત રહ્યો. રાત્રે ભડું પ્રચંડ તોફાન થયું અને એ બેઠો હતો ત્યાં માખીઓનાં ટોળાંને ટોળાં ઉભરાવવા લાગ્યાં. વરસાદનું તોફાન જોતો અને અસંખ્ય માખીઓની સતામણી વેઠતો એ આખી રાત ચૂપચાપ બેસી રહ્યો.

સવાર પડતાં પ્રવાસ જારી કર્યો. એના પગનો ભાગ લગભગ રૂઝાઈ ગયો હતો. જૂની ચામડી ખરી પડતી હતી અને નવી આવેલી ચામડી કઠણ થતી હતી. બપોર પડતાં એક મોટું તળાવ આવ્યું. તળાવની ચારે બાજુ મોટાં ઝાડ ઉગેલાં હતાં. મુખ્યત્વે મુસલમાનોની વસ્તીવાળા એક ગામની ભાગોળે આ તળાવ હતું. એક મોટા ઝાડની છાયામાં એ બેઠો. થોડીવારે એ ભીક્ષા માગવા નિકળ્યો. પહેલાં એક ઘાસની ઝુંપડી દેખાઈ ત્યાં ગયો. ઘરની સ્ત્રી ઉંબરામાં ઉભી હતી, રામદાસે હિન્દીમાં કહ્યું:

"માજી! તમારા બચ્ચાને રોટી આપશો!"

"અરે મહારાજ! હું તો મુસ્લીમ છું અને આપતો હિન્દુ સંન્યાસી છો. મારા હાથનું આપ કેવી રીતે ખાશો!"

રામદાસે ઉત્તર આપ્યો:

"હિન્દુ અને મુસલમાન એવા ભેદને રામદાસ જાણતો નથી. તમે એની મા છો એ તો એટલું જ સમજે છે, અન્ય નહિ."

તરત જ એ અંદર ગઈ અને એક રોટલી તથા કાચી મીઠું કચુંબર લઈ આવી. આંખમાંથી જ

બેસીને રામદાસે ખાઈ લીધુ. અને એકબે લોટા પાણી પી બીજે ઘેર ગયો. આ ઘર પણ મુસલમાનનું હતું એટલે અહીં પણ એજ ક્રમ બન્યો. એને મુસલમાનની રસોઈ ખાવાનો વાંધો નહોતો એવું એણે જણાવ્યું એટલે તરત જ ઘરની સ્ત્રીઓ એક રોટલો તથા થોડું શાક લાવ્યાં. એનું પેટ ભરાઈ ગયુ. હવે અહીંથી ઉપડવાનો વિચાર કર્યો. તાપ તો ખૂબ હતો. પણીવાર ભર બપોરે આરામ લીધા વિના એણે મુસાફરી કરી હતી.

ગામમાંથી એ બહાર નિકળતો હતો ત્યાં એક બ્રાહ્મણે એને રોક્યો ને એનો હાથ પકડી પોતાને ત્યાં લઈ ગયો. પછી એણે રામદાસ સમક્ષ પીરસેલી થાળી મૂકી. રામદાસને ભૂખ હતી જ નહીં, પરંતુ પોતાને ઘેર ભીક્ષા લેવડાવ્યા વિના બ્રાહ્મણ છોડે એવો નહોતો એટલે રામદાસને ત્રીજો રોટલો ખાવો પડયો. ત્યાર બાદ એ પોતાને રસ્તે પડયો.

પાંચને શુમારે એ પહાણકોટ પહોંચ્યો. રસ્તે એણે એક મંદિરનું શિખર જોયું, એટલે એ મંદિરમાં પેઠો. એને જોતાં વેંત જ મંદિરનો પૂજારી ખૂબ હર્ષમાં આવી ગયો. જાણે કેટલા વખતથી એની રાહ ન જોતો હોય! એ પ્રેમ પૂર્વક રામદાસને ભેટી પડયો ને પોતાની પાસે ખાટલા પર બેસાડયો. એણે રામદાસને કંઈક મીઠું મીઠું પાયું અને ભાવથી વાતે વળગ્યો. રાત પડવા આવી હતી.

રામદાસે કહ્યું:

"મહારાજ! તમારા મંદિરની એકાદ તદન એકાંત ઓરડીમાં રાત ગાળવાની રામદાસની ઇચ્છા છે કૃપા કરી એવી જગા બતાવો."

પૂજારીએ તરત જણાવ્યું કે મંદિરના મુખ્યભાગની નીચે ભોંયરું હતું. એમાં ગુફાના આકારની એક નાની સરખી ઓરડી હતી જ્યાં બહારની કશી ગરબડ પ્રવેશે એમ નહોતું આ જગા ઘણા વખતથી અવાવરૂ પડી હતી છતાં એમાં રહેવાય એવું તો હતું જ. રામદાસ ત્યાં રાત ગાળવા ખુશ થયો. એક જૂની સાદડી લઈ પૂજારી એને પગથિયાં ઉતરી નીચે અંધારા ભોંયરામાં લઈ ગયો. આ જગા લગભગ દસ ફૂટ લાંબી પહોળી હશે. કેટલાંય વરસોથી પડેલી ધૂળના થર જામ્યા હતા. પૂજારીએ પાથરેલી સાદડી પર રામદાસ બેઠો ને પછી પૂજારીએ રજા લીધી.

પૂજારી ચાલ્યો ગયો. બહાર રાત પડી એટલે ભોંયરામાં ઘેર અંધારું વ્યાપી ગયું. બહારની જમીનની સપાટીએ એક નાનું જાળીયું મૂકેલું હતુ.

દેહભાન રહિત થઇ રામદાસે કેટલાક કલાક સમાધિમાં ગાળ્યા હશે. ત્યાં કોઈના પગરવથી એની વૃત્તિ બહિર્મુખ બની. આંખો ઉઘાડી જોયું તો ત્રણ માણસો ભોંયરામાં આવતા હતા. એમના હાથમાં ફાનસ હતુ. એક હાથમાં હાર્મોનિયમ હતુ ને તબલાં હતાં. પૂજારી રામદાસ માટે મોટો લોટો ભરીને દૂધ લાવ્યો હતો. એના આગ્રહથી રામદાસે દૂધ પીધું, પછી પૂજારીએ કહ્યું: "મહારાજ! અમારો વિચાર થોડું ભજન કીર્તન કરવાનો છે, તેથી આ સાજ લાવ્યા છીએ."

"ભલે, તમારૂં સંગીત સાંભળવાની રામદાસને તો મઝા પડશે."

ફાનસ વચ્ચે મૂકવામાં આવ્યું અને એ ત્રણે જણ રામદાસની ડાબી બાજુએ પગથીઆંની પાસે હારબંધ બેઠા. ભજન શરૂ થયું. કોઈ જાણીતા સંતનું હિન્દી પદ હતું એમણે ભજનનું પહેલું ચરણ ગાયું ખાસાં હતો "જેને રામનામનો સ્વાદ જડયો છે તે જીવન મુક્ત જ છે." પહેલું ચરણ પૂરૂં થતાં ગીતમાં એકદમ ભંગ પડયો. તબલાં ને હારમોનિયમ પણ મૂગાં થઇ ગયાં. શું થયું તે જોવા રામદાસ એમની તરફ ફર્યો. ત્રણે જણા મો વિકાસી આંખો ફાડી, દિવાની પેલી બાજુએ રામદાસની જમણી તરફ જોઇ રહ્યા હતા. એક ભયંકર વિષધર ધીમે ધીમે રામદાસ તરફ આવતો હતો. એકદમ ત્રણે જણ કૂદીને ઉભા થઈ ગયા ને રામદાસને ઉઠાડવા લાગ્યા પૂજારીએ કહ્યું

"મહારાજ ચાલો અહીંથી જતા રહીએ. હું આપને બીજી જગા આપીશ. આ સાપ બહુ જ ભયંકર હોય છે. ગોંધી પૂછડા સુધી એ નસે ઝેરથી ભરેલો હોય છે કૃપા કરી જલદી ઊઠો ને ચાલો."

રામદાસ શાંત તથા સ્વસ્થ હતો. એણે કહ્યું.

રામ! આ સાપથી આટલા બધા ડરો છો શા માટે? આ રૂપે સાક્ષાત્ પરમાત્મા જ આપણને દર્શન આપી ગયા છે. કેટલા પ્રેમથી એ તમારૂં ભજન સાંભળવા આવ્યા છે! તમને એ કશી ઇજા નહિ કરે. બેસોને કીર્તન શરૂ કરો.

અલૌકિક મહારાજ ! સાક્ષાત્ યમદૂતની હાજરીમાં કીર્તન ! અમે તો ચાલ્યા ને આપ પણ સાથે આવો એવી અમારી સલાહ છે !"

રામદાસે આગ્રહ કર્યોઃ

"પણ ડરશો નહિ, સાપ તમને નહી કરડે. તમારે ન ગાવું હોય તો ન ગાશો, પણ ભાગી શા માટે જાઓ છો ? જુવો તો ખરા કે સાપ મિત્ર છે કે દુશ્મન ?"

પણ એ લોકો બેસવા તૈયાર નહોતા. જેમ જેમ સાપ રામદાસની પાસે આવતો ગયો તેમ તેમ આ ત્રણે જણા ઘડિયાળના કાંટાની માફક ફરતા એની પુછડી બાજુ જતા રહ્યા. સાપ રામદાસની છેક નજીક આવી પહોંચ્યો. રામદાસે એને આવકાર આપ્યો

"ચાલ્યા આવો રામજી ! ગભરાશો નહિ."

પોતાના વસ્ત્રને છેડે ગોળનો કટકો બાંધેલો હતો તે છોડી એણે સાપ આગળ મૂક્યો ને બોલ્યો.

"પ્રિય રામ ! તમને આપી શકાય તેવું આ સિવાય રામદાસ પાસે કંઈ જ નથી."

સાપ ગોળના ટુકડા પાસે આવ્યો તેણે પોતાની ફાડ વાળી જીભ થોડીક ક્ષણ એના પર ફેરવી ગોળ ચાટ્યો ને પછી આગળ વધ્યો. હવે સાપ રામદાસથી એક તસુ જેટલો જ વેગળો હતો છતાં રામદાસ નિશ્ચલ બેઠો હતો. સ્વભાવવશાત્ સાપ એને ન અડકતાં એની પાછળ પાછળ ચક્કર લઈ ડાબી બાજુએ નિકળ્યો. એ સાપ આવ્યો એટલે પેલા મિત્રો જમણી બાજુ ખસ્યા. સાપની પુંછડી અને પોતાની વચ્ચે ઓછામાં ઓછું એક વારનું અંતર રહે એની એ ખાસ ચીવટ રાખતા. સાપ ધીમે ધીમે દાદર ભણી ગયો ! ને એક છેડેથી પગથિયાં ચડવા લાગ્યો !

પૂજારી ભયભીત સ્વરે બોલી ઊઠ્યો

"મહારાજ ઉપર પહોંચવા માટે લગભગ ચાલીસ પગથીયાં ચડવાનાં છે જે આળસુની રીતે આ સાપ જાય છે એ રીતે એને પગથીયાં ચડતા તો ક્યારો વળશે. આપણે ત્યાં સુધી તો અહીં જ સપડાયા. વળી એના મનમાં પાછા ભોંયરામાં ફરવાનું નહી આવે એની પણ શી ખાતરી ! આપણે તો મરવા જ પડ્યા."

રામદાસે સલાહ આપી "ડરો નહિ સાપ તો એક બાજુએથી ચડે છે, તમે બીજી બાજુએથી ચડી જાવ."

"અરે વાત શી કરો છો ! એમ તે ચડાય કે ! તમને સાપનો વિશ્વાસ છે એવો અમને નથી."

પછી રામદાસે રસ્તો બતાવ્યો કે સાપની અને દિવાલની વચ્ચે પોતે ઊભો રહે અને એ લોકો રામદાસ અને દિવાલની વચમાં થઈને (સાપથી જુદી બાજુએ) ઉપર જાય. એ લોકો સંમત થયા એટલે રામદાસ કહ્યા પ્રમાણે ઊભો રહ્યો. વારાફરતી એ લોકો પગથીયાં ચડ્યા. વારંવાર પગથીયાં સામટાં જ કૂદીને ચઢી ગયા ! જતા જતાં એ લોકો સાપના ગમની એને ચેતવણી આપતા ગયા અને પોતાની પાછળ પાછળ નાસી આવવા વિનંતિ કરતા ગયા. તબલાં ને હારમોનિયમ ઉપરાંત એ લોકો ફાનસ પણ સાથે સાથે લેતા ગયા.

ફરી પાછો રામદાસ કાજળકાળા અંધારામાં ગરક થઈ ગયો. એ પાછો સાદડી પર બેઠો. સાપે ચાખેલા ગોળના ટુકડા માટે એણે અંધારામાં જ હાથ ફેરવવા માંડ્યો, ને ફંફોળતા ફંફોળતા ગોળ જડી ગયો. સાપે પ્રસાદ તરીકે રહેવા દીધેલો આ ટુકડો રામદાસે પોતાના મોમાં નાખ્યો ને ખૂબ આનંદથી ખાઈ ગયો આખી રાત એ નિજાનંદમાં ડૂબેલો જ બેઠો રહ્યો.

પેલા જાળીયામાંથી પ્રભાતનાં કિરણો ફૂટ્યાં ત્યારે એણે દાદરમાંથી કોઈને ડોકીયું કરતું દેખ્યું. રામદાસ જુવે છે કે મરી ગયો છે એ જોવા પૂજારી મહારાજ આમ ડોકિયું કરતા હતા. એમને જોઈ રામદાસે સ્મીત કર્યું. પછી રાતવાળા પોતાના મિત્રોને લઈને ભોંયરામાં આવ્યા, એની સાથે તેઓ બેઠા ને આશ્ચર્યમુગ્ધ બની એને જોઈ રહ્યા. પછી પેલો ગોળનો કકડો જ્યાં પડ્યો હતો ત્યાં પૂજારીની નજર પડી. કકડો ન દેખાતાં એનું શું થયું એમ એણે રામદાસને પૂછ્યું રામદાસે જણાવ્યું કે એ તો સાપનો પ્રસાદ હતો એટલે પોતે ખાઈ ગયો હતો

"બાપરે ! તમે તો અજબ આદમી છો ! ભયંકર !"

"રામદાસ ભયંકર નથી એ તો માત્ર ભગવાનનો બાળક જ છે"

પછી રામદાસ ભોંયરામાંથી નિકળી બહાર આવ્યો અને પોતાને રસ્તે પડ્યો.

# એક જિજ્ઞાસુના પ્રશ્નો અને તેના ઉત્તર

(સ્વામી માધવતીર્થ)

૧ પ્રશ્ન—જગતનું જ્ઞાન છે ત્યાં સુધી બાહ્ય જગત છે અને તે આપણા જ્ઞાનથી અનુભવાય છે. આપણું જ્ઞાન ખસી જતાં કશું રહેતું નથી, માત્ર તત્ત્વ દશા રહે છે. તે દશાથી કાંઈ દશ્ય સિદ્ધ થતું નથી. જે દેખાય છે તે આપણું જ્ઞાન જ; પણ તે જ્ઞાને જ વસ્તુઓ કે જગત બનાવ્યું છે એમ ન કહેવાય; તેમ હોય તો વ્યવહારની જરૂર જ રહે નહિ, આપણું જ્ઞાન જ ફેરવી દેવું એટલે બસ. દૃષ્ટાંત તરીકે બે ત્રણ ઝાડ જોયાં, તે જેવાં દેખાયાં તે મારા જ્ઞાનથી કે પ્રમાણથી દેખાયાં પણ તે મારા જ્ઞાને જ બનાવ્યાં છે એમ શી રીતે કહેવાય?

ઉત્તર—આપણે જે કાંઈ જોઈએ તેમાં માત્ર જ્ઞાન કે જ્ઞેયનો વિચાર પૂરતો નથી. જ્ઞાતાનો વિચાર પણ સેવો જોઈએ. જ્ઞાતા વગર જ્ઞાન નથી. જ્ઞાતા દેહનો અભિમાની હોય ત્યારે બહાર કાંઈક ઈદંતા રૂપે દેખાય છે. તેને માણસો ઝાડ કહે છે, એનું નવો જન્મેલો માણસનો બાળક માણસની વચ્ચે રહી શીખે છે. આત્મજ્ઞાન થાય ત્યારે જ્ઞાતા વ્યાપક બને છે અને ઈદંતા જેવું કાંઈ રહેતું નથી, તેથી અંદર બહાર જેવું કાંઈ રહેતું નથી.

૨. પ્રશ્ન—જે ઝાડ જ્ઞાનથી જાણ્યું અને જ્યારે જાણ્યું તેજ દિવસથી તેનું અસ્તિત્વ, આગળ કે પાછળ નહિ પણ જગતમાં એવું કોઈ માનતું નથી. બધા એમજ કહે છે કે ઝાડ તો આગાઉથી હતા પણ આપણા જાણમાં હતાં નહિ. મનથી કાંઈક જાણી શકીએ પણ મનથી ઉત્પન્ન કરી શકીએ નહિ. જો મન જ કરી શકતું હોય તો સેવા કરવાની જરૂર જ શા માટે રહે? મનથી જ બધું કરી લેવાનું.

ઉત્તર—આ બનાવ સમષ્ટિભાવના જ્ઞાનનો છે. વ્યષ્ટિભાવના જ્ઞાનનો નથી. સમષ્ટિભાવને જે જગત દેખાય છે તે વ્યષ્ટિભાવને દેખાતું નથી. છતાં બધા પુરુષ ભેગા દશ દિવસે આધાર સિદ્ધ કરે તેથી તે વાત સાચી ઠરતી નથી. સમષ્ટિભાવનો જન્મ થયા પછી તેને ઝાડનું જ્ઞાન પહેલીવાર ક્યારે થયું અને કેવી રીતે થયું તેની તપાસ કરવી જોઈએ.

૩ પ્રશ્ન—ઝાડનું દૃશ્ય સ્વપ્નામાં લઈએ. જાગ્યા પછી જાણીએ કે એ ઝાડ મનથી જુદું નથી અને મને જ બનાવેલું છે. જાગ્યા પછી સ્વપ્નમાં જોયેલાનું પ્રમાણ જ રહેતું નથી. તે જ પ્રમાણે જાગ્રતમાં અહંતા, ઈદંતાના પ્રમાણો મળતા નથી.

ઉત્તર—સ્વપ્ન વખતે સ્વપ્નું નથી. જાગ્યા પછી તે સ્વપ્નું કહેવાય છે. સ્વપ્ન વખતે બધું જાગ્રત છે અને તે વખતનું જ્ઞાન તે અનુભવમાં પ્રમાણ છે. જે પ્રમાણથી જે વસ્તુ સિદ્ધ થાય તે પ્રમાણથી તેની નિવૃત્તિ ન થાય. તે જ પ્રમાણે જાગ્રતના વ્યવહાર વખતે જાગ્રતનું જ્ઞાન પ્રમાણ તરીકે રહે છે. તે જ્ઞાનનો બાધ બ્રહ્મદશામાં થાય છે

૪ પ્રશ્ન—જાગ્રત અવસ્થામાં હું એવો વિચાર કરું કે મને જે ઝાડ દેખાય છે તેનો નાશ પામો, છતાં તેનો નાશ થશે નહિ. તે માટે મારે મારું જ્ઞાન ફેરવવું જોઈએ, પણ બ્રહ્મદશા વગર દશ્યનો અભાવ સંભવે નહિ.

ઉત્તર—માણસ બાળ થવાને બદલે પોપટ થઈ જાય તો પણ માણસના પ્રમાણનો બાધ થાય અને તેને માણસના જેવું ઝાડ દેખાય નહિ. ખરી રીતે માણસને જે ઝાડનું જ્ઞાન થયું છે તે માણસની વચ્ચે રહીને માણસના સમાજનું જ્ઞાન સાચું માનવાથી થયું છે. આ બાબતમાં હાલનું સાપેક્ષવાદનું સાયન્સ વધારે સ્પષ્ટ જવાબ આપી શકે છે. તે કહે છે કે આપણે જે બહાર વસ્તુઓ જોઈએ છીએ તે કોઈ Object (વસ્તુ) નથી, પણ Event (બનાવ) છે. Event (બનાવ) પ્રતિભાસિક હોય છે. તેને જ્ઞાન-સત્તા હોય છે. બનાવનો કાળ બનાવની સાથે ઉત્પન્ન થાય છે. પહેલાં કે પછી જેવું તેમાં કાંઈ હોતું નથી. દોરડીમાં ભૂલથી જોયેલો સર્પ જોયા પહેલાં હતો નહિ અને દોરડીનું જ્ઞાન થતાં સર્પનો ત્રિકાલિક નિષેધ થાય છે. તે પ્રમાણે વ્યષ્ટિભાવના જગત વિશે અથવા સમષ્ટિભાવના જગત વિશે સમજવાનું છે.

પ્રશ્ન— સ્વપ્નનું જ્ઞાન ઉખેડવું પડતું નથી, પણ એની મેળે જ બાધ્યું જાય છે. જાગ્રતમાં એમ થતું જણાતું નથી. એક સ્વપ્નના બનાવના સંબંધના અનુભવાતું બીજું સ્વપ્ન બીજે દિવસે કોઈ વખતે કદી પણ આવતું નથી. જાગ્રતમાં હંમેશાં એનું એમ જગત દેખાય છે.

ઉત્તર—જાગ્રત અને સ્વપ્ન બન્ને સમાન ધર્મ છે અને બન્ને માયાત્મા છે અને સમાન છે. તેના ૧૦ કારણ નીચે પ્રમાણે માંડૂક્ય ઉપનિષદ્‌માં વૈતથ્ય પ્રકરણમાં આપેલાં છે.

૧ બંને દૃશ્ય છે.
૨ બંને અસત્ય છે એટલે જાગ્રત સ્વપ્નમાં જતું રહે છે અને સ્વપ્ન જાગ્રતમાં જતું રહે છે.
૩ બંનેમાં પ્રમાણ પ્રમાતા રૂપથી પદાર્થ પ્રતીત થાય છે.
૪ જે પહેલાં નથી, પછી નથી, તે વચ્ચમાં પણ નથી. વચ્ચમાં મૂઢ પુરૂષોને સ્વપ્ન સાચું લાગે છે તેવી રીતે જાગ્રત સાચું લાગે છે.
૫ જાગ્રતની માફક સ્વપ્નમાં પણ પ્રયોજન સિદ્ધ થાય છે
૬ સ્વપ્નમાં ચિત્તની અંદરના પદાર્થ કલ્પિત છે અને બહારના સાચા દેખાય છે તેવું જાગ્રતમાં પણ છે, પણ ખરી રીતે બધા કલ્પિત છે.
૭ સ્વપ્નમાં આંતરિક પદાર્થ કલ્પના સુધી રહે છે અને બહાર પદાર્થ તે પછી પણ રહે છે એટલે અન્યોન્ય પરિચ્છેદક છે તેવું જાગ્રતમાં પણ છે.
૮ સ્વપ્નમાં માનસિક જગત અવ્યક્ત છે અને બહારનું વ્યક્ત છે, તેવું જ જાગ્રતમાં પણ છે.
૯ સ્વપ્નમાં બધી જીવની કલ્પના છે. જાગ્રતમાં પણ જીવજ અંદર બહારની કલ્પના કરે છે.
૧૦ જેવું જ્ઞાન તેવું સ્મરણ બંને દશામાં રહે છે. જે ભાવના દૃઢ થઇ જાય છે તે જીવના ઉપર અમલ કરે છે.

જાગ્રતમાં મનના કલ્પેલા પદાર્થો અસત છે એવું પૂર્વ અને પશ્ચિમના માણસો માને છે. બહારના સ્થૂલ પદાર્થો સાચા છે એવું પશ્ચિમના માણસો ૧૯ મી સદી સુધી માનતા હતાં. વીસમી સદીમાં પ્રો. આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદની શોધ થયા પછી બહારના સ્થૂલ પદાર્થો પણ (સ્વપ્નની માફક) કલ્પિત છે એવું સિદ્ધ થયેલ છે

૬ પ્રશ્ન. સ્વપ્નમાં અનેક બનાવની વાતચિત જાગ્રતમાં થાય પણ જાગ્રતની વાતચિત સ્વપ્નમાં બની નથી.

ઉત્તર–સ્વપ્ન વખતે તે સ્વપ્નું નથી, પણ એક પ્રકારનો સ્થાનધર્મ છે. જાગ્રત પણ સ્થાનધર્મ છે. કોઇ સ્થાનમાં બીજા સ્થાનના અનુભવ યાદ આવી શકે છે અને કોઇ વખતે બીજા સ્થાનના અનુભવ યાદ આવતા નથી. સ્વપ્નનાં દેવની મૂર્તિ કોઇ જગ્યાએ કોરેલી જોઇ હોય તે જાગ્રતમાં મળી આવે છે. જાગ્રતમાં જેમ સ્વપ્નું યાદ કરવા બેસીએ છીએ તેવું સ્વપ્નામાં જાગ્રત યાદ કરવાની ટેવ પાડીએ તો જાગ્રત પણ યાદ આવે પણ બન્ને દશામાં તથા કાળમાં ઘણો ફેર છે તેથી સ્વપ્નના જાગ્રતમાં બહારના જાગ્રતના બનાવ યાદ આવતા નથી. યાદ લેવાનું કામ વૈષ્ણવી માયાનું છે. ભૂલાવવાનું કામ શંકરી માયાનું છે. જાગ્રતમાં વૈષ્ણવી માયા છે, સ્વપ્નમાં શંકરી માયા છે.

૭ પ્રશ્ન. સ્ત્રીઓને પ્રસૂતિનાં સ્વપ્ન આવે પણ પુરૂષોને ન આવે.

ઉત્તર–જાગ્રતના કેટલાંક સંસ્કાર સ્વપ્નામાં આવી શકે છે, પણ જાગ્રતના દેહ–કાળ સ્વપ્નામાં આવતા નથી. સ્વપ્નમાં જે કેટલાક ઉલટા સુલટા દેખાવ જણાય છે તે સ્વપ્નનો સ્થાન ધર્મ છે

૮ પ્રશ્ન. જાગ્રતમાં જેને જે વ્યસન છુટી ગયું હોય તે વ્યસન સ્વપ્નામાં આવતું નથી.

ઉત્તર–એ વાત સાચી નથી. જે વ્યસન છોડયું હોય તેનાં સ્વપ્નાં પણ ઘણા માણસોને આવે છે.

૯ પ્રશ્ન. જાગ્રત સ્વપ્નમાં નાશ પામે છે તો ફરીથી જાગ્રત કેમ થાય?

ઉત્તર–જાગ્રત અને સ્વપ્ન બન્નેનું મૂળ કારણ આત્માનું અજ્ઞાન છે. એ અજ્ઞાનરૂપી બી બળી ન જાય ત્યાં સુધી જાગ્રત અને સ્વપ્ન બંને આવ્યા કરશે. આત્મજ્ઞાન ન થાય ત્યાં સુધી સૂક્ષ્મ સંસ્કારો જોર કરીને આવ્યા કરશે. જ્ઞાન થયા પછી માત્ર પ્રારબ્ધ રહે છે.

**તમને આ બાબતમાં વધારે સ્પષ્ટ સમજણ મળે તેટલા માટે વ્યવહારિક અને પ્રાતિભાસિક સત્તાનો ભેદ ટુંકામાં નીચે બતાવેલ છે**

| વ્યવહારિક સત્તા | પ્રાતિભાસિક સત્તા |
|---|---|
| ૧ અજ્ઞાત સત્તા | ૧ જ્ઞાત સત્તા |
| ૨ વ્યવહારિક વસ્તુ આંખથી જોઇ શકાય | ૨ બધું પ્રાતિભાસિક સાક્ષી ભાસ્ય છે |
| ૩ પરિણામવાદ | ૩ વિવર્તવાદ |
| ૪ અનેક જીવ | ૪ એક જીવ |

| | |
|---|---|
| ૫ વસ્તુ જોયા પછી હોય | ૫ દૃષ્ટિ કાળે પ્રતીતિ |
| ૬ સૃષ્ટિ દૃષ્ટિવાદ | ૬ દૃષ્ટિ સૃષ્ટિવાદ |
| ૭ વસ્તુ સાકાર હોય છે | ૭ વસ્તુ નિરાકાર હોય છે |
| ૮ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે | ૮ જ્ઞાનકાળે જગતનો ત્રિકાલિક નિષેધ થાય છે |
| ૯ એક અંશની નિવૃત્તિ થાય. | ૯ એક અંશની નિવૃત્તિ ન થાય |
| ૧૦ એક જ્ઞાન કરતાં બીજું જ્ઞાન વધારે સારું છે | ૧૦ એક જ જ્ઞાન સાચું છે |
| ૧૧ જોનારના વિચાર સિવાય જગતનો વિચાર થઇ શકે છે | ૧૧ જોનારના વિચાર સિવાય જગતનો વિચાર થઇ શકે નહિ |
| ૧૨ જગતનું જ્ઞાન રાખવામાં હરકત નથી | ૧૨ જગતનું જ્ઞાન તત્વજ્ઞાનમાં પ્રતિબંધ કરે છે |
| ૧૩ અનેક જ્ઞાનની સામગ્રી છે | ૧૩ એક જ્ઞાનની સામગ્રી છે |
| ૧૪ સંબંધ થાય છે | ૧૪ સબંધ થતો નથી |
| ૧૫ દૃષ્ટાથી દ્રવ્ય જુદું હોય છે | ૧૫ દૃષ્ટાથી દૃષ્ટ જુદું હોતું નથી |
| ૧૬ ભક્તિમાર્ગ, યોગમાર્ગ | ૧૬ જ્ઞાનમાર્ગ |
| ૧૭ ભેદનો અભેદ કરવો | ૧૭ ભેદનો નિષેધ કરવો |

## વસ્ત્રપૂતં પિબેજ્જલમ્ (પાન ૨૪ નું ચાલુ)

ખાટલાઓ પી પીને ખાલી કરી મૂકે છે તે જો ન કરે તો ચામડીના દરદનો ભોગ થઈ પડેલો મનુષ્યોનો મોટો ભાગ જે આજે નજરે પડે છે તે ન પડે એ દેખીતું છે. ચામડીનું દરદ કદી પણ ન જ થવા પામે એમ કહેવાનો આશય નથી, પરંતુ ચામડીનાં રોગથી પીડાતા દરદીઓનું આજે જે ભયંકર પ્રમાણ નજરે પડે છે, તે ન જ પડે.

- રક્ત પીડા કાળ પહેલાં ઇંજેક્શનમાં કોઇ સમજતું જ નહિ. કરો કે, ઇંજેક્શન ભાગ્યે જ અપાતાં, પણ આજે લોહી બગડી જવાનાં કારણે મનુષ્યોને એટલા બધા ઇંજેક્શનો ખાવાં પડે છે કે, હાથે કરીને શરીરમાં ઘણ ભોંકાવા જેવું કાર્ય કરવું પડે છે એ કે આજે વિવિધ ઇંજેક્શનો નીકળ્યાં છે એને અમુક અંશે વૈદક વિદ્યાની ફતેહ ન ગણવામાં આવે તો તેને અન્યાય કર્યો ગણાય. કેટલાક ઇંજેક્શનોને જરૂર આશીર્વાદજનક ગણી શકાય તેમ છે; છતાં મનુષ્યમાત્રે પોતાનું જીવન એવી રીતે વ્યતીત કરવું જોઇએ કે, જેથી એક પણ ઇંજેક્શન લેવાની જરૂર પડે નહિ. શુદ્ધ પાણી પીને શરીરને સ્વચ્છ લોહીવાળું રાખવું એ જ સ્વાભાવિક છે.

જ્યારે વિકૃત પીણાંઓ લીધે રાખી લોહીને વિકૃત બનાવી મૂકવું એ તો જરૂર અસ્વાભાવિક છે. પગ કીચડમાં નાંખીને પીવો એ કરતાં પગ કીચડમાં પડે જ નહિ એ બાબતનું જેમ ધ્યાન રહેવું જોઇએ તેમ શરીરનું રક્ત શી રીતે શુદ્ધ રહે એ જ જાળવવાનું છે.

શુદ્ધ લોહી ધરાવનાર મનુષ્યોમાં પોતાનું લોહી શાંત રહેવાના પરિણામે કામ, ક્રોધ, મોહ અને માયા જેવા માનસિક દોષો ઉદ્ભવવા પામતા નથી. એવા દોષો હોય તો પણ તેનું પ્રમાણ અતિ અલ્પ હોય છે

આજે વાતવાતમાં મનુષ્યોનાં લોહી તપી જાય છે. એ માનવજીવનની જેવી તેવી એબ ન ગણાય. અધમત વ્યવહારના પ્રસંગોમાં કોઇ વખતે લોહી તપે એ જરાતું સમજાય છે.

ઓરડીવાળા પ્રદેશમાં સંકડાશના કારણે જરા કોઇનો હાથ ભૂલથી અડી જવા પામ્યો હોય તો પછી જોઇ લો. ખરાબ લોહી ધરાવનાર માનવો ત્યાં ને ત્યાં જ વિલંબ વગર 'રામાયણ' રચી કાઢવા કેવો ભગીરથ પ્રયત્ન કરી મૂકે છે એ ઘણાખરાએ અનુભવ્યું હશે.

તપેલુ લોહી-અસ્વચ્છ લોહી-અર્થાત લોહી બાગ માનવજીવનની કેટલી બધી ખરાબી કરે છે એનો સુજ્ઞજનોએ જરૂર વિચાર કરવો પડે છે.

# ધોળી ટોપી ઉપર ધાડ!

લેખક :
શ્રી. શાંતિલાલ દીનાનાથ મહેતા

## [ કેટલાક સાચા બનાવો ]

### [એક પ્રસંગ : ઇ. સ. ૧૯૩૦]

આ ઓગણીસ વર્ષ પહેલાં બનેલો આ બનાવ જાણે આજેજ બન્યો હોય તેમ આંખ સામે તરવરે છે. અમાસની અંધારી રાતે અમદાવાદમાં રાયપુર દરવાજા બહાર કાંકરીઆ તરફ જવાના રસ્તે શિયાળાની કડકડતી ઠંડીમાં સાયકલ પર બેસી રાતના દસ વાગે એક યુવાન ઝડપથી દોડી રહ્યો હતો. ઠંડી ખૂબ હતી. તેમાંયે સાયકલની સવારી પર ઠંડીની મઝા ઓર હતી.

એવામાં એકાએક સામેથી આવતા ચાર યુરોપીયન સોલ્જરોમાંના એકે સાયકલના આગલા પૈડાને જોરથી ટક્કર લગાવીને બૂમ પાડી: "You white cap! silly!"—ને બધા ખડખડાટ હસવા લાગ્યા. બધા નશામાં મસ્ત હતા. સાયકલ એક બાજુ પડીને સાયકલીસ્ટ બીજી બાજુએ ઉથલી પડ્યો. ગોરા સોલ્જરોએ તેની 'સફેદ ટોપી' ઉપર ક્રોધ કરી સાયકલને લાત મારી હતી એ સમજી ગયો, પરંતુ ૧૯૩૦નું વર્ષ ધોળી ટોપી અને અંગ્રેજી ટોપા વચ્ચેના યુદ્ધનું વર્ષ હતું, તેથી તેમની સામે કોઇ ફરિયાદ સાંભળે તેમ ન્હોતું.

ને 'ધોળી-ટોપીને ખાતર'—જે બન્યું તે સહન કરી લેવામાં જ સાયકલીસ્ટે ડહાપણ માન્યું

### [બીજો પ્રસંગ : ઇ. સ. ૧૯૪૭]

હિન્દ સ્વતંત્ર બન્યું છે. હવે અંગ્રેજી ટોપાનું રાજ્ય રહ્યું નથી. સર્વત્ર 'ધોળી ટોપી'નો જયજયકાર પ્રવર્તી રહ્યો છે.

મુંબઈની સેક્રેટરીએટ જુઓ કે દિલ્હીની સરકારી ઓફીસમાં: જ્યાં જાઓ ત્યાં ધોળી ટોપીનો વિજય છે. ધોળી ટોપી વંદનીય બની છે. કાળી અને કાસ્મીરી ટોપીઓવાળા પણ હવે 'ધોળી ટોપી' પહેરતા થઇ ગયા છે. અમલદારો, શ્રીમંતો અને સત્તાધીશો ને માટે ધોળી ટોપી શોભી રહી છે ને ધોળી ટોપી પહેરનાર માટે સર્વત્ર ખુલ્લાં દ્વાર છે.

ગોરા સોલ્જરોની લાત ખાનાર સાયકલીસ્ટ યુવાનનું હૃદય આનંદથી નાચી રહ્યું છે. 'ધોળી ટોપી'ને ખાતર અનેક યુવકોએ જાન ફેસાની કરી છે. આઝાદીનું એ ગૌરવ ભર્યું ચિન્હ કે સ્વતંત્ર હિન્દ 'ધોળી ટોપી'-ના કારભારમાં હવે સંપૂર્ણ સુખ, શાંતિ અને આબાદી ભોગવશે એ વિચારે સમસ્ત પ્રજા ખુશાલીનો મહોત્સવ મનાવી રહી છે.

### [ત્રીજો પ્રસંગ : ઇ. સ. ૧૯૪૯]

આઝાદ હિન્દના સ્વાતંત્ર્ય કારોબારને બે વર્ષ વીતી ગયાં છે.

રાષ્ટ્રીય સરકારના વહિવટ સામે પ્રજાને અનેકવિધ ફરિયાદો નોંધાવવાની હોય એમ હવે તો જ્યાં જુઓ ત્યાં 'ધોળી ટોપી' સામે લોકો આંગળી ચીંધી બોલી રહ્યા છે." "આ રહ્યા ધોળી ટોપીવાળા—એમણે જ પ્રજાની આ દશા કરી."

એકવાર વડોદરાથી બીજા વર્ગના ડબ્બામાં અમદાવાદની મુસાફરી દરમિયાન 'ધોળી ટોપી'—વાળા યુવાનને લોકો તરફથી જે ટીકાઓની ઝડીનો સામનો કરવો પડ્યો તે ગોરા સોલ્જરની લાત ખાતા કરતાં યે વધુ આકરો હતો.

ટીકાખોરો લગભગ પંદર હતા. બચાવ કરનાર ધોળી ટોપીવાળા માત્ર બેજ હતા. તેમાંના એક હતા અમદાવાદની શહેર સમીતિના પ્રમુખ શ્રી ગુલામ રસુલ કુરેશી અને બીજો આ પ્રસંગનો આલેખક હું પોતે.

મસ્કતી માર્કીટના એક વેપારીએ કહ્યું: "ધોળી ટોપીવાળાએજ વેપારીઓને લૂંટી લીધા છે. ને દેશની પાયમાલી કરી છે"

એક ગુમાસ્તો હતો તેણે સૂર પૂરાવ્યો. "હા, અમને સેંકડો ગુમાસ્તાઓને પણ એ ધોળી ટોપીવાળાએ જ બેકાર બનાવ્યા."

ત્રણ ચાર છોકરા તથા પોતાની સ્ત્રી સાથે બેઠેલા એક વૃદ્ધ તડૂકી ઉઠ્યા 'હા, એ ધોળી ટોપી વાળા સૌરાષ્ટ્ર સરકારે જ મને નોકરીમાંથી રુખસદ આપી.

ભૌતિક પદાર્થો દેવાથી પુરુષના પંચભૌતિક શરીરની જે પુષ્ટિ થાય છે એથી તારા શુદ્ધ આત્માની ન તો વૃદ્ધિ થાય છે અને ન હાનિ યે થાય છે

"તું તારો એ અવયવો તથા દેહરૂપી અવગાળે જીર્ણશીર્ણ થવાથી મોહ ન કરતો. શુભાશુભ કર્મ અનુસાર આ દેહ પ્રાપ્ત થયો છે. તારો આ અવયવો મદ આદિથી બંધાએલો છે. (તું તો સર્વથા મુક્ત જ છે) કોઈ જીવ પિતાના રૂપે પ્રસિદ્ધ છે. તો કોઈ પુત્ર કહેવાય છે કોઈને માતા અને કોઈને પત્ની કહેવામાં આવે છે. કોઈને 'આ મારો છે' એમ કહીને અપનાવવામાં આવે છે તો કોઈને 'આ મારો નથી' એવા ભાવથી પારકો માનવામાં આવે છે. આ પ્રકારે આ બધા ભૂત સમુદાયના વિવિધ રૂપો છે એમ તારે માનવું જોઈએ. જો કે બધા ભોગ દુઃખરૂપ જ છે, તો પણ મૂઢ ચિત્તવાળો માનવી એને દુઃખ દૂર કરનાર તથા સુખની પ્રાપ્તિ કરાવનાર સમજે છે, પરંતુ જે વિદ્વાન છે, જેનું ચિત્ત મોહથી આચ્છન્ન નથી થયું, તે એ ભોગજનિત સુખોને પણ દુઃખ જ માને છે"

## પ્રેમધર્મના લેખકોને

"પ્રેમધર્મ" ત્રીજા વર્ષથી લેખોના પુરસ્કાર આપવાનું મુલતવી રાખે છે અને મેનેજમેન્ટ ઇચ્છે છે કે પોતાના ખર્ચ પર નિર્ભર ન થયેલી આ જાહેર સંસ્થાને લેખક બંધુઓ પોતાનો સહકાર આપવો ચાલુ રાખશે.

ત્યાર પછી રાણી મદાલસાના ગર્ભથી ચોથો પુત્ર ઉત્પન્ન થયો, ત્યારે રાજાએ એનું નામકરણ કરવાનો વિચાર કરવા લાગ્યા તો એમની દૃષ્ટિ મદાલસા પર પડી. તે મંદ મંદ સ્મિત કરી રહી હતી. રાજાએ કહ્યું—"હું નામ રાખું છું ત્યારે તું હસે છે. હવે આ પુત્રનું નામ તું જ પાડ." મદાલસાએ કહ્યું—

"જેવી આપની આજ્ઞા ! આપના ચોથા પુત્રનું નામ હું 'અલર્ક' રાખું છું, 'અલર્ક'".

એવું અદ્ભુત નામ સાંભળીને રાજા ખડખડાટ હસી પડ્યા અને બોલ્યા—"એનો શો અર્થ છે?" મદાલસાએ ઉત્તર આપ્યો: "સાંભળો ! નામ સાથે કોઈ સંબંધ નથી. સંસારનો વ્યવહાર ચલાવવા માટે અમે તે નામની કલ્પના કરીને રાખી શકાય છે. નામ એ તો એક સંજ્ઞા માત્ર છે, ને [illegible] નિરર્થક જ છે. પહેલા 'વિક્રાંત.' એ નામના અર્થ પર જ વિચાર કરો. ક્રાંતિનો અર્થ છે ગતિ. જે એક સ્થાનથી બીજા સ્થાન પર જાય છે તે જ 'વિક્રાંત' છે આત્મા સર્વવ્યાપક છે એનું ક્યાંય આગમન (આવવું-જવું) થતું નથી એટલે આ નામ તો એના માટે નિરર્થક છે જ પણ સ્વરૂપથી યે વિપરીત છે.

આપે બીજા પુત્રનું નામ રાખ્યું છે 'સુબાહુ'. જ્યારે આત્મા નિરાકાર છે, તો એને 'બાહુ' ક્યાંથી આવ્યા? જ્યારે બાહુ જ નથી તો 'સુબાહુ' નામ રાખવું તે કેટલું બધું અસંગત છે." ત્રીજા પુત્રનું નામ 'શત્રુમર્દન' રાખ્યું છે એની પણ કશી સાર્થકતા દેખાતી નથી. બધા શરીરોમાં એક જ આત્મા રમી રહ્યો છે એ સ્થિતિમાં કોણ કોનો શત્રુ છે અને કોણ કોનું મર્દન કરનાર છે? જો વ્યવહાર ચલાવવા પૂરતું જ એનું પ્રયોજન છે, તો તો 'અલર્ક' નામ રાખવાથી એના ઉદ્દેશની પૂર્તિ થઈ જાય છે."

રાજા નિરુત્તર બની ગયા. મદાલસાએ એને (અલર્કને) પણ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપવો શરૂ કર્યો. ત્યારે રાજાએ કહ્યું—

"દેવી ! એને પણ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપીને મારા વંશપરંપરાનો ઉચ્છેદ કરવા માટે પ્રવૃત્ત થયાં છો? એને પ્રવૃત્તિ માર્ગમાં જોડો અને ઉપદેશ આપો." મદાલસાએ પતિની આજ્ઞા માની લીધી અને અલર્કને બાળપણથી જ વ્યવહાર શાસ્ત્રનો પંડિત બનાવી દીધો. એને રાજનીતિનું પૂર્ણ જ્ઞાન આપ્યું. ધર્મ, અર્થ અને કામ ત્રણે શાસ્ત્રોમાં એ પ્રવીણ બની ગયો. મોટો થતાં માતાપિતાએ અલર્કને રાજગાદી પર બેસાડ્યો અને પોતે બંને વનમાં તપ કરવા ચાલ્યા ગયાં. જતી વખતે મદાલસાએ અલર્કને એક વીંટી આપી અને કહ્યું "જ્યારે તારા પર કોઈ સંકટ આવે ત્યારે આ વીંટીના છિદ્રમાંથી ચિઠ્ઠી (ઉપદેશપત્ર) કાઢીને એમાં લખ્યા મુજબ વર્તજે"

અલર્કે ગંગા-યમુનાના સંગમ પર પોતાની અલર્કપુરી નામની નગરી વસાવી, ત્યાં રાજધાની સ્થાપી જે

આજકાલ 'અટૅક' નામથી પ્રસિદ્ધ છે. થોડા સમય પછી અલર્કને ભોગવિલાસમાં ડૂબેલો જોઈ એના મોટાભાઈ સુબાહુએ કાશીરાજની સહાયતાથી અલર્ક પર આક્રમણ કર્યું, અલર્કે સંકટ જાણીને માતાનો ઉપદેશ વીંટીમાંથી કાઢીને વાંચ્યો. એમાં નીચે મુજબ લખ્યું હતું —

"સંગ (આસક્તિ) નો સર્વ રીતે ત્યાગ કરવો જોઈએ, પરંતુ જો એનો ત્યાગ ન થઈ શકે તો સત્પુરુષોનો સંગ કરવો જોઈએ, કેમકે સત્પુરુષોનો સંગ જ એનું એક માત્ર ઔષધ છે. કામનાને સર્વથા તજી દેવી જોઈએ, પરંતુ જો એ ન છૂટી શકે તો મુમુક્ષા (મોક્ષની ઇચ્છા) પ્રત્યે કામના કરવી જોઈએ, કેમકે મુમુક્ષા જ એ કામનાને નષ્ટ કરવાની દવા છે.'

'આ ઉપદેશને અનેકવાર વાંચીને રાજા અલર્કે વિચાર્યું કે, મનુષ્યોનું કલ્યાણ કઈ રીતે થશે? મુક્તિની ઇચ્છા જાગૃત કરવાથી, અને મુક્તિની ઇચ્છા જાગૃત થશે સત્સંગથી. એમ વિચારીને અલર્કે મહાત્મા દત્તાત્રેયજીનું શરણ લીધું અને ત્યાં મમતારહિત વિશુદ્ધ આત્મજ્ઞાનનો ઉપદેશ પ્રાપ્ત કરીને તેઓ સદાને માટે કૃતાર્થ થઈ ગયા. આ પ્રકારે મહાસતી મદાલસાએ પોતાના પુત્રોનો ઉદ્ધાર કરીને સ્વયં પણ પતિની સાથે પરમાત્મ ચિંતનમાં મન લગાવ્યું અને થોડા જ સમયમાં મોક્ષસ્વરૂપ પરમપદ પ્રાપ્ત કરી લીધું. મદાલસા હવે આ લોકમાં નથી, પરંતુ એનું નામ સદાને માટે અમર થઈ ગયું.



[હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર [માસિક]

# પ્રેમધર્મ



બાપુ, આજે તમે અમારી વચ્ચે હોત તો?

વર્ષ : ત્રીજું

અંક : પહેલો

પૂર્ણાંક : ૨૫

કાર્યાલય.
સારંગપુર, ખડાયતાની વાડી
અમદાવાદ





પૂ. બાપુજીની યાદ

[અહિંસાના ફિરસ્તા મહાત્મા ગાંધીજી બાપુજી ટ્રેન બહાર સ્પીકર મારફત પ્રજાને એકતા, અને આઝાદીનો પ્રેરક સંદેશ આપી રહ્યા છે. જીવનના અંત પર્યંત જેઓ ... આવા મહાત્મા એ પુણ્યશ્લોક વિભૂતિને આજે આપણાં અનેક વંદન હો!]





## હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર (માસિક)

न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः ।

| વર્ષ : ૩ | ઓકટો. ૧૯૪૯ | 'પ્રેમધર્મ' કાર્યાલય<br>સારંગપુર–ખડાયતાની વાડી–અમદાવાદ | વાર્ષિક લવાજમ<br>દેશમાં : ૩-૮-૦<br>વિદેશમાં : ૮-૧૨-૦ [૧૩ શિ.] | અંક ૧<br>પૂર્ણસંખ્યા<br>૨૫ |
|---|---|---|---|---|


# અંતરનો રસબોલ

ભજન છે અંતરનો રસબોલ

કોયલડીના કંઠે આવ્યો જ્યાંથી સ્વર કિલ્લોલ.
અંતરમાં તમ ત્યાંથી આવ્યો ભક્તિરસહિલ્લોલ
ભજનિકો ! અંતરનો એ બોલ

અદોલ છે આકાશ છતાંયે ઘોષ કરે ઘનઘોર;
એ વિધ અંતરને પટ છાતો ભક્તિનો કિલ્લોર,
ભજનિકો ! અંતરનો એ બોલ.

વ્યર્થ વિશેષણ વેશ ન માગે, માગે નહીં કંઈ ઢોળ;
સરલ સુહાગી શબ્દ સાથ તે આવે જવું જળ છોળ.
ભજનિકો ! અંતરનો એ બોલ.

માયાનીર ચડે પથ ઉમત જ્ઞાનકિરણને જોર;
નાદબ્રહ્મનું રૂપ અલૌકિક પ્રગટે શબ્દ અમોલ.
ભજનિકો ! અંતરનો એ બોલ.

'સરોદ'

# નવા વર્ષના સદભિલાષ

(મિશ્રોપજાતિ)

દયાર્દ્રતા પાંગરજો ઉરે બધાં
થાઓ સખે! મોદ પ્રમોદ એ છતાં
રે! જીવને સ્વાર્પણ ઉદ્ભવો નવાં
ચૈતન્ય ઉલ્લાસ વહો નવાં નવાં. ૧

સેવા તણા હો નવલા મનોરથો
ઊર્મિ-ઉછાળા નભ શા ઊંચા હજો;
દાંપત્ય ભાવે સુખિયાં થજો બધાં
ક્ષમા વહો નિત્ય પ્રચંડ ધોધમાં. ૨

પાવિત્ર્ય સારું જીવને રચી રહો
સૌ વૃત્તિઓ અંતરમાં ઢળી રહો;
થજો મહેચ્છા પ્રભુ-પ્રેમની સખે,
કુટુંબ શી વત્સલતા વહો જગે. ૩

વિદ્વેશ સારા જગનો સરી જજો
ઝરપો અમીનો સઘળે વહી રહો;
રહો પાંગરી માનવતા પદેપદે
આઝાદીને સોહવવી ક્ષણે ક્ષણે. ૪

ત્રિરંગી ઝંડો ફરકી રહો જગે
સન્માન તેનું સહુ વિશ્વ વિસ્તરે;
ને, બાપુનાં સ્વપ્નની સૃષ્ટિએ થજો
સુમૂર્ત; ભેદો સઘળા ટળી જજો. ૫

સંતાન સૌ યે પ્રિય હિંદ માતનાં
એ ભાવના અંતરમાં વસી જજો;
ને ધ્યેય સિદ્ધિ ચખ આગળે રહી
પ્રસન્નતા યે જગ વિસ્તરી રહો. ૬

વિવિત્સુ



## નૂતન વર્ષાભિનંદન

દિવાળીના દિવસો નજીક આવી રહ્યા છે ને સંવત્સરની સંધ્યા આથમતા નવા વર્ષનો ઉદય થશે. બાર માસનું ચક્ર પૂરું થઈ સમયનું નવું ચક્ર શરૂ થશે.

આ વર્ષની સંધ્યાએ આપણે આપણા જીવનના ચોપડા તપાસીએ ને વિચારીએ કે વર્ષ દરમ્યાન આપણે કેટલા ધાયલ હૈયા પર પ્રેમનાં અમી વર્ષાવ્યાં! કેટલાં દરિદ્રનારાયણનાં દુ:ખ ટાળવા આપણે પ્રયત્ન કર્યો! માનવજાતિનાં દુ:ખ નિવારણમાં આપણે શું ફાળો આપ્યો?

દિવાળીના દિવસે માત્ર દ્રવ્યના નફાતોટાનો હિસાબ ગણનાર સાચો મનુષ્ય નથી. ધન તો પ્રારબ્ધ પ્રમાણે આવે ને જાય છે, પરંતુ માનવીએ પોતાના પુરુષાર્થ વડે જગતમાં શુભ તત્ત્વોનો ફેલાવો કરવા કોઈ પ્રયત્ન કર્યો કે નહીં? પ્રેમ, અહિંસા, ત્યાગ, સમભાવ અને મૈત્રિનો પ્રચાર કેટલો કર્યો!

કેમકે જગતને આજે તેની જરૂર છે. વેર, ઝેર, ક્લેશ, કકાસ અને સ્વાર્થની સાઠમારીઓમાં તો આખું જગત ઘેરાએલું છે જ. દરેક માનવી વાસના અને બૂરી ભાવનાઓમા લપટેલો છે. એ રસ્તે આખુ જગત ધસી રહ્યું છે; પરંતુ આપણે એ વિચારવાનું કે સાધારણ માનવીઓથી પર કોઈ સદ્ગુણનો આપણે વિકાસ સાધ્યો છે!

આ ખાતે ચોકું કાર્ય, પણ ભારે કિંમતી છે, તેથી નવા વર્ષના ચોપડા શુભેચ્છાઓ કલ્યાણ અને કામનાઓથી ભરી દેજો. નવા વર્ષમાં શુભ સત્કર્મો કરવાનો નિશ્ચય કરજો.

## માસિક નોંધ

'પ્રેમધર્મ'ના તમામ ગ્રાહકો, વાચકમિત્રો અને સ્નેહીઓને અમે નવા વર્ષના અભિનન્દન આપીએ છીએ.

---

### પુણ્યશ્લોક ગાંધીજી



ભારત આઝાદ બન્યું ને મહાત્માજીએ પૃથ્વી પરથી વિદાય લીધી. એ કરુણાપૂર્ણ પ્રસંગની યાદ આવતાં પ્રત્યેક ભારતીયનું હૃદય વિદીર્ણ થઈ જાય છે. ખરેખર, શું એ મહાત્માના હૃદયમાં રહેલા વિશ્વપ્રેમના અમૃતત્ત્વને આપણે જાણી બૂઝીને ઢોળી દીધુ! હિન્દને માથે એમની હત્યાનું કાયમનું કલંક રહી ગયું.

આજે તા. ૨ જી ઓકટોબરે એમની જન્મતિથિ નિમિત્તે હિન્દ તેમને યાદ કરી રહ્યું છે, તેમજ અનેકવિધ અંજલિ અર્પી રહ્યું છે. મહાપુરુષોને જગત હંમેશાં એ જ રીતે ન્યાય આપે છે ને તેમના મરણ પછી જ તેમની સાચી કિંમત અંકાય છે.

હિન્દ ઉપર તો મહાત્માજીનું અનેકગણું ઋણ છે; પરંતુ જગતને પણ તેમણે જીવનભર માર્ગદર્શન આપ્યું છે. એ ઋણ અદા કરવા અમેરિકા મહાત્માજીનું એક મહાન સ્મરણ ચિન્હ ઉભું કરવા તૈયારી કરે છે એ બતાવે છે કે યુદ્ધમાં રાચવા છતાં માનવજાતિ પ્રેમ અને બંધુભાવનાની પૂજા કરવા તૈયાર છે.

એ પૂજા હૃદયપૂર્વકની અને કાયમી બનો એવી આજ આપણી ઈશ્વરને પ્રાર્થના છે.

---

### પં. જવાહરલાલ અમેરિકાની મુલાકાતે

એક આવાવિધ પછી પં. જવાહરલાલ અમેરિકાની મુલાકાતે ઉપડે છે. હિન્દના યોગ્ય પ્રતિનિધિ તરીકે અમેરિકા તેમને જે ભવ્ય રીતે તૈયારીઓ કરી રહ્યું છે તે આપણા માટે ગૌરવ રૂપ છે; આજનું હિન્દ આવતી કાલના જગતનું અગ્રણી બનશે

એવી ઇચ્છા એ માત્ર કલ્પનાનો વિષય નહીં પરંતુ સત્ય હકીકત હેવાનાં આ સુચિન્હો છે. આ બધાને અંતે હિન્દ જગતની મહાપ્રજાઓ વચ્ચે એક સાંકળરૂપ અને, વિશ્વમાં શાંતિ સ્થાપવાનું મહત્વનું કાર્ય સાધી માનવજાતિના આશિર્વાદ મેળવે તેમાંજ હિન્દની સાચી મહત્તા છે. પંડિતજીનો પ્રવાસ સુખદ બનો.

શાંતિલાલ મહેતા.

---

ગાંધી જયંતિનું પુણ્યપર્વ

સમસ્ત દેશમાં રેંટિયાબારશથી (૧૯ મીથી ૨૫ મી સપ્ટેંબર સુધી) ગાંધી સપ્તાહ ઉજવવામાં આવ્યું છે. ધ્વજવંદન, હરિજન સેવા, સફાઈ કાર્ય, અખંડ રેંટિયા, ખાદી પ્રાર્થના, ગ્રામ સપ્તાહ વગેરે કાર્યો પૂર્ણ ભક્તિભાવથી કરવામાં આવ્યાં છે. બધા રાજદ્વારી પક્ષો, ધર્માચાર્યો અને લોક સમસ્તને ગાંધીજીની મહત્તા જેમ જેમ વખત જતો જાય છે તેમ વધારે ને વધારે સમજાતી જાય છે. જીવનના અને દેશના એક પણ પ્રશ્નને ગાંધીજીએ તપાસ્યા વગર છોડયો નથી. કેળવણી, વૈદક, આરોગ્ય, નીતિ, ધર્મ, રાષ્ટ્રીયતા, માનવતા ઇત્યાદિ પ્રશ્નો પર એમના વિધાન સર્વમાન્ય થતાં જાય છે. ગાંધી તત્ત્વજ્ઞાનને માટે બહારના દેશોમાં પીઠિકાઓ સ્થાપવામાં આવી છે અને પૃથ્વી અત્યારે ભય, દ્વેષ અને હિંસાના પંજામાંથી છૂટવા તરફડાટ મારી રહી છે તેને ગાંધીજીના સિદ્ધાંતોમાંથી જ મુક્ત થવાનો સંભવ છે, બીજી રીતે નથી.

એલ્ડસ હક્સલીએ ઉદ્દેશ અને માર્ગ વિષે સિદ્ધ કર્યું છે, કે ઉન્નતિ પામવાના ઉદ્દેશો શુદ્ધ જોઇએ અને એને પ્રાપ્ત કરવાના માર્ગો પણ શુદ્ધ જ જોઇએ. Everything is fair in love & war પ્રેમના અને લડાઈના હેતુ સિદ્ધ કરવા ખરા ખોટા જે માર્ગો લેવાય તે સારા જ ગણવા એ કહેવતથી જનસમાજની ઘણી ખરાબી થઈ છે. 'શઠં પ્રતિ શાઠ્ય' ની નીતિ પણ નવી સંસ્કૃતિને અનુરૂપ નથી એમ મહાત્માજીએ સિદ્ધ કર્યું છે. મહાદેવભાઈની ડાયરીઓ, મહાત્માજીનું જીવન શોધન વગેરેનાં પારાયણ સોલાપુર અને બીજે સ્થળે થયા છે. આ બધાં ભવિષ્યની વિચારસરણીને લાભદાયક થયા વગર રહેશે નહીં અત્યારે સર્વોદય કાર્ય, રચનાત્મક કાર્ય, પંચોની સ્થાપના, દારૂનિષેધ, વધારે અનાજ ઉગાડવાની ઝુંબેશ, સમાજસેવા ઇત્યાદિ કાર્યોનું મહત્ત્વ વધતું જાય છે એ જોઇને કોને આનંદ નહીં થાય. ધાર્મિક વૃત્તિના માણસોને અને તત્ત્વજ્ઞાનનું મહત્ત્વ સમજનારા આપણે ઇતિહાસથી માહીતગાર રહેતાં રહેશે અને યથાશક્તિ કોઇને કોઇ સક્રિય કાર્યમાં સેવા આપશે એટલી વિનંતિ કરીશું

---

પુના ધારાસભા સમક્ષ મહત્વના પ્રશ્નો

અમદાવાદ અને પુના કોરપોરેશનના બીલ, ગુજરાત યુનીવર્સીટી અને નાથીબાઈ શ્રી વિદ્યાપીઠનું બીલ, ધર્માદાનો સદુપયોગ ઇત્યાદિ કાયદાઓ પુનાની આ ઋતુની બેઠક ધ્યાન ખેંચનારી બની છે. ચાંદોદ, વૌઠા, ઇડર, રાધનપુર, સાબરકાંઠા, કોલ્હાપુર તથા ખંભાત વગેર સ્થળોના પ્રતિનિધિઓથી સભાસ્થાનનો કુટુંબ વિસ્તાર ઠીક વધ્યો છે. તાલુકદારો, ખોટ, મહીક વગેરેને ખાસ હકોના અન્યાયમાંથી બચાવી લેવામાં આવ્યા છે. ઇડરના રાજકર્તા એક પ્રધાનના સેવા સ્થાને આવ્યા છે અને પાલણપુરના એક નવાબી નબીરા આજે સામાન્ય સભ્યની જગાએ બેસીને જીવન ધન્ય કરી રહ્યા છે. બીલો અને ઠાપટીઆઓ ને ફરી એકવાર પ્રામાણિક વ્યાપાર કરવાની તક આપવામાં આવી છે અને સંતોષ કારક વર્તન થવાથી આજે પ્રજાના પ્રતિનિધિઓ જરા નિરાંતથી દેશજાતિના વિચાર કરી શકે છે.

આ સઘળું છું તે વખતે નામદાર ભવાનજીભાઇ ધર્માદા ફંડોના બીલ પર ચર્ચા કરે છે. અને ૧૧ કરોડનાં ટ્રસ્ટો ચલાવનારને મુશ્કેલી ના પડે તેવી કાળજી કરી રહ્યા છે, તે વખતે ધર્માદા ફંડોના જે દુરુપયોગ થઇ રહ્યા છે કેટલાએ ગુસ્સાઓ ધર્માદા પૈસા ખાઈ જાય છે, એની ચર્ચા પણ ચાલે છે. રૂપાસની પલ્લીમાં જે ઘી ધૂળમાં નાખવામાં આવે છે, પ્રસાદો બગડી રહ્યા છે. વાંદરાને પુરીઓ ખવાડવામાં આવે છે બાવાઓને બીડી તમાકુ માટે પૈસા અપાય છે, દેવના ઘરાણાંમાં કેટલુંએ સોનું રૂપું અને ઝવેરાત 'નકામું' પડયું છે એ બધાનો વિચાર પણ આવ્યા વગર રહેતો નથી—જમાનાને યોગ્ય નીતિ નિયમથી આપણી પ્રજા પોતાનાં ધર્માદાખાતા અને મંદિરો ચલાવશે એવી આશા રાખીએ.

---

ગણપતિ ઉત્સવો

ગુજરાતનાં ઘણાં શહેરોમાં જ્યાં જ્યાં દક્ષિણીભાઇઓ રહે છે તેમણે

આપણી સાથે મળીને ગણપતી ઉત્સવો કર્યા હતા. જ્ઞાન સપ્તાહો, સંગીત, રંજન કાર્યક્રમો વગેરેથી ઉચ્ચ આનંદ પ્રસાર્યો હતો. રાજકિય, સામાજીક, સાહિત્ય વિષયક અને કલાની ઉપાસનામાં એકએક અઠવાડિયું ભક્તિમય વાતાવરણમાં પસાર કર્યું હતું ગણપતી ઉત્સવનું રહસ્ય એ છે કે આપણે ધર્મની જે જે ક્રિયાઓ તથા પૂજા વિધિઓ કરીએ તે બુદ્ધિપૂર્વક સમજીને કરવી. જ્ઞાન વગરની ભક્તિ નિર્બળ છે. બુદ્ધિપૂર્વક સત્ય નિષ્ઠાથી જો ધર્મ કાર્ય થાય તો હેતુ સિદ્ધ થયા વગર રહે જ નહિ.

અત્યાર પહેલા, આપણું કલ્યાણ ગ્રહ-ઉપગ્રહ અને રાશિઓ ઉપર અવલંબે છે એમ મનાતું પછી દેવદેવીઓને આધીન છે એમ માન્યું વિજ્ઞાનથી સિદ્ધ થયું છે કે કર્તા ભોક્તા જે ધારે તે કરનાર માણસ પોતે છે, તેથી એકેએક આ પુરૂષનો વિકાસ સારામા સારી રીતે આપણે કરો તો દેશનું કલ્યાણ થશે.

હરિપ્રસાદ દેશાઈ.

---

# ત્રીજું વિશ્વયુદ્ધ આવી રહ્યુ છે?

આ મહિના દરમ્યાન દુનિયાને ચોંકાવનારા ખબર મળ્યા કે રશિયાએ આખરે અણુબોમ્બની સફળ શોધ કરી છે અને તેનો અખતરો પણ તાજેતરમાં કર્યો. આ પછી દુનિયાના ખૂણેખૂણામાં નવી શંકાઓ, ભય અને નવી પ્રવૃત્તિઓ વધી ગઈ છે.

આજ સુધી અમેરિકા એમ માનતું હતું કે અણુબોમ્બ દ્વારા તેના ભયથી કરીને જગતના અન્ય રાજ્યો પર તેમનું આધિપત્ય કાયમ રહેશે, પરંતુ હવે જ્યારે તેણે જાણ્યું કે રશિયાએ પણ તે સિદ્ધિ મેળવી લીધી છે ત્યારે અબજો ડોલરના ખર્ચે તેણે મેળવેલી સફળતા આજે અર્થહીન બની ગઈ છે અને તેથી જ ઈંગ્લેન્ડ તથા અમેરીકામાં ફફડાટ ઉત્પન્ન થયો છે

અમેરીકાએ હવે વધુ અણુબોમ્બ બનાવવા પ્રજાને હાકલ કરી છે જ્યારે ઈંગ્લેંડે અણુબોમ્બ બનાવવાની શરૂઆત કરી છે.

જગતની બુદ્ધિમત્તાએ દેવાળુ કાઢ્યું છે ને લાગે છે કે માનવ સર્જીત વિજ્ઞાનનો ભયંકર રાક્ષસ પોતાને જ ઉત્પન્ન કરનારી માનવ જાતનું ભયંકર પ્રમાણમાં ભક્ષણ કરી જગતમાં હાહાકાર મચાવી મુકશે.

જે વિજ્ઞાનની શોધખોળ મનુષ્યજાતના સુખ, આનંદ અને આરામ ખાતર થઈ હતી તે હવે માનવજાતિને શોક, નાશ અને મહાદુઃખનું મૂળ બની છે. મનુષ્યમાં રહેલી લોલુપતા-સ્વાર્થાંધતાએ સત્યગુણને પરાસ્ત કર્યો છે, ને વિશ્વશાંતિ-વિશ્વપ્રેમના પ્રચારકોના પોકાર સાંભળવા આજે કોઈને ફુરસદ નથી, ને તેથી જ ત્રીજું વિશ્વયુદ્ધ જગતનાં બારણાં ઠોકી રહ્યુ છે.

હજી તો માત્ર ત્રણેક વર્ષ પૂરા થયાં જગતમાં હથિયારોનો ખણખણાટ શાંત પડ્યો છે, ને જગતની પ્રજાઓ વર્ષોના યુદ્ધનો થાક ઉતારી રહી છે, ત્યાં ત્રીજા વિશ્વયુદ્ધની વાતો ખરેખર શાપ રૂપ છે, પરંતુ તેને ટાળી શકાય તેમ પણ નથી. માનવ જાતમાં રહેલા વેર, સ્વાર્થ અને વિલાસ વૃત્તિએ જગતની શુભ શક્તિઓને જાણે જેલમાં પુરી હોય એમ જ્યારે ચોમેર વિનાશક શસ્ત્ર અને સંહારની વાતો જ થતી હોય તેનું પરિણામ ભયંકર વિનાશ સિવાય બીજું શું હોય? હિન્દના રશિયા ખાતેના એલચી અને પ્રસિદ્ધ હિન્દી તત્વજ્ઞાની સર સર્વપલ્લી રાધાકૃષ્ણે તાજેતરમા રાષ્ટ્રસંઘની સભામાં એક પ્રવચન કરી જગતની પ્રજાઓને પરસ્પર બંધુભાવના વિશ્વાસ અને પ્રેમથી રહેવા અપીલ કરી હતી અને એ ગીતનો તેમનો પ્રચાર ચાલુ હોવા છતાં જગતની મહાપ્રજાઓ વચ્ચેનાં ઘુરકીયાં અને વિનાશના સરંજામ વધતા જ જાય છે એ બતાવે છે કે જગતનું ભાવિ પણ જ ભયંકર છે.

હજારો વર્ષ પહેલા જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે અવતાર લીધો હતો ત્યારે જગતનું વિજ્ઞાન તેની સર્વશ્રેષ્ઠ કક્ષાએ પહોંચ્યું હતું એમ મહાભારતનો ઈતિહાસ કહે છે. ત્યારે મંત્રશક્તિ તેની પરાકાષ્ઠાએ પહોંચી હતી. બ્રાહ્મણ અને ક્ષત્રિય યોદ્ધાઓએ સંહારની આશ્ચર્યજનક કળાઓ સાધ્ય કરી હતી, પરંતુ યુગપ્રવર્તક ભગવાન શ્રીકૃષ્ણની નજર સામે ખેલાએલા એ મહાભારત સંગ્રામમાં અઢાર અક્ષૌહિણી મનુષ્યો મોતના શરણે થયા ત્યારથી જગતમાં મંત્રવિદ્યાનો યુગ આથમી ગયો. એ

પછી કરોડો માનવો પરસ્પર લઢીને ક્પાઈ મૂઆ. તેના પરિણામે જગત પરથી કરોડો માનવો ઓછા થઈ ગયા ને એકવાર, ફરીથી માનવજાતે તેની પ્રગતિનો આરંભ નવેસરથી કર્યો. એ જ પ્રમાણે આજે પૃથ્વી પર કરોડો મનુષ્યો વધી પડ્યાં છે એમ વસ્તીપત્રકો પરથી જણાય છે, તેમજ વિજ્ઞાનની શોધખોળ પણ તેની સર્વોત્તમ ક્ષિતિજે પહોંચી છે અને વળી એ વિજ્ઞાન માનવજાતના રક્ષણ માટે વપરાવાને બદલે ભક્ષણ રૂપ બનવા તૈયાર બન્યું છે, ત્યારે શું જગતમાં મહાભારતનું પુનરાવર્તન થશે? અણુબોમ્બ દ્વારા રશિયા-અમેરિકા અને ઇંગ્લેન્ડની પ્રજાઓનો સંહાર થશે? શું ન્યુયોર્કનો ગગનચુંબી ઇમારતો એદાનમેદાન થઇ જશે? આવા પ્રશ્નો નજર સમક્ષ આવી રહ્યા છે.

માનવ જાતિનો ઇતિહાસ કહે છે કે તેમ બને તો પણ નવાઇ નથી. જગતનો ક્રમ જોતાં લાગે છે કે માનવજાતનો રોગે પહોંચેલી પ્રગતિ તેને ફરી ખાઇમાં ધકેલી દે તો ના ન કહેવાય. ભગવાન શ્રીકૃષ્ણે પોતાની નજર સમક્ષ કુરુક્ષેત્ર અને દ્વારિકામાં કાળનો એ અટલ સિદ્ધાન્ત સાબીત કર્યો હતો.

હજી પણ માનવજાતિ સમજુ હોય અને દુનિયામાં વિશ્વાસ, પ્રેમ અને ઐક્યનો સાંકળ બનાવી વધુ પ્રગતિ કરવી હોય તો આજે જ એ હત્યારા અણુબોમ્બને સાગરના જળમાં પધરાવી શસ્ત્રોનો બનાવટ બંધ કરે અને અખિલ વિશ્વની એક બંધુભાવના સ્થાપવા પ્રયત્ન આદરે તો કદાચ ઇતિહાસ પણ ફેરવાઇ જશે. પરંતુ, એ દિવસ આવશે ખરો?

---

## હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિની મેડીકલ બોર્ડની સભા

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી મધ્યમવર્ગને વિના ફીએ દાક્તરી સેવાઓ મળી શકે તે ઉપરાંત નિષ્ણાત દાક્તરોના અનુભવોનો લાભ દરદીઓ મહોળા પ્રમાણમાં ઉઠાવી શકે તે માટે એક મેડીકલ બોર્ડની સ્થાપના કરવામાં આવી છે. સમિતિની ઓફીસમાં તા. ૧-૯-૪૯ ના રોજ પ્રાથમીક મળી માટે બોર્ડની મીટીંગ મળી હતી. આ પ્રસંગે ડૉક્ટર હરિપ્રસાદ દેસાઇ તથા શ્રી. સરસ્વતીબ્હેને અગત્યનાં સૂચનો રજુ કર્યાં હતાં.

ડૉ. સિંધુભાઇ દીવેટીઆએ આ યોજનાને ગામડાઓમાં વિસ્તૃત કરવા સૂચવ્યું હતું અને જણાવ્યું હતું કે ગામડાંઓમાં તંબુઓ રોકી નેત્રયજ્ઞ સપ્તાહ ઉજવવા, અને આજુબાજુનાં ઘણાં ગામડાંઓ યોજનાનો લાભ લઇ શકે તે રીતે આમ્બ્યુલેન્સ પસંદ કરવાં. આ રીતે કરવામાં આવે તો સૌથી પ્રથમ તેમણે પોતાની સેવાઓ આપવા જણાવ્યું હતું.

ડૉક્ટર હરિપ્રસાદ પાચ્ચાપાલાએ બાળકોને સૌથી પ્રથમ આમ્બ સેન્ટર બનાવવા સૂચન કર્યું હતું.

બોર્ડમાં વધુ સભ્ય ઉમેરવા તેમજ નિષ્ણાતોની સેવાઓ સ્વીકારવા ઠરાવવામાં આવ્યું હતું.

સ્થાનીક દવાબજારના કેટલાક વેપારીઓએ આ યોજનામાં પોતાની સહાય આપવા ઇચ્છા દર્શાવી છે.

---

## ધર્મસંપ્રદાયોની સફળતા ક્યારે?

આજે રાજકારણનો યુગ છે અને કેન્દ્રીકરણ થતું જાય છે. એક બાજુ વિજ્ઞાનજન્ય શોધોએ એવી ઝડપ કરી મૂકી છે કે દુનિયા આગળ ધપી રહી છે પરંતુ માનવતાના વિકાસમાં દુનિયાની માનવજાત આગળ ધપી રહી છે કે પાછળ પડી છે તે ઝીણી નજરે જોનાર તુરત જાણી શકે છે. હિંસા અને અહિંસા વચ્ચેની હરિફાઇમાં તથા માનવતા અને ભૌતિક સાધનો વચ્ચેની સ્પર્ધા માનવતા અને અહિંસાની પ્રતિષ્ઠા મોખરે રાખવામાં આજના ધર્મ સંપ્રદાયો તો જ સફળ થઇ શકે કે તેઓ ધર્મનાં બાહ્યાંગોને બદલે આંતરિક અંગો પર એકનિષ્ઠતાથી વધુ વજન આપશે. અને નિરર્થક જણાતી વાતોમાં પોતાના અનુયાયીઓને રોકી રાખવાનું પાપ જતું કરશે.

"સંતબાલ"

---

# સ્વામીશ્રી વિદ્યાનંદજી આફ્રીકાના પ્રવાસે

હિન્દ ભરમાં ગીતા જ્ઞાનના સમર્થ પ્રચારક તરીકે પ્રસિદ્ધ થયેલા સ્વામીશ્રી વિદ્યાનંદજી તા. ૮મી ઓક્ટોબરે મુંબઈથી સ્ટીમર દ્વારા આફ્રીકામાં ગીતા પ્રચાર માટે પ્રવાસે ઉપડનાર છે તેમને અમે હાર્દિક વિદાય આપીએ છીએ અને તેમના આ શુભ પ્રવાસમાં સંપૂર્ણ સફળતા મળે એમ પ્રાર્થીએ છીએ.

ગીતાનું જ્ઞાન જગતનાં સર્વ તત્ત્વજ્ઞાનમાં સંપૂર્ણ છે; તેના પ્રત્યેક શ્લોકમાં ગંભીર રહસ્ય રહેલાં છે. અને તેથી માત્ર એક શ્લોકને પણ જીવનમાં ઉતારનાર જ્ઞાનનું દર્શન પામી શકે છે. હજારો વર્ષ પૂર્વે ભગવાન શ્રી કૃષ્ણે હિન્દી તત્ત્વજ્ઞાનના સમર્થ ગ્રંથો-ઉપનિષદોના દોહન રૂપે આ અમૂલ્ય તત્વજ્ઞાન પોતાના પ્રિય સાથી અર્જુનને નિમિત્ત બનાવી સંસારમાં ફેલાવ્યું ત્યારથી આજ સુધી હિન્દુ જાતિની અમૂલ્ય સંપત્તિ તરીકે તે સચવાઈ રહ્યું છે અને ગંગાના અસ્ખલિત પ્રવાહ રૂપે તે જગતભરમાં ફેલાઈ રહ્યું છે. એ જ્ઞાન ગંગામાં સ્નાન કરી પૂર્વ તેમજ પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓ ધન્ય બન્યા છે અને ગીતામાં રહેલી અમોઘ શક્તિનો વારંવાર મુક્ત કંઠે સ્વીકાર પણ કર્યો છે

આવી અમૂલ્ય અને પ્રાણવાન જ્ઞાનશક્તિનો જનતામાં પ્રચાર થવાની ખુબ જરૂર છે. પરાધીન ભારતને તેની જરૂર હતી તેના કરતાં સ્વાધીન હિન્દને તેની વિશેષ જરૂર છે, તેમજ આ અમૂલ્ય જ્ઞાન પ્રસાદીની જગતને ભેટ કરવાની પણ આજે એટલી જ આવશ્યકતા છે.

સ્વામીશ્રી વિદ્યાનંદજીએ તો ગીતાના પ્રચારને પોતાનું જીવન ધ્યેય માનેલું હોઈ જીવનનાં ઘણાં વર્ષોથી તેઓ એ કાર્ય કરી રહ્યા છે. આજે તેમની ઉપાસનાને પરિણામે અમદાવાદ, વડોદરા, કરનાલી અને નાગપુર વગેરે સ્થળોએ ગીતામંદિરો ઉભાં કરવામાં આવ્યાં છે. વળી વિશેષ નોંધપાત્ર એ છે કે તેમણે ગીતા પ્રચાર સમિતિ—Gita Society નામની સંસ્થા સ્થાપી તેને તમામ મિલ્કત સોંપી ગીતાના પ્રચારનું વિશાળ આયોજન કર્યું છે.

હવે ગીતાનો પ્રચાર વિદેશોમાં કરવા તેઓ આફ્રિકા જઈ રહ્યા છે. ત્યાંથી અનુકૂળતા થશે તો અમેરિકા જવાનો પણ તેમનો વિચાર છે.

સ્વામીજીની યોજનાને અમે આવકારીએ છીએ, ને તેઓ આફ્રિકા તથા અમેરિકામાં ગીતા જ્ઞાનનો—સામ અને પ્રેમનો—અમર સંદેશો પહોંચાડી સંગ્રામ માટે હથિયારો સજી રહેલા જગતને વિશ્વશાંતિ તરફ વાળશે એવી આશા રાખીએ છીએ.

જગતની બીજી પ્રજાઓ ભલે યુદ્ધ અને તેને પરિણામે વિનાશ તરફ ધસી જાતી હોય પરંતુ ભારતનો તો અનાદિકાળથી એક જ સંદેશ છે. "પ્રેમ અને અમૃતત્ત્વ" તેમજ ભારતનો એક પણ સંતાન જીવિત હશે ત્યાં સુધી અમારો એજ સંદેશ રહેશે એ સત્ય સ્વામીજી જગતની પ્રજાઓને સમજાવે એ અમારી શુભેચ્છા છે.

શાંતિલાલ મહેતા.

---

## પાલનપુરમાં પર્યુષણ વ્યાખ્યાનમાળા

પાલનપુરને આંગણે પર્યુષણપર્વ નિમિત્તે પહેલીવાર જાણીતા કાર્યકરો શ્રી. કનૈયાલાલ ભણસાલી શ્રી. ખુશાલદાસ મહેતા, શ્રી. મથાચંદ મોદી વિગેરેના પ્રયાસથી તા. ૨૨ થી ૨૮ ઓગસ્ટ પર્યંત માણેકચોકમાં યોજાયેલ જાહેર પ્રવચનમાળા યતિશ્રી રાજ્યદજીના સહકારથી સંપૂર્ણ સફળતાપૂર્વક પૂરી થઈ છે.

યતિશ્રીએ પ્રથમ દિવસે ભારતીય સંસ્કૃતિ પર, બીજા દિવસે આદર્શ ગૃહસ્થાશ્રમ પર, ત્રીજા દિવસે કલેક્ટર ના. ચીફનીસ શ્રી. ભૂપતસિંહ બારોટે આધ્યાત્મ જીવન ઉપર અને યતિશ્રીએ ભગવાન મહાવીરની જીવન ઝરમર પર મનનીય પ્રવચનો આપ્યાં હતાં. ચોથા દિવસે જૈન ધર્મ શું છે? એ પર યતિશ્રીએ વિશાળ દૃષ્ટિએ વ્યાખ્યાન આપ્યા હતા. પાંચમા દિવસે ટ્રેઝરી ઓફીસર શ્રી. વિશ્વનાથ હાથીએ "જીવનની સફળતા" અને છઠ્ઠા દિવસે યતિશ્રીએ 'સેવાનો રાહ' તેમજ શ્રી ભૂપતસિંહ બારોટે "મહાવીરનો જીવન સંદેશ" પર પ્રવચનો આપેલ.

છેલ્લા દિવસે પર્યુષણપર્વ પ્રવચનમાળા સમિતિના કન્વીનર શ્રી. કનૈયાલાલ ભણસાલીએ પ્રવચનમાળાને સફળતા ઇચ્છતા હિંદી પાર્લામેંટના પ્રમુખ શ્રી. માવળંકર દાદા, દિ. બ. ઝવેરી, યશોવિજય જૈન ગુરુકુળના નિયામક શ્રી. ફુલચંદ દેશાઈના સંદેશા વાંચ્યા હતા.

---

# 'પ્રેમધર્મ'નો સત્કાર

એક મહાપુરુષે કહ્યું છે કે —

"બે હાથ ઊંચા કરી પોકારી પોકારીને હું કહું છું પણ મારું કોઈ સાંભળતું નથી. ધનસંચય અને ભોગવિલાસ ધર્મથી થાય છે, તો પછી સ્વધર્મનું સેવન કેમ નથી કરતા!"

ધર્મ એમ નથી કહેતો કે તમો દુનિયા છોડીને જંગલમાં જાવ. એ દુનિયામાં રહી કામ એટલે ભોગ અને અર્થ એટલે પૈસાની સાધના કરવાનું કહે છે પણ એ ધર્મપૂર્વક. આજે જે રીતે ધન કમાવવામાં આવે છે તેમાં અધર્મ એટલો બધો પેસી ગયો છે કે આખી દુનિયા દુ:ખી દુ:ખી થઇ ગઇ છે. અધર્મનું પરિણામ દુ:ખ છે તેથી જો સુખ જોઈતું હોય તો ધર્મને છોડવો જોઈએ નહિ.

આજે માન્યતા એવી છે કે ધર્મ એટલે ટીલાં ટપકાં કરવાં, માળા ફેરવવી કે મંદિરમાં જવું. એને ધર્મ નથી કહેતા પણ એ તો ધર્મનું એક અંગ-પૂજા દેવ સેવાનું બાહ્ય આચરણ માત્ર છે. ધર્મશાસ્ત્રમાં મનુ મહારાજે ધર્મનાં ૧૦ અંગ કીધા કે

धृति क्षमा दमोस्तेय शौचमिन्द्रिय निग्रह । 
धिर्विद्या सत्यमकोधो दशकं धर्मलक्षणम् ॥

અર્થ -ધૈર્ય, ક્ષમા, મનોનિગ્રહ, અસ્તેય, પવિત્રતા ઇન્દ્રિય નિગ્રહ, નિર્મળબુદ્ધિ, વિદ્યા અને સત્ય એ ધર્મના દશ અંગ છે.

આ યુગના મહાત્મા ગાંધીએ એજ સત્ય, અહિંસા અસ્તેય, અપરિગ્રહ વગેરે ધર્મના અંગો ગણાવ્યા છે. તેમાં સત્ય અને અહિંસા એ મુખ્ય છે. એનું પાલન કરતાં બીજાં આપોઆપ આવી જાય છે. એક વ્રત ધારણ કર્યા પછી એ સત્યનું હોય કે અહિંસાનું એનાથી બીજાં બધાં વ્રતો સ્વાભાવિક આવશે જ.

આપણા પૂર્વજો શાસ્ત્રકાર કહે છે કે 'તમો અર્થ અને કામનું સાધન કરો. પણ તે ધર્મપૂર્વક એમાં તમારું તેમજ સામાનું બેઉનું કલ્યાણ છે સેવા કરી ધન પ્રાપ્ત કરો. ડોકટર કાળજીથી દવા આપી બીજાની સેવા કરી પૈસા પ્રાપ્ત કરે એમાં ધર્મ છે તેમજ નિષ્કાળજીથી વા વધારે વિઝિટ કેસ ચાલે એવી બુરી દાનતથી દવા આપી પૈસા મેળવવા એ અધર્મ છે. લોકોનું રક્ષણ કરનાર પોલિસ જે પગાર મેળવે છે તે ધર્મ છે. પણ રક્ષણ ન આપનાર પોલિસ અધર્મથી પૈસા મેળવે છે. મગજને ફાયદાકારક તેલ વેચી પૈસા પ્રાપ્ત કરવા એ ધર્મ છે અને વ્હાઈટ ઓઈલમા કેવળ સુગંધી નાખી મગજ અને વાળને નુકશાન કરતું તેલ વેચી પૈસા પ્રાપ્ત કરવા એ અધર્મ છે.

અધર્મથી પૈસા પ્રાપ્ત કરવામાં હેતુ ઓછી મહેનતથી વધારે પૈસા પ્રાપ્ત કરી સુખી થવું એ હોય છે, પણ એમા સામો માણસ પૈસા આપનાર દુ:ખી થાય છે. પૈસા કમાવનાર માણસ એક વ્યવહારમા પૈસા પ્રાપ્ત કરી સુખી થવાનો પ્રયત્ન કરે છે પણ એને અનેક વ્યવહાર કરવાના હોય છે કે જેમાં એ પોતે પૈસા આપનાર હોય છે એટલે એ બધા વ્યવહારોમાં દુ:ખી થાય છે એટલે સરવાળે એનું સુખ થોડું અને દુ:ખ અતિશય. અધર્મથી પૈસા પ્રાપ્ત કરવામા આવું થાય છે તેવી જ રીતે ધર્મથી પૈસા પ્રાપ્ત કરવામાં પૈસા આપનાર અને લેનાર બેઉ સુખી થાય છે. એટલે સરવાળે એ સર્વસ્વી સુખી જ હોય છે

આજે તો જમાનો એવો થઈ ગયો છે કે જેમાં પૂજ્ય ગાંધીજી જેવાને પણ રડવું પડ્યું હતું. સારા સારા મોટા કહેવાતા માણસો અરે પોતાને મોટા દેશ સેવક માનનારા સેવકો પણ અધર્મનું આચરણ કરવા લાગ્યા છે અને તેથી જ આખી પ્રજા દુ:ખી થઈ ગઈ છે

તેવા વખતે હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિ ધર્મનો પ્રચાર કરવા માટે જે નાના પ્રકારના પ્રયત્નો કરે છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. ધાર્મિક શિક્ષણના બહોળા પ્રચાર માટે તે આજ સુધી 'પ્રેમધર્મ' નામનું માસિક કાઢે છે તેમાં ભગવાન એમને જરૂર સહાય કરશે, જેથી પ્રોત્સાહન પામી ઉત્તરોત્તર ધર્મનો એ શુભ પ્રચાર કરે અને લોકો સાચો ધર્મ સમજી તેનું આચરણ કરતા થાય જેથી જગત સુખી થાય એ પ્રભુ પ્રાર્થના.

'શ્રી કૃષ્ણ'
(નર્મદાતટ, રણાપુર આશ્રમ)

# જીવને મને શું શીખવ્યું?

[ આ રસિક લેખમાળામાં સર માઈલ્સ થોમસનું આત્મ નિવેદન ડૉ. હરિપ્રસાદ દેસાઈ અહિં રજુ કરે છે ]

## સર માઇલ્સ થોમસ—

૧૮૯૭માં જન્મ્યા હતા. એન્જીનિયરની શાખનો થોડો અનુભવ કર્યો પછી પહેલા વિશ્વયુદ્ધમાં જોડાયા. ત્યાં નામના મેળવી.

એમણે લડાઈ પછી આફ્રિકા, મધ્યપૂર્વ અને રશિયામાં નોકરી કરી છે. હમણાં પોતે બ્રીટીશ સામ્રાજ્યના ઔદ્યોગિક અને વાયુયાન વિકાસખાતામાં કામ કરે છે.

એમની આત્મકથામાં એ કહે છે:

હું એકથવાયા બાળક તરીકે ઉછર્યો છું. એક વર્ષનો હતો અને બાપ ગયા. એમને તો મેં જોયા એ નથી. વિધવા મા બિચારીએ, મારે માટે ઘણું એટલું કર્યું છે. આખો દિવસ, એ કામમા ને કામમાં રહેતી.

ભાડે આપવાનાં ઘર અને ઓરડીઓ, અમને વારસામાં મળેલાં તેને સમતા કામળો, દસ્તાવેજો અને ચોપડામાં તથા કડીઆ સુથાર અને ભાડા-ચીઠ્ઠીઓમા જ એનો વખત જતો. બાપની ખોટ અમારે ઠીક રહેતી.

એને પિયેર તો ખેતીવાડી હતી. એમાંથી વેપારી જીવનમાં એ કેવી રીતે ફાવી ગઈ તે વિચારતા હજી મને આશ્ચર્ય થાય છે.

મારાથી મોટી છોકરીઓ સાથે હું ગામડાની નિશાળે જતો અને ઘેર આવીને મારાં પાડોશમાં એક જરૂર રાખી હતાં તેમને ભણવાનો વારો કહેતો.

એમાથી મને શુદ્ધ ઉચ્ચારથી બોલતાં આવડયું અને જીવને, તે દિવસથી મોટામાં મોટો પાઠ મને એ શીખવ્યો કે ઉચ્ચારેલા શબ્દનું મહત્ત્વ ઘણું છે. વાણી એ જેવી તેવી મહત્ત્વની વસ્તુ નથી. બીજા પ્રાણીઓથી માણસ ચઢીયાતો છે તેનું કારણ એ છે કે માણસને વાચા છે.

શું બોલવું અને કેવી રીતે બોલવું એટલી કળા જેણે સાધી તે તરી ગયો, એમ સમજવું.

વાણીનો સંયમ રાખતાં હું શીખ્યો. તેની સાથે અધમ પરીક્ષા કરતો પણ હું થઈ ગયો. વિચાર કરવાને માટે પણ પુષ્કળ વખત મળતો અને એકાંત મનનની પણ મને ટેવ એમાથી પડી ગઈ.

મારા પિતાની લાયબ્રેરીમાં સ્ટીમએન્જીનની, વિજળીને લગતી, પાણીના પંપોની અને એવી યાંત્રિક વિદ્યાની ચોપડીઓ હતી. એનાં ચિત્રો હું જોતો અને એક દિવસ મારી બાએ જ્યારે કહ્યું કે તું તો પાદરી કે ડાક્તર થવાનો, ત્યારે મારો જીવ કકળી ઉઠયો. મારે તો ઇજનેર થવું હતું. અને આખરે એન્જીનીયર લાઈનમાં જ હું પડયો. અને જો કે એ લાઈનમાં રહી હું મારાં દેશબન્ધુઓને બહુ સારી સેવા નથી આપી શકયો છતા એના જેવો ઉત્તમ ધંધો આ જગતમા બીજો કોઈ હશે એમ મને લાગતું નથી. વાણીના મહત્ત્વ પછી બીજો પાઠ હાથકામની મહત્તાનો હું શીખ્યો છું.

જુવાનીઆઓને મારી સલાહ છે કે તમારે જાત-મહેનતને માન આપતાં થવું. હાથ પગ વધારે વાપરવા. કુદરતનો સ્પર્શ જેમ વધારશો, તેમ સમભાવ કેળવાશે. ચાલાકી આવશે અને કસરત મળશે.

સ્પર્શેન્દ્રિય, હાથ જેમ વધારે વપરાશે તેમ વધારે કેળવાવાની અને મનોભાવ પ્રદર્શિત કરવાને હાથ અને આંગળાંઓ બહુ ઉપયોગી છે.

(નૃત્યની મુદ્રાઓ કેવી સૂચક છે! હ.)

બીજો મારો અનુભવ એ છે કે છોકરાંને એમની મરજી પ્રમાણે ધંધો પસંદ કરવા દેવો. મારી ૨૦ વર્ષની દીકરીને ડાક્તર થવાનું મન હતું અને ૧૧ વર્ષના છોકરાને નાવિક થવું હતું. મેં અને મારી સ્ત્રીએ નક્કી કર્યું કે એ બન્નેને એમની પસંદગીના ધંધા લેવા દેવા.

અમે એમને માટે ધંધા પસંદ કર્યો હોત તેના કરતાં એમને એમની મરજી પ્રમાણે જવા દીધાં તેથી બન્નેએ ખૂબ મહેનત કરી અને ફતેહ પામ્યાં.

લડાઈમાં હું જોડાયો તે ઉચ્ચ આદર્શોથી પ્રેરાઈને

બેલ્જીયમને અન્યાય થયો હતો તેના બચાવ અર્થે અને સંસ્કૃતિની રક્ષા કરવા હું મોટર મશીનગન ટુકડીમાં એક "પ્રાઈવેટ" તરીકે જોડાયો હતો. તે પહેલાં મારે

માનવબંધુઓનું કલ્યાણ કરવું એજ સાચો ધર્મ છે

જ્ઞાન એન્જીનીયર વિદ્યામાં ઠીક ઠીક થયું હતું કારણ કે જરમીંગહામ અને બીજા કારખાનાંમાં મેં જાતમહેનત કરીને ઘણું શીખી લીધું હતું. લશ્કર જેવી શિસ્ત અને નિયમસર ચાલવાની ટેવો બીજે ક્યાંયે પડી શકે એમ નથી.

શાળા પાઠશાળાઓમાં ફરજીઆતથી રહેવાની કે સમયનો સદુપયોગ કરવાની જરૂર પડતી નથી. વળી ત્યાં કેટલીક ઢીલાઈ પણ ચાલે છે. લશ્કરી તાલીમમાં ગરીબ તવંગરના ભેદ રહેતા જ નથી. બધાને એક સરખી રીતે રહેવું પડે છે.

મને બીજી એક વાત સમજાઈ છે કે બહુ પૈસો સારો નથી. ધનવાનોનાં છોકરાંને ગરીબ કે મધ્યમ-વર્ગનાં છોકરા જેવી શારિરીક કે માનસિક તાલિમ મળી શકે જ નહી.

જાતમહેનત, મુશ્કેલીઓ સામે થવાના, સહનશક્તિના, ધીરજના કે હાથમાં લીધેલું કામ છેવટ સુધી નહી છોડવાના ગુણ પૈસાદાર લોકોમાં ભાગ્યે જ આવે છે.

પૈસાદારોને સલામતી સાચવનારા નોકરો હોય છે. જરાક ભય કે તોફાન નડે એટલે સુરક્ષિત રસ્તે એ પહોંચી જાય છે. જ્યારે ગરીબોને તોફાન, દુશ્મનાઈ અને મુશ્કેલીઓના જાતે સામના કરવા પડે છે અને એથી એમની તાકાત વધે છે.

પૈસા કમાતા પણ જે અનુભવો થાય છે અને આપકર્મી જેવા હોશિયાર થાય છે તેવા બાપકર્મી કદી થતા જ નથી.

હું સમાજવાદી નથી પણ એટલું તો માનું છું કે જેટલો લાભ આપણે સંસારમાંથી લઈએ છીએ તેના પ્રમાણમાં બદલો આપવો જ જોઈએ.*

હું બીજી એક વાત માનું છું કે સ્કૂલમાંથી સીધાં કૉલેજમાં છોકરાં જાય તેના કરતાં વચમાં બે ત્રણ વર્ષ કોઈ ઓફીસ કે કારખાનામાં કંઈ કામ કરી આવે તો સારૂં. એમ કરે તો વિદ્યાલયના શિક્ષણના લાભ લેવાની એની પાત્રતા વધી જશે.

શરૂઆત લશ્કરી તાલીમ કરવાનો હું પક્ષનો છું એનાથી કસરતને લીધે ઉછરતાં યુવક-યુવતિની તબિયત સરસ થશે અને સારી તબિયત હશે તેજ જ્ઞાન પણ સારૂં મેળવી શકશે. એકાંતમાં મનન અને ધ્યાનમાં બેસવાની ટેવ પાડજો. એનાથી વિચાર સ્પષ્ટ થશે. નિશ્ચયબળ સુધરશે. આત્મપરીક્ષા થશે અને પ્રાર્થના તથા ઉપાસનાની ટેવથી જીવન શુદ્ધ અને પવિત્ર કરતાં આવડશે.

જે કર્તવ્ય કર્મ કરવાનું હોય તે આનંદપૂર્વક કરવાની ટેવ પાડજો. ધંધામાં પણ જે કામ કરવાનું હોય તે રસથી કરશો તો સુખી થશો. જેને પોતાનું કાર્ય કરવામાં સુખ લેતાં નહી આવડે તે સંસારમાં સુખી નહિ થઈ શકે. ઉમેજ મજૂર એની માતૃભૂમિનું ભૂષણ છે.

એનામાં ન્યાયબુદ્ધિ છે, દયા છે અને પ્રમાણીકપણ છે. એને, વર્તમાનપત્રો અને સારા પુસ્તકો વાંચવાની ટેવ છે, પરન્તુ એ જરા લાગણીવશ થઈ જાય છે ખરો અને ક્રોધનો સ્વભાવ ખરો છે હવે એને સમજાવું જોઈએ કે સ્વાર્થી રાજદ્વારી ખુશામતખોરોની વાકછટાથી ઊંધે રસ્તે દોરવાવું નહીં.

સહિષ્ણુતાનો ગુણ જરૂરનો છે અને આપણી સાથે વિચારના પ્રમાણિક મતભેદો હોય તેને શાંતિથી સહન કરવા પણ વિચારભેદને લીધે મિત્રતા કદાપિ તોડવી નહી।

ઇશ્વર પર શ્રદ્ધા રાખી આશાવાદી સ્વભાવ કેળવવાની બહુ જરૂર છે.

મે, વાણીના સંયમ વિષે ઉપર કહ્યું છે. શબ્દો વગર વિચારે કાપી બોલવા નહી પરન્તુ પ્રજાસત્તાક રાજ્યના, નવા જમાનામાં લોકનાયક થવાની કે જનતાની સેવા કરવાની જેમને મહત્ત્વાકાંક્ષા હોય, તેમને અસરકારક ભાષણ કરતાં અને ઊંડા મનોભાવ પ્રકટ કરતાં યથાયોગ્ય ભાષામાં આવડે એવી જરૂર દિને પ્રતિદિન વધતી જાય છે એ હું કબૂલ કરું છું.

જાહેરજીવનમાં જ્ઞાન, વક્તૃત્વ શક્તિ અને ચારિત્ર્ય જરૂરનાં છે. પરન્તુ એ બધા કરતાં વધારે અગત્ય, તન્દુરસ્ત અને મજબૂત શરીરની છે. લોકસેવકે, સારા

*ગીતાનું વચન સરખાવો : જે યજ્ઞ (ત્યાગ) કર્યા વગર ખાય છે તે ચોર છે—

# પૈસાની શક્તિ કરતાં આત્મશ્રદ્ધાની શક્તિ, ઘણી પ્રબળ છે

વેપારીએ કે જીવનના કોઈપણ ક્ષેત્રમાં ઉત્તમતા પ્રાપ્ત કરવી હશે તેને પોતાનું શરીર તન્દુરસ્ત, બળવાન, આપત્તિઓ અને મુશ્કેલીઓ સામે ટકી શકે એવું નિરોગી રાખવું જ પડશે. નહીં તો નહીં ચાલે. તેજસ્વી બુદ્ધિ, ઝટ નિર્ણય કરી શકે એવું મન અને જે વખતે જેવી જરૂર તેવું વિવેકસર બોલવાની આવડત આ જમાનામાં હશે તે ફાવશે એવો મારો અનુભવ છે

લોકોને ઉશ્કેરીને પોતાનો અંગત લાભ ઉઠાવનારા ઝાઝો વખત ફાવતા નથી. સામાન્ય શાંતિના સમયમાં જનતા બહુ મોડી ખરૂં ખોટું તારવી શકે છે અને યોગ્ય માર્ગ ગ્રહણ કરે છે

આખરે સત્યનો જ જય થાય છે ચારિત્ર્યવાન અને નેક દીલના માણસો જ આખરે ફાવવાના એ નક્કી છે. તેજસ્વી બુદ્ધિના હોય પણ ઉદ્યોગ, અને સત્યનિષ્ઠ, ખંત અને આગ્રહપૂર્વક ધ્યેયને પહોંચવાની દઢતા હોય તો જીવનમાં ફતેહ મળે છે.

### નસીબ અને કાર્યસિદ્ધિ

નસીબ જ બધું કરે છે એ મતનો હું નથી, પણ થોડુંક બળ આપણા બધાંના જીવનમાં નસીબનું છે ખરૂં. એની વિચિત્રતા પણ સમજાતી નથી, છતાં નસીબની બુરી અસર સંભાળપૂર્વક જીવન નિર્ગમન કરીએ તો ઘણી ઓછી કરી શકાય છે.

બીજી રીતે કહીએ તો સંસારમાં જે જે સંજોગો ઉભા થાય તેના લાભાલાભ, બુદ્ધિપૂર્વક વિચારી લઈએ છીએ તો કમનસીબને સુભાગ્યમાં ફેરવી શકાય છે.

વિચારપૂર્વક નિર્ણય લીધા પછી અતિશય મહેનત કરીને જેઓ સ્વપ્રયત્ને, સિદ્ધિ મેળવવા, એની પાછળ મચ્યા ને મચ્યા રહે છે તેને નસીબ ઝાઝું નડી શકતું નથી.

શુદ્ધ બુદ્ધિનો પ્રયત્ન હોય અને એમાં ઊંડી હૃદયપૂર્વકની શ્રદ્ધા રાખી શકાય તો ઘણેભાગે કાર્યસિદ્ધિ થયા વગર રહેતી નથી.

આપણા પૃથ્વી પર આવ્યાનો હેતું, શ્રદ્ધાપૂર્વક એવો માનવો જોઈએ કે જનતાની પ્રગતિમાં હું કંઈ ને કંઈ લાભદાયક હિસ્સો આપતો જાઉં.

### જનકલ્યાણમાં સાથ આપો

એ હિસ્સો આપવાના ધર્મ કાર્યમાં જો આપણે થોડું ને થોડું રહી શકીએ તો બહુ સુખ પ્રાપ્ત થાય છે અને લાગે છે કે ખરૂ સુખ મેળવવાની કુંચી પણ જનકલ્યાણનાં કોઈને કોઈ કાર્યમાં જોડાવવું એમાં રહેલી છે.

નિત્ય જીવનમાં, જે બળોનો આપણને અનુભવ થાય છે તે ઉપર પણ બીજાં દૈવી બળો છે એવી શ્રદ્ધાને હું ધર્મ કહું છું

આપણું આ પૃથ્વી પર આવવાનું કારણ દિનપ્રતિદિન વધારેને વધારે સુધરેલી સ્થિતિએ જનસમાજને ચડાવવો એ હશે. આખી ઉત્ક્રાંતિની યોજના આજે ભલે આપણી દૃષ્ટિ સમક્ષ ખડી ન થતી હોય તોપણ એ ઘટના પર શ્રદ્ધા રાખીને આપણે ચાલવું જોઈએ.

આપણી બુદ્ધિ મર્યાદિત છે. કોઈ પણ તારા તરફ તમે જુવો અને ત્યાં પહોંચતાં લાખ્ખો પ્રકાશ વર્ષો થાય એટલો એ દૂર છે તેનો ખ્યાલ કરો. દિક્કાળની અગાધતા વિચારતાં ચક્કર આવી જાય છે.

પણ પછી એ તારાની આસપાસ વ્યાપેલા પૂરા આકાશને જુવો તમને એ આકાશ તો પાસે લાગશે.

મને કોઈ પુછે કે તારા જીવનનો ઉદ્દેશ શો છે? અથવા તું કયો ધર્મ પાળુ છું? તો જવાબ આપું કે માનવ બંધુઓનું કલ્યાણ કરવું અને એમને સાચું સુખ શી રીતે મળે એની તજવીજ કર્યા કરવી

આ ધર્મ પાળવામાં કે ઉદ્દેશ સિદ્ધ કરવામાં કુટુંબને દુઃખી કરવાની કોઈ જરૂર નથી—ઉલટું, આ લક્ષ્ય સાધવામાં કુટુંબને કેમ ભનાવીએ તોપણ હરકત નથી એમ હું ખાસ કહેવા માગુ છું. પોતાના ઘરથી જે સુખ અને કલ્યાણ સાધવાનો પ્રયત્ન કરે છે તે બીજાઓને પણ સુખી કરી શકે છે.

જીવને મને એટલું તો અવશ્ય શીખવ્યું છે કે આ નવો જમાનો રંગ રંગી નાટક જેવો છે.

ઉશ્કેરી મૂકે એવા બનાવો લોકોને ગમે છે. ઝડપી મુસાફરીઓ અને નવું નવું જોવાની અને જાણવાની મનોવૃત્તિ વધી ગઈ છે.

કામોમાં પણ ચગાવા થઇને, મુશ્કેલ સંજોગો ઉભા કરીને, એમાંથી બહાદુરીપૂર્વક પાર પડવાની ઇચ્છા વધી પડી છે.

એવા જમાનામાં પોતાની સ્ત્રી પ્રત્યે, કુટુંબ પ્રત્યે અને મિત્રો પ્રત્યે જે પ્રેમ, ભક્તિભાવ અને આદરમાનથી પ્રેરાઈ તે જનસમાજના સુખ અને કલ્યાણ પ્રત્યે પણ બેદરકાર તો નહી રહી શકે.

આત્મ કલ્યાણ વગર પરકલ્યાણ કેમ સાધી શકાય તે હું સમજી શકતો નથી.

---

જગત-શાંતિ માટે એક માત્ર રાજમાર્ગ અને બધા જ ધર્મોનું તત્ત્વ

# અહિંસા

મહત્તાનો દાવો કરતા આજના અણુયુગમાં, કે જ્યારે દુનિયાની પ્રજાઓ માનવજાતનું સત્યાનાશ કરી નાખે તેવાં શસ્ત્રો ઘડવામાં એક બીજાની સ્પર્ધા કરી રહેલ છે ત્યારે જગતના દુ:ખોના રામબાણ ઇલાજ તરીકે અહિંસાનો ઉપદેશ કરનાર વ્યક્તિનો સાદ અરણ્યરુદન તરીકે ખપાવી દેવામાં આવે તો તેમાં નવાઇ પામવા જેવું કશું જ નથી.

આ લઘુ લેખનો હેતુ એ વસ્તુ દર્શાવવાનો છે કે અહિંસાનો ઉપદેશ બધા જ મહાન ધર્મોનો સાત્ત્વિક નિચોડ છે અને અહિંસા વગર જગતને સાચી શાંતિ મળવાની નથી એ હકીકત રૂપે બતાવવાનો છે. જો આ સત્યને ઓળખી લઇને સ્વીકારવામાં આવે તો હિંસાના આવેશથી તંગ થઇ ગયેલા આજના જગતને નવો જ જ્ઞાન-પ્રકાશ આપી શકાશે. કવિજનોએ ભાખેલ સુવર્ણયુગ માત્ર ખ્યાલી તરંગ ન ગણાતાં હકીકત રૂપે પણ સ્થાપી શકાશે, ત્યારે જ અને ત્યારે જ જગત સંહારશક્તિ માટેની જે ભ્રાંતિ સેવે છે તેમાંથી સાચી વસ્તુ સ્થિતિને પ્રાપ્ત કરશે; કે જે શક્તિમાં જ આજે તો તેણે પોતાના વિશ્વાસને સ્થિર કર્યો છે. આ રીતે ભ્રાંતિ-મુક્ત થતાં કવિ શ્રી શેલેએ જેમ ગાયું હતું તે મુજબનું સ્વર્ગીય શાંતિનું સામ્રાજ્ય પૃથ્વી પર પુન: સ્થાપિત કરી શકાશે, ત્યારે તેમાં જ અણુ કુહાડાને બદલે અહિંસાના સૌથી શક્તિશાળી તથા અજીત શસ્ત્રને જ સ્થાન અપાયું હશે, અને એ જ શસ્ત્ર એવું છે કે જે જગતના આઘાતોની શક્તિને પડકારી શકે છે.

આદર્શ જગત કે જે સંપૂર્ણપણે હિંસાથી રહીત હોય તેને મેળવવા માટે માનવ સ્વભાવ હમેશાં વલખાં મારે છે. જગતના મહાન ધર્મોએ અનાદિકાળથી જેમાં હિંસાની હયાતી સરખી પણ ન હોય તેવા સ્વર્ગની સુધાભરી સુરખીવાળાં ચિત્રો આલેખ્યાં કર્યાં છે. એટલું જ એવું સત્ય પ્રતિપાદન કરવા ઉપરાંત આ હકીકતે સિદ્ધ કર્યું છે કે માનવ સ્વભાવનો સાચો આદર્શ તો અહિંસા જ છે. તેટલા માટે હિંસાખોર જગતમાં પણ લોકોનો ઘણો મોટો વર્ગ માનવજગતનાં વર્તમાન કે ભૂતકાલિન સૌથી મહાન ઉગ્ર યોદ્ધાઓમાં સાચો રસ ધરાવતો નથી. સિકંદર, મહમદ ગઝનવી, તૈમુર, ચંગીઝખાન, નેપોલિયન, હિટલર, મુસોલિની, જેવાઓને હમેશાં ભયની નજરે, પણ નહિ કે પ્રેમની નજરે જોવામાં છે. તેમની ખ્યાતિ વધુમાં વધુ તો કેવળ ભૌગોલિક મહત્તા ધરાવે છે, કે જે મહત્તાને બીજી બધી ક્ષુલ્લક વસ્તુઓની હરોળમાં ગણીને કામચલાઉ વજૂદ આપવામાં આવે છે. બીજા પક્ષે જોતાં મહાન સંતો ઋષિઓ દૃષ્ટાઓ અને પયગંબરો જેવા કે મહમદ, બુદ્ધ, ક્રાઇસ્ટ, મહાત્મા ગાંધી, આજે પણ પ્રેમ અને પૂજા પામે છે, કારણ કે તેઓ વિચાર, વાણી અને આચરણમાં અહિંસક હતા.

માનવ સ્વભાવ કે જે મૂળભૂત રીતે અહિંસક છે તે અહિંસાના સત્ત્વ સાથે પોતાની જાતનું સાચું તાદાત્મ્ય પામી શકે છે. અહિંસાને બધા જ યુગના સંતોએ જીવનના ધ્યેય અને સૌથી ઉમદા આદર્શ તરીકે ગણી આપેલ છે.

આટલી ચોખવટ પછી જુદા જુદા ધર્મોના શિક્ષણ તરફ અભિમુખ થવામાં આનંદ આવશે, કે જે શિક્ષણ સર્વસારભૂત નિચોડ તરીકે અહિંસાને જ દર્શાવી રહેલ છે.



શસ્ત્રોથી જાળવેલી શાંતિ નહીં પણ સાચી શાંતિ તો કેવળ અહિંસા દ્વારા જ જગતમાં આવી શકે: કારણકે અહિંસાની સાચી ભાવના તો અંત:કરણમાંથી ઝરે છે. વ્યક્તિઓ; કોમો કે પ્રજાઓની મુક્તિ બહારના કાયદા દ્વારા લાદવાથી આવી શકતી નથી. કારણકે કાયદો તો માત્ર વચગાળાનું સાધન છે.

લેખક : પ્રો. સી. એન. ઝુલશી

બીજી ધર્મ પરિષદ મુંબઈના અધિવેશનમાં મનનીય લેખ

કહેવાની જરૂર નથી કે હિંદુધર્મનો પાયાનો સિદ્ધાન્ત અહિંસા છે. વેદો, ઉપનિષદો, ગીતા આ બધાં જ પવિત્ર પુસ્તકો હિંદુધર્મને જે રીતે ઉપદેશે છે તેનો સાત્વિક સાર માત્ર છે અહિંસા માર્ગ આ મુદ્દા વિષે એ એકમત છે. તેમાં એ રીતનું ઉદ્બોધન કરવામાં આવ્યું છે કે,

"હિંસાનો બદલો હિંસાથી (ઘાનો બદલો ઘાથી) અભિશાપનો બદલો શાપથી ન વાળો, પણ એ જખમો અને અભિશાપોનો બદલો આશિષોથી આપો.

(ઋગ્વેદ)

'જે પરમાત્મામાં જીવ માત્રને સમાવે છે ને આત્માને સર્વમાં વ્યાપેલો જુવે છે તે કોઈને તિરસ્કારતો નથી, કારણ કે તે સર્વત્ર અાહિતીનતાને જ જુએ છે "

(ઈશોપનિષદ)

"બડાઇ તથા ક્ષમાવૃત્તિ અને સાદાઈના ભંગનો અભાવ તેજ પ્રજ્ઞાની સાચી નિશાની છે "

(ગીતા)

## બુદ્ધ ધર્મમાં અહિંસા

બૌદ્ધધર્મ તો લગભગ લગભગ પરિપૂર્ણ રૂપે અહિંસાના તત્ત્વથી આવૃત થયેલો ગણી શકાય. અહિંસા આ ધર્મનો મૂળભૂત આદર્શ છે. આ સત્ય બુદ્ધ ભગવાનને એક વહેપારી સાથે થયેલ વાતચીત ઉપરથી તારવી શકાશે.' આ સંવાદથી જ તે વહેપારીને બૌદ્ધ ધર્મ અંગિકાર કરવાની પ્રેરણા મળેલી.

બુદ્ધ—સોનાપરન્તના લોકો અતિશય હિંસાખોર છે જો તેઓ તારા પર ગાળોનો વરસાદ વરસાવશે તો તું શું કરીશ? -

વહેપારી—ભગવન્, હું તેઓને જવાબ નહી આપુ.

બુદ્ધ—અને જો તેઓ તારા પર પ્રહાર કરશે તો?

વહેપારી—તો બદલા રૂપે હું સામો પ્રહાર નહીં કરૂં.

બુદ્ધ—અને જો તેઓ તને મારી નાંખે તો?

વહેપારી—મૃત્યુ પોતે કાંઇ અનિષ્ટ નથી. ઘણાય માનવી જીવનના ક્ષુલ્લક મોહમાંથી નાસી છૂટવા મૃત્યુની સ્પૃહા કરે છે.

ચીનમાં પણ કૂંગફ્યુત્સે અને લાઓત્સેના બોધામૃતો ને બુદ્ધના ઉપદેશોની જેમ અહિંસાના જ બીબામાં ઢાળવામાં આવેલ છે.

"સામા પ્રત્યે એવી રીતે વર્તજે કે જે રીતે તેઓ તારી તરફ વર્ત્યા હોત તો તું પસંદ ન કરત."

(કુંગ ફ્યુત્સે)

"જેઓ સારા છે તેઓ પ્રત્યે હું ભલો છું અને જેઓ સારા નથી તેમના પ્રત્યે પણ હું ભલો જ છું; આવી રીતે બધા જ સારા બનતા જાય છે, જેઓ સહૃદયી છે તેઓ પ્રત્યે પણ હું સહૃદયી છું, આવી રીતે જ બધા સહૃદયી બનતા જશે."

(લાઓત્સે)

આચાર વિચારના આવા સોનેરી નિયમોને અહિંસાના બોધપાઠોના સમાનાર્થી તરીકે લક્ષમાં લેવાવા જોઇએ.

જ્યારે પયગમ્બર જરથુસ્ત "હુમત, હુખ્ત, હુવરસ્ત" એટલે કે સદ્વિચારો, સદ્વાણી અને સદ્કૃત્યોના સિદ્ધાન્તનો જે ઉપદેશ કરતા હતા તેને આપણે ઓળખ ઘટાવી શકીએ છીએ કે મહાન ઈરાનની સંસ્કૃતિ પણ અહિંસાના સિદ્ધાન્તના પાયા પર જ રચાઈ હતી.

પ્રાચીન ગ્રીસમાં જ્યારે સોક્રેટિસ અનિષ્ટનો બદલો અનિષ્ટથી ન વાળવાનો બોધ આપતો હતો ત્યારે એજ અહિંસાના તત્ત્વનો વિજય થતો હતો, જે આપણે તેની અને તેના પરમ મિત્ર ક્રિટો વચ્ચે થયેલા વાર્તાલાપમાં પુરાવા રૂપે જોઈ શકીએ છીએ.

સોક્રેટિસ – અનિષ્ટનો બદલો અનિષ્ટથી; એ રીત ઘણાની નીતિ થઇ પડેલ છે તો તેને વિષે શું કહો છો, એ વ્યાજબી છે કે નહિ?'

ક્રિટો: વ્યાજબી નથી.

સોક્રેટિસ કારણ કે બીજાનું અનિષ્ટ કરવું એ તેને ઈજા કર્યા બરાબર છે.

ક્રિટો. તદ્દન સાચું.

સોક્રેટિસ આપણને કોઇના તરફથી ગમે તે અનિષ્ટ વેઠવાનો સમય આવ્યો હોય પરન્તુ તેના પ્રત્યે આપણે અનિષ્ટ પાછું વાળવું કે પ્રત્યાઘાત કરવો ન જોઈએ.

મહાન રોમન શહેનશાહ માર્કસ ઓરેલિયસે કહ્યું છે કે,

'જે માણસે તારૂં બુરૂં કર્યું હોય તો તરત જ ખ્યાલ કરવા બેસી જજે; કે તેણે સારા કે નરસાના, કયા ખ્યાલથી તારૂં બુરૂં કર્યું છે. જ્યારે તું આ વસ્તુ સમજશે ત્યારે તું તેની દયા ખાઇશ અને

તેના પર નવાઈએ નહીં પામે કે ગુસ્સો પણ નહિ કરે."

વિશ્વવિખ્યાત વિદ્વાન સીસેરોએ ઉચ્ચાર્યું હતું કે, 'દુશ્મનો સાથે આપણે ગુસ્સો કરવો જોઈએ તેવું વિચારતા તથા મહાન અને મર્દ બનવાનો આજ માર્ગ છે એવું માનતા માણસોને આપણે સાંભળવા ન જોઈએ. અનુકંપા અને ક્ષમા આપવાની તત્પરતા કરતાં કશુંજ એટલું બધું પ્રશંસાપાત્ર નથી અને એ બે સિવાય કોઈપણ વસ્તુ મહાન અને ઉમદા આત્માની સ્પષ્ટ ઓળખ કરાવી શકે તેમ નથી."

આમ ઉચ્ચારીને પોતાની જાતને તેણે એજ રીતે વ્યક્ત કરી હતી.

ખ્રિસ્તી ધર્મ અહિંસાના અમનચુંબી સદ્ગુણના પાયા પર વિસ્તૃત રીતે અવલંબે છે. ભગવાન પ્રભુના મૃત્યુના ખુદ પ્રસંગને જ અહિંસાના ઉદાર આદર્શના અત્યંત ઉદાહરણ રૂપે પેખી શકાય. પોતે જેને સત્ય તરીકે ઉદ્બોધતો હતો તેને ખાતર વધસ્તંભ ઉપર ચઢીને મૃત્યુને ભેટતાં તેણે તેના વધ કરનારાઓનું ભલુંજ ઇચ્છ્યું હતું. "પર્વત પરનો ઉપદેશ" એ અહિંસા પરત્વે આખરી શબ્દ વાક્ય લેખાય છે, જુઓ:

"તમે સહુએ સાંભળ્યું છે કે આંખનો બદલો આંખથી અને દાંતનો બદલો દાંતથી લ્યો, પણ હું તમને કહું છું કે ખળનો તમારે પ્રતિકાર કરવાનો નથી."

"જો કોઈ તારા જમણા ગાલ પર તમાચો મારે તો તેના તરફ તારો બીજો ગાલ ધરજે"

વળી તમે જે કહેવાનું હતું તે સાંભળ્યું છે, કે "તારે તારા પડોશીને ચાહવો જોઈએ અને દુશ્મનને ધિક્કારવો જોઈએ." પણ મને કહેવા દો કે તું તારા દુશ્મનને ચાહ અને તને પીડનારને માટે પ્રભુ પ્રાર્થના કર કે જેના પરિણામે તું પણ સ્વર્ગમાંના તારા પરમ પિતાનો પુત્ર બની શકે."

ઇસ્લામ કે જેને હિંસાના પર્યાય લેખે ગણવામાં આવે છે અને જેના વિષે કહેવાય છે કે તેનો ફેલાવો તલવારની અણીથી કરવામાં આવ્યો છે, તે પણ અહિંસાના કેટલા ઉમદા બોધપાઠો ધરાવે છે. કોઈ પણ માનવી સરળતાથી સમજી શકે છે કે જે ઇસ્લામનો પયગમ્બર અહિંસા સિવાય બીજા કશાની ફરમાઈશ તેના લોકોને

ન જ કરી શકે; કારણ કે ખુદાએ તેને જ આ પૃથ્વી પર પોતાના એવા જગજાહેર કુકમથી મોકલ્યો હતો કે, "અમે જગત પર કેવળ અનુકંપાના હેતુથી જ તને ત્યાં મોકલીએ છીએ."

કુરાન.

ઇસ્લામનાં નીચે દર્શાવેલાં બોધવચનો મન, વાણી અને કર્મની અહિંસાનો જુસ્સો દર્શાવે છે. પયગંબરે કહ્યું છે કે:

"જે કોઈ અલ્લાહના પ્રાણીઓ પ્રત્યે માયાળુ છે તેના તરફ અલ્લાહ માયાળુ જ છે."

"અલ્લાહનો સૌથી પ્યારો કોણ છે? તે જ કે જે તેનાં પ્રાણીઓ પ્રત્યે એવું ભલાઈ દાખવે છે."

"તું તારા પેદા કરનારને ચાહે છે? તો સૌથી પહેલાં તારા સાથીદારને ચાહવા માંડ."

"આ મુંગા પ્રાણી બાબત ઈશ્વરનો ડર રાખજે; અને તેઓ જ્યારે સ્વારી કરવા યોગ્ય હોય ત્યારે તેમના પર પલાણ માંડજે. વળી જ્યારે તેઓ થાકી ગયેલાં જણાય ત્યારે તેમના પરથી ઉતરી જજે."

"ખુદાના બંદાના દિલમાં ઈમાન અને ઈર્ષા સાથે સાથે રહી શકતાં નથી"

'બીજાની અદેખાઈ કરતાં પહેલાં તારી જાતને સમાલજે, કારણ કે જેવી રીતે અગ્નિ બળતણને ખાઈ જાય છે તેવી જ રીતે અદેખાઈ ભલાઈને ભરખી જાય છે.'

જુઠું બોલનાર અને ખોટણી કરનાર ભલે પછી રોજા રાખતો હોય છતાં ખુદા તેના અન્નજળના ત્યાગને લક્ષમાં લેતો નથી.

(અબ્દુરહેમાન)

પીઠ પાછળની નિંદા એ વ્યભિચાર કરતાં પણ વધારે દુ:ખકારક છે; અને જ્યા સુધી ક્રોધનો ભોગ બનનાર દોસ્ત માફી ન આપે ત્યાં સુધી ખુદા ખોટણી કરનારને ક્ષમા કરતો નથી.'

(અબુસૈયદ અને જાબીર)

તાકીને મારી જેની જીન્દગી લેવાની હોય તેવી વસ્તુઓનો અંગિકાર ન કરવો.

(અબ્ને અબ્બાસ)

પયગમ્બરે મના કરેલી બધી જ વસ્તુઓમાં જીવન લેવાની પણ મના કરેલી છે.

(જાબીર)

અહિંયાં પયગમ્બરનાં કેટલાંક વધુ નોંધપાત્ર વચનો આપવામાં આવે છે કે જે અહિંસાના સિદ્ધાન્તના વિશ્વવ્યાપી ઉપયોગની ભલામણ કરે છે

"મુસીબતમાં મુકાયેલા કોઈપણ શખ્સને મદદ કરજે, ચાહે તે મુસ્લીમ હો યા બીનમુસ્લીમ."

"જે કનડાયેલાની મદદે જાય છે તેને માટે ખુદાએ ૭૩ ગુનાની માફી લખી છે."

"જે કોઈ જુલમગારને જુલમગાર તરિકે ઓળખવા છતાં મદદ કરવા જાય છે તેણે ખરેખર ઈસ્લામ માટે પોતાની જાતને બાકાત કરી છે."

"જે પોતાનું પેટ ભરે છે અને પોતાના પાડોશીને ભૂખ્યો રહેવા દે છે તે આદમી કદી પણ સંપૂર્ણ મુસ્લીમ ન હોઈ શકે."

ઉપર મુજબનાં પ્રમાણભૂત અવતરણો ઉપરથી સ્પષ્ટ થાય છે કે બધાજ મહાન ધર્મોનો મૂળભૂત ઉપદેશ અહિંસા જ છે. ખરેખર વિધિની એ એક ક્રૂર વિચિત્રતા છે કે આવાં ઉમદા શિક્ષણો હોવા છતાં જગત તો હિંસાના જ પરિણામ ભોગં થાય છે! દિલમાં હિંસા વૃત્તિને સેવનાર બીજાનું નુકશાન કરી શકે તે કરતાં પોતાની જાતને વધારે તારાજ કરી મૂકે છે. તે બાબત પ્રત્યે બેપરવાઈ રખાય છે, જે દિલગીરીની વાત છે. જગતનાં અનિષ્ટોને એ 'ભૂતકાલીન બીનાઓ બનાવી દૂર કરી દેવી હોય તો પ્રજાઓના મન પર એક એવા સત્યનો ઉદય થવો જોઈએ કે તેમની ભિન્ન વૃત્તિઓ તથા વલણો વચ્ચે સુમેળ સ્થપાવો જોઈએ, તો જ આદર્શ જગત રચી શકાશે કે જેમાં માનવીઓના હૃદય પર વિશાળ રીતે સંતોષ આલેખાયેલો હશે.

ઝઘડાઓથી જાળવેલી શાંતિ નહિ પણ આવા પ્રકારની સાચી શાંતિ કેવળ અહિંસા દ્વારા જ જગતમાં આવી શકે, કારણ કે અહિંસાની—સાચી ભાવના તો અંત:કરણમાંથી ઝરે છે. વ્યક્તિઓ કોમો કે પ્રજાઓની મુક્તિ બહારથી—કાયદા દ્વારા મારફતે આવી શકતી નથી, કારણ કે કાયદો તો માત્ર એક વચગાળાનું સાધન છે કે જે માનવીના અહંભાવથી ઉત્પન્ન થતી મૂળ ગેરવ્યવસ્થાને અંકુશમાં રાખવા માટે અમલી બનાવાય છે, પરંતુ મુક્તિ તો અંતઃકરણમાંથી ઉપરના પલકારાના આવેગથી જ આવે છે અને તે માનવી, માનવી વચ્ચે સાંકળ રચી દે છે.

# મહાકવિ વિદ્યાપતિ

મૈથિલ-કોકિલ સમા અને કવિઓના કંઠના હાર સમોવડ વિદ્યાપતિ હિન્દીના મહાન કવિઓમાંના એક છે. એ શોકજન્ય વાત છે કે આપણે ઘણા દિવસો સુધી હિન્દી સાહિત્યના કવિઓમાં એમને યોગ્ય સ્થાન આપવાની ચેતના જ ન કરી એમને સમજ્યા નહીં અને એમને બંગાળના કવિ તરીકે જ, બંગાળી ભાષાના કવિ તરીકે જ, માનતા રહ્યા.

જ્યારે વાસ્તવમાં વિદ્યાપતિએ એવાં મધુર અને કોમળ પદોમાં પોતાની ભાવનાઓ વ્યક્ત કરી છે કે જેથી એવો નિર્ણય કરવો કઠીન છે કે તેઓએ મૈથિલી ભાષાનો ઉપયોગ કર્યો છે કે બંગાળી ભાષાનો, છતાં પણ એક વાત તો સાબીત થઈજ ચૂકી છે અને તે પ્રમાણભૂત છે કે કવિ-કુળ-કુમુદ શ્રી વિદ્યાપતિનો જન્મ દરભંગા જીલ્લામાં વિસાન નામના ગામમાં વિ. સં. ૧૩૫૦માં લગભગ થયો હતો. તેઓ મૈથિલીબ્રાહ્મણ હતા.

તેમના પિતા પંડિત ગણપતિ ઠાકુર તથા માતુશ્રી હંસિનીદેવી સરસ્વતીના કૃપાપાત્ર હતાં.

સુગાંવના રાજા શિવસિંહ તથા તેમની સ્ત્રી લછમા દેવી તેમના આશ્રયદાતાઓમાંનાં મુખ્ય હતાં. આ ગુણ-ગ્રાહકોએ કવિને પુષ્કળ સંપત્તિ આપીને તેમની સરસ્વતીની ઉપાસનામાં વધુ સગવડ કરી આપી. અનુકૂળતા કરી આપી અને બદલામાં કવિએ પોતાનાં કાવ્યોમાં તેમનું નામ અમર બનાવ્યું.

વિદ્યાપતિની ભાષા, વર્ણન કરવાની શૈલી, ભાવ વગેરે તેમના પોતાનાં જ છે. તેમની કવિતા જ તેમનો સાચો પરિચય આપે છે તેમના પદો અમીર અને ગરીબ એક સાથે અપનાવે છે. વિદ્યાપતિજીની વધારે પ્રમાણની રચનાઓ શૃંગારરસથી ઓતપ્રોત છે. મનોવિજ્ઞાનના પંડિત વિદ્યાપતિએ મનુષ્ય-પ્રકૃતિનું એટલું સૂક્ષ્મ અવલોકન કર્યું છે, કે તેમનું હૃદય એક દર્પણ સમાન જ બની ગયેલ છે. જેમાં મનુષ્યમાત્રના ભાવ પ્રતિબિંબીત થાય છે કિશોર અને યૌવનમાં મનુષ્યનું હૃદય જ્યારે વિયોગ અને મિલનના ભાવોને અનુભવે છે તો તે ભાવોમાં પણ એક અભૂતપૂર્વ પરિવર્તન આવી જાય છે.

વયઃ સંધિનું વર્ણન કરતાં તેઓશ્રી લખે છે કે:

सुन इत रस कथा थापए चीत ।
जइसे कुरंगिनी सुनए संगीत ॥

એટલે કે નવયૌવના શૃંગાર સંબંધી વાતો એટલી તન્મયતાથી સાંભળે છે કે જાણે હરિણી સંગીત ન સાંભળી રહી હોય!

हिरदय–मुकुल हेरि हेरि थोर ।
खने आंचर दए खने होय भोर ॥

નવ ઉદિત વક્ષઃસ્થળ પર કદી આંચલ ઢાંકવું અને કદી ભૂલી જવું એ પણ જ સ્વાભાવિક વર્ણન છે. શારીરિક સૌન્દર્ય વર્ણનમાં પણ પોતાની વિલક્ષણ પ્રતિભાનો પરિચય તેમણે આપેલ છે. તેમની નાયિકાની આંખો—

लोचन–जुगल भंग अकारे ।
मधुक मातल उड़ए न पारे ॥

એટલે કે ભ્રમરની આકૃતિ છે, જે મુખારવિંદનો મધુરસ પીને મસ્ત બનવાથી ઉડી નથી શકતા.

મુખનું વર્ણન કરતાં તેમણે લખ્યું છે કે:—

चाँद सारलए मुख घटना करु
लोचन चकित चकोर ॥
अमिय धाये आँचर धनि पोंछलि
दह दिसि भेल उँजोर ॥

એટલે કે ચંદ્રમાનો સાર ભાગ લઈને વિધાતાએ ચકોરોનાં લોચનને ચકિત કરનાર મુખની રચના કરી, જાણે સુંદરીઓએ જ્યારે પોતાનું મુખ સાડીના છેડાથી લુછ્યું અને અમૃત છલકાવ્યું ત્યારે ચારે દિશાઓમાં સ્વચ્છ જ્યોત્સના ખીલી ઉઠી.

કેટલું સુંદર વર્ણન છે! કવિની "सोने सो सुहाग है, सयाह है सुधाको, बसुधाको, सुख लूटके, बनायो मुख तेरो है" વાળી કવિતા, આ કવિતા આગળ ફીકી પડી જાય છે.

પરસ્પર વિરોધી પદાર્થોને એકજ સ્થાન પર રજૂ કરવામાં કવિ અદ્વિતીય છે.

चिकुर–निकर तम सम
पुनु आनन पुनिमा ससी ।
नयन पंकज के पतिआ आते
एक ठाम रहु बसी ॥

અંધકાર સમા કેશ, ચંદ્ર સમાન મુખડું અને કમળ સમાન નેત્રોનું એક જગ્યામાં રહેવું, વાસ્તવમાં ગજબ કરી નાખે છે. કોઇને તેના ગુણ અને પ્રભાવની યાદ આપી પ્રોત્સાહીત કરવાની રીત વિદ્યાપતિને સારી રીતે સાધ્ય હતી. તેઓ કહે છે, "હે સુંદરી! તું મારી સાથે કેમ વાત નથી કરી જતી! તું કોનાથી ડરે છે!"

અરે,

कबरी भय चामरि गिरि कन्दर
मुख भय चाद अकाशे।
हरिन नयन भय, सर भय कोकिल
गति—भय गज बनबासे॥

તારા કેશના ભયથી ચમર વળી ગયો પહાડની કંદરાઓમાં, મુખના ભયથી ચંદ્ર આકાશમાં, નયનના ભયથી હરણાં, સ્વરના ભયથી કોકિલ અને ગતિના ભયથી હાથી જંગલમાં નિવાસ કરે છે. બધા જેનાથી ગભરાઇ સંચાર કરે તેને વળી ભય કેવો! મહાકવિ કાલીદાસની શકુંતલા કાંટામાં પોતાનો પાલવ ભરાતાં દુષ્યંતને જોવા માટે ઉભી રહી હતી અને વિદ્યાપતિની રાધા;

सइ पुन मोती हार तोरी उकेल
कहइत हार टुटि गेल।
सब गन एक एक चुनि सचहूं
स्याम दरस—धनि लेल॥

હાર તોડીને ફેંકી દીધો, બધાની દ્રષ્ટિ તે તરફ ફેરીને શ્યામને જોવા, આ તો ચોક્કસ રાધાજીનું જ કામ છે.

તેમના બધા વિચારો સૂક્ષ્મ અધ્યયન પર અવલંબેલા છે.

आप आंचर खसी आप बदन हसी
आपही नयन तरंग।
आप उर जहेरि आप आँचर भरि
तब धरि दगधे अनंग॥

કોઇ ઉર્દુ કવિએ પણ કહ્યું છે કે—
જમાના દો મગર મિરઝાઇ તેરી સીધી નિગાહોસે,
ખુદા ના ખાસ્તા તિરછી નજર હોતી તો ક્યા હોતા!

રાધાનું હૃદય આવેશમાં કવિ કહે છે કે—

कानु हेरए छल मन बड़ साध
कानु हेरइत भेल अत परमाद

કૃષ્ણને એકવાર જોવા પછી આપત્તિ આવી ગઇ.

पुनु फिरि सोइ नयन जदि हरवि
पाओब चेतन नाइ।
भुजगिनि डंस पुनहि जदि डंसए
तब ही समय विष जाइ॥

કેટલી સુંદર વાત રજૂ કરી છે! "નયનોના ઘાયલ થયેલા છે તે તો ફરીથી એ નયનોને જોઇને જ ઘાયલ થશે. સાપ અસર કરવા પછી એ જ જગ્યાએ ફરીથી કરડે તો અવશ્ય ઝેર ઉતરી જશે."

પ્રકૃતિ નિરીક્ષણમાં પણ તેઓ સદા તન્મય રહેતા હતા. તેઓનું વસન્ત વર્ણન જાણે કે એક તાદ્દશ ચિત્ર છે. જેનાથી વસંત વખતની મિથિલા અંકિત થયેલી છે.

नव वृंदावन नव नव तरुगन
नव नव विकसित फूल।
नवल वसन्त नवल मलयानिल
मातल नव अलि कूल॥

મથુરાનીલની સાથે ઝૂમતા રહેવામાં વસન્તની મસ્તિ આવી જાય છે. એક કાવ્યમાં કહે છે કે—

जत ओ तरनि आय सोरमए सजनी
कमलन ते जए पाक।
जे अन रतल गाहो सौ सजनी
कि करती यहि भए पाक॥

પ્રભા પણ જુદાં ન કરી શકે તો બીજાઓની તો મુંઝાય શી! તગાવ ગમે તેટલું મુકાયું કેમ ન હોય, કમળ તેને છોડી નથી શકતું.

जुग जुग जीवयु वसयु लाख कोस।
हमर अभाग हुनक नहि दोस॥

નીચે લખેલો સંદેશો કૃષ્ણ પાસે મોકલ્યો છે એ એક એવા વ્યથિત હૃદયના નિ:શ્વાસોથી ભરપૂર છે કે જેના સાંભળતાં પથ્થરનું હૃદય પણ દ્રવિભૂત બની જાય.

सजनी कानुक कहब बुझाइ ।
रोपिपेमक बिज अंकुर मुड़ल्हि
माधव कोन उपाइ ॥

तेल बिनु जैसे पानि पसाहिए
अैसन मोर अनुराग ।
सिकता जल जैसे छनहिं सुखए
तैसन मोर सुहाग ॥

कुल कामिनी छलों कुलटा भए गैलो
तिनकर बचन लोभाइ
अपने कर हम मुँड़ मुड़ाएल
का तुहे प्रेम बढाइ ॥

चोर रमनि जनि मन मन रोअइ
अम्बर बदन छिपाइ ।
दीपक लोभ सलभ जनि धायल
सेफल भुंजइत चाइ ॥

भनइ विद्यापति इहकल अगरित
चिन्ता करह न कोई ।
अपना करम दोष आपहि भुनइ
से जन परवस होइ ॥

હે સખી! જરા કૃષ્ણને સમજાવીને કહેજે કે પ્રેમનું બીજ રોપીને જે વેમણે તેના મૂળને જ કાપી નાખ્યું તો ક્યા ઉપાયથી હું જની શકું છું!

પાણી પર ફેલાયેલા તેલની માફક મારો પ્રેમ વિસ્તૃત થયેલો છે પરંતુ ગરમ રેતી પર તુરત સુકાઈ જનારા પાણી જેવું મારું ભાગ્ય છે.

પહેલાં તો હું કુળવાન હતી. હવે તેનાથી પ્રેમ કરીને કુલટા ગણાઉં છું. એની સાથે પ્રેમ કરીને મેં મારા પગમાં જ કુહાડી મારી છે. હવે તો આવી સ્થિતિ છે કે ચોરની સ્ત્રીની માફક કપડામાં મોઢું સંતાડીને રડી રહી છું. દીપક પર ધસનારો પતંગ પોતાની મેળે જ ભસ્મ થઈ જાય છે.' વિદ્યાપતિ કહે છે કે જે પોતાનું કર્મ બીજાને આપે છે, તેની આવી જ હાલત થાય છે એ માટે કોઈ ચિંતા કરવા જેવી નથી.

વળી લખ્યું છે કે—

सखी अनकर दुख दारुन रे जग के पति आय।

જો આ દારુણ દુખ સાંભળીને જગપતિ આવે તો સારું.

વરસાદની બીજળવાળી રાતોમાં પણ વિરહીઓનાં હૃદય તો બળેલાં જ રહે છે.

આવી સુંદર કાવ્ય કૃતિઓને લીધે જ કવિ વિદ્યાપતિને "અભિનવ જયદેવ" અને "કવિ શેખર"ની ઉપાધી મળી હતી.

૭૦

---

# ઐક્યનો સંદેશો

સર્વવ્યાપક અમરસ્વરૂપ, કે જે આદિ પુરુષ છે અને જગતના દરેક ધર્મ, દરેક સંપ્રદાયો અને દરેક જાતે જેને અદ્વિતીય સ્વીકારેલ છે તેને વંદન હો!

આવા ભવ્ય પ્રસંગે આ નાનકડો સંદેશો મોકલવાની મળેલી તકને હું એક પરમ સૌભાગ્ય સમજું છું. ભવ્ય એટલા માટે કે વિસંવાદી તત્ત્વોમાં શાંતિ ને સુમેળ સ્થાપવા પાછળનો તેમજ ઊંધે રસ્તે દોરાયેલા અને વર્તમાન કાળમાં પ્રવર્તતા ધર્મના અનુયાયીઓ કે જે પૂર્વગ્રહોથી જકડાયેલા તેઓમાં બંધુભાવ અને સાચી સમજ સ્થાપવા પાછળનો આ પરિષદનો યત્ન વિશુદ્ધ છે. આવી પરિષદો, એકમેકની સંગતો અથવા સમારંભોની આજના અવસરે અનિવાર્ય જરૂર છે. આ અવસરે કે જ્યારે કોમી ઉકળાટો અને ધાર્મિક ઝઘડાખોરી દૂર કરવાની જરૂર છે અને જ્યારે યોગ્ય જીવન પારસ્પરિક સમજૂતિ અને એક બીજાની માન્યતા તથા ધર્મમત વચ્ચે સહૃદયતા સ્થપાય તે માટે વધારે બુદ્ધિ યુક્ત, ઠોસ અને સમન્વયી કોશો ઉત્પન્ન કરવાની જરૂર છે. સાથે સાથે જોવાનું રહે છે કે દરેકની વૃદ્ધિ અને વિકાસ કે જે તેને ફરજીયાત છે તેનો ક્રમ પણ રક્ષાયેલો રહે.

વિભિન્નતાઓ વચ્ચે ઐક્યનો સંદેશો તથા સહિષ્ણુતા અને વિકાસનો સમન્વય અટલ નિયમનો ઉદ્‌ઘોષ તો સંસ્કૃતિના આદિકાળથી માંડીને દરેક વખતે ને દરેક ઠેકાણે પયગંબરો ને માનવજાતના તારણહારો એ અવિરત એક પછી એક કર્યો જ કરેલ છે, પરંતુ શું જગતે તેમના અવાજને સાંભળેલ છે? કમનસીબે નહીં જ. અને એટલા માટે જ જગતના ખૂણે ખૂણે દુઃખ અને યાતનાઓ અટકયા કરે છે, પરંતુ વિકાસક્રમનો નિયમ સાધના માગી લે છે. સાચી દિશામાંની સાધના માનવમાત્રની મુક્તિ માટેનો ભગીરથ યત્ન, આ સાધના બીજી રીતે જીવન શક્તિ તરીકે પણ જ્ઞાત છે. આ જીવનશક્તિ એકલી જ જગત અને તેની વૃદ્ધિ ટકાવે છે તથા વિભિન્ન અને વિરોધી એવા તમામ તત્ત્વો વચ્ચે વધારે ઊંચા પ્રકારની સમજૂતિ અતિકલ્પિત કરે છે. માનવી પોતાના ધર્મ કે સંપ્રદાયની આજ્ઞાઓનું પાલન કરે તો આ જીવનશક્તિ પુનર્જીવિત, સજાગ અને જોમદાર થવા પામે છે.

'Divine Life' ના વિદ્વાન તંત્રી અને હિંદના તત્ત્વ ચિંતકોમાંના એક સ્વામીશ્રી શિવાનંદજીએ મુંબઈમાં મળેલ બીજી ધર્મ પરિષદ સમયે આ સંદેશ પાઠવ્યો હતો. નવા વર્ષે તે સંદેશ આપણા આધ્યાત્મિક અને ધાર્મિક વિકાસનો દ્યોતક બની રહો.

●

આજને પ્રસંગે મારો સંદેશો તો એ છે કે તમારી જાતના પ્રત્યેક તત્ત્વમાં આ જીવન શક્તિને તમે જોરદાર બનાવો અને સ્વસ્થપૂર્ણતા, આત્મવિકાસ અથવા મુક્તિના ધ્યેય તરફ ખર સેવ્યા સિવાય કૂચકદમ જારી રાખો.

આટલા માટે હિન્દુને તેમના વેદાન્તના તત્ત્વમસિના પરમોત્કૃષ્ટ આદેશના રસ્તે જવા દો. બુદ્ધધર્મીઓને તેમના ઉપદેશક ભગવાન બુદ્ધને, તેમણે સ્થાપેલા ધર્મને અને ધર્મ સમાજને અનુસરવા દો તથા તેમાં જ તલ્લીન રત રહેવા દો.

ઈસાઈને તેના મહાન સિદ્ધાંત "તે અને તેના પિતા ફક્ત એકજ છે" પ્રમાણે જીવવા દો અને તેમ થાય તો જ તેને તેના સર્વ સાથીદારોમાં પોતાના આત્મસ્વરૂપની એકતા જણાશે. મુસ્લિમને તેના વિશ્વબંધુત્વના ઉપદેશો ગ્રહણ કરવા દો કે જે ઉપદેશો તેના પયગમ્બર હઝરત મહમદ પયગમ્બરે ઉદ્‌બોધ્યા છે. શીખને તેના મધુરનાદ "એક ૐકાર સતનામ"નું ગુંજન કરવા દો અને તે મુજબ રહેવા અને જીવવા દઈ સત્યના માર્ગે આગળ ધપવા દો. જૈનને તેના 'અહિંસા' નો એક ધર્મ સંરક્ષવા દોને તે અનુસાર આચરણ કરવા દો. યાહુદીને ખાત્રીદાર થવા દો કે તેના હૃદયની શાંતિમાં તે કોઈ જ નથી. પણ ખુદ ઈશ્વર જ છે. પારસીને તેના પવિત્ર વિચાર, પવિત્ર વાણી અને પવિત્ર આચારના ધર્મ-સૂત્ર મુજબ ચુસ્તપણે વળગી રહેવા દો. ચીનનાં કંગફ્યુશીને માનવા દો, કે તેના મુખનું રહસ્ય દુષ્ટ તત્ત્વને નહીં જોવામાં, દુષ્ટ તત્ત્વને નહિ સાંભળવામાં અને દુષ્ટ તત્ત્વને આચરણમાં ન આવવા દેવામાં સમાયલું છે. ચીની ઉપદેશના અનુયાયીઓને

(અનુસંધાન માટે જુઓ પાનું ૩૦)

# સરળ ગીતા ધર્મ સાર

## અધ્યાય સોળમો
## જીવન વિકાસ યોગ

[ લેખક : શ્રી. પુરાતન બુચ ]

અર્જુન બોલ્યા : હે ભગવાન ! આપ કૃપા કરીને મને હવે એ સમજાવો કે મનુષ્ય પોતાના જીવનનો વિકાસ કેવી રીતે કરી શકે ! ૧

શ્રી કૃષ્ણ બોલ્યા : હે અર્જુન ! તારો પ્રશ્ન ઘણો જ સરસ છે. આ સંસારમાં બધા જ મનુષ્યોને સારા થવા માટેની ખૂબ ઝંખના હોય છે. ૨

માણસ માત્રને સારા થવાની ઇચ્છા હોય છે જ, તેમ છતાં તેઓમાંના ઘણા સારા થઈ શકતા નથી. ૩

પરંતુ જીવનનો વિકાસ કરવાની ઇચ્છા રાખનારે પ્રથમ પોતાની ભૂલો ક્યાં ને ક્યારે થાય છે તે તરત સમજી લેતાં આવડવું જોઈએ. ૪

ત્યાર પછી પોતાની ભૂલ માટે તરત જ ક્ષમા માગવા જેટલી નમ્રતા કેળવવી જોઈએ. ૫

જે માણસ પોતાની મોટી ભૂલ બદલ માફી માગીને ફરીથી એવી ભૂલ ન કરવાનો પાકો નિશ્ચય કરે છે તેના જ જીવનનો વિકાસ થઈ શકે છે. ૬

પોતે ગમે તેટલા મોટા હોઈએ તો પણ ગમે તેવા નાના માણસ પાસે પણ પોતાની ભૂલનો એકરાર કરવા કરવા જેટલી નૈતિક હિંમત ધરાવે છે તે જ પોતાના જીવનને સુધારી શકે છે. ૭

જે પોતાની ભૂલ કે દોષ સમજવા છતાં યે તેનો સાફ દીલથી એકરાર કરતા નથી, તેઓ પોતાનાં જીવનમાં કદી સારા ગુણો વિકસાવી શકતા નથી. ૮

પોતાના દિલમાં કોઈ જ પ્રકારની ચોરી રાખ્યા વગર નિખાલસપણે જે વર્તે છે ને નાનાં મોટાં કામો કરે છે તે પોતાના જીવનનો વિકાસ કરી શકે છે. ૯

પોતે છેતરાઈ જાય, છતાં કોઈને છેતરવાની વૃત્તિ જેના મનમાં નથી જાગૃત થતી તેનામાં સારા ગુણો વિકાસ પામી શકે છે. ૧૦

જીવનનો વિકાસ કરવા માટે કોઈ બહુ મહેનત નથી લેવી પડતી. માત્ર મનોબળ જ કેળવવું પડે છે એ વાત હે અર્જુન ! તું યાદ રાખજે ૧૧

જીવનમાં સારા ગુણો વિકસાવવા માટે સૌથી પહેલાં તો જીવનને નિયમિત બનાવવું જરૂરી છે. ૧૨

જીવનને નિયમિત બનાવવું એટલે દરરોજનાં નાનાં મોટાં બધાં જ કામ અમુક ચોક્કસ વખતે જ કરવાની ટેવ પાડવી. ૧૩

ઘણાં વરસ સુધી નિયમિત રીતે જીવનનાં બધાં કામો કરવાથી જીવનમાં ચારિત્ર્યનું બળ કેળવાય છે. ૧૪

જેમકે સવારમાં હંમેશાં સૂર્ય ઉગે તે પહેલાં ઉઠવાની ટેવ પાડવી ને ઘરના કામ કરવા મંડી જવું. ૧૫

ઘરનાં કામ સ્ત્રીઓએ જ કરવાં જોઈએ એ વાત બરાબર નથી. પુરુષોએ પણ ઘરકામમાં સાથ આપવો જોઈએ ૧૬

દળણું દળવું, પાણી ભરવું, વાસીદું વાળવું, કપડાં ધોવાં, વગેરે બધાં કામો સ્ત્રી તેમજ પુરુષે સાથે મળીને કરવાં જોઈએ ૧૭

સવારમાં વહેલા ઉઠીને જેમ ઘરને વાળી ચોળીને સાફ કરીએ છીએ તેવી રીતે મનને પણ નિયમિત સાફ વ્યવસ્થિત રાખવાં જોઈએ. મનને સાફ ને વ્યવસ્થિત રાખવાનો માર્ગ જરા કઠણ મનાય છે પણ જો ધારીએ, નિશ્ચય કરીએ તો તે પણ સહેલું કામ લાગશે. ૧૮

મનને સાફ રાખવા માટે વહેલી સવારમાં ઉઠીને સારાં ભજનો કે શ્લોકોનું મનમાં રટણ કરવું જોઈએ. ૧૯

મનને વ્યવસ્થિત રાખવું એટલે બીજા કાંઈપણ કે નિકામા વિચારોને મનમાં આવવા જ ન દેવા. ૨૦

મનમાં બીજા નકામાં વિચારો પ્રવેશ ન પામે એ માટે માણસોએ સારા વિચારોનો આધાર લેવાનું ચાલુ રાખવું જોઈએ. ૨૧

જીવનનો સમગ્ર રીતે વિકાસ કરવા માટે શરીર મન અને પ્રાણને પ્રથમ સ્વચ્છ રાખવાં. ૨૨

ત્યાર પછી એ ત્રણેયને બળવાન બનાવવાં જોઈએ. સ્વચ્છતા ને બળ એ બન્ને સાથે રહેનારા ગુણો છે. ૨૩

હે અર્જુન ! માનવનું શરીર તો હાડકાં માંસ ને લોહીનું બનેલું છે એટલે તેને સ્વચ્છ ને બળવાન રાખવા માટે સારો ખોરાક લેવો અને નિયમિત ચાલવાની વ્યાયામ જેવી ટેવ રાખવી. ૨૪

પરંતુ મનને સ્વચ્છ ને બળવાન બનાવવા માટે મનમાં ઉઘડતાં વૃત્તિ ને ઇચ્છાના તરંગોને શાંત પાડવા જોઈએ. ૨૫

શરીરનો અન્ન એ ખોરાક છે તેમ મનનો ખોરાક ઇચ્છાઓ, વૃત્તિઓ છે શરીરમાં જેવો ખોરાક નાખીએ તેવું તે બને તેવું જ મનનું છે. ૨૬

મનને બની શકે તેટલું સ્વસ્થ ને શાંત રાખવું. આમ કરવા માટે બધી જ ઇચ્છાઓનો ત્યાગ કરવાની ટેવ પાડવી. ૨૭

મેરુ પર્વત ઉપર પણ જેવી રીતે પવનનું તોફાન થતાં તેની બેખડો ગગી જાય છે તેવી રીતે મનની

વૃત્તિઓ ઉપર વાસના ને વિકાર રૂપી પવનનો સપાટો વાગતાં મનનો દૃઢ નિશ્ચય પણ તૂટી પડે છે ૨૮

જેને જીવનનો વિકાસ કરવો છે તેનું મન તૂટી ન પડે ને વાસનામાં ખેંચાય જ નહિ એવું અધિક ને બળવાન બનાવવા પ્રયત્ન કરવો જોઈએ. ૨૯

શરીર, મન પછી પ્રાણ આવે છે. પ્રાણની શુદ્ધિ માટે નિયમિત દીર્ઘ શ્વાસ લેવાની ટેવ પાડવી. ૩૦

પ્રાણને અને શ્વાસોશ્વાસને સીધો સંબંધ છે, તેથી દીર્ઘ શ્વાસ લેતી વખતે સારા વિચારો કે ઈષ્ટદેવનું સ્મરણ કરવાથી પ્રાણની શુદ્ધિ થાય છે. ૩૧

જે માણસના જીવનમાં સાચો ગુણ વિકાસ થાય છે, તેના જે શુભ સંકલ્પો હોય છે તે પાર પડી જાય એવું બળ તેનામાં પ્રગટ થાય છે. ૩૨

હે અર્જુન! માણસે જીવનનો વિકાસ કરવા માટે ત્યાગવાળું જીવન ગાળવાનો સૌથી પ્રથમ નિશ્ચય કરીને નમ્રતાથી કોઈને પણ દુઃખ દીધા વગરનું વર્તન કેળવવું જરૂરી છે. ૩૩

---

(૨૮ મા પાનાનુ ચાલુ)

સર્વ રચનાને સૂત માત્રમા ઈશ્વરના દર્શન થવા દો તથા તેના હૃદયમાં તેના માર્ગદર્શક દેવદૂત તેમજ ઉદ્ધારકનું મંદિર રચવા દો કે જ્યાં તે ઈશ્વરમાં શરણ મેળવી શકે. અને જપાનના શીંટો ધર્મને તેના મૂળભૂત આધાર પર મુસ્તાક રહીને સર્વ શક્તિમાન ઈશ્વરની પ્રાર્થનામાં જોડાયેલા રહેવા-દો.

આ ઉપદેશોમાંના કોઈપણ, એક બીજાના પરસ્પર વિરોધી નથી. વસ્તુતઃ કોઈપણ મૂળભૂત તત્વજ્ઞાની સિદ્ધાંતો એક બીજાનો વિરોધ કરતા નથી. માત્ર દ્વિધા વૃત્તિના ખોટા ખ્યાલો, પાશવી ઝઘડાઓ તથા ધર્મ યુદ્ધોને ભભૂકી ઉઠવા અવકાશ આપે છે. ધર્મોના મૂળભૂત સત્યોને યોગ્ય આચરણ દ્વારા જો અજ્ઞાનને નિવારી શકાય તો ધાર્મિક મતમતાંતરો અને વિસંવાદ કે જે આજના જમાનાની હકીકત રહી ચૂકેલ છે તેમનો અંત આવે. આથી ભયનો નાશ થશે. માયાવી આભાસ અદૃશ્ય થશે. દુઃખ માનવીથી દૂર થઈ જશે.

પરિષદની હું સર્વદેશીય સફળતા ઇચ્છું છું કે જેને માટે તે સુપાત્ર છે. સૌને પરમ શાંતિ મળો અને સર્વ શક્તિમાન પ્રભુના આશીર્વાદ દરેક ઉપર, દરેક સ્થળે ઉતરો.

# દયા

લેખક :
શ્રી. યશવંત શર્મા

આ એક અભિવ્યંજનાત્મક નાટક છે. દયા, લજ્જા, ધૈર્ય, પ્રેમ, છળ, વાસના લીપ્સા, દ્વેષ, વ્યંગ, અને હાસ્ય આ શક્તિઓને પાત્રોનાં રૂપ આપવામાં આવેલાં છે. પ્રત્યેક પાત્ર પોતાની વિશેષતાનું સૂચન કરે છે.

## અંક પહેલો

### દશ્ય પહેલું

વાસનાના મકાનમાં લજ્જા અને વાસના વાતો કરી રહ્યાં છે.

વાસના—અને મુગ્ધાની દૃષ્ટિએ જોવા છતાં પણ જગત જીવનભરના માટે મારી ગોદમાં વિશ્રામ કરવા માગે છે, લજ્જા!

લજ્જા—બહેન! એ વાતનો તો હું પણ અનુભવ કરું છું, પરંતુ કારણ તો હું જ નથી જાણતી સંસારીઓ મને ઘણો પ્રેમ કરે છે, છતાં પણ તારી મુખકાંતિ પાસે મારાં બંધન ઢીલાં પડી જાય છે. જે સમયે તું સંસાર સામે તારી કળાને પ્રદર્શિત કરે છે ત્યારે હું એકલી નિરાશ્રિત જેવી ઉભી જ રહી જાઉં છું. મેં કેટલીયવાર અનુભવ કર્યો છે, વાસના!

વાસના—પરંતુ એક વાતને તો તું પણ ચોક્કસ માનતી હશે કે હું પણ તારી સાથે રહીને મારી કળામાં વધારે સફળતા મેળવું છું. આપણા બન્નેમાં કાંઈ દ્વેષની ભાવના નથી, લજ્જા! હું સંસારનો દંભ દૂર કરવા મથું છું, પણ તે તારા સહકારથી. આપરો!

લજ્જા— પ્રેમની ભાવુકતાને પોતાના પાશવ નીચે બાંધીને તારા દ્વાર સુધી લાવવા માટે જ ને! તું એમજ માગે છે ને!

વાસના— હા, માત્ર એ જ મથું છું.

લજ્જા— હું તારી સાથે જ છું, બહેન!

વાસના— એક બીજી વાત કહેવાની હતી.

લજ્જા— કહે.

વાસના— તું દયાને તો ઓળખે છે ને!

લજ્જા— હા, એ તો મારી ....ના, ના .....!
(બારણે ઉભો રહેલ 'છળ' આંખથી સંકેત કરે છે.)

વાસના— હા, બોલ બોલ, લજ્જા ચૂપ કેમ થઈ ગઈ!

લજ્જા— એમ નહી બહેન! જરા યત્ન જેવી થઈ ગઈ હતી, બાકી કાંઈ નથી.

વાસના— ત્યારે વારે વારે બારણા તરફ શું જોઈ રહી છો કહે તો, તું દયા માટે શું કહેતી હતી!

લજ્જા—હું એમ કહેતી હતી કે હું તેને સારી રીતે ઓળખું છું.

વાસના અને એ તારી કોઈક .....એવું કહી રહી હતી ને!

લજ્જા હા, એ તો મારી નાનપણની સખી છે. એ ઘણા દિવસો મારી સાથે રહી છે. બિચારી ભોળી-ભાળી છે. એને જે ધારે તે છેતરી શકે છે હું તેને ખૂબ પ્યાર કરું છું, વાસના!

વાસના. પણ હવે એ સ્નેહ છોડવો પડશે.

લજ્જા શા માટે!

વાસના પ્રેમને મારા બંધન સુધી લાવવા માટે વચન આપી ચૂકી છે તો પૂરું કરજે.

લજ્જા· એને માટે દયા સાથેનો સંબંધ છોડવો પડશે! હું કદાપી તેની સાથે નહીં બેવફા થઉં!

વાસના. કહી નહી.

લજ્જા મારી સમજમાં ન આવ્યું.

વાસના દયા પ્રેમ સાથે પ્યાર કરે છે. જેને હું મારા બંધનમાં બાંધવા માગું છું એને એ ચાહે છે. એનું પૂજન કરે છે, મેં કેટલીવાર સમજાવી કે તું એ નિષ્ઠુરનો સાથ છોડી દે પણ એ વારેવારે તેની મમતા વગરની લાગણીઓનો આઘાત ખમ્યા છતાં પણ એને છોડવા નથી માગતી. એ ખૂબ ઉસ્તાદ છે, લજ્જા! તું ઓળખતી નથી.

લજ્જા—હું તો એને ખૂબ ભોળી સમજી હતી, બહેન! હા, કોઈ પુરુષ તો એને ત્યાં આવે છેજ. હું તેને આળસો ને આળસો જ રાખું છું.

વાસના—હું જાણું છું.

લજ્જા—એક દિવસ ફરતા ફરતાં હું એના બારણે જઈ પહોંચી. ઘરમાં પગ પણ મૂકયો નહોતો અને એક પુરુષને મેં જોયો. હું ધીરેથી પાછી ફરી ગઈ. હવે અંદર જવા માટે ઘણો અનુરોધ કર્યો હતો.

વાસના—મને તો લાગે છે કે એજ પ્રેમ હશે એને જ તારે મારે ત્યાં લાવવાનો છે.

લજ્જા—માત્ર લાવવાનો જ છે?

વાસના—હા.

લજ્જા—પણ એ મારી માફક પાછો નહીં ફરે?

વાસના—એની જવાબદારી મારા પર રાખ.

લજ્જા—પરંતુ .....

વાસના—પરંતુ બરંતુ કાંઈ નહીં બહેન! સંદેહને મનમાં સ્થાન ન આપ. હું સંસારના હૃદયના ભાવો જાણું છું, તે મારામાં જ લીન રહે છે અને આ બધુ થવા છતા પણ મારી જ સાથે ઘૃણા કરવામાં આવે છે. સભામાં, સમાજમા મને જ ટાંણા મારવામાં આવે છે. હવે મારાથી સહન નહીં થાય. કેવળ પ્રેમના નામ પર મારુ અપમાન કરવામાં આવે છે.

લજ્જા—અપમાન! એક નારીનુ અપમાન!

વાસના—હા, લજ્જા' તું નથી જાણતી. મારા હૃદયમાં કેટલી વ્યથા છે ને. પ્રેમ હસે છે મારી નિર્બળતા પર, પોતાની ધૂર્તતાને મારા પાલવમાં સતાડે છે, હવે હું તે છીનવી લેવા માગું છુ. મારો એ પાલવ' તુ સહાય જરુરને?

લજ્જા—જરુર બહેન' વચન આપું છુ.

(પડદો પડે છે)

[ દ્રશ્ય બીજું ]

[લીપ્સા એકલી એકલી બબડે છે]

મારી શક્તિ કેટલી પ્રબળ છે? સંભવ છે કે સંસાર મારાથી ઘૃણા કરે, પણ તેને મારી શક્તિનો સ્વીકાર કરવો જ પડે છે વાસનાથી પણ સંસાર ઘૃણા કરે છે, છતાં તેના બંધમાં તેને જ પડવું પડે છે.

[વાસના પ્રવેશે છે]

લીપ્સા—ખૂબ આનંદમાં લાગેછ ને કાંઈ' કોઈ નવી વાત લાવી છે?

વાસના—તદ્દન નવી.

લીપ્સા—કેવી?

વાસના—વિજય...વિજય!

લીપ્સા—પણ કોના પર?

વાસના—પ્રેમ પર, સંસાર પર.

લીપ્સા—હટ, પગલી' જ્યારે પણ જુવો આ જ ધૂનમાં' આખરે સંસારનું આપણા આગળ મહત્વ શું છે? તેના પર તો આપણો વિજય છે જ. કોનું સામર્થ્ય છે કે આપણા બંધનમાંથી છુટી શકે? દેવ મારા પતિ છે. જ્યાં સુધી તે મારી સાથે છે ત્યાં સુધી મારી શક્તિ અજેય છે, છતાં તું શા માટે અહીં તહીં મારી મારી ફરી રહી છે? એ પણ હમણાં આવતા જ હશે. શુ તેની શક્તિથી તું અજાણ છે?

વાસના—ના, જાણું છું, બહેન! પરંતુ તારા સહકાર સાથે સાથે એક બીજાની સાથે પણ કામ પાર પાડવું પડશે. એમ લાગતું હતું તેની પણ આજે પ્રાપ્તિ થશે.

લીપ્સા—એ કોણ છે? આપણાથી પણ શક્તિશાળી?

વાસના—શક્તિવાન નહી, પણ નજીવી વસ્તુનો પણ કેટલીકવાર ખપ પડે છે. એની પોતાની ચાલબાજી કામિયાબ નથી બનતી; તેથી વધારે આપણે હાથે તે ઘણું કામ કરે છે. સંસારને ભ્રમમાં નાખી દો છે.

લીપ્સા—છતાં કહે તો ખરી તે કોણ છે?

વાસના—ચિંતાજનક નહી, બહેન! એ લજ્જા છે.

લીપ્સા—લજ્જા?

વાસના—હા, પણ તુ આમ ચકિત કેમ થઇ ગઇ! એણે મને વચન આપ્યુ છે.

લીપ્સા—પણ તું જાણેછ કે એ ધૈર્યની સ્ત્રી છે?

વાસના—ધૈર્યની?

લીપ્સા—હા, હજ ચાર જ દિવસ થયા પ્રેમે તે બન્નેનાં લગ્ન કરાવ્યાં છે. તું કંઈ જ જાણતી નથી. આથી તો હું તને કહ્યા કરું છુ કે તુ ભોળી છે.

સજ્જન જે કોઇની સામે પણ આવી નથી શકતી એ તને છેતરી શકે છે.

વાસના—તો શું સજ્જને મને છેતરી ?

લીપ્સા—હા, એ છેતરી ગઈ. આજ કાલ 'છળ' પ્રેમને સહકાર આપી રહેલ છે. દેવને આરે પોતાનો પ્રતિસ્પર્ધિ માને છે. એ મને પણ પ્રેમ કરતો હતો એમ તેણે કહેલું, પણ મને તો તેની ચેષ્ટા સારી ન લાગી.

વાસના—સજ્જન પણ શું છળનો આશ્રય લઇ શકે છે ?

લીપ્સા—કેમ નહીં ?

વાસના—વિશ્વાસ નથી આવતો.

લીપ્સા—મારા પર ?

વાસના—તારા પર પણ, બહેન ! વિશ્વાસ નહીં રાખું તો દુનિયામાં મારૂં છે કોણ ?

લીપ્સા—જા, જા, પાગલ !

વાસના—નહોતી જાણતી કે સજ્જન પણ આટલી કુટીલ હશે !

લીપ્સા—એ એવીજ છે.

(દેવ આવે છે.)

લીપ્સા—લે, એ આવી ગયા.

વાસના—ઘણે દિવસે આવ્યા દેવ ! સારા તો છો ને ? અત્યારે ક્યાં જઈ આવ્યા ?

દેવ—છળ સાથે લડાઇ થઇ ગઇ, વાસના ! તું નથી જાણતી, આજકાલ તે દિવસને રાત હેરાન કરી રહેલ છે. તે કહે છે કે હું તેના પ્રેમમાં કરિ બની ગયો છું. એ મને એથી જડમૂળમાંથી ઉખેડવા માગે છે.

વાસના—લીપ્સા હમણાં એજ વાત કરી રહી હતી. પ્રેમ ઘણી ખરાબ વસ્તુ છે. તે જ્યાં પણ જશે ત્યાં તોફાન જમાવશે.

દેવ—હું જાણું છું. હમણાં છળ મળ્યો હતો રસ્તામાં.

વાસના— છળ ?

દેવ— હા, સજ્જનને લઇને જતો હતો.

લીપ્સા— જોયું ને, મે શું કહ્યું હતું, વાસના ?

વાસના— (એક લાંબો શ્વાસ લઇને) સાચું કહ્યું હતું બહેન !

દેવ— એ નીચ મારા તરફ વીરછો નજરથી જોઇને હસ્યો. સજ્જન પણ હસી. એના હાસ્યે મારા હૃદયને ચીરી નાખ્યું.

વાસના— લીપ્સા ! હવે શું કરવું છે ? હું જાણું છું કે પ્રેમનાં જ આ બધાં પાખંડ છે, તેનાં મૂળ આધારરૂપ તે છે. હું તેને મારા બંધનમાં નાખ્યા સિવાય રહેવાની જ નથી. એ પાપીને મારે રડાવવો છે. હું સંસારને સુખ આપું છું, તેના કષ્ટોનું નિવારણ કરૂં છું, શાન્તિ આપું છું, છતાં પણ મારી સાથે ઘૃણા કરવામાં આવે છે એ દુષ્ટ દુખી જ કરે છે; બાળે છે, પ્રણયની જ્વાળામાં, જીવનની સ્થિરતા છીનવી લે છે, છતાં તેને ઊંચે આસને બેસાડવામાં આવે છે.

લીપ્સા— મને શું કહે છે, બહેન ! બધું જાણું છું.

વાસના— હવે એ છળ નહીં ચાલી શકે !

લીપ્સા— કેવી રીતે ?

વાસના— મારી ચંચળતા પ્રેમનો નાશ કરી નાખશે, હવે મારી તીવ્ર લહેરોમાં સ્વમતી બાદ્દ તેનો બળ વહી જશે.

દેવ—પણ કેવી રીતે ?

લીપ્સા—હું સમજાવું છું નાથ ! અમે તે રીતે પણ તમારે દયા, પ્રેમ અને ધૈર્ય એ ત્રણેમાં દેવની ભાવના ભરવી પડશે.

(દેવ ચૂપ થઈ જાય છે)

વાસના—દેવ ચૂપ કેમ થઈ ગયા ?

દેવ—હું પ્રયત્ન કરીશ.

વાસના—કેવળ પ્રયત્ન જ ?

દેવ—મારી સંપૂર્ણ શક્તિ સાથે પ્રાણોની મમતા છોડીને, જીવનનો લોભ મૂકીને.

લીપ્સા—હું તમારી સાથે આવીશ નાથ !

દેવ—નહીં, તું વાસનાની પાસે રહે. કોઈ તેને ઠગી ન જાય, સમજી !

વાસના-દ્વેષ! તમને જોઈને લજ્જા હસી હતી ને?

દ્વેષ-હા, તેની આંખોમાં વ્યંગ હતો.

વાસના-તમારી તરફ માત્ર એક જ વાર જોયું હતું?

દ્વેષ-અરે ફરી, ફરીને કેટલીયવાર જોયું હતું અને મશ્કરી કરી હતી. એમાં કુટીલતા હતી, નરી કુટીલતા.

લીપ્સા-અરે, શા વારે વારે વિચાર કર્યા કરે છે બહેન! માંદી થઈ જઈશ. હું હવે તારી સાથે જ રહીશ હું હઈશ તો કોઈની શી મજાલ છે કે તારી સામે આંખ ઉઠાવે.

દ્વેષ-ઠીક, તો હું જાઉં છું.

વાસના-જાઓ દ્વેષ તમને સફળતા મળો.

(દ્વેષ જાય છે)

લીપ્સા-હવે તું થોડી વાર આરામ કર, બહેન!

વાસના-આરામ? આરામ ક્યાં છે, બહેન! વાસનાને આરામ શો? મને લજ્જાએ છેતરી, પણ હવે વાસના તેના હૃદયને ચીરી નાખશે (ક્રોધમાં) વાસનાનું સારી રીતે અપમાન કરવું તે સાધારણ વાત નથી. સંસારને હું પુતળાની માફક નચાવું છું છતાં એ આજકાલની લજ્જા .....'

લીપ્સા-ક્રોધ ન કરીશ, બહેન! તારું સ્વાસ્થ્ય બગડતું જાય છે.

વાસના-લજ્જા......લજ્જા...મને છળની સાથે છળવા આવી હતી. એ નીચ બારણા પર જ ઉભો હતો. એ પાછળથી બારણા તરફ જ જોઈ રહી હતી. અંદર આવવાની એનામાં શક્તિ નહોતી. એ તે સમયે સમજી નહીં, જો સમજી હોત તો મારા કારાગૃહમાં જીવનભર બાંધી લેત! સંસાર જાળથી મુક્ત બની જાત. (જરા થોભીને) હું સંસારને તેના પાશમાંથી મુક્ત કરવા માગું છું, છતાં સંસાર મારાથી ઘૃણા કરે છે! [પડદો]

નોટ-[સંસાર વાસનાની પૂજા કરતો જ આવ્યો છે, દ્વેષ બન્ને ને મદદ કરવા માટે છે. વાસના પ્રેમને પકડવા માટે છે, અને આ પ્રાણિમાત્ર વાસના જ કરે છે, વાસના જ કરશે.]

સંપૂર્ણ

# કૉલેરાનું ઘર

લેખક
શ્રી. હરીશ નાયક

હું અને મારો મિત્ર શહેરના સારા ગણાતા લત્તાઓમાંની એક સારી શેરીમાંથી પસાર થતા હતા. શેરીની વચમાં આવ્યા હોઈશું ત્યાં જ એક ઘરના મેડા ઉપરથી એક બહેને તપેલું ભરીને એંઠવાડ વાળું પાણી રેડ્યું. જરાક બચી ગયા, નહિ તો અમારે એ પવિત્ર પાણીથી ગંગાસ્નાન કરવું પડત!

મારાથી ના રહેવાયું. હું બોલી ઉઠ્યો, 'બહેન, જરા નીચે આવીને એંઠવાડ રેડી જતાં હો તો..! રસ્તે જતાં આવતા માણસોનો જરા તો ખ્યાલ કરો!'

'તે જોઈને ચાલતા શું થાય છો? બે દાદરા ઉતરીને નીચે પાણી રેડવા આવીએ કેમ!' બહેને ઉપરથી જ મોઢું વાંકું કરી જવાબ આપ્યો.

મારા મિત્રે કહ્યું, 'આટલી વાર તો બચ્યા. હવે અમદાવાદની પોળોમાંથી જ્યારે પસાર થઈએ ત્યારે ઉંચે જોઈને જ ચાલવાની ટેવ રાખીશું, બીજું શું?'

'પણ જો તો ખરો, આ એમના એંઠાં પાણીમાંથી આ બધી પવિત્ર ગંગાજમનાઓ વહેવા માંડી તે. અને આંગણના દાળભાતના દાણાઓ ઉપર બેઠી માખીઓ કેવી બણબણવા માંડી?'

'એટલો ભગવાન એમના દિલમાં વસે છે એ સારું ને કે માખીઓને જમાડવાનું પુણ્યકામ એ લોકો કરે છે!'

'કૉલેરા ના થાય તો બીજું શું થાય?' મારાથી બોલાઈ જવાયું.

*

થોડાક આગળ વધ્યા હોઈશું ત્યાં જ એક બીજા બહેન પોતાના નવલા છોકરાને બહાર ઝાડો કરવા બેસાડી ગયાં. શહેરમાં કૉલેરા ચાલતો હોવાથી ઠેરઠેર પાટીયાં મૂકી તેમાં ચોકખાઈની કલમો લખી હતી, અને કૉલેરાની રસી મૂકાવવા દરેકને સલાહ આપવામાં આવી હતી.

મારા મિત્રે મને એ પાટીયું વંચાવ્યું: 'જો વાંચ, છોકરાને ગમે ત્યાં હાજત કરવા બેસાડો નહિં. કૉલેરાનો સામનો કરવા મ્યુનિસિપાલિટિને મદદ કરો.'

અને મેં પેલાં બહેનને જઈને કહ્યું, 'છોકરાને આડી હાજતે ના બેસાડતા હો તો? શહેરમાં કૉલેરા ચાલી રહ્યો છે...'

મારું વાક્ય પૂરું થાય તે પહેલાં જ તે બહેન ભૂરકી ઉઠ્યાં 'બારણે ના બેસાડે તો ક્યાં ઘરમાં બેસાડે? કંઈ કોઈ પારકાનું બારણું તો નથી ને? અમારું બારણું છે ને અમે બેસાડીએ છીએ; તેમાં તમારું શું જાય છે. હમણાં કુતરાં આવશે તો સાફ કરી જશે...લે બસ ધોઈ નાખ.'

છોકરાને ધોઈને જતાં હતાં ત્યાં એમને શિખામણ મેં કહ્યું 'છોકરો તો હવે ઘણો મોટો થયો છે. જરા સમજાવીને જાજરૂમાં બેસાડો તો? પહેલાં તો જરા તકલીફ પડશે, પણ પાછળથી શીખી જશે. અને ટેવ પડશે એટલે એ એની મેળે જ જાજરૂમાં જશે...'

'હા, તમારી સલાહ સાંભળ્યું હવે! કોણ જાણે ક્યાંથી આવા ને આવા ચાલી આવે છે! હું' અને છણકો કરી તે બહેન ઘરમાં જતાં રહ્યાં.

*

હજી આ પ્રકરણ પૂરું થાય તે પહેલાં જ અમારે કાને અવાજ સંભળાયો: 'આવ...આવ... લે...લે ભ... ભ. લે ખા. ખા.' અને એવા મીઠા ટહુકાર સાથે એક બીજાં બહેન એંઠવાડનો ઢગલો એક ખુણે નાંખી ગયાં. આનંદમાં આવી જઈ બે-ત્રણ ગાયો પોદળા મુકતી મુકતી અને ગૌમૂત્રથી સીંચીને પવિત્ર કરતી તે તરફ દોડી. હું મનમાં જ બબડ્યો, 'કદાચ કૉલેરા એક વખત આવી પોળમાં ઘુસે તો થોડો વખત માટે બીજી પોળમાં ઘર ભાડે રાખવા માટે તપાસ કરવા એને જવું પડે નહી?'

પૂરીપકોડીની રેંકડીઓ, ઉઘાડી ચવાણાવાળાની અને ગરમાગરમ ભજીયાં તથા મીઠાઈવાળાની લારીઓ જોતા જોતા અને લારીઓની આસપાસ વીંટળાયેલા અને પૈસા આપી રોગને વેચાતો લેનારા માણસોનો વિચાર કરતાં કરતાં ઘેર જતા હતા. પણ જ્યાં પૂલ પુરો કરી આગળ વધીએ છીએ ત્યાં જ માથું ફાડી નાખે એવી દુર્ગંધે અમારું ધ્યાન તે તરફ ખેંચ્યું. મને થયું, ક્યાં કોઈ જાનવર મરી ગયું હશે અથવા જાજરૂઓ જ અમારા બંગલા તરફના પવન દ્વારા આવી સરસ ખુશ્બો મોકલતા હશે.

જાજરૂ હોય તો ભલે હોય પણ એ જાજરૂ જ છે એટલે આપણા બધા ગંધાતા જ જોઈએ ખરા!

મનુષ્ય શરીર એ પણ એક રીતે તો હરતાં ફરતાં જાજરૂ જ છે ને? કારણ આપણે જે ખાઈએ છીએ તેમાંથી કેટલુંય મળ બનીને પેટમાં જમા થાય છે અને જે પીએ છીએ તેમાંથી કેટલું મૂત્ર બની જમા થાય છે. અને જાજરૂ એટલે મળમૂત્રનું સંગ્રહસ્થાન. જો જાજરૂઓ ગંધાય તો આપણાં શરીરો પણ ગંધાતા જ જોઈએ ને! પણ તે આપણને ગમતું નથી તો ગંધાતાં જાજરૂઓ શા માટે ગમે છે! અને નથી ગમતાં તો એને સાફ રાખવા શા માટે આપણે કાળજી નથી રાખતાં!

અમે નાકે હાથ દાબી જાજરૂ તરફ ગયા. જાજરૂ અંદરથી કેવાં હશે એ તો ખબર ના પડી, પણ જાજરૂની પાસે જ એક મોટો ખાડો ખોદી રાખવામાં આવ્યો હતો. અને જાજરામાંથી મેલું કાઢી ભંગી તરત જ એ ખાડામાં નાંખી દેતો હતો. કેટલા દિવસોથી કે મહીનાથી એ ખાડામાં મેલું નાંખવામાં આવતું હતું એ તો એ ખાડાની ઉંડાઈ જ કહી આપતી હતી.

ભંગીને બોલાવીને મેં કહ્યું, 'આ ખાડાની દુર્ગંધ બંગલા સુધી આવે છે. જરા ખાડો દૂર ખોદો અથવા ખુબ દૂર બીજા બધા ભંગીઓ નાખી આવે છે ત્યાં નાખી આવો તો!'

'તે શેઠને જઈને કહોને" ભંગી તાડુક્યો. 'શેઠને ખેતર માટે ખાતર જોઈએ છે તે ખાડામાં મેલું કરે છે અને સુકાય ત્યારે ખાતર તરીકે વાપરે છે. અને ત્રીસ રૂપિયા પગારમાં હું કંઈ માઈલ સુધી નાખવા જવાનો નથી...હાં'

અને આગળ વધીને એણે તો સંભળાવી જ દીધું, 'ખોળી લો બીજો ભંગી, મળતો હોય તો ત્રીસ રૂપિયામાં' અને એમ બોલી મૂછોએ હાથ દેતો એ રવાના થઈ ગયો.

ભંગી પ્રકરણ પૂરું થયું ત્યાં જ કેટલાક માણસોનો ખડખડાટ હસવાનો અવાજ અમારે કાને અથડાયો. અમારી ઈંતેજારી અમે રોકી શક્યા નહી. અને ત્યાં ગયા, ત્યાં જઈને જોયું તો, હોટલના બહાર નીકળતા વહેતા પાણીને લીધે ચીકણી બનેલી જમીનમાં એક હવાલદાર લપસી પડ્યા હતાં, અને ત્યાં માણસોનું એક ટોળું જમા થઈ ગયું ને ખડખડાટ હસવા લાગ્યું.

મને થયું આ જ પાણીમાં પેદા થતાં રોગના જંતુઓએ એને એના જીવનથી લપસાવ્યો હોત તો! પણ હોટલ મ્યુનિસિપાલિટિના હદની બહાર હતી અને ગ્રામપંચાયતને એવી સ્વચ્છતાની પંચાતમાં પડવાની ફુરસદ ન હતી એટલે હોટલવાળાને કોઈ પુછતું નહતું અને કોણ પૂછે છે? પેલા મીલોવાળાને—જે ગંદુ પાણી બહાર કાઢે છે, ત્યાં મજુરોની સંખ્યાબંધ ચાલીઓ હોય છે!

આ બધી તો થઈ ઘર બહારની વાત. એટલે પોતાની અને બહારનાં મેદાનની વાત. પણ આપણા ઘરની અંદર પણ કેટલી ચોકખાઈ હોય છે તે તો આપણામાંથી કેટલા ય જાણે છે. આ લેખ વાંચી તેઓ પોતાની જાતને થોડીઘણી પણ સુધારવાની કોશિશ કરશે તો બીજા કોઈનું નહિ પણ તેમનું તો અવશ્ય ભલું થશે જ.

મુસલમાનોમાં એક જ માટલામાંથી એક જ વાસણે પાણી પીવાની તથા એક જ ભાણામાં બધા જમવા બેસવાની ટેવ પણ એટલી જ અયોગ્ય છે. કારણ એ રીતે એ લોકો પોતાનો એકબીજા પ્રત્યેનો ભાતૃભાવ, સમાનતા, એકતા વિગેરે પ્રગટ કરી શકતા હશે, પણ સાથે સાથે રોગ પણ એ બધાને એક કરવામાં મદદ કરે છે, અને રોગ એકને થયો તો એક પછી બીજાને થતાં બહુ વાર લાગતી નથી.

ખાસ કરીને શહેરની હોટલો પણ રોગ ફેલાવવામાં ઘણી સારી મદદ કરે છે. ચાના પીધેલા કપરકાબી એક પીપમાં કે તપેલામાં ઝબોળી દેવામાં આવે છે. તે વળી પાછા એ જ કપરકાબીમાં બીજાને ચા આપવામાં આવે છે. બીજી ખાદ્ય પદાર્થની ડીશો પણ એ જ રીતે સાફ કરવામાં આવે છે, છતાં આપણો યુવાન વર્ગ ઘર કરતાં હોટલમાં જ ખાવું પીવું વધારે પસંદ કરે છે. ખાસ સ્વચ્છતા ઉપર ઘેલા થનારો તે બિચારો જો એક જ વાર હોટલના રસોડામાં ડોકીયું કરી આવે તો જીંદગીભર હોટલમાં જવાનું છોડી જ દે.

અમે બન્ને ફરતા ફરતા ઘેર આવી પહોંચ્યા. હું એક ખુરશી પર બેઠો અને વિચારવા લાગ્યો કે રોગોનો ફેલાવો કરનાર માણસ પોતે જ એક મોટો ભયંકર જંતુ નથી? અને પોતાના રહેઠાણની આજુબાજુની જગ્યાએ એ કોલેરાના જંતુઓને રહેવા માટે સારા મકાનો આપતો નથી શું?

———

# શ્રી રામકૃષ્ણ પરમહંસ

## —તેમના આધ્યાત્મિક જીવનના અનુભવો—

Saying of Shree Ram Krishna
ચાથી તૈયાર કરનાર
શ્રી. જયંતિલાલ બી. ઓઝા
બી. એ. બી. ટી. એલ, એલ, બી.

જગતનું સાચું સ્વરૂપ સમજાવતાં એક દર્શનની વાત કરતાં ગુરુ મહારાજે કહ્યું હતું કે, "તમને ખબર છે કે હમણાં મેં શું જોયું ? દેવી દર્શન—દેવી માનું દર્શન ! ગર્ભાશયમાં બાળક સહિત તે દેખાયાં, તેમને બાળક જન્મ્યું અને પછી તરતજ એ બાળકને તેઓ ગળી ગયાં અને જેટલું તેમના મુખમાં ગયું તેટલું ખલાસ ! તેમણે મને એ બતાવ્યું કે આ બધું જગત ખાલીખમ છે અને જાણે 'ગડબડ ગોટાળો', 'ગડબડ ગોટાળો', એમ બોલતાં હોય એવું લાગ્યું.

**પોતાની માંદગી સંબંધી ગુરુ મહારાજનું કથન**

ગુરુ મહારાજને મળવા પહેલાં જોઈ શશધર પંડિતે કહ્યું હતું કે, "તમે શરીરના વ્યાધિગ્રસ્ત ભાગ પર મનને એકાગ્ર કરી રોગને કેમ દૂર કરતા નથી !"

ગુરુ મહારાજ' મારું મન તો મે ઈશ્વરને સમર્પી દીધું છે. આ હાડમાંસના ક્ષુદ્ર પિંજરા પર તેને કેવી રીતે સ્થિર કરી શકું !

શશધર' રોગ મટાડી દેવા માને શા માટે પ્રાર્થના કરતા નથી !

ગુરુ મહારાજ' જ્યારે હું મારી માનો વિચાર કરું છું, ત્યારે આ સ્થૂલ શરીર અદૃશ્ય થઈ જાય છે, અને હું તો તેનાથી તદ્દન અલગ હોઉં છું તેથી શરીરને લગતી કંઈ પ્રાર્થના કરી શકતો નથી.

જ્યારે ગુરુમહારાજની માંદગીએ ગંભીર સ્વરૂપ લીધું અને તેઓ બોલી પણ શકતા નહિ, તથા ગળા નીચે કંઈ ઉતારી પણ શકતા નહીં, ત્યારે તેમણે કહ્યું હતું કે, "હવે હું આટલાં બધા મુખ દ્વારા બોલું છું અને ખાઉં છું હું બધા જીવાત્માઓનો અન્તરાત્મા છું, મારે અનન્ત મુખ છે. હું તો માનવ ચામડે મઢેલો અનન્ત આત્મા છું અને એ માનવ ચામડામાં ગળે ક્યાંક એક વ્રણ છે શરીર માંદું પડે ત્યારે તેની અસર મન પર થાય છે જ્યારે ઉના પાણીથી કોઈ દાઝે છે ત્યારે કહે છે કે, 'આ પાણીએ મને દઝાડ્યો,' પણ ખરી રીતે તો પાણીએ નહીં, પરંતુ ગરમીએ તેને દઝાડ્યો છે. બધું દુઃખ શરીરને છે, બધા રોગ શરીરમાં છે, પરંતુ આત્મા તો દુઃખ અને રોગથી પર છે.

મે માને કહ્યું કે આને લઈને (ગળાના વ્રણને લીધે) હું કંઈ પી શકતો નથી કે ખાઈ શકતો નથી, તો જરા ખાઈ શકું એવું કરો, પરંતુ માએ તો તમારા બધા તરફ આંગળી કરીને કહ્યું કે, "કેમ ! તું જ તો આ બધાં મુખ દ્વારા ખાઈ રહ્યો છે !" હું તો ભોંઠો પડી ગયો અને એક શબ્દ પણ વધારે બોલી શક્યો નહી.

**માએ માંદગી મોકલી છે**

શરીરમાં અસહ્ય પીડા થતી હોય, તો પણ આત્માનો વિચાર કેવી રીતે કરવો અને ઈશ્વરભાવમાં કેવી રીતે મગ્ન રહેવું, એ મનુષ્યોને શીખવવા માટે જ માએ આ માંદગી મોકલી છે જ્યારે શરીરમાં અપાર પીડા થતી હોય, ખોરાક લઈ ન શકવાથી એકદમ નબળાઈ આવી ગઈ હોય, કોઈ માનવી કંઈ શાન્તિ આપી શકે એમ ન હોય, ત્યારે પણ માં મને સમજાવે છે કે, આત્મા જ શરીરનો અધિપતિ છે. 'આત્મા દૈવી છે, ઈશ્વરતન્મયતા સત્ય છે, પૂર્ણતા પ્રાપ્ત થાય, ત્યારે બધા બંધનો દૂર થાય છે,'—આવું આવું સંસારાત્માઓને સમજાવવા દૈવી માએ આ શરીરને આવી માંદગીમાં મૂક્યું છે.

એટલી માટીને સમયે, બીજું કોઈ નહીં તો તેમણે (શિષ્યોને) માટે પણ સંસારમાં થોડા વધુ દિવસ પોતાનું શરીર ટકાવી રાખવાની અને તેને રોગમુક્ત કરવાની માને પ્રાર્થના કરવા જ્યારે ગુરુમહારાજના



હું બધા જીવાત્માઓનો અંતરાત્મા છું. મારે અનન્ત મુખ છે. હું તો માનવ ચામડે મઢેલો અનન્ત આત્મા છું. અને એ માનવ ચામડામાં ગળે ક્યાંક એક વ્રણ થયું એમાં શું ? બધું દુઃખ શરીરને છે અને બધા રોગ શરીરમાં છે, પરંતુ આત્મા તો દુઃખ અને રોગથી પર છે.

શિષ્યોએ તેમને આગ્રહ ભરી વિનતિ કરી ત્યારે તેમણે કહ્યું કે, "હું ઇશ્વરને કહું છું તો પણ કંઇ થતું નથી. તેમની મરજી પ્રમાણે જ બધું થાય છે. હું જોઉં છું કે, હવે કાયમને માટે હું અને મારી મા એક થઇ ગયાં છીએ. રાધાએ શ્રીકૃષ્ણને કહ્યું હતું કે, 'પ્રિયતમ' મારા હૃદયમાં રહે, અને હવે તારા માનવ શરીરમાં દેખા નહી." પરંતુ થોડા વખતમા જ તેને શ્રી કૃષ્ણને માનવદેહમા જોવાની તીવ્ર ઇચ્છા થઇ. તેનું હૃદય છટપટ કરવા લાગ્યું અને પ્રિયતમને માટે ઝંખવા લાગ્યું. પરંતુ પરમાત્માની ઇચ્છા જ પાર પડે છે, અને શ્રી કૃષ્ણ લાંબા વખત સુધી માનવ શરીરમાં દેખાયા નહીં."

## ૮. ગુરૂ મહારાજમાં દેવત્વ અને માનવતાનું સમ્મિશ્રણ.

૭૯. આ ત્રણ શબ્દો મને બહુ દુ:ખ દે છે, (૧) ગુરૂ, (૨) કર્તા અને (૩) બાબા. ઇશ્વર જ એક માત્ર ગુરુ છે મારી દૈવી મા જ કર્મની કરનાર છે. હું તો તેના હાથમાં યન્ત્ર સ્વરૂપ છું. હું તો કાયમ તેનો બાળક છું એવું મને લાગે છે.

એક પ્રખર પંડિત સાથેના પોતાના મેળાપનું વર્ણન કરતાં તેઓએ કહ્યું હતું કે, 'મેં જ્યારે સાંભળ્યું કે તે પંડિત મને મળવા આવવાના છે, ત્યારે હું ગભરાટમાં પડી ગયો. કારણ મને તો જે કપડું હું પહેરૂં છું, તેનું પણ ભાન રહેતું નથી. તે મારી સાથે વાત કરે ત્યારે મારે શો જવાબ આપવો, તે પણ મને સમજાતું ન હતું અને મેં કહ્યું 'મા' તારા સિવાય આ શાસ્ત્રો અને એવી બીજી બાબતોનું મને જરાયે જ્ઞાન નથી.' અહી બીજા જે હતા તેઓને મેં કહ્યું કે, 'પંડિત આવે ત્યારે તમે બધા અહી રહેજો, તેથી મને હીંમત રહેશે' જ્યારે પંડિત ખરેખર આવી પહોંચ્યા, ત્યારે પણ મને થોડી ઘણી બીક હતી. હું ચુપચુપ બેઠો રહ્યો. તેઓ જે કહે તે સાંભળવા લાગ્યો અને તેમના તરફ જોઇ રહ્યો. બરાબર તે વખતે માતાજી તે પંડિતનું આખું મન મારી પાસે ખુલ્લું કરી દેતા હોય, એમ મને લાગ્યું.

જો વિવેકવૈરાગ્ય હોય નહી, તો ધર્મશાસ્ત્રો વાચવાથી શો ફાયદો? મારા માથામાં કંઇ ઝણઝણાટી થતી હોય એવું મને લાગ્યું. મારી બધી બીક ચાલી ગઇ, અને મારું બધું બાહ્ય જ્ઞાન પણ લુપ્ત થઇ ગયું. મેં મારૂં મુખ ઉંચું કર્યું અને મારા મ્હોમાંથી વાણી પ્રવાહ શરૂ થયો. જેમ જેમ હું બોલતો ગયો, તેમ તેમ કોઇ નવા નવા વિચારોની ભરતી કરી દે છે, એવું મને લાગ્યું. કામાર-પુકરમાં માણસો જ્યારે દાણો માપે છે, ત્યારે ભપારો માપતો જાય અને બીજો માણસ દાણાના ઢગલાને તેના તરફ હડસેલતો જાય. આમાં પણ એવું જ થયું હું શું બોલતો હતો તેનું મને પોતાને ભાન હતું નહીં. જ્યારે મારૂં બાહ્યજ્ઞાન થોડું ઘણું પાછું આવ્યું, ત્યારે મેં પંડિતજીને રડતા જોયા, અને તેમની છાતી આંસુથી ભીંજાઇ ગઇ હતી. આવી સ્થિતિનો મને અવારનવાર અનુભવ થતો. એક વખત કેશવે મને સંદેશો મોકલ્યો કે, 'આપણે હોડીમાં ગંગા નદીમા ફરવા જવાનું છે અને મિ. કુક નામના યુરોપના પ્રવાસી પાદરી પણ સાથે આવવાના છે' આ સંદેશો સાંભળી ગભરાટને લઇને મને તો ઝાડા છૂટી પડયા. પછી તેઓ આવ્યા અને અમે બધા સ્ટીમરમાં બેઠા. એકાએક મારામા પરિવર્તન થઇ ગયું. તે વખતે મે શું શું કહ્યું! આ બધા એમ કહેતા હતા કે મેં બહુ સારો ઉપદેશ આપ્યો, પરંતુ મને તો તેની જરાયે ખબર નથી."

### અજ્ઞાન અવિદ્યાનો નાશ થશે.

મારી અંદર જે છે તે મારા દ્વારા આ બધું કરી રહેલ છે. કેટલીક વાર મારામાં ઇશ્વરભાવ આવી જતો અને ત્યારે જ્યાં સુધી મારી પૂજા થાય નહીં, ત્યા સુધી મને શાન્તિ થતી નહીં. હું યન્ત્ર છું, તે યન્ત્રી છે. જે પ્રમાણે તે કરાવે, તેમ હું કરૂં છું. જે પ્રમાણે તે બોલાવે, તેમ હું બોલું છું.

જ્યારે ગુરૂ મહારાજને મુખત્યારનામું (પૂર્ણ શરણાગતિ) આપ્યા પછી પણ સુપ્રસિદ્ધ નાટ્યકાર ગિરીશચંદ્ર ઘોષ પૂર્વજન્મમા એમણે કરેલી કુવાસનાઓની સજાનો વિચાર કરીને ખૂબ દુ:ખી થતા. ગુરૂ મહારાજે આ જોઇને તેમને કહ્યું હતું કે, "અરે ભાઇ! શું જાળસાપે તને પકડયો છે? ના, ના, આ તો ભારે ઝેરી કાળો નાગ છે. એ કરડે ને કોઇ ઘેર દોડતો પહોંચે ત્યાર પહેલાં

પણ રામ રમી જાય! તને આ સમજાતું નથી? જો, જ્યારે જળસાપ દેડકાને પકડે છે, ત્યારે ઘણીવાર ડ્રેં ડ્રેં કર્યા પછી તેના પ્રાણ જાય છે. કેટલીક વાર દેડકો છટકી પણ જાય, પણ જો નાગ ઝેરી હોય, તો એક કે બે વાર ડ્રેં ડ્રેં કરે એટલામાં પૂરો થઇ જાય છે. કદાચ છટકે તો પણ એક બે કૂદકા મારીને ઢળી જાય છે. અહીં આવે તેની પણ એવી દશા સમજવી."

૪૨ એક દિવસ જ્યારે એક શિષ્ય ગુરૂમહારાજના પગ દાબતો હતો, ત્યારે આ સેવાકાર્યના સંબંધમાં કહ્યું હતું કે, "આનો બહુ ગૂઢ અર્થ છે, પછી પોતાના હૃદય ઉપર હાથ મૂકીને તેમણે કહ્યું. "જો આની અંદર કાંઇ (દૈવી) હોય, તો (આ સેવાકાર્યથી) અજ્ઞાન અને અવિદ્યાનો તદ્દન નાશ થશે."

અને પછી ગંભીર ભાવે તેઓ બોલ્યા "અહીં કોઇ બહારનુ નથી; તે દિવસે મને એક સ્વપ્ન થયું હતું. હરીશ તે દિવસે મારી પાસે હતો. મેં સચ્ચિદાનન્દને આ ખ્યાનમાંથી (શરીરમાંથી) બહાર નીકળતા જોયા. બહાર આવીને તેમણે કહ્યું "હુ દરેક યુગમાં માનવદેહ ધારણ કરૂં છું." મને થયું કે હું જેમ આવે તેમ બકતો હતો, તેથી હું શાન્ત રહ્યો. પછી મારા સાંભળવામાં આટલું વધારે પણ આવ્યું. ચૈતન્ય પણ શક્તિની પૂજા કરે છે.

## જીવનનો ભેદ

૪૩ પોતાની માંદગીમાં એક વખત ગુરૂમહારાજે પોતાના ભક્તને કહ્યું હતું કે, "અહીં (પોતાની અંદર) બે પુરૂષો છે. એક તો દૈવી મા, અને બીજો તેનો ભક્ત. આ બીજો-તેનો ભક્ત હાલમાં દો પડી ગયો છે. ભગવાન તેના પાર્ષદો સાથે અવતાર તરીકે આવે છે તે માનવ શરીર ધારણ કરે છે. તેમના પાર્ષદો પણ તેમની સાથે દૈવી મા પાસે પાછા જાય છે બાઉલ (ભજન ગાઇ પેટ ભરનારાઓ) નું ટોળું એકાએક ઘરમાં આવે છે તેઓ ભગવાનના નામનુ ગાન કરી આનન્દથી નાચે કૂદે છે. અને ભજન કર્યા પછી તે બધા ઓરડામાંથી એકદમ ચાલ્યા જાય છે. જેવા આવ્યા તેવી ઝડપથી ચાલ્યા જાય છે! અને તેઓ કોણ હતા તે કોઇ જાણતું નથી."

૪૪ મને સમજાઇ ગયું છે કે આ બધું એક જ તત્ત્વનાં બનેલાં છે—યજ્ઞસ્થંભ, યજ્ઞમાં હોમવાનું પશુ અને હોમનાર પૂજારી.

૪૫ જીવનના છેક છેલ્લા દિવસોમાં ગંભીર માંદગીને સમયે ગુરૂમહારાજે નરેન્દ્રને પૂછ્યું હતું કે, "તું મારી ઢાઇની વૃત્તિઓ સંબંધી શું ધારે છે?"

નરેન્દ્ર. બીજું શું! ઠાકુર, આપજ બધું છો. વિવેક રૂપી તલવાર વડે અને જે સામર્થ્ય સંસારમાં કદી ન મળે એવા સામર્થ્ય વડે જેણે પરમ તત્ત્વની પ્રાપ્તિ કરી છે એવા વીરનર! તમારામાં સખીની વૃત્તિ પણ છે,— અવર્ણનીય પ્રેમ, દૈવી પ્રેમનો પરમાનન્દ, જે પ્રેમથી તમારામાં સખીભાવ પણ છે, અને બીજું જે કંઇ ઇશ્વર પ્રેમની આતુરતા માટે જોઇએ તે બધું જ તમારામાં છે

આ સાંભળી ગુરૂમહારાજ ભાવાવેશમાં આવી ગયા. પોતાની છાતી ઉપર હાથ મૂકી તેમણે નરેન્દ્ર અને બીજા ભક્તોને કહ્યું –" હું જોઉં છું, મને અનુભવ થાય છે કે બધી વસ્તુઓ, દરેક દરેક વસ્તુ—આમાંથી (પોતાનામાંથી) બહાર આવે છે."

## રામ અને કૃષ્ણ જ આ શરીરમાં છે.

૪૬ ૭ મહિનાની લાંબી માંદગીને અન્તે ગળાના વ્રણને લીધે જ્યારે ગુરૂમહારાજનું શરીર માત્ર હાડપિંજર જેવું થઇ ગયું હતું ત્યારે મહાપ્રયાણના માત્ર બે દિવસ પહેલાં જ, નરેન્દ્ર (પાછળથી સ્વામી વિવેકાનન્દ) ને ગુરૂમહારાજ પોતે અવતાર છે, એ વાતની કસોટી કરવાનું મન થઇ આવ્યું. તેથી તેણે મનમાં વિચાર કર્યો "આ ભયંકર માંદગી અને શારીરિક પીડાને સમયે પણ પોતે ઇશ્વરસ્વરૂપ છે એમ જો તેઓશ્રી જાહેર કરી શકે, તોજ હું તેમને માનીશ." અને કહેતાં આશ્ચર્ય થાય છે કે, નરેન્દ્રના મનમાં આ વિચાર આવ્યો કે તરતજ, ગુરૂમહારાજે પોતાની બધી શક્તિ એકત્રિત કરી સ્પષ્ટ જાહેર કર્યું કે, "જે રામ અને કૃષ્ણ હતા, તે જ આ શરીરમા રામ કૃષ્ણ રૂપે છે, પણ તારી વેદાન્તની ભાવના પ્રમાણે નહીં."

# પ્રેમ-ધર્મ.

એક સવારે એક આધેડ વયનાં બહેન મારી પાસે આવ્યાં. મને કહે: તમારી સલાહ લેવા આવી છું.

મેં જરાક ધીરજ અને દિલાસો આપી, હકીકત પૂછી. બહેન કહેઃ મારો ભાણો આ સાલ ગુજરાતી સાતમી ચોપડીમાં પાસ થયો.

હવે તેને આગળ ભણાવવા માટે શું કરવું; તે માટે તમારી સલાહ પૂછું છું. તમે જાણો છો કે હું મારો ઘર સંસાર કેમ નિભાવું છું. આજ સુધી તો ભણાવ્યો, પણ હવે મોટી પછી મદદ મળે તો જ તેને આગળ ભણાવી શકાય.

મેં થોડી વાર વિચાર કરી જવાબ આપ્યો: જુઓને બહેન, હું તમને બહારથી મદદ અપાવીશ, તે છતાં અંગ્રેજી ભણતરનું ખર્ચ તમારાથી નહિ પહોંચી વળાય, માટે તમારા છોકરાનું ગુજરાતી ભણતર પૂરું કરાવો. હજુ એક વર્ષ ગુજરાતી શાળામાં અભ્યાસ ચાલુ રખાવી, તેને વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા અપાવો. એ પાસ થયે બાદ તેને આ બાજુના કોઈ ગામમાં નોકરી અપાવવા ગોઠવણ કરીશું.

બહેનને સલાહ તો ગળે ઉતરી, પણ મને કહે કે આ મોંઘવારીને લીધે બહુ ભીંસ રહે છે, છતાં બીજું ખર્ચ તો હું જેમ નિભાવું છું, તેમ નિભાવીશ, પણ ચોપડીઓના ખર્ચ માટે પચીસેક રૂપિયાની મદદ અપાવો તો બહુ સારું.

એ મદદ મેળવી આપવા મેં વચન આપ્યું અને શેઠ હરજીવનદાસ પુરુષોત્તમદાસના ટ્રસ્ટના ટ્રસ્ટીસાહેબોએ તેટલી રકમ મંજૂર કરી, અમો ઉપર ઉપકાર કર્યો, આ આધારે એ વિદ્યાર્થી આ વર્ષે વ. ફા. ની પરીક્ષામાં બેસવાની તૈયારી કરે છે.

આટલી પ્રાસ્તાવિક વાત પછી આ લખાણની રહસ્ય ભરી હકીકત કહું:

આ બહેન જાતે વાણિયા છે. મારાં દસનાં સગાં થાય. અમારા બાજુના ગામનાં રીત રિવાજ મુજબ બાળ-વયમાં વિવાહ થયેલા અને લગ્ન પણ કાચી વયમાં જ થયેલાં.

બહેનનાં સસરા એક સામાન્ય વહેપારી. પોતાને દીકરા નો વસ્તાર. દીકરાઓ પરણીને વસ્તારી થતા ગયા તેમ જુદા રહેવા લાગ્યા. આ બહેનના પતિ પણ એ રીતે પરણીને પિતાથી અલગ થયા. તેમણે પોતાના ગજાના પ્રમાણમાં દુકાન માંડી, પરંતુ તે ફાવે પડે તે પહેલાં તેઓ માંદા પડ્યા. ભયંકરનું અસાધ્ય દર્દ લાગુ પડ્યું અને દવા તથા ઓસડવેસડીઆમાં આપા તરફથી મળેલી મૂડી લગભગ પૂરી થઈ ગઈ, છતાં પતિનું દર્દ તથા સારવાર તો ચાલુ રહ્યાં.

બહેને વિચાર કર્યો કે મોટા ગામમાં બાઈ માણસ-થી દુકાનના ગલ્લા ઉપર બેસાય નહિ. તેથી આ બહેને સગા-સંબંધીઓની સલાહ લઈ નજીકના ગામમાં જઈ, ત્યાં દુકાન કરવાનો નિશ્ચય કર્યો. અને થોડાક દાગીના વેચી દુકાન માટે મૂડી ઉભી કરી.

આ બહેન છેલ્લાં કેટલાંક વર્ષોથી આ પ્રમાણે જાતે વેપાર રોજગાર કરી પોતાના કુટુંબનો જીવન-નિર્વાહ ચલાવે છે અને ધણીની સારવાર કરે છે અને સેવા ઉઠાવે છે.

આદર્શ ભારત સન્નારીઓની વાસનામાં આ બહેનનું સ્થાન ક્યાં અને કેટલું તે તો વાચક વિચારી લેશે. પરંતુ આ પતિપરાયણ, કુટુંબવત્સલ બહેન ખરા અંતરભાવથી નારીધર્મ બજાવી રહી છે.

ધન્ય છે, ગ્રામ જનતામાંથી તરી આવતી આ નારીના પ્રેમ અને ધર્મને!

શંકરલાલ હારકાદાસ.

# જગત સત્ય છે કે મિથ્યા છે?

સ્વામી માધવતીર્થ

**જગતમાં હજી અણઉકલ્યા રહેલા આ પ્રશ્નનો જવાબ સ્વામીજી આ લેખમાં રજુ કરે છે.**

એક જિજ્ઞાસુ એવો પ્રશ્ન કરે છે કે "સૌરાષ્ટ્રમાં 'આત્મધર્મ' નામનું પત્ર પ્રસિદ્ધ થાય છે. તેમાં નીચે પ્રમાણે હકીકત પ્રસિદ્ધ થયેલ છે તે બાબતમાં આપની દૃષ્ટિ અને સમજણનો પ્રકાશ આપી ખુલાસો કરશો.

"કેટલાક જીવોનો અભિપ્રાય એવો છે કે, જગતમાં સર્વવ્યાપી એક બ્રહ્મ છે અને બીજું જે દશ્ય દેખાય છે તે બધી ભ્રાંતિ છે, વાસ્તવિક તે કોઈ પદાર્થ નથી; જેમ દોરડીમાં સર્પનો ભ્રમ થાય છે તેમ આ બધું ભ્રમ છે

તેમનો આ અભિપ્રાય જુઠો છે, કેમકે જો દોરડીમાં સર્પનો ભ્રમ થાય છે તો સર્પની અન્યત્ર હયાતી છે કે નહિ? જો સર્પની જગતમાં અન્યત્ર ક્યાંઈ હયાતી જ ન હોય તો સર્વથા અસત્ પદાર્થની દોરડીમાં કલ્પના-ભ્રમ થાય? ન જ થાય. દોરડીને જ સર્પ માનવો એ ભ્રમ છે, કેમકે દોરડીમાં સર્પનો અભાવ છે, પરંતુ સર્પમાં સર્પનો અભાવ નથી. જગતમાં તો સર્પની હયાતી છે. એ પ્રમાણે આત્મામાં શરીર વગેરે અજીવ પદાર્થોનો અભાવ છે, પરંતુ જગતમાં તેમનો અભાવ નથી. અજીવ પદાર્થની પોતાની પોતામાં હયાતી તો છે જ. તે સર્વથા ભ્રમ અથવા અસત નથી, પણ તે અજીવને પોતાનું માનવું એ ભ્રમ છે. જેમ જગતમાં ભિન્ન ભિન્ન અનેક આત્મા છે તેમ ભિન્ન ભિન્ન પદાર્થો પણ છે. જગતમાં દોરડી છે, સર્પ પણ છે અને દોરડીને સર્પ માનવા રૂપ ભ્રાંતિ પણ છે. એમ આ વિશ્વમાં અનેક જીવ પદાર્થો છે. અજીવ પદાર્થો પણ છે અને ભ્રાંતિરૂપ જીવની વિકારી દશા પણ છે, એટલે જીવ, અજીવ અને જીવની ભૂલ એ ત્રણ સિદ્ધ થાય છે."

આ બાબતમાં નીચે પ્રમાણે ખુલાસો કરી શકાય છે—

૧ પહેલી વાત એ સમજવાની છે કે દોરડીમાં સર્પ દેખાતો નથી, પણ દોરડીના અજ્ઞાનથી સર્પ દેખાય છે. દોરડીનું જ્ઞાન થાય તો સર્પ રહે નહિ તેવી જ રીતે બ્રહ્મમાં જગત દેખાતું નથી, પણ બ્રહ્મના અજ્ઞાનથી જગત દેખાય છે. બ્રહ્મનું જ્ઞાન થાય તો જગત રહે નહિ.

૨ સર્પની હયાતી બીજે ઠેકાણે છે અને તેને લઈને દોરડીમાં સર્પ દેખાય છે એ વાત બરાબર નથી. એમ હોય તો બીજી જગ્યાએ રહેલા ઝાડ, પત્થર વગેરે પણ દોરડીમાં દેખાવા જોઈએ. મુખ્ય વાત એ સિદ્ધ કરવાની છે કે જ્યાં (દોરડીની જગ્યાએ) સર્પ દેખાય છે, ત્યાં સર્પ છે કે નહિ. જ્યારે દોરડીનું જ્ઞાન થાય છે ત્યારે દોરડીની જગ્યાએ જોયેલ સર્પનો બાધ થાય છે, બીજી જગ્યાના સર્પનો બાધ થતો નથી. જે સર્પ દેખાય છે તે દૃષ્ટિનો સર્પ છે, બીજી જગ્યાએ જોયેલો સર્પ એ સ્મૃતિનો સર્પ છે. દોરડીના જ્ઞાન વખતે દૃષ્ટિનો સર્પ બાધ પામે છે. સ્મૃતિનો સર્પ બાધ પામતો નથી, તેથી અહીં બીજી જગ્યાના સર્પનો પ્રશ્ન લેવો એ ખોટો છે. સિદ્ધાંતમાં બ્રહ્મમાં જગત દેખાય છે, તે જગત જ્યાં દેખાય છે ત્યાં છે કે નહિ તે પ્રશ્ન છે, તે દૃષ્ટિનું જગત છે. બીજી જગ્યાના જગતનો અહીં પ્રશ્ન નથી; કારણ કે બ્રહ્મજ્ઞાન થાય ત્યારે તે માણસે જગત જોયું હોય તેનો બાધ થાય છે, તેને માટે બીજા જગતનો પ્રશ્ન રહેતો નથી

૩ ભ્રાંતિમાં પ્રાયઃ પૂર્વ પ્રતીતિની જરૂર રહે, પણ પૂર્વ પ્રતીતિ સાચી હોવી જોઈએ એવો નિયમ નથી. કારણ જોયેલ જગતના સંસ્કારથી આજે જગત દેખાય તેથી કાંઈ સાચી દૃષ્ટિથી જગત જોયું હતું એમ સિદ્ધ થતું નથી.

૪ પૂર્વ પ્રતીતિ ન હોય છતાં પણ ભ્રાંતિ થઈ શકે છે. જેમકે કોઈ એક માણસે કોઈ આંધળાને ભૂતની વાત કરે, તે આંધળાએ બીજા આંધળાને ભૂતની વાત કરી એમ વીસ આંધળા સુધી ભૂતની વાત ફેલાઈ ગઈ. પછી કોઈવાર નગારું ખખડવાથી વીસમો આંધળો બીન્યો અને તેણે કોઈને ભૂતની વાત કરી. છતાં કોઈ આંધળાએ ભૂત નજરે જોયું નથી, તેથી પૂર્વ પ્રતીતિ વગર પણ ભ્રાંતિ થઈ શકે છે.

૫ પહેલા કોઈ જગ્યાએ સર્પ જોયો ન હોય, પણ સર્પની વાત સાંભળી હોય અથવા સર્પનું ચિત્ર જોયું હોય તો પણ દોરડીમાં સર્પની ભ્રાંતિ થઈ શકે છે.

૬ દોરડીમાં બધાને સર્પ દેખાતો નથી, પણ કોઈને દંડ, કોઈને માળા, કોઈને પાણીનો રેલો પણ દેખાય

છે, તેવી જ રીતે દરેક જોનારને સ્વપ્નમાં પોતાની કલ્પના પ્રમાણેનું જગત દેખાય છે.

૭ પહેલાં કોઈ જગ્યાએ સર્પ જોયો હોય અને તેના જ્ઞાનના સંસ્કારથી દોરડીમાં સર્પ દેખાયો એમ માનીએ તોપણ પહેલાં માણસને સર્પનું જ્ઞાન કેવી રીતે થયું તેની તપાસ કરવી જોઈએ. નવા જન્મેલા બાળકને સર્પનું જ્ઞાન હોતું નથી, એક સર્પની દ્રષ્ટિમાં બીજો સર્પ એ સર્પ લાગતો નથી. મોરની દ્રષ્ટિમાં સર્પ નથી. ફક્ત માણસના જગતમાં જન્મેલા જીવને બીજા માણસો સર્પનું જ્ઞાન આપે છે ત્યારે સર્પજ્ઞાન થાય છે. બ્રહ્મજ્ઞાની પુરુષો સર્પને સર્પ માનતા નથી, પણ પોતાનું સ્વરૂપ માને છે, તેથી જ્ઞાન ઠીક કરતા આવડવું જોઈએ.

૮ દોરડીમાં જ્યારે સર્પની ભ્રાંતિ થાય છે ત્યારે દોરડીનું અજ્ઞાન હોય છે, તેની સાથે સામે કાંઈક પડ્યું છે એવી ઈદંતાની ભ્રાંતિ પહેલાં થાય છે. પછી તેમાં સર્પની ભ્રાંતિ થાય છે. જો ઈદંતાની ભ્રાંતિ નીકળી જાય તો સર્પની ભ્રાંતિ રહે નહિ તેવી જ રીતે સિદ્ધાંતમાં જો ઈદંતાની ભ્રાંતિ નીકળી જાય તો બ્રહ્મમાં જગતની ભ્રાંતિ પણ નીકળી જાય. ઈદંતાની ભ્રાંતિ થવાનું મુખ્ય કારણ એ છે કે જીવ પોતાથી જુદું કાંઈક જુએ છે. તે જ્ઞાન દેહના અભિમાનથી થાય છે. સ્વપ્ન અવસ્થાવાળો દેહ પોતાથી જુદું કાંઈક જુએ છે પણ તે અવસ્થાના દેહનું અભિમાન છૂટી જાય તો ઈદંતા રૂપે કાંઈ રહેતું નથી, તેવી જ રીતે જાગ્રતના દેહનું અભિમાન છૂટી જાય તો ઈદંતા રૂપે (જુદું કાંઈ) રહેતું નથી.

૯ જોનારથી જુદું કાંઈ (ઈદંતા) દેખાવાનું મુખ્ય કારણ દ્રષ્ટા અને દ્રશ્ય વચ્ચે ખાલી જગ્યા છે. તે જગ્યા કોણે બનાવી અને કેવી રીતે થઈ તે બાબત યુરોપ અને અમેરિકા વગેરે દેશોના વિદ્વાનો સાપેક્ષવાદદ્વારા બહુ સારો ખુલાસો આપી શકે છે. એ શોધ ઉપર લગભગ ૨૫૦૦૦ નવાં પુસ્તકો લખાયાં છે. તેના આધારે દેશ (space) અને કાળ (time) સાપેક્ષ બની ગયા છે, તેમાં દ્રષ્ટા, દ્રશ્ય અને દર્શનનો સાથે વિચાર કરવામાં આવેલ છે. એ રીતે વિચાર કરતાં બહારની વસ્તુઓ, વસ્તુઓ તરીકે (objects) રહેલ નથી પણ events (બનાવ) થઈ ગયેલ છે. એ બધું મગજથી સિદ્ધ કરેલ છે, તેથી સર્વમાન્ય થયેલ છે.તે સાયન્સવાળા કહે છે કે *perceptual space* is within the perceptual event and perceptual time is within the perceptual event એટલે દર્શન વખતના દેશ–કાળ દર્શનની અંદર છે, તેથી ઈદંતા જેવું કાંઈ બનતું નથી, તેથી ઈદંતા ભ્રાંતિ રૂપ છે અને તેથી બ્રહ્મમાં જગત પણ ભ્રાંતિ રૂપ છે.

૧૦ અજીવ એટલે જડ પદાર્થનો વિચાર કરીએ તો તેમાં નીચે પ્રમાણે સિદ્ધાંત બની શકે છે.

(૧) જડ પદાર્થ પોતે પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરી શકતા નથી ખુરશી કહેતી નથી કે પોતે ખુરશી છે, તેથી જડપદાર્થને સ્વસત્તા નથી. તેનું અસ્તિત્વ જોનારો સિદ્ધ કરે છે.

(૨) ઉપર કહ્યું તેમ ઈદંતા ભ્રાંતિ રૂપ છે તો જડ પદાર્થ પણ ભ્રાંતિ રૂપ છે

(૩) નાની ઉંમરે ઉંચો લાગતો ઓટલો મોટી ઉંમરે નીચો લાગે છે, તેથી ઓટલાને આકાર નથી. આકાર હોય તો ફરવો જોઈએ નહિ. તેનો આધાર જોનાર ઉપર છે, તેથી બધું જડ પ્રતિભાસિક છે અને મિથ્યા છે.

૧૧ મિથ્યા એટલે તદન ખોટું નહિ પણ અમુક દશામાં સાચા જેવું લાગે અને બીજી દશામાં તેનો બાધ થાય, જેમકે સ્વપ્નું સ્વપ્ન વખતે સાચા જેવું લાગે છે અને જાગ્રત થતા તેનો બાધ થાય છે, તેવી જ રીતે જાગ્રત જાગ્રત વખતે સાચા જેવું લાગે, પણ બ્રહ્મ દશામાં તેનો બાધ થાય.

૧૨ જેમ સ્વપ્નાની ઈદંતાનો જાગ્રતમાં બાધ થાય છે, તેમ જાગ્રતની ઈદંતાનો બ્રહ્મ દશામાં બાધ થાય છે. ઈદંતાનો બાધ થાય છે તેથી અનેક જીવ બની શકતા નથી. સ્વપ્નામાં ઘણા જીવ દેખાય છે, છતાં તે બધા જાગ્રત થતાં બાધ પામે છે તેવી જ રીતે જાગ્રતમાં અનેક જીવો દેખાતા હોવા છતાં બ્રહ્મ દશામાં એકજ રહે છે. શ્રી રમણ મહર્ષિ જેવા સંત પુરુષ પણ તે બાબતની સાક્ષી આપે છે. સ્વપ્ન વખતે જેમ સ્વપ્નાની જૂઠની ખબર પડતી નથી તેનું કારણ એ છે કે સ્વપ્નાનું જ્ઞાન

સ્વપ્નાના જગતને સિદ્ધ કરે છે તેવીજ રીતે જાગતનું જ્ઞાન જાગતના જગતને સિદ્ધ કરે છે તેથી એ દશામાં ભેદ શોધવી મુશ્કેલ પડે છે જે પ્રમાણથી ઘણા જીવ લાગે છે તે પ્રમાણ સાચું છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ. કોઈ-એક માણસને બીજા માણસ વિશે પુરતું જ્ઞાન મળી શકતું નથી તેથી માત્ર પોતાનું જ્ઞાન ઠીક કરવાની જરૂર છે. પોતામાં રહેલ જે જ્ઞાનથી બીજા દેખાય છે તે જ્ઞાન સાચું છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ અને બે જીવની વચ્ચે જે ખાલી જગ્યા છે તે ક્યાંથી આવી તેની પણ બરાબર તપાસ કરવી જોઇએ. સ્વપ્નામાં બે જીવ વચ્ચે દેખાતી જગ્યા જાગત થતા જતી રહે છે તેથી જગ્યા એ પણ કલ્પિત વસ્તુ છે. સ્વપ્નનો કાળ પણ જાગત થતા જતો રહે છે તેથી કાળ પણ એક કલ્પિત વસ્તુ છે તે પ્રમાણે જાગતમાં પણ દેશ કાળ ખોટા છે. કાંઇનું સાયન્સ કહે છે કે દેશ કાળ જગતમાં નથી પણ જગત સાથે જોનારના સંબંધમા રહે છે. જોનારના વિચાર સિવાય જગતનો વિચાર થઈ શકતો નથી અને જોનારના પ્રમાણનો વિચાર બરાબર થાય ત્યારે જગત પ્રાતિભાસિક થઇ જાય છે. પ્રાતિભાસિક વસ્તુમા જ્ઞાત સત્તા રહે છે, તે દ્રષ્ટિ કાળે જ રહે છે. તે સાક્ષી ભાસ્ય છે અને આત્મજ્ઞાન થતા તેની સર્વાંશે નિવૃત્તિ થાય છે, એટલે કે જ્ઞાન કાળે પ્રાતિભાસિક વસ્તુનો ત્રૈકાલિક નિષેધ થાય છે.

૧૩ આત્મામા શરીર વગેરે અજીવ પદાર્થોનો અભાવ છે એમ જૈનધર્મમાં માનેલું છે અને વેદાન્તમાં પણ માનેલું છે, કારણ કે એક અધિષ્ઠાનમાં વિરૂદ્ધધર્મ રહી શકે નહિ. જગતમા અજીવ પદાર્થ કેમ દેખાય છે? તેનું કારણ જગતમા અજીવ છે એમ નથી પણ માણસની દૃષ્ટિમાં અજીવ દેખાય છે એમ કહી શકાય માણસની દૃષ્ટિથી માણસનું જગત સાચુ છે, પણ માણસની દ્રષ્ટિ સાચી નથી. કોઇ માણસ ભક્તિભાવથી અજીવ મૂર્તિની પૂજા કરે છે તો તેની ભાવના પ્રમાણે તેમાં ચેતન જણાવા લાગે છે. એવું ઘણી મૂર્તિઓની બાબતમાં બનેલ છે, તેથી જડ દૃષ્ટિથી જડ દેખાય છે. અને ચેતન દ્રષ્ટિથી બધું ચેતન દેખાય છે.

૧૪ તેથી જગત સત્ય છે કે મિથ્યા છે એ પ્રશ્ન અપૂર્ણ છે. ભ્રાંતિવાળને કાચના જ્ઞાનથી જે જગત દેખાય છે તે સત્ય છે કે મિથ્યા છે એવો પ્રશ્ન લેવો જોઈએ. તેનો ઉત્તર એ છે કે ભ્રાન્તિવાળના જ્ઞાન પ્રમાણે ભ્રાન્તિવાળનું જગત બરાબર છે. તેનું જ્ઞાન ફરે ત્યારે તેની દ્રષ્ટિ પ્રમાણે જગત દેખાય છે. ભ્રાંતિવાળ મરીને કુતરો થાય તો કુતરાની દ્રષ્ટિનું જગત રહે અને બ્રહ્મ થાય તો બ્રહ્મ વ્યાપક હોવાથી એક જગ્યાની દ્રષ્ટિ રહે નહિ તેથી અહં છું રહે નહિ અને તેથી જીવ કે જગત રહે નહિ. સ્વપ્નામાંથી ઉઠયા પછી સ્વપ્નનો જીવ કે સ્વપ્નાનું જગત રહેતો નથી. શ્રીમદ્ રાજચંદ્ર પણ આત્મસિદ્ધિમાં કહે છે કે —

> "કોટી વર્ષનું સ્વપ્ન પણ જાગ્રત થતા સમાય
> તેમ વિભાવ અનાદિનો જ્ઞાન થતાં દૂર થાય.

૧૫ મિથ્યાત્વ એટલે તદ્દન ખોટું નહિ. મિથ્યાત્વના કેટલાક પ્રકાર નીચે પ્રમાણે બની શકે છે.

(૧) જે સત અસતથી વિલક્ષણ હોય તે મિથ્યા કહેવાય છે.

(૨) જ્યાં જે દેખાય છે ત્યાં તે પરમાર્થથી નથી અથવા પોતાના સ્વરૂપથી નથી.

(૩) જ્ઞાનથી જે નિવર્ત્ય થાય તે મિથ્યા છે.

(૪) જે કેવળ જે પરમાર્થથી નથી અથવા પોતાના સ્વરૂપે નથી ત્યાં તેને જે ભાસ માત્ર દેખાય છે તે મિથ્યા છે.

(૫) જ્ઞાનની ખરી વસ્તુ સિવાય બીજું જે કાંઇ છે તે મિથ્યા છે.

(૬) ત્રણ અવસ્થાના વિચારથી જાગત અવસ્થાનું જગત મિથ્યા છે એમ સિદ્ધ થઇ શકે છે.

(૭) સાપેક્ષવાદના સાયન્સથી પણ જગત મિથ્યા થઈ શકે છે.

(૮) મિથ્યાત્વનો ટુંકો અર્થ એટલો જ છે કે જે આત્માના વિચાર કાળે સાચા જેવું લાગે અને આત્મજ્ઞાન વખતે તેનો બાધ થાય.

દોરડીનું જ્ઞાન થાય ત્યારે સર્પનો નાશ થતો નથી, પણ સર્પ ત્રણે કાળે નહોતો એવું જ્ઞાન થાય છે. સ્વપ્નામાંથી ઉઠ્યા પછી સ્વપ્નનો નાશ થતો નથી, પણ સ્વપ્નું ત્રણે કાળે ખોટું હતું એવું જ્ઞાન થાય છે, જાગતનું જગત પણ બ્રહ્મજ્ઞાનથી નાશ પામતું નથી

જગત મારું કાંઈ નહોતું એવું જ્ઞાન થાય છે, છતાં નની માફક જાગતના જ્ઞાન વખતે જેવું જ્ઞાન તેવું ાત પ્રતીત થાય છે, પણ તે સાચું પ્રમાણ નથી. ા પ્રતિભાસ સ્વરૂપ આરોપિત સર્પ, સર્પજ્ઞાનના ાાં રહેતો નથી તેથી તે આંખથી જોવાની વસ્તુ ી. એ સર્પનો અભાવ પણ આંખથી જોવાનો ાય નથી. આંખથી જોયેલ વસ્તુ દ્રષ્ટિ પડેલાં આગળ ોય હોય છે. દોરડીમાં જોયેલો સર્પ, સર્પના જ્ઞાન હેલાં ત્યાં નહોતો, તેથી તે સર્પ પ્રાતિભાસિક છે અને સાક્ષીભાસ્ય છે. જગત પણ જગતનું જ્ઞાન થયા પહેલાં નથી. એટલે કે ભ્રાન્તિકાળના જ્ઞાનથી ભ્રાન્તિકાળને જે જગત દેખાય છે, તે તેવું જ્ઞાન થયા પહેલાં તેવું જગત નહોતું. જોનારને છોડીને જગતનો વિચાર થઈ શકતો નથી. જોનારની સાથે જગતનો વિચાર થાય ત્યારે પણ જોનારનું જ્ઞાન કેવું છે તેની તપાસ કરવી જોઈએ.

ભ્રાન્તિકાળ જન્મ્યો ત્યારે ભ્રાન્તિકાળને ખબર નહોતી કે, જગત કોને કહેવાય, પછી માણસોએ જેવું જ્ઞાન તેને આપ્યું તેવું તેણે શીખી લીધું અને તે તેનું પ્રમાણ થઈ ગયું. પ્રમાણને પરમાણું પણ કહે છે. સાચું પરમાણું પ્રમાણે કપડાં કરે છે, પણ પરમાણું ખોટું હોય તો બધાં કપડાં બેસતાં થતાં નથી તેથી પ્રમાણ અથવા પરમાણું ઠીક કરવાની જરૂર છે. ખાસ કરીને દેશકાળ વિશે માણસના જ્ઞાનનું પ્રમાણ સાચું છે, કે નહિ તે માટે પશ્ચિમના વિદ્વાનો બે હજાર વર્ષ સુધી ભૂલમાં પડયા હતા અને ઇ. સ. ૧૯૦૫ માં પ્રો. આઇન્સ્ટાઇને ભૂલ બતાવી તેથી બધાને ઘણું આશ્ચર્ય થયું છે.

આ બાબતમાં મેં ૩૦ વર્ષ સુધી અભ્યાસ કરીને એક પુસ્તક "દેશ અને કાળ" લખેલ છે. તે લગભગ ૪૫૦ પાનાનું છે. અને બે મહિના પછી, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, તરફથી પ્રસિદ્ધ થશે. જગત બધું દ્દષ્ટાંતમાં સમાઈ જાય છે. દ્દષ્ટાંત, દેશ-કાળની માયાથી જણાય છે, તેથી દેશકાળ ક્યાંથી આવ્યા અને કેવી રીતે આવ્યા, તેનો જ્ઞાની પુરુષોએ ખાસ અભ્યાસ કરવો જોઈએ. વળી નવા સાયન્સવાળા ગણિતથી આ બાબત સમજાવે છે તેથી બધા ધર્મવાળાને તે કબૂલ કરવું પડે છે. કે કોઈ મતનો આગ્રહ રાખ્યા વગર તે સાયન્સનો અભ્યાસ કરવા જેવો છે.

નવા સાયન્સ પ્રમાણે કાળ સાપેક્ષ હોવાથી કોઈ બનાવનું પરિણામ થતું નથી. દરેક બનાવની સાથે તેને લગતો કાળ રહે છે. તેથી બધું કાળનો વિવર્ત છે. ચેતનનું પરિણામ થતું નથી કારણ કે ચેતન નિર્વિકારી છે. જડનું પરિણામ થતું નથી. કારણ કે જડને સ્વસત્તા નથી. તે પરિણામને જોવા વાળો જોઈએ અને જોનારાનું જ્ઞાન કેવું છે તેની તપાસ કરવી જોઈએ. સ્વપ્નામાં પરિણામ દેખાય છે છતાં જાગ્રત જ્ઞાનથી તેનો બાધ થાય છે. જાગ્રતનું જ્ઞાન કે જેને પરિણામ દેખાય છે તે પણ સ્વપ્નાના જેવું છે. કાળનું સાયન્સ પરિણામવાદને અનુમોદન આપતું નથી. પ્રત્યક્ષ પ્રમાણથી પરિણામ દેખાય છે, પણ પ્રત્યક્ષ પ્રમાણ સાચું નથી. પ્રત્યક્ષ પ્રમાણ અબાધિત અર્થને બતાવતું નથી. દ્વૈતના અનુભવ માટે વિષયો જોઈતા હોય તો સ્વપ્નાની માફક કલ્પિત વિષયો મળી શકે છે પણ પારમાર્થિક અને સત્ય મળી શકશે નહિ.

# અધ્યાત્મ તત્ત્વનો મહિમા

બધાજ ધર્મોનો સાર છે પ્રેમ. એકબીજાનાં વેર અને દ્વેષ તજી સહચાર કેળવે તો આજ સંસારમાં સ્વર્ગ છે, બીજે ક્યાંય નથી. એમ દરેક ધર્મો કહી ગયેલ છે.

અધ્યાત્મશાસ્ત્રનો અધિકાર અન્ય બધા જ શાસ્ત્રો કરતાં ઉંચો છે. ગીતામાં કહ્યું છે કે "अध्यात्म विद्या विद्यानाम्" બધી જ વિદ્યાઓમાં શ્રેષ્ઠતમ અધ્યાત્મવિદ્યા છે આજે સમસ્ત વિશ્વને આધ્યાત્મિકતાની આવશ્યકતા છે. બધા જ ધર્મોના સારા સારા પ્રકારોનું અધ્યયન કરતાં જણાય છે કે બધા જ ધર્મોનું મૂળતત્ત્વ એક જ છે જો કાંઇ ભેદ છે તો તે બાહ્ય વિધિવિધાનમાં, ક્રિયાકાંડમાં છે. આત્મદર્શન અને આત્મજ્ઞાન જ બધા ધર્મોનું ધ્યેય છે. Know Thyself તું તારી જાતને સમજ-ઓળખ' આ ગ્રીસ દેશના એક સંતનો ઉપદેશ હતો. જે ઇસુથી લગભગ છસો સાતસો વર્ષ પહેલાં જન્મ્યા હોવાનો અંદાજ છે. પશ્ચિમમાં આત્મવિદ્યા તરફ માણસોની અભિરુચી વધતી ગઈ છે. આત્મવિદ્યાથી જ જગતમાં સાચી શાંતિ અને એકતા સ્થાપિત થઇ શકે છે. બધા ધર્મોનો મોટામાં મોટો મર્મ પણ આત્મદર્શન જ છે.

भिद्यते हृदय ग्रंथि छिद्यते सर्व संशयाः ।

क्षीयन्ते चास्य कर्माणी तस्मिन् दृष्टे परावरे

मुण्डकोपनिषद् ॥

આત્માનું દર્શન થતા જ પરમાત્માનું યથાર્થ સ્વરૂપ સમજાવામાં આવે છે અને ત્યારે હૃદયમાં પડેલી કેટલાય ગ્રંથિઓની ગાંઠો-કામ, ક્રોધ, લોભ, મોહાદિ તુટી જાય છે. બુદ્ધિના અનેક સંશયો છિન્નભિન્ન બની જાય છે. સાંસારિક બંધનમાં નાખનારાં બધા જ સ્વાર્થ કર્મો ક્ષીણ થઇ જાય છે ભેદબુદ્ધિની-પૃથક જીવનની વાસના-હું જુદો અને બીજાઓ જુદાના ભેદભાવ મરી જાય છે બધાજ આપણા બની જાય છે અને આત્મામાં મગ્ન થઇ જાય છે.

દુઃખ-નિવૃત્તિની શોધથી જ ધર્મની ઉત્પત્તિ થાય છે અને દુઃખની અત્યંત નિવૃત્તિનો એકમાત્ર ઉપાય આત્મદર્શન છે. પરમ ઇશ્વરનું દર્શન છે. પરમાત્મ દર્શન છે. ધર્મ, મજહબ, રીલીજીયનની પરાકાષ્ઠાનું નામ જ દર્શન છે. આત્મદર્શન જ સાચું દર્શન છે. આજના જગતમાં બધાજ ધર્મશાસ્ત્રોનું બધાજ ધર્મોનું સામંજસ્ય બધાની પરસ્પર અનુકૂળતા અને બધાની પૂર્તિ હોવી જોઇએ.

ધર્મ માટે જનતામાં અરુચિ, ધૃણા, ક્રોધ, વિરોધ એટલા માટે જાગી ગયેલ છે કે ધર્મના માનનારાઓમાં મન, વચન અને ક્રિયાની એકતા નથી. મિથ્યા વિશ્વાસ, કુરીતિઓ, દંભ અને પાખંડને ધર્મના મુખ્ય રૂપ બતાવીને સરળ હૃદયના મનુષ્યોનો વિશ્વાસઘાત કરવામાં આવે છે. રક્ષકને બદલે ભક્ષક બની જાય છે. માનવ જાતિના ઇતિહાસમાં ધર્મના નામ પર ઝઘડા અને લડાઇઓ તેમજ રક્તપાત એશિયા, યુરોપ, અમેરિકા આફ્રિકા, વગેરે દેશોમાં થયેલ છે અને થઇ રહેલ છે. ધર્મના નામ પર આથી વધારે ઘોર પાપ બીજું શું હોઇ શકે!

ધર્મોનું વાસ્તવિક તત્ત્વ એ નથી કે જેને મનગમી સ્વાર્થી મહંતો અને મહારાજાઓ અને ઠેકેદારોએ આજે મેળવી લીધેલ છે એ લોકો એવા પ્રયત્નોમાં પડેલા છે કે ધર્મ આ સંસારમાંથી અદૃશ્ય થઇ જાય, પરંતુ ધર્મ વગરના જગતમાં મનુષ્ય એક ક્ષણ પણ જીવી શકે તેમ નથી. ધર્મની તો ઘણી જ આવશ્યકતા છે

કેટલાક લોકો એમ માગે છે કે ધર્મ જેવી કોઇ વસ્તુ જ ન રહે. તેઓની એવી દલીલ છે કે જગતમાં ધર્મને નામે જે વસ્તુઓ બને છે, તેનાથી મનુષ્ય જાતિને ઘણું નુકશાન થાય છે; પરંતુ વાસ્તવમાં એમ નથી. ધર્મના સાચા સ્વરૂપને જાણવું જોઇએ. ધર્મ શું છે? કર્તવ્ય શું છે? તેનું લક્ષણ શું છે? એનું સાધન શું છે? ધર્મના વિષયમાં મોટા મોટા જાણકાર મનુષ્યોમાં પણ મતભેદ અને વિવાદ જોવામાં આવે છે. કોઇ એક વસ્તુ કહે છે તો કોઇ બીજી. ધર્મનું સાચું જ્ઞાન અને આચરણ માણસને નિશ્રેયસ પ્રાપ્ત કરાવે છે

सर्व परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।

एतद् विद्यात समासेन लक्षणं सुखदुःखयो ॥

પરવશતા દુઃખ છે અને આત્મવશતા જ સુખ છે જેઓ પોતાનામાં બધાને અને બધામાં પોતાને સમ-દ્રષ્ટિથી જુએ છે ને આ દર્શનથી આત્મયજ્ઞ કરતો રહે છે, તે સ્વરાજ્ય મેળવે છે. મોક્ષ, નિર્વાણ, કૈવલ્ય, નિઃશ્રેયસ, અપવર્ગ બધુ જ પર્યાય છે

: લેખક :

ડૉ. દુર્ગાશંકર નાગર

વુ જગત ગયું હાય નહોતું એવું જ્ઞાન થાય છે; છતાં સ્વપ્નની માફક જાગતના જ્ઞાન વખતે જેવું જ્ઞાન તેવું જગત પ્રતીત થાય છે, પણ તે સાચું પ્રમાણ નથી. જળ પ્રતિભાસ સ્વરૂપ આરોપિત સર્પ, સર્પજ્ઞાનના પહેલાં હતો નથી તેથી તે આંખથી જોવાની વસ્તુ નથી. એ સર્પનો અભાવ પણ આંખથી જોવાનો વિષય નથી. આંખથી જોયેલ વસ્તુ દૃષ્ટિ પહેલાં આગળ પાછળ હોય છે. દોરડીમાં જોયેલો સર્પ, સર્પના જ્ઞાન પહેલાં ત્યાં નહોતો, તેથી તે સર્પ પ્રાતિભાસિક છે અને સાક્ષીભાસ્ય છે. જગત પણ જગતનું જ્ઞાન થયા પહેલાં નથી. એટલે કે ભ્રાન્તિવાળાના જ્ઞાનથી ભ્રાન્તિવાળાને જે જગત દેખાય છે, તે તેનું જ્ઞાન થયા પહેલાં તેવું જગત નહોતું. જોનારને છોડીને જગતનો વિચાર થઈ શકતો નથી. જોનારની સાથે જગતનો વિચાર થાય ત્યારે પણ જોનારનું જ્ઞાન કેવું છે તેની તપાસ કરવી જોઈએ.

ભ્રાન્તિવાળા જન્મ્યો ત્યારે ભ્રાન્તિવાળાને ખબર નહોતી કે, જગત કોને કહેવાય, પછી માણસોએ જેવું જ્ઞાન તેને આપ્યું તેવું તેણે શીખી લીધું અને તે તેનું પ્રમાણ થઈ ગયું. પ્રમાણને પરમાણું પણ કહે છે. સાચું પરમાણું પ્રમાણે કપડાં કરે છે, પણ પરમાણું ખોટું હોય તો બધાં કપડાં બેસતાં થતાં નથી તેથી પ્રમાણ અથવા પરમાણું ઠીક કરવાની જરૂર છે. ખાસ કરીને દેશકાળ વિષે માણસના જ્ઞાનનું પ્રમાણ સાચું છે, કે નહિ તે માટે પશ્ચિમના વિદ્વાનો બે હજાર વર્ષ સુધી ભૂલમાં પડ્યા હતા અને ઈ. સ. ૧૯૦૫ માં પ્રો. આઈન્સ્ટાઈને ભૂલ બતાવી તેથી બધાને ઘણું આશ્ચર્ય થયું છે.

આ બાબતમાં મેં ૩૦ વર્ષ સુધી અભ્યાસ કરીને એક પુસ્તક "દેશ અને કાળ" લખેલ છે. તે લગભગ ૪૫૦ પાનાનું છે. અને બે મહિના પછી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, તરફથી પ્રસિદ્ધ થશે. જગત બધું દેશકાળમાં સમાઈ જાય છે. છતાં દેશ-કાળની માયાથી જણાય છે, તેથી દેશકાળ ક્યાંથી આવ્યા અને કેવી રીતે આવ્યા, તેનો જ્ઞાની પુરુષોએ ખાસ અભ્યાસ કરવો જોઈએ. વળી નવા સાયન્સવાળા ગણિતથી આ બાબત સમજાવે છે તેથી બધા ધર્મવાળાને તે કબૂલ કરવું પડે છે. કે કોઈ મતનો આગ્રહ રાખ્યા વગર તે સાયન્સનો અભ્યાસ કરવા જેવો છે.

નવા સાયન્સ પ્રમાણે કાળ સાપેક્ષ હોવાથી કોઈ બનાવનું પરિણામ થતું નથી. દરેક બનાવની સાથે તેને સમનો કાળ રહે છે. તેથી બધું ચાલતો વિવર્ત છે. ચેતનનું પરિણામ થતું નથી કારણ કે ચેતન નિર્વિકારી છે. જડનું પરિણામ થતું નથી. કારણ કે જડને સ્વસત્તા નથી. તે પરિણામને જોવા વાળા જોઈએ અને જોવાવાળાનું જ્ઞાન કેવું છે તેની તપાસ કરવી જોઈએ. સ્વપ્નામાં પરિણામ દેખાય છે છતાં જાગ્રત જ્ઞાનથી તેનો બાધ થાય છે. જાગ્રતનું જ્ઞાન કે જેને પરિણામ દેખાય છે તે પણ સ્વપ્નાના જેવું છે. હાલનું સાયન્સ પરિણામવાદને અનુમોદન આપતું નથી. પ્રત્યક્ષ પ્રમાણથી પરિણામ દેખાય છે, પણ પ્રત્યક્ષ પ્રમાણ સાચું નથી. પ્રત્યક્ષ પ્રમાણ અબાધિત અર્થને બતાવતું નથી. દૈતના અનુભવ માટે વિષયો જોઈતા હોય તો સ્વપ્નાની માફક કલ્પિત વિષયો મળી શકે છે પણ પારમાર્થિક અને સત્વ મળી શકે નહિ.

# અધ્યાત્મ તત્વનો મહિમા

બધાજ ધર્મોનો સાર છે પ્રેમ. એકબીજાનાં વેર અને દ્વેષ તજી સદ્‌વિચાર કેળવે તો આજ સંસારમાં સ્વર્ગ છે, બીજે કયાંય નથી. એમ દરેક ધર્મો કહી ગયેલ છે.

અધ્યાત્મશાસ્ત્રનો અધિકાર અન્ય બધા જ શાસ્ત્રો કરતા ઉંચો છે. ગીતામાં કહ્યું છે કે "અધ્યાત્મ વિદ્યા વિદ્યાનામ્" બધી જ વિદ્યાઓમાં શ્રેષ્ઠતમ અધ્યાત્મવિદ્યા છે. આજે સમસ્ત વિશ્વને આધ્યાત્મિકતાની આવશ્યકતા છે. બધા જ ધર્મોના સારા સારા પ્રકારોનું અધ્યયન કરતાં જણાય છે કે બધા જ ધર્મોનું મૂળતત્ત્વ એક જ છે. જે કંઇ ભેદ છે તો તે બાહ્ય વિધિવિધાનમાં, ક્રિયાકાંડમાં છે. આત્મદર્શન અને આત્મજ્ઞાન જ બધા ધર્મોનું ધ્યેય છે. Know Thyself તું તારી જાતને સમજ-ઓળખ! આ ગ્રીસ દેશના એક સંતનો ઉપદેશ હતો જે ઇસુથી લગભગ છસો સાતસો વર્ષ પહેલાં જન્મ્યા હોવાનો અંદાજ છે. પશ્ચિમમાં આત્મવિદ્યા તરફ માણસોની અભિરુચી વધતી ગઇ છે. આત્મવિદ્યાથી જ જગતમાં સાચી શાંતિ અને એકતા સ્થાપિત થઇ શકે છે. બધા ધર્મોનો મોટામાં મોટો મર્મ પણ આત્મદર્શન જ છે.

भिद्यते हृदय ग्रंथि छिद्यते सर्व संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे

मुण्डकोपनिषद् ॥

આત્માનું દર્શન થતાં જ પરમાત્માનું યથાર્થ સ્વરૂપ સમજવામાં આવે છે અને ત્યારે હૃદયમાં પડેલી કેટલાય ગ્રંથિઓની ગાંઠો-કામ, ક્રોધ, લોભ, મોહાદિ છૂટી જાય છે. બુદ્ધિના બધા સંશયો છિન્નભિન્ન બની જાય છે. સાંસારિક બંધનમાં નાખનારા બધા જ સ્વાર્થી કર્મો ક્ષીણ થઇ જાય છે ભેદબુદ્ધિની-પૃથક જીવનની વાસના-હું જુદો અને બીજાઓ જુદાના ભેદભાવ મટી જાય છે. બધાજ આપણા બની જાય છે અને આત્મામાં મગ્ન થઇ જાય છે.

દુઃખ-નિવૃત્તિની શોધથી જ ધર્મની ઉત્પત્તિ થાય છે. અને દુઃખની અત્યંત નિવૃત્તિનો એકમાત્ર ઉપાય આત્મદર્શન છે. પરમ ઇશ્વરનું દર્શન છે. પરમાત્મ દર્શન છે. ધર્મ, મજહબ, રીલીજીયનની પરાકાષ્ઠાનું નામ જ દર્શન છે આત્મદર્શન જ સાચું દર્શન છે. આજના જગતમાં બધાજ ધર્મશાસ્ત્રોનું બધાજ ધર્મોનું સામંજસ્ય બધાની પરસ્પર અનુકુળતા અને બધાની પૂર્તિ હોવી જોઇએ.

ધર્મ માટે જનતામાં અરુચિ, ઘૃણા, દ્વેષ, વિરોધ એટલા માટે જાગી ગયેલ છે કે ધર્મના માનનારાઓમાં મન, વચન અને ક્રિયાની એકતા નથી. મિથ્યા વિશ્વાસ, કુરીતિઓ, દંભ અને પાખંડને ધર્મના મુખ્ય રૂપ બતાવીને સરળ હૃદયના મનુષ્યોનો વિશ્વાસઘાત કરવામાં આવે છે. રક્ષકને બદલે ભક્ષક બની જાય છે. માનવ જાતિના ઇતિહાસમાં ધર્મના નામ પર બાળકો અને સ્ત્રીઓની હત્યા તેમજ રક્તપાત રશિયા, યુરોપ, અમેરિકા આફ્રિકા, વગેરે દેશોમાં થયેલ છે અને થઇ રહેલ છે. ધર્મના નામ પર આથી વધારે ઘોર પાપ બીજું શું હોઇ શકે!

ધર્મોનું વાસ્તવિક તત્ત્વ એ નથી કે જેને મતલબી સ્વાર્થી મહંતો અને મહારાજાઓ અને ઠેકેદારોએ આજે મેળવી લીધેલ છે. એ લોકો એવા પ્રયત્નોમાં પડેલા છે કે ધર્મ આ સંસારમાંથી અદ્દશ્ય થઇ જાય, પરંતુ ધર્મ વગરના જગતમાં મનુષ્ય એક ક્ષણ પણ જીવી શકે તેમ નથી ધર્મની તો ઘણી જ આવશ્યકતા છે.

કેટલાક લોકો એમ માને છે કે ધર્મ જેવી કોઇ વસ્તુ જ ન રહે. તેઓની એવી દલીલ છે કે જગતમાં ધર્મને નામે જે વસ્તુઓ બને છે, તેનાથી મનુષ્ય જાતિને પણ નુકશાન થાય છે, પરંતુ વાસ્તવમાં એમ નથી. ધર્મના સાચા સ્વરૂપને જાણવું જોઇએ. ધર્મ શું છે? કર્તવ્ય શું છે? તેનું લક્ષણ શું છે? એનું સાધન શું છે? ધર્મના વિષયમાં મોટા મોટા જાણકાર મનુષ્યોમાં પણ મતભેદ અને વિવાદ જોવામાં આવે છે. કોઇ એક વસ્તુ કહે છે તો કોઇ બીજી. ધર્મનું સાચું જ્ઞાન અને આચરણ માણસને નિઃશ્રેયસ પ્રાપ્ત કરાવે છે.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद् विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः ॥

પરવશતા દુઃખ છે અને આત્મવશતા જ સુખ છે જેઓ પોતાનામાં બધાને અને બધામાં પોતાને સમ-દ્રષ્ટિથી જૂએ છે ને આ દર્શનથી આચરણ કરતા રહે છે, તે સ્વરાજ્ય મેળવે છે. મોક્ષ, નિર્વાણ, કૈવલ્ય, નિઃશ્રેયસ, અપવર્ગ બધું જ પર્યાય છે.

: લેખક :
ડૉ. દુર્ગાશંકર નાગર

सर्व भूतेषु आत्मानं सर्व भूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शिनः ॥
इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धि. बुद्धेरात्मा महान्परः ॥
[मनु]

ઇન્દ્રિય વિષયોથી શ્રેષ્ઠ છે, વિષયોથી મન શ્રેષ્ઠ છે, મનથી બુદ્ધિ શ્રેષ્ઠ છે, બુદ્ધિથી આત્મા મહાન છે, શ્રેષ્ઠ છે અને પર છે આત્માને શ્રવણ કરવો જોઇએ, તેનું મનન કરવું જોઇએ, નિદિધ્યાસન પણ કરવું જોઇએ. એ બધાનું સમ્યગ્ દર્શન જ પરમ સત્ય સ્વરૂપ છે મનુષ્ય જાતિનું મહાન સુખ આપણા આત્માના અંદર છે અને આપણને બધાને તે મળે તેમ છે બધાનું મહદ્તમ સુખ છે તે કે જેને કોઈ પ્રકારના સુખની આકાંક્ષા નથી હોતી. આત્મસુખમાં બધું જ સુખ આવી જાય છે આ પરમ સત્ય સિવાય બાકી જગતમાં બીજું છે પણ શું? અને અંતર્જગતમાં શું છે? તેનું જ્ઞાન વધારવું જોઇએ. તેનું જ નામ ધર્મનો સાક્ષાત્કાર કરવો છે. પરમ સત્ય તે પરમ સત્ય જ છે આત્માને જાણો અને પરમ સુખની શોધ કરો.

ભગવાન રામચંદ્રની મર્યાદા, નીતિ અને યોગવસિષ્ઠના આધ્યાત્મ જ્ઞાનને કોણ ભૂલી શકે તેમ છે? ભગવાન શ્રી કૃષ્ણના ગીતામાં આપેલ આત્માની અમરતાના ઉપદેશને કોણ ભૂલી શકે તેમ છે? ભગવાન બુદ્ધની કરૂણા, દયા અને નિર્વાણને પણ કોણ ભૂલી શકશે? ભગવાન જરથોસ્તના પવિત્ર વિચાર, પવિત્ર વાણી અને પવિત્ર ક્રિયાને કોણ ભૂલી જશે? ભગવાન ઇસુનાં સત્ય, ક્ષમા અને આત્મસમર્પણ કોને યાદ નહીં રહે? મહમ્મદ પયગંબરનો એકેશ્વરવાદ અને ભાઇચારાને પણ કોણ ભૂલી શકે તેમ છે?

આપણે આપણા આંતરિક મનને સાફ કરીને હૃદયથી હૃદય મેળવી, બધાની એકતા, બધાની સમાનતા, બધાની અભિન્નતાનો અનુભવ કરીએ. પ્રેમની ઉપાસના જ પરમાત્માની ઉપાસના છે. એ જ સર્વ ધર્મોનો સાર છે. પ્રાણિમાત્રમાં પરમાત્મ સ્વરૂપનું અને નિજ સ્વરૂપનું ભાન હોવું અને સર્વાત્મદૃષ્ટિ હોવી એ જ આધ્યાત્મનો સાચો અર્થ છે અને જીવનનું પરમ લક્ષ્ય છે.

---

# ગીતા સમજવાની દૃષ્ટિ

લેખક
સ્વામી શ્રી ચૈતન્યાનંદ
શ્રી રામકૃષ્ણાશ્રમ પંચવટી,
નાશીક

પ્રિય...,

આગલા પત્રમાં ઈશ્વર અથવા ધર્મમાં સાચી શ્રદ્ધા એટલે શું એ મેં લખી જણાવ્યું. આધુનિક દૃષ્ટિવાળા ઘણાને પ્રમાણિકપણે લાગતું નથી કે ઈશ્વરમાં માનવાની કંઈ ખરેખરી જરૂર હોય. હું કબૂલ કરું છું કે હું કૉલેજમાં ભણતો ત્યારે મનેય ઈશ્વરની જરાય જરૂર ન લાગતી. જેમ તેમ ખુલાસો કરી નાખી ન શકાય એવા જીવનના અનુભવોની નક્કર વાસ્તવતા અને બીજી બાબતોએ મારી જીવનદૃષ્ટિમાં ફેર પાડી નાખવામાં ઘણો મોટો ફાળો આપ્યો છે.

જ્યારે મારા વડીલો, નાસ્તિકવાદનો સ્વીકાર કરવાની મારી સાહસિકતા માટે મારા પર મશ્કરીનો ટોપલો ઠલવતા અથવા ગાળોનો વરસાદ વરસાવતા, ત્યારે મને એમ થતું કે ઈશ્વર જો પોતાના મહાન નામને યોગ્ય હોય તો મારી સચ્ચાઈ અને પ્રમાણિકતાને જરૂર જાણે અને કદર કરે અને મારી મુશ્કેલીઓમાં સહાનુભૂતિ દર્શાવે. એટલે તારે પણ એમ ન માની બેસવું કે તારા જે મિત્રો પોતાને ખુલ્લી રીતે નાસ્તિક જાહેર કરે છે—(કારણ કે કેટલાક આવી મનોદશાને એ જ નામ આપે છે)— એ કોઈ રીતે કમનસીબ અથવા હાથથી ગયા છે. એ સાથે તારે તારી ઈશ્વર પરની શ્રદ્ધા અને વિશ્વાસ માટે જરાય ગર્વ પણ ન રાખવો. જેમ તું તારા શરીરની ચામડીનો રંગ અથવા ઊંચાઈ ધરમૂળથી ન બદલી શકે, તેમ અમુક એક ખાસ નક્કી થયેલી હદની અંદર રહ્યા વિના તું તારા મનનું બંધારણ અથવા સમગ્ર ઘડતર બહુ દેખાઈ આવે એવું બદલી ન શકે, એટલે કે દરેક માણસ પોતાના આંતર સ્વભાવ પ્રમાણે વધે છે.

મન એ જીવન દરમ્યાનનાં કાર્યો અને અનુભવોની ઉત્તરોત્તર વધતી જતી પેદાશ છે એ એક જ જીંદગીની હોય એવું કાંઈ નથી એ (આપણે જેમ માનીએ છીએ તેમ) અનેક પૂર્વજન્મોનું પણ પરિણામ હોય. એટલા સારુ આપણે માણસમાં વર્તન અને દૃષ્ટિબિંદુની એકસમાનતાની અપેક્ષા રાખી ન શકીએ. પણ સૌ કોઈની પાસેથી આટલી તો અપેક્ષા રાખવાનો આપણને હક છે કે તેની માન્યતા અને તેના આચરણમાં જુદાઈ ન હોવી જોઈએ. આ વસ્તુને શ્રીરામકૃષ્ણ કહેતા કે, "भावेर घरे चुरी ना होय" ભાવના—અંતરના ઘરમાં ચોરી ન થાય!"

એક ઉદાહરણ લઈએ. ધાર કે તારી એક સખી ખુલ્લે દિલે સ્વીકાર કરે કે, મને ઈશ્વરની પ્રાર્થના કરવા જેવું લાગતું નથી; અથવા મને ઈશ્વરના અસ્તિત્વની ખાત્રી પણ નથી. ત્યારે એ વખતે તેની અવસ્થા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીને જાણવું જોઈએ કે તેનું આવું જીવનનું દૃષ્ટિબિંદુ કેમ અને ક્યાંથી થયું? જો તે અંતરની સાચી હોય અને પ્રમાણિકપણે જે માને તેને આચરણમાં મૂકવાનો પ્રયત્ન કરતી હોય તો તારે તેના પ્રત્યે આદર રાખીને જેમ ઈશ્વરની પ્રાર્થના કરીને પૂજનારાઓને તું તારા મનમાં આદર ભાવથી જુએ છે, તેમ આને પણ મનમાં સ્થાન આપવું.

તારી સખીના કમનો આ રીતે ઉકેલ આવે, ઈશ્વર વિશેની આપણી માન્યતાથી સાવ સ્વતંત્ર, આપણાં શરીર-મન છે અને એ બન્નેને વ્યવસ્થામાં રાખનારા નિયમો છે એમાં કંઈ શક નથી. કાયદાના અજ્ઞાન પૂર્વક તેનો ભંગ કરનારને તેની સજા ભોગવવી પડે. ઘણીએ વાર આપણે નથી જોતા કે માણસો જીંદગીની મોજે પાછળ બે-લગામ થઈને દોડવા જતાં અંતે તદ્દન પાયમાલ થઈ જાય છે! કાળજી વિનાનો એકજ વિચાર અથવા કાર્ય, જીવન આખાની ખાનાખરાબી કરી નાખે. ક્ષણભર જે એક માત્ર અવિચારી કાર્ય જણાય તે ભવિષ્યનો આખો માર્ગ બદલી નાખે, ઉદાહરણાર્થે દારૂની આદત પાડવી તે. આ બાબત પર ભાર મૂકવા સારુ ધર્મોપદેશની જરૂર નથી રહેતી, પણ જ્યારે શરીર અને મનના કડક અને અક્ષમ્ય નિયમોની સાચી સમજણ પડે ત્યારે એમને સાચે માર્ગે વાળવા સારુ ભારે સભાનતા રાખવી પડે. જો એનું ધ્યાન ન રહે તો ભારે ગંભીર અને કરુણાજનક ભૂલ થઈ જાય. શરીર અને મન એ બે વસ્તુ આપણી મહામૂલી સંપત્તિ છે. એમના સદુપયોગ કે દુરુપયોગ પરજ આપણા જીવનની સફળતા યા નિષ્ફળતાનો આધાર રહેલો છે. કેટલાય માણસો શરીર અને

શ્રી. ગીતા પત્રમાળા નં. ૩

મનથી /આગળ બીજું કાંઈ હોય એમ માનતા નથી. આવાં માણસોને પણ ગીતા વાંચવાથી ફાયદો થાય બધાઅને પ્રેમાળ માબાપની પેઠે ગીતા, આપણા જીવન માર્ગમાં આવતા ખાડાઓ ખાબા બતાવી છતે આગામી ભયથી સાવચેત કરી દે છે. આપણો હાથ પકડીને સીધા રાજમાર્ગ પર દોરી જવા એ તૈયાર છે. જો આપણને આપણા સાચા હિતની ખેવના હોય તો આવા ઉત્તમ ભોમિયાનો કેમ અસ્વીકાર કે અનાદર કરીએ! તરતમાં જ આપણે જોઈશું કે ગીતા એક મહેતાજીની પેઠે હાથમાં સોટી લઈને એમ નથી કહેતી કે, 'હું કહું તેમ લખી લે, નહિતર બાંકડા ઉપર ઉભો થઈ જા!'"

એ સાથે પોતાના ઉપદેશનો અનાદર અને અવગણના કરનારને નરકે જવાની શિક્ષાનો ડર પણ નથી બતાવતી. માત્ર સમસ્યાને તે વિશાળ અને વૈજ્ઞાનિક ભાવમાં રજુ કરે છે. તે આપણી પાસે નોનુકશાન બન્ને ખુલ્લાં કરી મૂકે છે. પછી આપણને ગમે તેનો સ્વીકાર કરવાને આપણે સ્વતંત્ર. આને માટે નીચેનો શ્લોક જોઈ લે—

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥

ગીતા અ. ૧૮. શ્લોક ૬૩.

આ પ્રમાણે મેં તને ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન કહી બતાવ્યું. હવે એના પર પૂરો વિચાર કરીને તારી ઈચ્છા પડે તેમ કર."

ગીતાને પવિત્ર ધર્મશાસ્ત્ર તરીકે જોવામાં આવે છે ધર્મશાસ્ત્રનું નામ સાંભળીને તારે ભડકવું નહિ. દરેક ધર્મને પોતાનાં ધર્મશાસ્ત્રો છે. ધર્મશાસ્ત્રો એ ધર્મ સ્થાપકોના આદેશો અથવા કલ્પનાઓથી રચાયેલા નિયમોનાં પુસ્તકો આ કાયદાપોથીઓ નથી. તેમજ ચુંટાયેલા સભાસદોની બહુમતથી પસાર કરેલા ધારાસભાના કાયદાઓ પણ નથી, પણ એ બધાં સ્વાર્થ વિનાના મહાપુરુષોના પોતાના અનુભવ પર બંધાયેલા રસ્તામાં આવતાં સાવચેતીનાં ચિહ્નો જેવાં છે. એ બધાં માનવજાતને તેના કલ્યાણ અને લાભને માટે અપાયેલો અમૂલ્ય વારસો છે. એ બધાને આચરણના નિયમો રૂપે ગોઠવ્યા છે. એમના શબ્દો અથવા રચનાથી નહીં પણ તેમના ભાવોથી આપણને પ્રેરણા મળવી જોઈએ અને આચરણ પકાવું જોઈએ. એમને નિયમ તરીકે આપ્યા હોવાને અંગે કોઈ પણ એમની સામે બુદ્ધિપૂર્વક વાંધો લઈ શકે નહિ. રમતગમતમાં પણ કેટલાક નિયમ તો પાળવા અને જાળવવા જોઈએ જ જીવનના તકરપથી અને ખરાખરીના ખેલમાં તો એથીએ વધુ આપણા દેહ મનના સ્વભાવમાં મૂળ ઘાલેલા શાણા કાયદાઓથી જીવનને વ્યવસ્થિત બનાવવાનું છે, એટલે જેઓ અમુક ધર્મ પાળે અથવા અમુક ઈશ્વરમાં માને તેને માટે જ ગીતાનો અભ્યાસ છે એવું બંધન મૂકી શકાય નહિ. જેઓ જીવનમાં પોતાનો પાઠ કંઈક શાણપણ, સફાઈ અને સચ્ચાઈ પૂર્વક ભજવવા માગતા હોય તેવા સર્વ કોઈને માટે ગીતા છે.

---

## એ પાપ તો જીવ લે!

ખેડા જીલ્લામાં પાટીદાર કોમમાં ચાલતી આવેલી એક માન્યતા છે કે દૂધમાં પાણી ભેળવીને દૂધના વારા ભરીએ તો ભેંસ મરી જાય. આવી દૃઢ માન્યતાવાળાં કેટલાંક કુટુમ્બો હજુપણ મારી જાણમાં છે, અને મારી જાણ બહાર પણ એવાં ઘણાંય કુટુમ્બો હશે.

એકાદ વખત દૂધ આવે ત્યારે કહીએ કે "ડોશીમા આજ રાતનું દૂધ પાણી જેવું હતું, એમ કેમ?"

ડોશીમા કહે "બા, વલોણામાં થોડુંક ખૂટતું'તું, તેથી ઉપરનું શેડાવાળું દૂધ મેળવવામાં લીધું'તું, ને વારાવાળાને તળેનું દૂધ આપ્યું'તું; તેથી પાતળું લાગ્યું હશે. બાકી મારો દા'ડો ફરેલો છે કે દૂધમાં પાણીનો ભેળ કરું! અમારે ઢોરને જીવાડવાં છે કે મારવાં છે? એ પાપ તો જીવ લે."

આજ—કાલ વલોણાં ઉઠી ગયાં છે અને ઘેર ઘેર ચાહ પીવાનો રિવાજ પેસી ગયો છે. પાશેર, અચ્છેર કે શેર સૌ પોતપોતાના વારા પ્રમાણે દૂધ લાવી પાણી ભેળવી ચાહ પીવાના હોય, તો પછી દૂધ વેચનાર પોતે પણ થોડું પાણી ઉમેરી આપે એમાં શું નવાઈ!

દૂધમાં પાણી ભેળવવાના મહાપાપથી દૂધ દેનારં ઢોર મરી જાય એ ભાવનાવાળો આપણો દેશ અને આપણા વડીલો, તે જ દેશ અને તેની પ્રજાને આજ ચોખ્ખા દૂધ અને ઘી માટે વલખાં મારવાં પડે. આપણા પતનની હદ ક્યાં સુધી પહોંચી છે! રસકસ વિના ભાવિ પ્રજાનાં શરીર કેવાં બંધાશે!

શંકરલાલ હારમદાસ પરીખ

# વિવેક-વાણી

**સ્વામી વિવેકાનંદજીના ઉપદેશોમાંથી ચૂંટેલા સૂત્રો અહીં રજુ થયાં છે. પચાસ વર્ષ પૂર્વે હિન્દને તેમણે આપેલું માર્ગ-દર્શન આજે પણ એટલું જ મહત્વનું છે.**

૧

તમારા મગજમાં વિગતોનો ભંડાર ઘુસાડવામાં આવે અને પરખ્યા વિના તમારા આખા જીવનમાં અજંપો થયા કરે એ સાચી કેળવણી ન કહેવાય. આપણને તો જીવનનું સાચું ઘડતર થાય, માનવો સર્જે, ચારિત્ર્ય રચે એવા વિચારો સંપૂર્ણ પચી જવા જોઈએ. તમે પાંચ વિચારો પચાવ્યા હોય અને તે ઉપર તમારૂં જીવન ઘડ્યું હોય ને ચારિત્ર્ય રચ્યું હોય તો કોઈ માણસે આખો ઈતિહાસ ગોખી મોઢે કર્યો હોય તેના કરતા તમને વધારે કેળવણી મળી છે એમ કહેવાય.

૨

અર્વાચીન સંસ્કૃતિરૂપી રોગ અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી ગરીબાઈને સ્થાન છે જ અને ત્યાં સુધી રાહતની પણ જરૂર રહે છે જ.

૩

શાસકોના જુલમ નીચે પશ્ચિમ સબડતી રહ્યું છે. પુરોહિતોના દમન નીચે પૂર્વ દબાઈ ગયું છે

૪

આખુંય પાશ્ચાત્ય જગત એક જ્વાળામુખીના મુખ પર ઉભું છે. એ જ્વાળામુખી કાલે પણ ફાટે ને કાલેય પાશ્ચાત્ય જગતના ચુરેચુરા ઉડી જાય.

૫

એશિયાએ સંસ્કૃતિના બીજ રોપ્યા છે. યુરોપે માનવ વિકાસ સાધ્યો છે. અમેરિકા સ્ત્રીઓ અને જનતાના વિકાસ પ્રત્યે ધ્યાન આપે છે.

૬

દરેક મનુષ્યને મહાન બનાવવા, દરેક રાષ્ટ્રને વિકાસક્રમે પહોંચાડવા ત્રણ વસ્તુઓ અગત્યની છે.

(૧) સુચરિતની શક્તિનો સાચો ખ્યાલ

(૨) ઈર્ષા અને વહેમનો અભાવ.

(૩) ભલા થવા અને ભલું કરવા પ્રયત્ન કરતા હોય તેને સહાયભૂત થવું.

૭

તમારાં ભાંડુઓની આગેવાની લેવા પ્રયત્ન ન કરશો પરંતુ તેમની સેવા કરજો. આગેવાની કરવાની પાછળી ઘેલછાએ જીવનસાગરમાં ઘણાંયે વિશાળ જહાજો ડૂબાવી દીધાં છે.

૮

વ્યવસ્થા કરવાની શક્તિ આપણા સ્વભાવમાં જ નથી પરંતુ એ શક્તિ આવ્યા વિના છૂટકો નથી. એની મહાન છૂપી ચાવી—ઈર્ષાનો અભાવ છે. તમારા બંધુઓના અભિપ્રાય આગળ નમતું જોખવાની ટેવ પાડો. હંમેશાં સમાધાનવૃત્તિ ગ્રહણ કરો. એ જ મહત્તાનો છૂપો ભેદ છે

૯

તમો સર્વ પાસે હું એક જ માગણી કરું છું! જાતે મહાત્મા થવાના ભેદ નીતિ અને ઈર્ષા અંગીકાર કરવાનું છોડી દો. માતૃભૂમિનો સેવા મંત્ર ગ્રહણ કરી સ્વાર્થની તમામ વાતો જતી કરો. આટલું કરશો તો જગત તમારે ચરણે આવશે.

૧૦

સ્ત્રીઓની દશા સુધરે નહી ત્યાં સુધી જગતનું કલ્યાણ થવાનો આશા નથી. એક પાંખે પંખીને ઉડતું કદી સાંભળ્યું છે?

૧૧

પોતાના કોયડા પોતાની રીતે ઉકેલે એવી પરિસ્થિતિમા આપણે સ્ત્રીઓને મૂકી જોઈએ. આ કાર્ય એમના વતી બીજા કોઈએ કરવું ન જોઈએ. જગતના કોઈ પણ દેશના મહિલા જેટલી આપણી હિંદી મહિલાઓ પણ કોઈ પણ કાર્ય કરવા શક્તિમાન છે.

૧૨

જે જાતિએ સીતા પ્રગટાવી છે—એનું સ્મરણ ન એણે જોયું હોય તો એણે સ્ત્રીજાતિ પ્રત્યે એવો તો ભક્તિભાવ દાખવ્યો છે કે જગતમાં એનો જોટો શોધ્યો જડે તેમ નથી.

૧૩

પોતાની પ્રશંસા સાંભળી મૂર્ખાઓ પણ પોતાને સ્થાને ઉભા થઈ જાય અને સારું સારું વાનાં થવાનાં હોય તો કાયરો પણ વીરનો સ્વાંગ ધારણ કરે છે

'પરંતુ સાચો વીર પુરુષ તો મુએ મોડે જ કામ કરે છે કેટલા સુધી આવિર્ભાવ વિના અવસાન પામ્યા છે.

૧૪

પાશ્ચાત્ય રાષ્ટ્રોએ રાષ્ટ્રીય જીવનનાં અદ્ભુત ચમત્કારો સર્જ્યા છે. ચારિત્ર્યના મજબુત સ્તંભો પર તેઓ અવલંબે છે એવી સંખ્યાબંધ વ્યક્તિઓ આપણે પેદા કરી ન શકીએ ત્યાં સુધી આ કે પેલી સત્તા સામે અફાળવું નકામું છે.

૧૫

તમારામાંના પ્રત્યેક પર કાર્યનો આધાર છે એમ સમજી કાર્ય કર્યાં કરો. પચાસ સૈકાઓ તમારા તરફ નજર નાંખી રહ્યા છે. હિંદના ભાવિનો તમારા પર આધાર છે માટે કાર્ય કરે જાઓ.

૧૬

બીજા પર આશ્રય રાખનાર સત્યદેવની સેવા કરી શકતો નથી.

૧૭

હું તો માનવતાનો નવો સંઘ સર્જવા માગું છું પરંતુ એ મનુષ્યો પ્રભુમાં સહૃદયતાથી શ્રદ્ધા રાખનાર હોવા જોઈએ. તેમણે જગતની કોઈ પણ પ્રકારની પરવા રાખવી જોઈએ નહિ.

૧૮

દરેક કાર્યને પ્રથમ ઉતારી પાડવામાં આવે છે, પછી તેનો વિરોધ થાય છે અને છેવટે તેનો સ્વીકાર કરવામાં આવે છે વર્તમાન વટાવી દૃષ્ટિ ફેંકનાર ને વિચારણા ચલાવનાર પ્રત્યેક વ્યક્તિને જગત સાચી રીતે પારખી શકતું નથી; ભલે ઉલટુંજ સમજે છે.

૧૯

જીવન સંગ્રામ ને સમજણની કારમાશ છે.. જીવનનો ભેદ મોજશોખ નથી; અનુભવ દ્વારા કેળવણી છે, પરંતુ દિલગીરીની વાત છે કે આપણને સારી કેળવણી મેળવવાની તક મળી કે મૂકવી લેવામા આવી છે.

૨૦

ભલાઈનો માર્ગ કપરામાં કપરો ને વિશ્વમાં ઉંચામાં ઉંચો છે. આશ્ચર્યની વાત છે કે આટલા બધા સફળતા પ્રાપ્ત કરે છે. ભાગ્યે પડવા પડે છે તેમાં જરા પણ આશ્ચર્ય નથી. હજારો ઠોકરો ખાઈ ચારિત્ર્યનું ઘડતર ઘડાય છે

૨૧

જીવન ને મૃત્યુ, પુણ્ય અને પાપ, જ્ઞાન અને અજ્ઞાન, એ દ્વંદ્વોનું મિશ્રણ માયા છે. વિશ્વતત્વ છે. સુખની શોધની અનંત માયાજાળમાં પ્રવેશ કરો; તમને મળશે જરી આવશે, પણ પાપ પણ પ્રત્યક્ષ થશે. પાપના પરિણામ વિનાનું એકલું પુણ્ય હોય શકે એમ માનવું બાલીશ મૂર્ખાઈ છે.

૨૨

મનુષ્ય દિલથી પાછળ પડે તો મોટામાં મોટો મૂર્ખ પણ ધારેલું કાર્ય પાર પાડી શકે. પરંતુ હોશિયાર મનુષ્ય તો એ કહેવાય જે દરેક કાર્યને પોતાના શોખ મુજબ પલટી નાખે, કોઈ કાર્ય નજીવું નથી.

૨૩

કાર્યના કર્તવ્યપથે સીધા ચઢે તેઓ મદદની આશા રાખે છે અને તેઓજ કાર્ય કરી શકે છે.

૨૪

પહેલો પાઠ આજ પઢવાનો છે. બહારની કોઈ ચીજને શાપ ન આપવાનો નિશ્ચય કરો. બહારની કોઈ પણ વ્યક્તિપર દોષ ન ઢોળશો પરંતુ મનુષ્ય બનો, ઉભા થાઓ ને પોતાની જાતનેજ દોષ જોતાં શીખો, એજ સત્ય છે તેની તમને ખાત્રી થશે. તમારી જાતને કાબુમાં રાખો.

૨૫

આ જીવનનો મહાન લાભ સંગ્રામ છે. એમાંથી આપણે પસાર થઈએ છીએ. સ્વર્ગનો કોઈ પણ માર્ગ હોય તો એ નર્કમાં થઈને જ છે. નર્કમાંથી સ્વર્ગનો જ સીધો માર્ગ છે સંયોગો સાથે આત્મા ઝઝુમી લે ને મૃત્યુ પામે, માર્ગમાં હજાર વાર મૃત્યુને ભેટે પરંતુ કશું જ ફરી આગળ ને આગળ આવતું નથી પછી રાક્ષસની પેઠે આત્મા બહાર નીકળે છે અને જે આદર્શ માટે સંગ્રામ ખેલતો એ હમી રહ્યો છે કારણ કે આદર્શ કરતાં આત્મા પરો ય વિરાટ છે હું અંત છું, મ્હારા આત્માનો અંત છું. બીજું કશું જ નથી. આત્મા સાથે બીજું કશું જ સરખાવી શકાય તેમ નથી.

રમણીકલાલ દલાલ.

# ત્યાગ કેવો હોવો જોઈએ ?

લેખક
શ્રી હિરાચંદ્રસુરિ (બનારસ)

卐

ધર્મ પરિષદનો ઉદ્દેશ મહત્ત્વનો છે અને આવા સમયે તેની આવશ્યકતા પણ હતી. ધર્મ જગતના જીવ માત્રને શાંતિ, ઉન્નતિ અને આનંદનો આપનાર અને વધારનાર છે. તેમજ આલોક અને પરલોકને સુધારનારો પણ છે. એવા મહત્ત્વના વિષય પર પ્રાચીન ભારતીઓનું સંપૂર્ણ ધ્યાન હતું અને તેઓ તેને માટે સર્વસ્વાર્પણ પણ કરી દેતા હતા. તેઓ ધર્મને જ બહુ મૂલ્ય સમજતા હતા. તેનું શિક્ષણ જ મહત્ત્વનું શિક્ષણ હતું. જેના સંસ્કારોથી પ્રજા સુસંસ્કૃત બનીને મર્યાદામાં રહી, મહાન નૈતિક જીવન જીવતી હતી. કામ, ક્રોધાદી વિકારોથી રહીત 'સમભાવ'વાળી હતી. મનુષ્યોનું જીવન આદર્શમય જીવન હતું જન્મથી જ તેઓ અહિંસક અને સત્યના ઉપાસકો હતા. પ્રાચિન ભારતના ગમે તે ધર્મ ગ્રંથને વાંચો, તેમાં ધાર્મિક જીવનનો આદર્શ જ જણાતો લાગશે. જ્યારથી આ વિષય પરત્વે સર્વ સાધારણ પ્રજામાં ધાર્મિક અજ્ઞાનતા વધતી ગઈ અને ધર્મશાસ્ત્રનું શિક્ષણ અને ધર્મોપદેશ અમુક વ્યક્તિઓના હાથમાં આવી ગયા ત્યારથી પરિણામ એ આવ્યું કે સ્વાર્થીઓએ ધર્મની આડમાં માત્ર સ્વાર્થ સાધના કરી એજ સ્વાર્થીઓના દૈષાવેશ પ્રચારથી અન્ય વાડાઓની ઉત્પતિ થઈ પરિણામે ધાર્મિક યુદ્ધો થવા લાગ્યાં. મતભેદોના પરિણામે અસંખ્ય મનુષ્યોનો સંહાર થયો. સત્યને ભૂલવામાં આવ્યું, અધર્મે ધર્મનું રૂપ લીધું અને એથી આજની દુનિયામાંથી ધર્મની ગ્લાનિ થઈ

આ પરિસ્થિતિમાં સુધારો કરવા માટે ધર્મ પરિષદની આવશ્યકતા છે. તેના સંયોજકોના વિશાળ દૃષ્ટિ જ્ઞાન તેમજ ઐતિહાસિક દૃષ્ટિથી જનતા ઉપર આવનાર પરિણામોનું અધ્યયન વગેરેથી પરિષદનો આદર્શ સિદ્ધ થશે. કારણ કે તેનું ધ્યેય વિશાળ અને ઉત્તમ છે.

આજની દુનિયા ભૌતિકતા પર વધારે પ્રમાણમાં નજર રાખી રહી છે, જેના પરિણામે રાક્ષસી યુદ્ધો જન્મે છે અને ભવિષ્યમાં જન્મવાનાં હોવાના અનુમાને જગત ત્રસ્ત થઈ ગયેલ છે. આવા સમયે ધર્મની ભૂમિકા સર્જવા માટે આત્મજ્ઞાનની આવશ્યકતા છે. આત્મજ્ઞાનનો પ્રકાશ પડવાથી મનુષ્યમાં સમ્યગ્ દૃષ્ટિ આવે છે, જેનાથી જીવોમાં અનુકંપા, સંવેદના, આત્મિયતા અને આસ્તિકતા વગેરે સદ્ગુણોના ઉદ્ભવ થાય છે અને માનવતાનો ઉદય થાય છે, તેમજ તેઓ ભૌતિક વિભૂતિઓ તરફ ઉદાસીનતા, ત્યાગ અને વિરક્તિ સેવીને સંયમ, પરોપકાર તેમજ જનસેવા વગેરે ગુણોને ગ્રહણ કરે છે. આના જ પરિણામે સદ્ગતિ પ્રાપ્ત થાય છે. આંતરિક ત્યાગ હોય તો જ બાહ્ય ત્યાગ જીવનમાં આવી શકે છે.

ત્યાગ નાના પ્રકારે થાય છે, પરંતુ તે ધર્મના પોષક નથી બની શકતા અને સ્વાર્થ માટેનું એક સાધન બની જાય છે. અભ્યંતર ત્યાગ વગર આત્મજ્ઞાન જન્મતું નથી. અને આત્મજ્ઞાન સિવાય અભ્યંતર ત્યાગ પણ સંભવ નથી, એ બન્ને સાથે સાથે જ આવે છે. જૈનો એને મિથ્યા દૃષ્ટિ કહે છે અને વૈદિક પરિભાષામાં 'મૂઢાત્મા' શબ્દ યોજેલ છે. આજ અવસ્થા જીવોને દુષ્કર્મમાં પ્રવૃત્ત કરે છે આ સ્થિતિનું પરિવર્તન થાય તે માટે સત્સંગ, સદુપદેશ, ધર્મશાસ્ત્રોનું અધ્યયન વગેરે સાધનો આવશ્યક મનાયાં છે, જેથી જીવોમાંથી મૂઢતા ઓછી થતી જાય અને જાગૃતિ આવે. આથી જ જૈનશાસ્ત્રોમાં ધર્મ અને મુનિના ધર્મના અધિકારી સમ્યગ્ યાને યથાર્થ દૃષ્ટાઓને જ ધર્મની ભૂમિ પર સ્થાપિત કર્યો છે. જ્ઞાન પરથી ધર્મની પ્રાપ્તિ માટેની કેટલી યોગ્યતાની આવશ્યકતા છે એ સ્વયં જાણી શકાય છે. એટલે કહેવાનો સાર એ છે કે અભ્યન્તર વિકારોના ત્યાગ વગર આત્મજ્ઞાન નથી થતું. બાહ્ય ત્યાગથી કેવળ અજ્ઞાનતા જ આવે છે અને તેનાથી ઉપજતા રાગદ્વેષ આદી વિષયોની પરંપરા હટતી નથી. એ બધાનો ત્યાગ કરવાથી જ બાહ્ય ત્યાગ થઈ શકે છે. આજે તો વ્યક્તિપૂજાને જ લોકોએ ધર્મ સમજી રાખ્યો છે, પરંતુ વ્યક્તિઓનું મહત્ત્વ પણ ધાર્મિક જીવન પર જ નિર્ભર છે. આત્માના સ્વાભાવિક સ્વરૂપની પ્રાપ્તિ જ ધર્મ છે. જેમ નાના નાના સંયોગોથી વિકારોની પ્રાપ્તિ થાય છે, શીતળ જળ પણ જેમ અગ્નિના સંયોગથી ઉષ્ણ થાય છે તેજ રીતે આત્મજ્ઞાન વગરના જીવોમાં નાના ભૌતિક સંયોગો આસક્તિ ભરી વિકૃતિઓ જન્માવે છે. કામ, ક્રોધ, મોહ, અહંકાર વિષય વગેરે શું છે? વાસ્તવમાં તો તે અજ્ઞાનતાવશ ભૌતિક સંસ્કારોની વિકૃતિ જ છે. આત્મજ્ઞાન થતાં જ આ વિકારોની શાન્તિ થાય છે. આ જ વિકારોને આધિન થઈને જીવ હિંસા, અસત્ય વગેરે અધર્મોમાં પ્રવૃત્ત થાય છે. અહિંસા અને સત્યની ઉપાસના સાધારણ નથી. આવા પ્રધાન ધર્મના મહત્ત્વને ન સમજવાથી ધર્મ પાખંડ ચાલી રહેલ છે તેનો હવે સામનો કરવો પડશે. પરંતુ ધર્મારાધનની પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપવામાં જ જગતનું કલ્યાણ છે અને આશા છે કે સ્વતંત્ર ભારત આ રીતે વાસ્તવિક ધર્મને જાણતું થશે, જેથી તે જગત કલ્યાણ કરી શકશે.

—•—

# મજબુત મનોબળ વિજયની ચાવી છે

"આપણા વિચારની સાથે આપણું ભાગ્ય બદલાય છે. આપણો હંમેશનો વિચાર જ્યારે આપણી ઇચ્છાને મળતો થશે ત્યારે આપણે જે થવા ધારીશું તે થઈશું અને જે કરવા ધારીશું તે કરીશું."

"જે હિમ્મતા આપણા ઉદ્દેશોને પડે છે તે આપણામા જ રહેલી છે; તે આપણે પોતે જ છીએ."

એક નાટકનો એક્ટર પોતે મૃત્યુનો પાઠ નાટકમાં ભજવતી વખતે એટલો બધો અશક્ત થઇ જતો કે છેવટે તેના વૈદ્યે તેને તે પાઠ ભજવવાની મના કરી હતી, એક નટી પોતાના આત્મવૃત્તાંતમા જણાવે છે કે, "જ્યારે જ્યારે તે મરણનાં ઘરેનો અવાજ સાંભળતી ત્યારે તેના હૃદય પર થતી અસરથી તે મૃત્યુના કિનારે આવી પડતી. કારણ કે તે વખતે તે સફેદ પૂણી જેવી થઈ જતી. આમા કોઈ કૃત્રિમ ઉપાયથી તેમ નહોતું બનતુ પરંતુ માત્ર કલ્પનાની જ શરીર ઉપર પ્રચંડ અસર થતી હતી."

"તેનો મૃત્યુપાઠ એવો આબેહૂબ થતો કે તે સશક્ત અને સુદૃઢ છતા તે એટલી ભયંકર તિવ્રતાથી મૃત્યુની કલ્પના કરતી કે તે વસ્તુત. મરણ પામતી હતી. તેની આંખો ઊંચે ચઢી જતી હતી. તેનું વદન સફેદ થઈ જતું તેનાં ગાત્રો ઠંડાં થઇ જતાં."

આવો પાઠ ભજવવાની મનાઇ છતા તે ભજવતી તેથી તે પાઠ ભજવતાં જ મૃત્યુ પામી હતી.

જે નટો બિમાર હોય છે તેમનો આ સામાન્ય અનુભવ છે કે મહત્તાકાંક્ષાના ઉત્તેજનથી અને શ્રોતૃવર્ગની પ્રોત્સાહક અસરથી તેઓ પોતાના પાઠનો સમય આવતાં તત્કાળને માટે સાજા થઇ જાય છે અને પોતાનાં દુઃખો તથા વેદનાને સંપૂર્ણતા ભૂલી જાય છે

એડવર્ડ એચ. સોથર્ન નામનો પ્રસિદ્ધ નટ કહે છે કે, "જ્યારે હું રંગભૂમિ ઉપર હોઉં છું ત્યારે મારા મગજની પ્રવૃત્તિ અત્યંત વધી જાય છે. શ્વાસમાં હું જે હવા લઉં છું તે સુદ્ધાં મને વિવિધ પ્રોત્સાહક જણાય છે." પ્રસિદ્ધ વક્તાઓ, મહાન ઉપદેશકો, અને વિદ્વાન ગાયકોને આવા અનુભવો થયા છે, અને થાય છે. પેલો આપખુદ "કર્તવ્ય નિષ્ઠા" કે જે નટને ઇચ્છા હોય કે ન હોય તો પણ પોતાનાથી બની શકતુ ઉત્તમોત્તમ કાર્ય કરવાની તેને ફરજ પાડે છે. તે એક એવું બળ છે કે જેને કોઈ પણ સાધારણ દુઃખ કે શારીરિક અશક્તિ દાબી દઇ શકતી નથી.

નટો અને ગાનારાઓમાં એક સાધારણ વહેતિ પ્રચલિત છે કે બિમાર પડવુ તેમને પાલવી શકતું નથી.

કેટલાક નટો જણાવે છે કે, 'અમે બિમાર પડતા નથી, કારણ કે અમને એ વિલાસ પાલવી શકતો નથી. અમારે તો અમારું કર્તવ્ય બજાવવું જ જોઈએ. યદ્યપિ કેટલાક પ્રસંગો એવા આવ્યા છે કે, જ્યારે અમો પેર હોત તો એક ખાનગી માણસના માફક કેટલીએ વાર બિમાર પડયા હોત, તથાપિ અમે તેમ કર્યું નથી અને કેવળ આવશ્યકતાને લીધે જ બિમારીના હુમલાને ખાળવા શક્તિમાન રહ્યા છીએ.

'મનોબળ એ ઉત્તમોત્તમ શક્તિદાયક ઔષધ છે, એ વાત કંઈ અસત્ય નથી, અને નટો સમજે છે કે તેમણે તેનો મજબૂત જથ્થો હમેશા તૈયાર રાખવો જોઈએ.'

મારો જાણીતો એક નટ સંધીવાના દર્દથી એટલો પીડાતો હતો કે લાકડીની મદદથી પણ બે મકાનો ઓળંગીને પોતાની નાટકશાળા સુધી જવાને શક્તિમાન ન હતો, છતાં જ્યારે તેનો પાઠ ભજવવાનો સમય આવતો ત્યારે તે અત્યંત સરલતા અને મનોહરતાથી રંગભૂમિપર આવતો. એટલું જ નહિ પરંતુ જે દુઃખ માત્ર થોડી ક્ષણ પૂર્વે તેને કંગાલ બનાવી દેતું તેને પણ તે સંપૂર્ણતઃ વિસરી જતો! એક વિશેષ બળવાન ઉદ્દેશ નાના ઉદ્દેશને કાઢી કાઢતો. તેને બિલકુલ દુઃખ થતા દેતો નહિ અને

●

**જગત પર વિજય મેળવવો હોય, અને સમૃદ્ધિ–શક્તિના સ્વામી બનવું હોય તો દૃઢ મનોબળ—નિશ્ચયબળ કેળવવાની જરૂર છે. શરીરની પ્રત્યેક ક્રીયાશક્તિ પર મન કેવું અજબ આધિપત્ય ધરાવે છે એ આ લેખમાં દ્રષ્ટાન્તો દ્વારા સુંદર અને સ્પષ્ટ રીતે લેખકે સમજાવ્યું છે.**

તત્કાળને માટે દુ:ખ દૂર થઈ જતું. કોઈ ઉતર વિચાર આસક્તિ કે ભાવનાથી તે દુ:ખ માત્ર દબાઈ જતું નહિ, પરંતુ તત્કાળને માટે નષ્ટ પણ થઈ જતું; અને નાટક પૂરું થતું તથા તેનો ભાસ બગડવાથી રહેતો કે તરત જ તે પુનઃ પાંખમાં બનતો જતો.

સેનાપતિ ગ્રાન્ટ સંધિવાથી બહુ પીડાતો હતો, પરંતુ સંધિની બ્રજા જોવાથી જ્યારે તેને વિદિત થયું કે, "લી" તાબે થવાને તત્પર હતો ત્યારે તે આનંદના મહાન જોશમાં પોતાના સંધિવાને વિસરી ગયો. એટલું જ નહિ પરંતુ તેણે તેને નિદાન કેટલાક સમયને માટે સંધિવાને સંપૂર્ણ હાંકી કાઢ્યો.

સેનફ્રાન્સિસ્કોના ધરતીકંપ વખતે પંદર વરસથી સંધિવાના દર્દથી પીડાતો એક માણસ સાજો થઈ ગયો હતો અને બીજા પણ ઘણા માણસો પ્રાય: તત્ક્ષણ જ અદ્ભૂત રીતે સાજા થઈ ગયા હતા. જે સ્ત્રી પુરુષો દીર્ઘકાળથી બિમાર હતા અને જેઓ કંઈપણ કામ કરવાને ભાગ્યે જ શક્તિવાન હતા તેમણે, જ્યારે પોતાની ઉપર સંકટ આવી પડ્યું અને જ્યારે તેઓ આ ભયંકર સ્થિતિમાં આવી પડ્યાં ત્યારે તેઓ પોતાનાં બાળકો અને સરસામાન અતિ દૂર સુધી ઉંચકી તેઓ સુરક્ષિત સ્થળે થઈ ગયા હતાં.

નાગાસાકી અને હીરોસીમા ઉપર અણુબોમ્બ પડ્યો ત્યારે ઘણાંજ વૃદ્ધ અને પથારીવશ પડેલા ઘણા અશક્ત અને અપંગ લોકોમાં પણ એવો માનસિક જુસ્સો ઉપજ્યો કે પથારી છોડી કેટલાએ માઈલ સુધી એકધારું દોડીને પોતાની જાન બચાવી હતી.

ચીનનો એક ખલાસી અમેરીકન સ્ટીમરમાં નોકરી કરતો હતો. જર્મન સબમરીને તે સ્ટીમરને સુરંગ મારી ડુબાડી દીધી. સ્ટીમર ડુબતી વખતે બીજા બધા ખલાસી ને ઓફિસરો કેપ્ટન સહિત મજબૂત અને સશક્ત હતા તે ગભરાઈ ગયા ત્યારે પેલો ચીનો ખલાસી જે બિમાર ને વૃદ્ધ હતો તે સ્ટિમરમાંથી પાટીયા, બોયાં, બાંધી તેના ઉપર ચડી બેઠો. આખી સ્ટીમરમાં ફક્ત તે એકલો જ બચ્યો ને ૧૩૩ દિવસે અમેરીકાના કિનારે પહોંચ્યો. આવામાં તે દરીઆઈ માછલીઓને પોતાના પર ભમતાં પક્ષી પકડી ભોજન કરી લેતો. તેને અમેરીકાએ પોતાને ત્યાં વતની તરીકે રહેવાની રજા આપી છે.'

## કસોટીના પ્રસંગે હિંમત આવે છે

જ્યાં સુધી કસોટીનો પ્રસંગ આવે નહિ ત્યાં સુધી આપણે કેટલું દુ:ખ સહન કરી શકીએ તેમ છીએ તે વાત આપણે જાણી શકતા નથી, ઘણી નાજુક માતાઓ કે જેઓ પોતાના બાળકોના મૃત્યુ પછી જીવવાની આશા રાખતી નહતી તેમણે જીવીને પોતાના પતિની અંત્યેષ્ટિક્રિયા કરી છે. પોતાના મોટા કુટુંબના ઉછેરનાર માણસની મરણક્રિયા કરી છે અને તે ઉપરાંત પોતાનું ઘર તથા પોતાનો અંતિમ રૂપિયો તણાઈ જતો જોયો છે, અને તે છતાં તેમણે હિંમતપૂર્વક આ સર્વ સહન કર્યું છે અને પૂર્વવત નિર્વાહ ચલાવ્યો છે!

"જ્યારે આવશ્યકતા ઉપસ્થિત થાય છે, ત્યારે આપણામાં રહેલી ગુપ્ત શક્તિ આપણી વ્હારે ધાય છે."

અનેક ભીરુ છોકરાંઓ જે મોતના વિચારથી કંપી ઉઠતી તેઓ એકાએક ભયંકર આફતમાં આવી પડતાં નિશ્ચય ભય કે બડબડાટ વગર મરણને શરણ થઈ છે. આપણે કોઈ પણ પ્રકારના અનિવાર્ય ભયની સામે અદ્ભૂત હિંમતથી ઉભા રહી શકીએ છીએ. કેટલીએ અશક્ત અને નાજુક સ્ત્રીઓ, શસ્ત્રક્રિયા જીવલેણ નિવડવાનો સંભવ છે. એમ જાણવા છતાં અદ્ભૂત હિમ્મતથી શસ્ત્રક્રિયા કરાવે છે, પરંતુ તે જ સ્ત્રીઓ માથે ઝઝુમી રહેલા કોઈ ભયના ત્રાસથી પરિણામની અનિશ્ચિતતાને લીધે હિંમત છોડી દે છે. અનિશ્ચિતતા આપણી કલ્પનાશક્તિ ઉપર ભયને પોતાની ભયંકર અસર કરવાની અને આપણને ભીરુ બનાવી દેવાની તકો આપે છે.

## સંકટ સમયની ગુપ્ત શક્તિઓ

જે માણસ સોયનો ઘા સહન કરી શકતો ન હોય અને સાધારણ સ્થિતિમાં બેભાનીની દવા લીધા વિના એક દાંત સરખો પણ કઢાવી શકતો ન હોય કે થોડું માંસ કપાવી શકતો ન હોય તે જ્યારે દૂરના પ્રદેશમાં એકાએક આફતમાં ઘેરાઈ જાય છે ત્યારે તે ભય કે ત્રાસ વિના પોતાનું આખું ગાત્ર કપાવી શકે છે. આગ લાગી હોય ત્યારે મેં એક ડઝન મજબૂત માણસોને ભયનું લેશ પણ ચિન્હ દર્શાવ્યા વિના બળી મરતા જોયા છે. પ્રત્યેક મનુષ્યમાં કોઈ એવી શક્તિ રહેલી છે કે જે સંકટ સમયમાં તેને હિંમત આપે છે અને ગમે તેવા ભયની સામે થવાને સમર્થ

બનાવે છે. આ કોઈક શક્તિ તે આપણામાં રહેલો પરમાત્મા છે. આગમાં બળી મરેલા બહાદુર માણસો, તેમાંથી મુક્ત થવાનું પ્રત્યેક સાધન નષ્ટ થએલું જોઈને પણ ભયભીત થયા ન હતા, તેમને બચાવવા નાખેલુ ઉંચું દોરડું બળીને ભસ્મીભૂત થઈ ગયું હતું. ઉંચી નિસરણી બળી ગઈ હતી. તેઓ એક બળતા છાપરાથી સો ફૂટ ઊંચે આવેલા એક બળતા મકાનમાં હતા. છતા પણ જ્યારે તે મકાન અગ્નિના ભભૂકામાં તૂટી પડ્યું ત્યારે તેમણે ભય કે કાયરતાનું લેશ પણ ચિન્હ દર્શાવ્યું ન હતું.

જ્યારે તાર ટપાલ કે રેલ્વે નહોતી ત્યારે કેટલાક સ્થાનમાં માંદા માણસ માટે વૈદ્યને બોલાવા સો માઈલ સુધી જવું પડતુ હતુ. આથી સાધારણ માણસો વૈદ્ય બોલાવી શકતા નહતા. પરિણામ તે વખતે એવુ આવેલું કે એ લોકો એટલા બધા સ્વાવલંબી અને નિરોગી રહેવા લાગ્યા. કોઈ મહાન આપત્કાળ હોય તો જ વૈદ્યને બોલાવવો પડતો. તે વખતે તેવા સ્થાનોમાં નર્સ, ડોકટર કે વૈદ્ય વગર સેંકડો અને હજારો બાળકો અને કુટુંબો કદિ પણ વૈદ્યનું મોંઢુ પણ જોયા વગર પેઢીઓ સુધી ઉછરી મોટા થતાં.

તેવા પ્રદેશના લોકને પૂછતા જવાબ મળતો કે "અમે બિમાર પડ્યાં નથી, બિમાર પડવુ પાલવે નહિ ને વૈદ્યની સારવાર અમને મળી જ મોંઘી પડી જાય તેથી અમને નિરોગી રહેવાની આપોઆપ જ ફરજ પડે છે. વૈદ્યની સારવાર મેળવવા જતા દરદી સાજ થઇ જાય"

આપણે જેને ઉચ્ચતર શિક્ષણ કહીએ છીએ તે દ્વારા આપણને પ્રાપ્ત થએલી ખરાબમાં ખરાબ વસ્તુઓ પૈકીની એક વસ્તુ એ છે કે વ્યાધિનો પ્રતિકાર કરવાની શક્તિ પરથી આપણી શ્રદ્ધા ઉઠી ગઈ છે. આપણાં મોટા શહેરોને મોટા ગામોના લોકો, બિમારીને માટે હમેશાં તૈયારીઓ જ કરી રાખે છે તેઓ તેની વાટ જ જોયા કરે છે. મોટા શહેરોમાં બે ચાર મકાન એવાં કે ડોકટર યા વૈદ્યનું પાટિયું લાગેલું જ હોય છે અને કેટલાકને તૈયાર ઔષધોની દુકાનો હોય છે! જરા પણ બિમારીનું ચિન્હ જણાયું કે વૈદ્યને તેડાવાનું અથવા દવા મંગાવવાનું આવું પ્રલોભન માણસોને બાહ્ય મદદ ઉપર અધિકાધિક આધાર રાખનારા બનાવે છે. અને શારીરિક અવ્યવસ્થાને કાબુમાં રાખવાની તેમની શક્તિને ઘટાડે છે.

પૂર્વે પુષ્કળ ગામો એવાં હતાં કે જ્યાં એક પણ વૈદ્ય કે ડોકટર નહિ હોવાને લીધે ત્યાંના લોકો મજબૂત, નિરોગી, અને સ્વતંત્ર હતા; કેમકે તેમણે વ્યાધિનો પ્રતિકાર કરવાની શક્તિનો ઘણો વિકાસ કર્યો હતો.

## દાક્તરોથી દૂર રહેજો.

આ વાતમાં કાંઈપણ શકાને નથી કે ઘણા કુટુંબોના બાળકોની શારીરિક દુર્બલતા સાથે ઘડી ઘડી વૈદ્યને બોલાવવાની ટેવને ઘણો સંબંધ હોય છે. ઘણી માતાઓ બાળકોની જરાક બિમારી જોતાજ તરતજ વૈદ્યને બોલાવવાની કુટેવ ધરાવે છે પરિણામે તેમનાં બાળકો પણ વ્યાધિ, વૈદ્ય અને ઔષધોના ચિત્રોને પોતાના મનમાં ઉઠેરતાં શીખીને જ મોટાં થાય છે અને તેથી તેમના સમગ્ર જીવનમાં તે વસ્તુઓની અસર રહે છે.

ભવિષ્યમાં એવો સમય આવવો જોઈએ કે જ્યારે બાળકને ઔષધની સાથે બિલકુલ સંબંધ જ રહેશે નહિ. જો બાળકોને પ્રેમ, સત્ય અને શાંતિના પાઠો યથાર્થ શીખવવામાં આવે, જો તેમને ખરી ચિંતન પ્રણાલિ શીખવવામાં આવે તો વૈદ્ય કે ઔષધની આવશ્યકતા તેમને ક્વચિત્ જ પડે.

ઉપરની માન્યતાનું ગાન અમેરિકામાં મન ને દસકાથી પ્રજાની જાણમાં આવતાં હજારો કુટુંબો એ એક દિવસ પણ ઔષધ લીધુ નથી. કિંવા વૈદ્યની સહાય લીધી નથી. હવે ત્યાં આ માન્યતા વધારે નિશ્ચિંત થતી જાય છે કે એક સમય એવો આવશે કે, જ્યારે આપણી બિમારી દૂર કરવા માટે અને પ્રભુનું કાર્ય સુધારવા માટે કોઈ વૈદ્ય ડોકટરને રોકવાની આવશ્યકતા એ ભૂતકાળની જ એક વસ્તુ બની રહેશે.

## દુઃખોની દવા આપણા મનમાં છે.

ઈશ્વરે પોતાની પૃથ્વીની મહાનમાં મહાન વસ્તુ કરી પણ કોઈ રોગોમ કે દૂર ભાગ્યની દયા પર છોડી નથી, તેણે કદિ પણ એવો ઉદ્દેશ રાખ્યો નથી કે તેના એક સંતાનની જીવન

સ્વસ્થતા અને કલ્યાણ તેના વ્યાધિના ઔષધની નિકટ વસવાના દૈવયોગ ઉપર લટકી રહે.

શું એમ માનવું વિશેષ યુક્ત નથી કે માણસોના દુઃખોની દવા તેમની પોતાની જ જાતમાં જન્વેમના, પોતાના મનમાં જ ઇશ્વર મુકી રાખે છે, કે જ્યાંથી તે તેમને જ્યારે પણ જરૂર પડે ત્યારે મળી શકે ! પૃથ્વીના દૂરના ભાગો કે જેમાં માનવજાતિનો એક નાનો ભાગ જ તેને મેળવી શકે (અને કરોડો માણસો જગતમાં તેનું અસ્તિત્વ સુદ્ધાં છે કે નહિ તેના જાણ્યા વિના જ મરણ પામે) તેવે ઠેકાણે માણસો માટેની દવા તે શા માટે ઉત્પન્ન કરે?

**પ્રત્યેક માનવીમાં એક એવું ગુપ્ત બળ એક અવિનાશી શક્તિ આરોગ્યનો એક એવો અચળ નિયમ રહેલો છે કે તેનો જો વિકાસ કરવામાં આવે તો સમસ્ત ઘાવો રૂઝવી નાખે અને સમસ્ત વિશ્વનાં દુઃખો નિવૃત્ત કરે.**

પોતે જેમાં સક્રિય ભાગ લેવાના હોય એવા એકાદ મોટા પ્રસંગે લોકો કેટલા થોડા બિમાર પડે છે ! એકાદ સ્ત્રીની તબિયત ભલે નાજુક હોય તો પણ જે દિવસે તેને એકાદ મોટા જલસામાં નિમંત્રણ હોય તો તે દિવસે તેની બિમારી કેવી નાસી જાય છે !

## જ્યારે દુઃખો નાસી જાય છે.

નિરંતર બિમાર રહેતા કેટલાક માણસો તેમની ઉપર મોટી જવાબદારીઓ આવી પડતાં અલબત્ત સાજા થઇ ગયા છે, એકાદ સ્વજનના મરણથી કિંવા મિલકતનો નાશ થવાથી, અથવા કંઈક સંકટનો પ્રસંગ આવી પડવાથી તેમને પોતાનો એકાંતવાસ છોડી બહાર આવવાની ફરજ પડી છે. તેઓ પોતાની જાત વિષે વિચાર કરવાની, પોતાના દુઃખોનું મનન કરવાની, પોતાની વેદનાઓનું ચિંતન કરવાની સંધિ જ ગુમાવી બેઠા છે અને તેથી તેમનાં દુઃખો પણ પલાયન કરી ગયાં છે.

આજે આરોગ્ય ભોગવતી હજારો સ્ત્રીઓ એવી છે કે જો તેમને પોતાના દુઃખમય વિચારોનો પરિત્યાગ કરવાની, અને અન્યોનો વિચાર કરવાની, અન્યોને માટે કામ કરવાની, પોતાના આશ્રિતોનો નિર્વાહ કરવાની અને તેમનો ધંધારોજગાર શોધી આપવાની ફરજ પડી નહોત તો ઘણા વર્ષો પૂર્વે તેઓ મરણ પામી ચૂકી હોત.

જગતમાં ઘણાંયે સ્ત્રી પુરુષો એવાં છે કે જેમને પાલવી શકે તો તેઓ બિમાર પડી પથારીવશ થાય; પરંતુ તેમને ભૂખ્યાં માણસોને ખવરાવવાનાં હોય છે, બાળકો માટે વસ્ત્રો લાવવાના હોય છે, તેમજ જીવનનાં નિરંતરના કર્તવ્યો પણ તેમની ઉપર એટલું બધું દબાણ કરે છે કે તેઓ કામ કરતા અટકી શકતાં નથી અને તેમને કામ કરવાની રૂચી હો કે ન હો તો પણ તે તેમને કરવું જ પડે છે.

પેલા આપણા આપખુદ "કર્તવ્ય પાલન" નું જગત કેટલું બધું આભારી છે કે જ્યારે આપણે [illegible] આવી એ છીએ, જ્યારે સમસ્ત બાજી મારેલો અંત આવી જાય છે, અને જ્યારે સંકટમાંથી નિવૃત્ત થવા માટે આપણને આપણા સમસ્ત આંતરિક બળનો પ્રયોગ કરવાની ફરજ પડે છે, ત્યારે આપણે જે ભગીરથ પ્રયત્ન કરીએ છીએ તેવા પ્રયત્નનું જગત કેટલું બધું ઋણી છે !

આ ઉત્તેજક "કર્તવ્યપાલન" આ ક્રુર "કર્તવ્ય પાલન"ના દબાણથી જ આ જગતમાં મહાનમાં મહાન કાર્યો પૈકીનાં ઘણાં ખરાં સિદ્ધ થયાં છે

આવશ્યકતા એ એક અમૂલ્ય આધાર છે, કે જેની સહાયથી માણસોને ભયંકર વિઘ્નોની સામે થઇને ચમત્કારો કરી બતાવ્યા છે. કોઇપણ મહત્તા ધરાવનારા પ્રત્યેક મનુષ્યને પોતાનામાં કોઈક એવી શક્તિની પ્રતીતિ થાય છે કે જે તેને નિરંતર આગળ જ ધકેલે છે. અને તેને હમેશાં સુધારવાને માટે પ્રયત્નશીલ બનાવે છે, તેને કામ કરવાની રૂચી હો યા ન હો, પરંતુ આ આંતરિક શક્તિ તેને તેના કામમાં નિમગ્ન રાખે છે.

આ ક્રુર આમદી "કર્તવ્યપાલન" આપણી કેડે પડેલું છે; તે આપણને જાગ્રત કરે છે અને કાર્યમાં પ્રવૃત્ત કરે છે. તેને લીધે આપણે ખુશીથી સંકટો, દુઃખો, અગવડો અને અડચણો સહન કરીએ છીએ, તેને લીધે વસ્તુતઃ જ્યારે આપણી મનોવૃત્તિ આપણને મોજશોખ કરવાને લલચાવે છે ત્યારે આપણે ખુશીથી ગુલામની પેઠે કામ કરીએ છીએ.

યોગાનંદ

[પીસ-પાવર ૭-૮ પે-ની પરથી]



સૌન્દર્યનો

સુ મે ળ



રૂસ્તમ

સાડી



# રૂસ્તમ મીલ્સ લી.

દુધેશ્વર રોડ

અમદાવાદ.





### હિન્દના પ્રથમ ગવર્નર જનરલ ચક્રવર્તિ રાજાજીની

# સ્વામી દયાનંદને વંદના

卐 卐 卐

પ્લેટોએ કહ્યું હતું કે રાજકર્તાઓ, તત્ત્વજ્ઞાની હોવા જોઇએ. સદ્‌ભાગ્યે કોન્ગ્રેસ સરકારના ઘણા રાજકર્તાઓ તત્ત્વજ્ઞાનીઓ છે. તેમાં સૌથી અગ્રણી આપણા ગવર્નર જનરલ રાજગોપાલાચારી છે.

એમનામાં પાકટ અનુભવ છે. વિદ્વત્તા છે. જ્ઞાન છે અને ડહાપણ છે. ન્યુ દીલ્હીના રામલીલા મેદાન પર આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીની ૬૫ મી જયંતીને પ્રસંગે એમણે એક સંસ્કારપૂર્ણ ઉત્તમ ભાષણ આપ્યું હતું. એ પર મનન કરવા જેવું છે. એમણે કહ્યું હતું કે'—

"આપણો ધર્મ આ પૃથ્વી પર આવી ગયેલા થોડાક મહાત્માઓએ સ્થાપ્યો છે અને ઉત્તરોત્તર એમા સુધારા વધારા પણ એવી જ વિરલ વિભૂતિઓએ કર્યો છે.

એમનો એક માત્ર મનોરાગ સત્યની શોધ હતો. ચેતન અને જડના રહસ્યો એમણે બહુ ઊંડાણથી શોધ્યાં. એ માટે એમણે શારિરીક શ્રમની કે મનની એકાગ્રતા કેળવવાની બાકી રાખી નથી. જગતની કોઈ પ્રજાએ તર્કશક્તિ કે ભક્તિભાવ આટલાં બધાં નથી વિકસાવ્યાં.

આટલું બધું આધ્યાત્મિક ધન જેને વંશપરંપરાથી વારસામાં મળ્યો હોય એવો દુનિયાભરમાં કોઈ દેશ નથી. આપણે પોતાને ભાગ્યશાળી ગણવા જોઇએ કે ભગવાને આપણને આ પુણ્યભૂમિમાં જન્મ આપ્યો.

આવા તત્ત્વજ્ઞાન અને ધર્મને, મુખોઇથી એ આપણે ગળે બધાયલા ઘંટીના પડ જેવો ગણીશું અને એનો લાભ નહીં લઈએ તો એ ગંભીર દોષ આપણો પોતાનો જ ગણાશે. બીજા કોઇને માથે એ દોષનો ટોપલો તમે નહીં ઓરાડી શકો.

સત્ય તો એક અને અનંત છે, પણ આપણી માનસિક શક્તિ મર્યાદિત હોવાથી એ આપણને કકડે કકડે જ કે આજુબાજુથી જોવા મળે છે.

卐

## હિન્દુધર્મ એટલે વિકાસનો સતત વહેતો પ્રવાહ

卐

ગમે તે સમયે તમારે સત્યને પૂરેપૂરું સમજવું હોય તો રાગદ્વેષ વગર ને સાંપ્રદાયીક મમતા દૂર મૂકીને જુદા જુદા સિદ્ધાંતો અને મતભેદોને સમન્વય કરવો જોઇએ.

સતત જાગૃત રહીને તમારે પોતાનું જ્ઞાન, વારવાર પરમ સત્યની સાથે ગધમેળ્યુ કર્યા કરવું જોઇએ તોજ પૂર્ણતા પ્રાપ્ત કરાશે નહી તો અધૂરા અને દુરાગ્રહી રહેશો.

અંધકારમાંથી પ્રકાશમાં આવવાની પ્રાચીન ઋષિ મુનીઓએ જે શોધો કરી છે તેની સલામત નીસરણી બનાવો. એ શોધો હરામ્તાકવી ન નીકળવી જોઈએ, નવું અને જુનું જ્ઞાન એક પૂલ બાંધીને સાંધના રહો. જ્ઞાન તો સનાતન છે. એમા નવા જુનાની વચમાં વાડો ન બાંધશો.

પ્રાચીન વૈદિક જ્ઞાન સાથે આધુનિક વૈજ્ઞાનિક જ્ઞાનનું એકીકરણ કર્યેથીજ આપણો ઉદ્ધાર થશે

આપણું જીવન નવપલ્લવિત અને સનાતન ચેતનથી પ્રફુલ્લિત બનવું જોઈએ. પ્રાચીન ધર્મમાંથી વર્તમાન ધર્મને પ્રેરણા મળવી જોઈએ. પ્રાચીન ધર્મ સંગ્રહસ્થાનમાં રાખી મૂકવાની વસ્તુ નથી. જેમ બાપદાદાની મિલકતમાંથી આપણે નવા નવા સંસારવ્યવહાર ઉભા કરીએ છીએ તેમ પ્રાચીન ધર્મ અને તત્ત્વજ્ઞાનમાંથી નવા નવા પુરૂષાર્થ અને ઉલ્લાસમય જીવન ખીલવવાં જોઈએ.

સનાતન હિન્દુ ધર્મ વર્તમાનકાળને બંધબેસતો કરી શકાય એમ છે. આપણા પૂર્વજોએ યુગે યુગે ધર્મ ઘડવાની આજ્ઞાઓ કરેલી છે. આપણા ઋષિ મુનીઓએ આપણને જેવી સજીવન રહેવાની આજ્ઞાઓ કરી છે એવી પૃથ્વીભરના ધર્મ ધુરંધરો કે લોકનાયકોએ નથી કરી.

સંસ્કૃતિનું સંરક્ષણ કરવાની એમની પરંપરાગત પૂજાવિધિઓ અને નીતિ નિયમો અક્ષયવાળા છે. પ્રજાઓના નાશ થાય કે સંસ્કાર વિનાના પશુ જેવાં જીવન ના થઈ જાય તેને માટે એમણે ઘણી સંભાળ લીધી છે.

સમન્વય કરતાં રહેવાની અને ભૂતકાળનો અનુભવ વર્તમાન જીવનમાં વણી લેવાની એમની આવડત અજોડ છે. જમાનાની સાથે જે લોકો પ્રગતિમાન નહી રહી શકે તે મરશે. સંરક્ષણ કરવાને બહાને જો આર્થિક જડ દીવાલો ઉભી કરીશું તો આપણું પ્રજા જીવન સંકુચિત અને નિર્જીવ બની જશે.

## મહર્ષિ દયાનંદ ને શ્રી રામકૃષ્ણ.

મહર્ષિ દયાનંદ સરસ્વતી આજથી માત્ર સો વર્ષ પર તો આપણી વચ્ચે હતા.* એક તરફથી પશ્ચિમનું વિજ્ઞાન અને બીજી તરફથી ખ્રિસ્તી ધર્મ આપણા

*એમના જમાનામાં માત્ર પુરાણોનો ધર્મ ખરા તરીકે મનાતો. મનિ કલ્પના અને રૂપો ને લોકો ખરા માનતા હોમ, હવન, જંતર મંતર, અને અંધશ્રદ્ધાએ પ્રજા ને ઘેર્યું હતું. શિવરાત્રીની એક રાત્રે શિવલીંગ પર ચાલતા ઉંદરો જોઈ શંકા કરતા થઈ મૂર્તિ પૂજા પરથી એમની શ્રદ્ધા ઉઠી ગઈ ઉપનિષદ અને વેદોના ધર્મને એમણે ખરા હિન્દુ ધર્મ તરીકે સ્વીકાર્યો અને શુદ્ધિ સ્વાતંત્ર્ય અને વર્ણાશ્રમ વૈદિક હિન્દુ ધર્મની એમણે પ્રાણ પ્રતિષ્ઠા કરી (હરિપ્રસાદ)

ધર્મ પર હલ્લો કરવા માંડ્યો હતો. ૭૦૦ વર્ષથી મુસલમાન ધર્મે તો આપણા લોકોમાં બળજબરીથી વટાળ પ્રવૃત્તિ ચલાવી હતી સ્મૃતિને શ્રુતિ કાળના વેદ અને ઉપનિષદના ઋષિમુનિઓના કોઈ દોષથી આપણી પડતી ન હતી થઈ, પણ પડતી થવાનું ખરું કારણ આપણી પોતાની જડતા અને અજ્ઞાન હતાં. દયાનંદે રોગ પારખ્યો. આકરા ઉપચાર કર્યાં અને શસ્ત્રક્રિયાથી હિન્દુ ધર્મના સડેલા અંગ કાપી નાખ્યાં.

ધર્મ સુધારાની શ્રી રામકૃષ્ણ પરમહંસની પદ્ધતિમાં અને એમની પદ્ધતિમાં ફેર હતો.

પરમહંસે હિન્દુધર્મના બધા સંપ્રદાયો અને જંગલીજેવી પૂજા વિધિઓના પણ સર્વધર્મ સમભાવની વૃત્તિથી રહસ્યો શોધી આપ્યા. કચરામાં ભળેલા સોનાને આત્મસાક્ષાત્કારની ભઠ્ઠીમાં નાખીને એમણે શુદ્ધ કર્યું.

દયાનંદ અને રામકૃષ્ણ પરમહંસ બંનેનો ઉદ્દેશ તો સનાતન હિન્દુ ધર્મને શુદ્ધ અને કાર્યસાધક બનાવવાનો હતો. પણ બંનેના રસ્તા જુદા હતા.

## દયાનંદનું જીવનકાર્ય.

હિન્દુ ધર્મરૂપી અરણ્ય ઝાડી ઝાંખરાથી ભયંકર થઈ ગયું હતું. દયાનંદે નિર્દય બની એ ઝાડીઝાંખરાં કાપી નાખ્યાં અને આધુનિક માનવસમાજને રહેવા લાયક અને પ્રેરણાદાયક બનાવ્યું. એમની અથાગ મહેનતનું પરિણામ નિષ્ફળ ના જવું જોઈએ. આર્ય સમાજને આપણે કોઈ સંપ્રદાય જેવી અતડી અને જનસમાજના પ્રવાહી જીવનથી દૂર રહે એવી જગ્યા ના થવા દેવી જોઈએ.

જે મહાન કાર્ય સ્વામીજીએ હિન્દુ ધર્મને બળ આપવાનું અને આરોગ્ય આપવાનું કર્યું તેનો હેતુ આપણે બરાબર સમજો.

પ્રાચીન પ્રેમી પુરાણ હિન્દુ પ્રજાને એ આર્ય એટલે અચ્છી સુધરેલી બનાવવા માગતા હતા. જીવન રૂપી અરણ્યને બગીચાનાં નમૂના જેવાં રળિયામણાં અને રહેવા લાયક એમને કરવા હતાં. પૂજા પાઠમાં અને કર્મકાંડમાં રોકાઈ રહેલી હિન્દુ જાતિને એમણે પ્રગતિમાન અને વિકાસ પામતી કરવી હતી. સાચી સંસ્કૃતિ કે રૂઢી પરંપરા તરફની વફાદારીનો અર્થ કુવો ને પણ નમાવી લેવા એવો નથી થતો. અસત્ય અને અનીતિ સાથે ક્ષણભંગુરપર પરા કે જડ કર્મકાંડ સાથે સમાધાન ન હોઈ શકે. એ તો વેળાએ જ છૂટકો. પ્રગતિ સિવાયનું જીવન એ તો જીવન જ નથી, જડતા છે.

## હિન્દુ ધર્મ એટલે સતત વિકાસ.

હિન્દુ ધર્મનું સ્વરૂપ જ પ્રગતિ અને વિકાસને માર્ગે રહેતું આવ્યું છે. આત્મા પરમાત્માની શોધ ઉપનિષદ્ કાળથી વૈજ્ઞાનિક પદ્ધતિ એ ચાલતી આવી છે. જો ઉપનિષદોના ઋષિઓને કોઈએ કહ્યું હોત કે નવી વિદ્યાઓને તમારા સમયના જ્ઞાનથી અલગ રાખીશું અને તમારી તરફના આદરભાવથી પ્રેરાઈને તમારાં વચનામૃતો સાથે એ વિદ્યાઓને ભળવા નહીં દઈએ તો એમને આઘાત થાત.

એથી તો એમની સત્યની પૂજા ભ્રષ્ટ થાત અને એ કહેત કે અમે તો આધ્યાત્મિક જ્ઞાનને પ્રવાહી ચેતનવંતુ રાખવા માગતા હતા. અમારે મન ભંડારોમાં મૂકી રાખવાની એ વસ્તુ ન હતી.

અત્યારે હિન્દુ પ્રજાએ જુદાં જુદાં દર્શનો અને સંપ્રદાયો—વિજ્ઞાનની શોધો અને ધર્મ સુધારકોના સિદ્ધાંતોનો સમન્વય કરવાની જરૂર છે. એ બધામાંથી નવયુગને માટે નવી સામગ્રી તૈયાર કરો અને જે રાષ્ટ્ર ધર્મને માટે હવે આપણને નવો અધિકાર પ્રાપ્ત થયો છે તે ધર્મનું યુગધર્મને શોભે એવું ઘડતર કરો.'

## ધર્માચાર્યોનું કર્તવ્ય.

સંપ્રદાયોએ અને આચાર્યોએ પોતપોતાની ગાદીઓનો ત્યાગ તો રાજાઓએ કર્યો એ રીતે કરવોજ પડશે. અને આત્મવિલોપન કરવું પડે તો પણ કુરબાન છે એમ માની સમસ્ત હિન્દી પ્રજાનું કલ્યાણ સાધવા તત્પર બનવું પડશે

અભિમાન એ સત્યનું દુશ્મન છે અને માનવ કલ્યાણની સાધનામાં એ સાંપ્રદાયિક મમતા હરકતકર્તા છે

સ્વામી દયાનંદનો ઉદ્દેશ આર્ય સમાજના સિદ્ધાંતો સાથે શીખગુરુઓના, બ્રાહ્મસમાજ અને પ્રાર્થના સમાજના અને એવાજ બીજા સુધારક ધર્મોને મેળવીને આગળ વધવાથી વધારે સારી રીતે ફળીભૂત થશે.

સત્ય અને નામની કેવાડ બાંધવાની જરૂર નથી જે દિવસે કોઈ પણ ધર્મસંસ્થા પ્રજાકલ્યાણવખતે આત્મ-વિલોપન કરતાં અચકાશે ત્યારથી એમાં સડો પેસશે અને કોવાણ થશે. આર્ય સમાજ જેવા નવા ધર્મો રાષ્ટ્રોન્નતિના કાર્યથી અતડા રહેશે, તો જુના ધર્મો પ્રજા માનસ પર ચઢી બેસશે, કારણ કે જુના હોવાથી પ્રજાજનોના ઘણા મોટા સમૂહ પર હજી એની પકડ જબરી છે.

સ્વામીજીના ઉપદેશોનો પ્રચાર અત્યાર અગાઉ સારા પ્રમાણમાં થઈ ચૂક્યો છે અને સનાતન હિન્દુ ધર્મના આત્માને એનો વિરોધ હવે નથી. આર્ય સમાજ આ જાણે છે અને એણે પણ પોતાની કેટલીએ કડકાઈઓ જતી કરી છે'

### વિકાસ નહીં કરે તેનો વિનાશ થશે.

'પ્રબુદ્ધ ભારત'ના વિદ્વાન તંત્રી લખે છે તેનો સાર એ છે કે સ્વામીજીના વખતમાં હિન્દુસમાજ સંકુચિત અને બંધીઆરા કુવાના પાણી જેવો થઈ ગયો હતો. નવાં નવાં સર્જન કરવાની એની શક્તિ જતી રહી હતી, પણ ઇતિહાસ કોઈ અટકીને ઉભો નથી રહેતો અને જે સંસ્કૃતિ પ્રગતિમાન નથી રહી શકતી તેના ટુકડે ટુકડા થઈ જાય છે.

હવેની હિન્દુ સમાજ સામાન્ય રીતે આ સત્ય સમજી શકી છે. તેનું મૂળ રામકૃષ્ણ, વિવેકાનંદના મૂળ વેદાંત માર્ગના પુનર્વિધાનને ઘટે છે, પરંતુ જેઓ એમ માનતા હોય કે આપણા ભૂતકાળના ધર્મ વિચારનો સંબંધ તોડી નાખીશું તો એ ચાલશે તો તો એ ભીંત ભૂલ્યા છે.

જેમ એક તરફથી બુદ્ધ ધર્મના પાછલા સમયમાં બન્યું હતું તેમ હીનયાનનાના ને નાના વર્તુળમાં પેસતો ગયો તેમ રૂઢીચુસ્ત હિન્દુ સંપ્રદાયો નાના ને સંકુચિત થતા જશે તો કાળ ભગવાન એમને ગળે ટુંપો દેશે. અને નવા કોઈ ઉદ્દામો જુની સંસ્કૃતિનો સાર ભાગ પણ નહીં લે તો એ વર્ણસંકર થઈ જશે. રાજાજીના વિચારો હિન્દુ ધર્મના બધા સંપ્રદાયો અને મંદિરો-વાળાને ધ્યાનમાં લેવા જેવા છે.

—હરિપ્રસાદ

# જગતને વિશ્વપ્રેમનો સંદેશ પહોંચાડો

મુંબઈમાં મળેલી બીજી સર્વ ધર્મ પરિષદને સત્કારતાં લેખક હિન્દુ ધર્મની ભવ્ય સંસ્કૃતિ અને તેનો સંદેશ સમજાવતાં લખે છે કે વિશ્વપ્રેમના પ્રચાર વિના જગતને સુખ કે શાંતિ મળનાર નથી.

—લેખક . રા. શા. મનુભાઈ ચં. પંડ્યા, [એમ. એ. એલ. એલ. બી.]—

આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ તથા સભ્યતા, નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યો અને અવિનાશી સત્ય જેથી હિંદનો ધર્મ પશ્ચિમના ધર્મથી જુદો પડી જાય છે તેના પર અત્યારે ચોતરફ ભુરાઈના જે વિનાશક આધિભૌતિક બળો આક્રમણ કરી રહ્યા છે તેનો રચનાત્મક કાર્યથી સામનો કરવાને સર્વધર્મ પરિષદની અત્યારે જેટલી જરૂર છે તેટલી બીજે કોઈ સમયે નહતી

## હિંદની આધ્યાત્મિકતાની વિશ્વને બક્ષીસ

ભારતવર્ષમાં જુદે જુદે સમયે સંત પુરૂષો, તત્વજ્ઞ પુરૂષો, પયગંબરો તથા દૈવી અવતારોનો જન્મ થયો છે. તેઓએ આધ્યાત્મિકતાની બક્ષીસથી માત્ર હિંદી પ્રજાની જ નહિ પણ સમસ્ત વિશ્વની નૈતિક તેમજ આધ્યાત્મિક પ્રગતિ સાધવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે તથા માણસે પવિત્ર તથા ઉંચુ આધ્યાત્મિક જીવન કેમ ગાળવું કે જેથી સમસ્ત માનવતાનું સાર્વત્રિક કલ્યાણ થાય એવો અમૃતમય બોધ આપ્યો છે.

## ભારતીય વૈદિકધર્મનું અસાંપ્રદાયીક સ્વરૂપ

વૈદિક સમયના ભારતીય ઋષિઓ ને તત્વજ્ઞ પુરૂષો જેઓએ પરમાત્માની પ્રાપ્તિનો સાક્ષાત્ અનુભવ કર્યો હતો, તેઓનો ધર્મ કોઈ એક સંપ્રદાય યા કોમને પોષક એવા વાદ યા મતથી સંકુચિત નહતો, પણ તે ધર્મ ઉદાત્ત હતો ને માનવતાના આધ્યાત્મિક તથા નૈતિક જીવનના વિકાસની સાથે સંકળાયલો હતો એટલું જ નહિ પણ તેનું અંતિમ ધ્યેય નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત એવા વિશ્વવ્યાપિ પરમાત્માના શાશ્વત જીવન સાથે અભેદ સંબંધ સાધી સર્વનું કલ્યાણ તથા સુખ સાધવાનું હતું.

## પ્રાચીન ભારતીય સંસ્કૃતિ તથા સભ્યતાની અખંડતા.

જગતના ઇતિહાસમાં ભારતીય વૈદિક સંસ્કૃતિ તથા સભ્યતા સહુથી વધારે પ્રાચીન છે ભારતીય સંસ્કૃતિની અવિચ્છિન્નતા તથા અખંડતા અનાદિકાળથી આજ પર્યંત કાયમ રહી છે. અગર જો તેના ઉપર વિદેશીઓએ અસંખ્ય આક્રમણો કર્યાં હતાં. હિંદી સંસ્કૃતિ વિશેષ કરીને આર્ય સંસ્કૃતિ છે કારણ કે તેના આચાર-વિચાર તથા તેની સંસ્થાઓ તથા ધર્મ મૂળ સ્વરૂપે આર્ય છે, એટલે ઉચ્ચ સંસ્કારથી તે સર્વ ઓતપ્રોત થયેલા છે. તેના મૂળો આપણને અત્યંત પ્રાચીન સમયના વૈદિક કાલિન આર્યઋષિઓની સંસ્કૃતિ, સંસ્થાઓ, સાહિત્ય તથા કળામાં જોઈ શકીએ છીએ.

## આધ્યાત્મિક એકતા તથા વિશ્વવ્યાપી ભ્રાતૃભાવના

પ્રાચીન ભારતના ત્રિકાળજ્ઞાની ઋષિઓની ઉદ્ઘોષિત આધ્યાત્મિક એકતાના તાત્ત્વિક સિદ્ધાન્તોએ સમસ્ત ભારતવર્ષમાં અસાધારણ પ્રગતિ સાધી હતી. આધ્યાત્મિકતાના સિદ્ધાંત પર વિશ્વબંધુત્વ ભાવનાની ઈમારત રચાઈ છે અને તેથી આપણા દેશમાં, રક્તભેદ, રંગભેદ, પોશાક ભેદ, સાંપ્રદાયિક ભેદ વ. અનેક ભેદો હોવા છતા એકતા તથા સંપ હજુ પણ જળવાઈ રહ્યા છે.

જો કે આપણા દેશમા જુદી જુદી જાતિઓની જુદી જુદી વિચારશ્રેણીઓ છે જેમા કેટલીક જંગલી જાતિઓનો પણ સમાવેશ થાય છે, છતા પણ હિંદમાં ઉચ્ચ સંસ્કૃતિ તથા આધ્યાત્મિક સામાજીક જીવનને પરિણામે સાર્વત્રિક રીતે એકતા જળવાઈ રહી છે અને તે એકતા ભૌગોલિકતા યા રાજકીય એક છત્રછાયાને આભારી નથી, પણ તે તેની પેલી પારની છે. ટુંકમાં હિંદના પ્રજાજનો આધ્યાત્મિક જીવનના તત્વજ્ઞાન પર રચાયેલા નૈતિક તથા ધાર્મિક પ્રેમ સૂત્રથી ઓતપ્રોત ગુંથાયા છે, ને તેથી સમસ્ત માનવતાનું સાર્વત્રિક કલ્યાણ તથા સુખ સાધી શકાય.

## ભારતીય સંસ્કૃતિ તથા ધર્મનો મહામંત્ર—વિશ્વ પ્રેમ

હિંદુ, જૈન, બૌધ વિ. જુદા જુદા ધર્મ પાળતી પ્રજાના ધર્મનો મુખ્ય સાર ભારતીય સંસ્કૃતિના પરિપાક રૂપે ઉદ્દ્ભવ પામેલા સહિષ્ણુતાના ઉચ્ચ ગુણમાં જોવામાં આવે છે. તે વિશ્વસ્વીકાર્ય અહિંસા તથા વિશ્વપ્રેમના આધ્યાત્મિક સિદ્ધાંતને આભારી છે. તે પવિત્ર સિદ્ધાંત સમસ્ત વિશ્વને બોધ આપે છે કે કોઈએ પણ કોઈ પણ પ્રાણી પર, પછી તે ભલે ઉચ કે નીચ હોય યા માનવી કે ઇતર જીવ હોય તો પણ તે પર દ્વેષ યા તિરસ્કાર ન કરવા પણ વિશ્વ પ્રેમ કરવો એટલે દ્વેષનો કુસંપ હંમેશને માટે પરાસ્ત થઈ જાય છે.

દ્વેષ ને તેમાંથી ઉદ્દ્ભવતા દુ:ખનું મૂળ કારણ આધ્યાત્મિક તત્વનું અજ્ઞાન છે. તેને પરિણામે આધિભૌતિક દ્વૈતવાદ તથા ભેદભાવ ઉદ્દભવ્યા છે. જે માણસને સમાજથી અતિરિક્ત વૈયક્તિકપણાની કહેવાતી સ્વતંત્રતાની ધીમધુરીનો નૂતન પાઠ શીખવે છે, પણ વિજ્ઞાનના સાપેક્ષવાદના અર્વાચીન સિદ્ધાંતથી સમાજથી વિભક્ત વૈયક્તિક સ્વાતંત્ર્યના સિદ્ધાંતને દેશવટો આપવામા આવ્યો છે

### વિશ્વનો શારીરિક સબંધ.

દ્વૈતવાદથી અતીત આધ્યાત્મિક અદ્વૈતવાદની ફીલસુફી આપણને શીખવે છે કે જગત શરીરની જેમ ઓતપ્રોત સંકળાયેલું છે અને જગતની તમામ વ્યક્તિઓનો સબંધ એક શરીરના જુદા જુદા અવયવો જેમ સમન્વયથી જોડાયલો છે, તેમ સમજી જો સમાજની દરેક વ્યક્તિ સ્વધર્મથી નિસ્વાર્થી તથા પરોપકારી જીવન ગાળી વર્તન કરે તો તે જગતમા ભ્રાતૃભાવનાનો વધારો કરી શકે અને જગતનુ કલ્યાણ તથા સુખ સાધી શકે.

### જીવનના દુ:ખનું રામબાણ ઔષધ

અનેકતામાં એકતાના આધ્યાત્મિક તત્વજ્ઞાનના સિદ્ધાંતથી અત્યંત વિરોધી અને જુદા દેખાતા તત્વોનું અનુસંધાન કરી તેનો સુંદર સમન્વય કરી શકાય છે. જે કાર્ય બીજી કોઈ પણ ફીલસુફી કરી શકી નથી.

હિંદમાં સામાન્ય એવી માન્યતા પ્રચલિત છે કે આધ્યાત્મિકતાની જડીબુટ્ટી તે એક જ જડીબુટ્ટી છે કે જેનું અમૃતમય ઔષધ આધુનિક સમાજના તમામ દુઃખોનું નિવારણ કરી શકે.

### આધ્યાત્મિક સ્વાતંત્ર્ય

હિન્દને સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી કેટલાક પુરુષો તત્વજ્ઞાનને અભાવે સ્વાતંત્ર્યનો મનફાવતો અને વિચિત્ર અર્થ કરતા જોવામાં આવે છે. તેઓ સ્વાતંત્ર્યનો એવો અર્થ કરે છે કે જેનાથી માનવી કોઈપણ જાતના બંધન વિનાનું સ્વતંત્ર ને મનસ્વી જીવન ગાળી શકે અને પોતાને ફાવે તેમ યથેચ્છ આહાર, વિહાર તથા જીવનની મોજ માણી શકે તેનું નામ સ્વાતંત્ર્ય. પણ આ વિચાર સત્યથી ઘણો વેગળો છે. માણસ પ્રાકૃતિક જગતનું એક અંગ છે અને તે સમાજથી કદી પણ છૂટો પડેલો એકલવાયો અને સ્વતંત્ર નથી, પણ તે શરીરના અવયવ જેમ સમસ્ત બાહ્ય જગત સાથે જોડાયેલો છે, ને જગતના નિયમોથી તે બંધાયેલો છે. ધર્માકારૂપી શરીરના અવયવ જેમ સમાજના તમામ માણસો સાથે સર્વસાધારણ ધર્મ તથા સંબંધથી જોડાયેલા છે તેમ જ્યાં સુધી માણસને પોતાના પવિત્ર આત્માનું અનુભવપૂર્વક, ધર્મ વિશુદ્ધ પવિત્ર આધ્યાત્મિક જ્ઞાન થતું નથી ત્યાં સુધી તેને ખબર પડતી નથી કે તેના અંતરાત્મામાં વિશ્વવ્યાપી પરમાત્મતત્વના સત્ય સદ્ગુણ અને સૌંદર્યના દૈવી અંશો છૂપા રહેલા છે, જેના વિકાસથી તે જીવન મુક્તિ તથા સ્થાયી શાંતિ મેળવી શકે છે. આધ્યાત્મિક તત્વના દૈવીગુણોની શક્તિના વિકાસ વગર કોઈપણ માણસ આધ્યાત્મિક સ્વાતંત્ર્યનું સાચું સુખ મેળવી શકતો નથી.

મનુષ્ય પ્રાણી પશુ કરતાં વિકાસક્રમ (evolution) ની શ્રેણીમાં ઉચ્ચસ્થાન ધરાવે છે. તે તેનામાં રહેલી નિત્યાનિત્ય, ધર્માધર્મ, સત્યાસત્યનો નિર્ણય કરવાની વિવેકબુદ્ધિને આભારી છે, ને તેથી તે પોતાની પસંદગી તથા ઇચ્છાથી અનિત્ય વસ્તુ અધર્મ તથા અસત્યનો ત્યાગ કરી સંયમી તથા ધાર્મિક જીવન ગાળી જડતાના ભૌતિક બંધનોથી મુક્તિ મેળવી શકે છે અને છેવટે પરમાત્માના આત્મિક જીવનનું પરમ પવિત્ર સુખ અને શાંતિ મેળવી શુદ્ધ અને પવિત્ર પરમાર્થિક જીવન ગાળી શકે છે

### પૂર્વ અને પશ્ચિમના દ્રષ્ટિભેદ

પાશ્ચાત્ય તત્વજ્ઞાનની દ્રષ્ટિ મુખ્ય તો બાહ્ય છે જ્યારે પ્રાચ્ય તત્વજ્ઞાનની દ્રષ્ટિ આંતરિક છે અને તેનો હેતુ આધ્યાત્મિક સત્ય સ્વરૂપનું પરમ તત્વ તથા મહા શક્તિ સંપાદન કરવામાં છે. 'પ્રાચ્ય સંસ્કૃતિનું ધ્યેય અંતરાત્માના સાક્ષાત્કારમાં છે અને તેનો હેતુ આંતરીક આત્માનું તથા સકલ જગતના અંતરાત્માનું સ્વાનુભવ પૂર્વક અનુસંધાન કરવામાં છે. આપણે હિંદમાં જે માગીએ તે આધ્યાત્મિક સ્વરાજ્ય ને નહિ કે બહારનું આધિભૌતિક સ્વરાજ્ય. માણસ રાજ્ય સંપાદન કરે પણ જો તે પોતાનો આત્મા ગુમાવે તો તેથી તેનો શું અર્થ સરી શકે ? માણસનો અંતરાત્મા ઓજસ્વી તથા દૈવી શક્તિશાળી છે અને તે દૈવી ધર્મની પ્રેરણા કરે છે જેનું પર્યવસાન આધ્યાત્મિક જ્ઞાનમાં વિકસે છે, જે બાહ્ય દ્રષ્ટિવાળા ભૌતિક જીવન પર વિજય મેળવે છે.'

### તપોમય, સંયમી અને આધ્યાત્મિક જીવન

જ્યાં સુધી આપણે તપોમય, સંયમી અને આધ્યાત્મિક જીવન ગાળી, આપણી ઇન્દ્રીયોને ને મનને સંપૂર્ણ રીતે સ્વાધીન ન રાખી શકીએ ત્યાં સુધી આપણામાં આધ્યાત્મિક જ્યોતિનો પ્રકાશ તથા દિવ્ય શક્તિ પ્રગટ થઈ શકશે નહિ. આપણી સંસ્કૃતિની વિશિષ્ટતા તેના આધ્યાત્મિક સિદ્ધાંતમાં છે. જે નૈતિક મૂલ્યોને જ આભારી છે છતાં પણ આપણે ભૂલવું ન જોઈએ કે નૈતિક મૂલ્યો પરમાત્માની પ્રાપ્તિ કરવાનું માત્ર સાધન છે. આત્મ સાક્ષાત્કાર જે આપણા જીવનનો મુખ્ય હેતુ છે તેનો અનુભવ તો માત્ર આંતરીક દ્રષ્ટિથી જ થઈ શકે નૈતિક મૂલ્યોને આપણા જીવનનું ધ્યેય ન કહી શકાય. સર્વાત્માનો સાક્ષાત્કાર તેજ આપણા જીવનનું સર્વોત્કૃષ્ટ ધ્યેય છે. પરમાત્મ તત્વ આનંદમય છે તથા સ્વરૂપે તે નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત છે તેનું મૂલ ધર્મ કરતાં પણ વિશેષ છે, તે ધર્મ તથા અધર્મથી અતીત છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે ગુણદોષ દ્રષ્ટિદોષઃ ગુણસ્તુ ઉભય વર્જિતઃ ધાર્મિક તથા નૈતિક આધ્યાત્મિક ઉન્નતિને માટે સોપાન એટલે નિસરણી રૂપે છે જે આપણને અત્યંત ઉપયોગી છે, પણ આપણા જીવનનું અંતિમ ધ્યેય તો પરમાત્માની પ્રાપ્તિ છે.

### વિશ્વની સંસ્કૃતિ તથા શાંતિમાં હિંદનો ફાળો

જો હિંદને વિશ્વની સંસ્કૃતિ તથા શાંતિમાં ફાળો આપવાનો સમય આવ્યો હોય તો તેણે આંતરિક દ્રષ્ટિવાળા નૈતિક તથા આધ્યાત્મિક જીવનને ફરી ઘડવું ન જોઈએ. તેવા જીવનથી આપણે વિશ્વનો સંપર્ક સાધી, વિશ્વમાં સ્થાયી સુખ ને શાન્તિનો ફેલાવો કરી શકીશું અને વિશ્વને આપણે આપણા આધ્યાત્મિકતાના અમૂલ્ય વારસામાંથી કંઈક પ્રસાદ આપી માનવતાની ઉન્નતિ સાધવાના કાર્યમાં આપણો ફાળો આપી શકીશું.

---

# ધર્મનગર કો. હા. સોસાયટીનું વાસ્તુમુહુર્ત

માગશર વદ ૯ ને બુધવાર તા. ૧૪-૧૨-૧૯૪૯ના
રોજ રાખવામાં આવ્યું છે.

તે પ્રસંગે સોસાયટીના તમામ સભ્યો, મિત્રો, શુભેચ્છકો અને સહાયકોને સહકુટુંબ મિત્રમંડળ પધારવા સપ્રેમ આમંત્રણ છે.



સોસાયટીના તૈયાર થયેલા ૮૪ મકાનોનું વાસ્તુવિધિ બપોરના ૩ થી ૬ સુધી થશે. બ્રાહ્મણો અને દેવતાઓના શુભ આશિર્વાદ સાથે સભ્યો પોતાના મકાનોમાં પ્રવેશ વિધિ કરશે.



મધ્યમ વર્ગનાં રહેઠાણો આટલી ઝડપથી સુંદર અને કલાત્મક રીતે કરી આપવા બદલ સોસાયટીના, મીત્રો અને શુભેચ્છકો તરફથી અભિનંદન મળી રહ્યાં છે. તેમના સૌની શુભેચ્છા અને સહકાર બદલ સોસાયટી સર્વનો આભાર માને છે.

માનદમંત્રી–

ધર્મનગર કો. હા. સોસાયટી.

સારંગપુર, ખડાયતાની વાડી

અમદાવાદ.




હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું મુખપત્ર (માસિક)

न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः ।

| વર્ષ : ૩ | ડીસે. ૧૯૪૯ | 'પ્રેમધર્મ' કાર્યાલય<br>સારંગપુર-ખડાયતાની વાડી-અમદાવાદ | વાર્ષિક લવાજમ<br>દેશમાં : ૧-૮-૦<br>વિદેશમાં : ૨-૦-૦ [૩ શિ] | અંક ૩<br>પૂર્ણ સંખ્યા<br>૨૭ |
|---|---|---|---|---|

# ધાર્મિક ક્રાન્તિની આગાહી

—શ્રી શ્રદ્ધામાતા

હિંદમાં સાધુ સંખ્યા ૧૪ લાખ સુધીની વધી ગઈ છે. ખરેખર મને લાગે છે કે બધું બેલેન્સ બગડી ગયું છે! આજે તો બસ ભગવાં પહેર્યાં એટલે મફત ખાવાનું બોન્ડ મળી ગયું! એક પૈસાનો ગેરૂ લઈને કપડાં રંગી લીધાં એટલે સાધુનું સર્ટીફીકેટ મળી ગયું એ કેવું હાસ્યસ્પદ છે? પછી ભલે, તેઓ ભારતીય સંસ્કૃતિનો પ્રચાર ન કરે ને તગડા થઈને પડયા રહે. સમાજ સેવા ન કરે. ધર્મ ન પાળે. તો પણ તેઓ ઇચ્છે છે કે સમાજ અમારી સેવા કરે, અમને માન આપે! પરંતુ યાદ રાખજો કે ભયંકર ક્રાંતિ આવી રહી છે. આવી રીતે તેઓ ડૂબશે ને સમાજનું નાવ ડૂબાવશે. સાધુ સમાજ નહીં સુધરે તો કોમ્યુનીઝમ જલ્દી આવશે. મફતનું ખાવાનું આપતાં અન્નક્ષેત્રો હવે બંધ થવાં જોઈએ. અન્નક્ષેત્રોમાં મફતનું ખાવાનું લઈ પડયા રહે ને દેશમાં આળસુઓની સંખ્યા વધારે એ કેવું અંધેર! આજે સાધુઓએ અને ધર્માચાર્યોએ ધર્મનું શરીર પકડી રાખ્યું છે પણ તેનો આત્મા ગુંગળાવી દીધો છે. આપણે ધર્મનું મુડદું પકડી રહ્યા છીએ. ધર્માચાર્યોને કરોડોની આવક છે તેમાંથી હજારો વિચારકોને પરદેશોમાં પ્રચાર અર્થે મોકલી શકાય. પરંતુ આજે ધર્મ કોને જોઈએ છે! ભલે નાક સડી જાય પણ ધર્મનું મડદું છોડવું નથી. તે કહે છે અમે કટ્ટર સનાતની છીએ! આજે કરોડોની સંખ્યામાં હિંદુઓ, ખ્રિસ્તિ અને મુસલમાન વટલી જાય છે તે જોવા છતાં તેઓ હિંદુધર્મમાં સુધારણા કરવા તૈયાર નથી. ભારતીય પ્રજાને કહું છું કે ઊઠો, જાગો, અને ભારતીય ધર્મ તથા સંસ્કૃતિની સુધારણા તથા પ્રચાર અર્થે કમર કસો.



## માસિક નોંધ

### ગુરુ નાનકની જયંતી

અમારા જાણવામાં લગભગ ૪૦૦૦ શીખ ભાઈ-બહેનો છે એની ખબર તો અમારે એમણે નાનક જયંતીનું ભવ્ય સરઘસ કાઢ્યું ત્યારે જ પડી. આ અંકમાં નાનક સાહેબનું 'જીવન-ચરિત્ર' અન્ય સ્થળે આપવામાં આવ્યું છે પરંતુ 'પ્રેમધર્મ'ના વાચકોને આ વિષે વધારે જાણવા જિજ્ઞાસા થાય તો અમે અમારા વિદ્વાન મિત્ર શ્રીયુત્ મગનભાઈ પ્રભુદાસ દેસાઈનું "જપજી" નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રસિદ્ધ થયું છે તે વાંચવાની ભલામણ કરીશું એ પુસ્તકમાંથી સ્વ. મહાત્માગાંધીજીના વિચારે સંક્ષિપ્તમાંથી ઉતારો આપ્યો છે તે નીચે પ્રમાણે છે:–

"હું સનાતની છું. મને તો હિન્દુધર્મમાં સંપૂર્ણ સંતોષ છે તે ધર્મ એટલો વિશાળ છે કે તેમાં દરેક પ્રકારની માન્યતાને આશ્રય મળે છે.

આર્યસમાજીઓ, શીખો અને બ્રાહ્મસમાજીઓ ભલે પોતાને હિંદુ ઓથી જુદા ગણાવવા ઇચ્છે પરંતુ મને તો શંકા નથી કે, આગળ જતાં તેઓ બધા હિંદુધર્મમાં ભળી જશે. અને, તેમાંથીજ શાંતિ મેળવશે. બધી મનુષ્યકૃત સંસ્થા પૈકી હિન્દુ ધર્મમાં અપૂર્ણતા અને દોષ રહ્યો છે સુધારા માટે પ્રયત્ન કરવા કોઈ સેવક ઇચ્છે તો તેને માટે આ ક્ષેત્ર મોટું છે પરંતુ, હિન્દુધર્મથી જુદા પડવાનું કંઈ કારણ નથી.

લેખક શીખધર્મને હિંદુધર્મની એક સુધારક શાખા જ કહે છે અને જણાવે છે કે હિંદુધર્મની સનાતન વહેતી ગંગામાં નવા તત્વો પ્રાણોની ભરતી થતી આવી છે અને એ રીતે એ સનાતન પ્રવાહ પુનર્જીવિત થતો રહ્યો છે.

જેમ શાક્યમુનિ અને જ્ઞાતપુત્ર મહાવીરે પોતાનું ક્ષાત્રતેજ દાખવી, ધર્મનું મંથન કર્યું, તેને નવો ઓપ આપ્યો, નવજીવન બક્ષ્યું, તેમજ આ શીખ ધર્મના પ્રણેતાએ પણ પોતાના જમાનામાં કર્યું છે બૌદ્ધ અને જૈન ધર્મો જેમ એકજ સંસ્કૃતિપ્રવાહના ફાંટા છે. તેમજ આ શીખધર્મનું પણ છે. હિંદની જ ભૂમિનું ધર્મ-દૂધ પીને એ પુષ્ટ થયેલો છે.

ચતુર્વિધ સનાતન હિંદુ ધર્મના ચાર મુખ્ય પ્રવાહ:

બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ અને ૧૧ મા સૈકામાંથી ઉદય પામેલો સંત ધર્મ તેમાના છેલ્લા પ્રવાહનું જ એક ઝરણું તે શીખધર્મ; તેમનો 'ગ્રંથ સાહેબ' તે સંતોનું વિશાળ સંમેલન છે.

મુસલમાનો હિંદમાં ઠરી ઠામ થયા તે ગુરુ નાનકનો કાળ હતો (ઈ. સ. ૧૪૬૯ થી ૧૫૩૮).

હિન્દુસંસ્કૃતિમાં જબરું સમન્વય બળ છે તેને પ્રતાપે મુસલમાન વસતી ચાળે પડતી ગઈ તેમ ઇસ્લામના સૂફીવાદને આપણા ભક્તિમાર્ગને ભેટ મળ્યો. તે કાળમાં હિન્દુ સંત મહાત્માઓની જેમજ ઇસ્લામી પીર ઓલિયા ને બાવો પ્રજામાં સરખું આદર માન પામતા. પરંતુ તે કાળ પર નાનો ટીકા કરતાં કહ્યું છે કે "કોઈ મુસલમાન નથી કે કોઈ હિંદુ નથી.

ધર્મપાલન જ જોઈએ તો થઈ શકે, સૌ ભૂલાવામાં પડ્યા હતા. એ સ્થિતિનું વર્ણન એમણે કાવ્ય સંદેશમાં અને રચના હલ્વથી આપ્યું છે. એ સમર્થ અધ્યાત્મજ્ઞાનવાળા હતા. જપજીમાં એ લખે છે કે:

બ્રાહ્મ મુહૂર્ત વેળાએ
વિચારો વડું નામ ને
ઈશનો મહિમા ગાઓ,
વિચારો વડું તત્ત્વ તે—

કર્મથી દેહપ્રાપ્તિ છે
કૃપાથી મોક્ષધામ છે
એમ જાણી લહો સત્ય
પ્રભુ સર્વસ્વ નાનક.

x

શિવ, વિષ્ણુ તથા બ્રહ્મા,
સર્વ છે ગુરુની મહીં
પાર્વતી, શારદા, લક્ષ્મી
એમ સૌ દેવ દેવીઓ:

x આ ગુરુ એટલે નાનક સાહેબના મત પ્રમાણે આત્મા એ,

આત્માના નિધિમાં પૂરી
રત્ન માણિક મોતીઓ
પામો તે જો ધરો કાને
શીખ શ્રી સદ્ગુરુ તણી.

આપણા આધ્યાત્મિક વિકાસ માટે "જપજી" વાંચવાની અમારી ખાસ ભલામણ છે.

### મુંબઈ ઇલાકામાં વ્યાયામદિન

મુંબઈ સરકારે ગઈ તા. ૧૭ ૧૮ અને ૧૯ વ્યાયામ ઉત્સવ તરીકે ગાળવાની ભલામણ કરેલી. તેને

---

* જપજી માંથી.

મુજ એ જ છે સર્વસ્વ ને,
મુજ એ જ છે રક્ષક બધે,
મુજ મિત્ર સાચો એ જ છે
ને એ જ મુજ મેઘા ગુરુ.
મુજ એજ પિતા, એજ આત્મજ
તેમ મુજ એ ગૃહ તણું,
મુજ એજ પતિપત્ની અને,
મુજ એજ આત્મારામ છે.
મુજ એજ છે જીવન અને,
મુજ હાશ ને આરામ છે,
ઉત્પાત મારો એજ છે ને,
એ જ મુજ શાન્તિ ઉરે.
એ જ્યોતિઓમાં જ્યોતિ મુજ
મુજ ઔષધિ, મુજ રામ એ.

—૦—

સર્વવ્યાપી ઈશ્વર વિષે પોતે કવિતા લખી છે તે જુઓ :—
સહસો રૂપોમાં,

ચકિત કરવા યત્ન કર તું.
પરન્તુ, તેમાં એ
પ્રિયતમ! તને ઓળખી લઉં.
રચી માયા જાદુ

વિવિધ રૂપ તેમાં તું ભડકે,
પરન્તુ વિશ્વામાં!

નહીં પકડું તને કોણ ન કહે?
વડે પ્રાતવાયુ,

કુસુમકલિ ધીમેથી વિકસે!
ભરે તું વૈવિધ્યો,

રસ રૂપ તુંહી શોભન, સખે!
છુપી તારી શકિત

વિમલજળમાં ને પ્રતિ કણે
મનોહારી! એવું,

કહું હૃદય કે એ અવગણે!
ફુવારામાં ભીયે,

ઉછળી ઉછળીને જળ રમે,
કળા, લીલા તારી

રમણ સુખ નિત્ય અભિરમે!
ઘનાકારે ઘૂમે,

ગગનમહિં અનુજરૂપમાં
અહો! લીલાવર્તી!

જ્યાં પર ત્યાં આવું ઉપમા
ખીલી પુષ્પો કળી,

વનસ્થલી મહીં મોહિની ભરે,
અહો! એ રત્નોમાં

પ્રભુ! નયન શાન્તિ મને કરે!

## પંડિત જવાહરલાલનો પરદેશમાં દિગ્વિજય

આ મહિને પંડિતજીએ દિગ્વિજય કર્યો. પુના પાસેની ખડગવાસલા જેવી મનોહર ગિરિપ્રદેશની ભૂમિ પર રાષ્ટ્રસંરક્ષક જીના વિદ્યાભુવનની સ્થાપના કરતાં એમણે સામે ઉભેલા સિંહગઢની સમક્ષ શૂરવીર શિવાજી અને મહારાણા પ્રતાપના આત્મા પાસે આશિર્વાદ માગ્યા! મહાત્માજીના આત્માને આવાહન કરીને એમણે ખાત્રી આપી કે કોઈ આક્રમણકારી યુદ્ધો માટે આ જળ, સ્થળ અને વાયુ-સેનાઓ નથી પરંતુ અમૂલ સ્વ-રાજ્યની રક્ષા માટે છે; બધું સૈનિક-સાધન, 'ટ્રસ્ટ' ક્લાસ ટ્રસ્ટ" પહેલા નંબરમાંયે પહેલા દરજ્જાનું બનાવવા પ્રજાજનોને વચન આપ્યું, ત્યાંથી ઈંગ્લેંડ અને અમેરિકા ગયા નાયગરા જેવાં ભવ્ય રમણીય સ્થળો જોયાં એન્સ્ટીન, ડ્યુઈ જેવા સાપેક્ષમતનાં સ્થાપન અને લોક જીવનને સમૃદ્ધિ કરનાર તત્ત્વજ્ઞાનીનાં દર્શન કર્યાં. એટલી અને ટ્રુમન જેવા ધુરંધર રાજ્ય સચિવોને મળ્યા. રાજસભાઓ અને વિદ્યાપીઠોને મહાત્માજીની મૂતસંજીવની વિદ્યા શીખવાડી.

આંતરરાષ્ટ્રીય રાજ્યકારણની પોતાની સર્વોત્કૃષ્ટ દૃષ્ટિનો જગતને મોહિની લગાડી.

ભારતમાતાનો પ્રતિભા પંડિતજીના આ પ્રવાસથી એટલી બધી વધી કે ન પૂછો વાત. જેમાં પૃથ્વીના મહારાજ્યોમાં કંઈ માન ન હતાં તે પહેલી હરોળના રાજ્યો સાથે બેસીને ભવિષ્ય રચનાર સત્તા બની ગઈ!

સ્વદેશ પધારી પોતાની ૬૦મી વર્ષ ગાંઠના સમારંભોમાં એમણે જાહેર કર્યું કે,—

જ્ઞાનપ્રાપ્તિમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ રાખજો ભગવાનને જ્યારે તસ્દી આપશો નહી. કારણ કે ભગવાન જેટલીજ શક્તિ તમારામાં છે.

## સ્વામી માધવતીર્થજી

ત્રીસ વર્ષથી સાપેક્ષદૃષ્ટિ અને એનસ્ટીનના સાહિત્યનો વેદાંત-દૃષ્ટિ સાથે સમન્વય કરનાર અને ગુજરાતી તથા અંગ્રેજીમાં લગભગ ૩૨ પુસ્તકો લખી સન્યાસજીવનને સાર્થક કરનર સ્વામી માધવતીર્થને હિંન્દીતત્ત્વજ્ઞાનપ્રચારસમિતિમાં વાર્તાલાપ માટે આમંત્રણ આપવામાં આવ્યું હતું એમને મુખ્ય પ્રશ્ન એ પૂછવામાં આવ્યો હતો કે "સંસાર દુઃખરૂપ છે કે સુખ રૂપ" જવાબમાં એમણે જણાવ્યું કે જોનારની દૃષ્ટિ પર એનો આધાર છે

દ્વૈતથી દુઃખ અને અદ્વૈતથી પરમસુખની પ્રાપ્તિ થાય છે.

એનો અર્થ એ થયો કે પ્રેમધર્મ જ સાચો ધર્મ છે.

## સ્વ. ભાઇશંકર સોલીસીટર

ડૉ. જીવરાજ મહેતાના શુભ હસ્તે, અમદાવાદ જીલ્લા લોકલબોર્ડ તરફથી રેવાબાઇ ધર્મશાળામાં ભાઇશંકર તથા રેવાબાઇની મૂર્તિઓની અનાવરણ વિધિ કરવામાં આવી હતી. ડૉ. મહેતાએ આવાં દાનવીરોનું સ્મરણ કાયમ રાખવાના કાર્યને પ્રશંસનીય ગણ્યું હતું.

'સોમાં એકાદ શૂરવીર થાય છે હજારમાં એક પંડિત થાય; દશ હજારમાં એકાદ વક્તા થાય અને દાતા, તો કોઇ જ વાર થાય અને ન પણ થાય."

રેવાબાઇ ધર્મશાળાનો ગયે વર્ષે ૧ લાખ મુસાફરોએ લાભ લીધો હતો.

શિલ્પી કૃપાશંકરે આ મૂર્તિઓ આબેહૂબ બનાવવામાં પોતાના પ્રાણ રેડ્યા છે. આવી સુંદર મૂર્તિવિધાનની કળા પ્રાપ્ત કરનાર આધુનિક ગુજરાતીઓમાં તો એ પહેલા જ છે. એમને અમારા અભિનંદન છે.



સ્વર્ગસ્થ ભાઇશંકર સોલીસીટર



સ્વ. રેવાબાઇ

૨૨-૧૧-૪૯ હરિપ્રસાદ



# :: જીવન પલટાનાં સૂત્રો ::

## ભૂમિકા

જીવનપલટાઓ માટે મુખ્ય અને સહેલું સાધન તો સત્સંગ જ છે. મહાત્માઓ અને સંતોનો અનુભવ હોય છે. સંતોની કેટલીક વાણી સૂત્રનું કામ કરે છે, એ સૂત્રો ઘણાં નાનાં હોય છે પરંતુ એમાં ઘણો અર્થ સમાએલો હોય છે. અહીં આ એવાં કેટલાક સૂત્રો પસંદ કરવામાં આવ્યાં છે. એ સૂત્રો એવાં છે કે તેમાંથી ફક્ત એક જ યાદ કરી એને આચરણમાં મૂકવામાં આવે તો જીવન જરૂર પલટાઈ જાય, સુખ ભરેલું સાત્વિક જીવન સત્યમય પૂર્ણ જીવન થાય જેમાં હર્ષ–શોકાદિ દ્વન્દ્વ રહે નહિ.

'જીવન પહેલાં કેવું હોય છે અને પલટાયા પછી કેવું થાય છે તેનું સાધારણ દિગ્દર્શન ગત માસિકમાં (જીવનપલટો) આવી ગયું છે. તેનું સાધારણ દિગ્દર્શન આ છે.

વાપરતા આવડે તેની તલવાર. તલવાર વાપરતાં આવડે તો એ આપણું રક્ષણ કરશે. ન આવડે તો તે જ તલવાર આપણું હનન કરે. જે દવા જીવનદાયી હોય છે એવી અમૂલ્ય દવાનો જો ઉપયોગ કરતાં ન આવડે તો મૃત્યુનું કારણ પણ બને છે તેમ એ જીવન-પલટાનાં સૂત્રો વાપરતાં આવડે તો તરી જવાય, નહી તો એ જ સૂત્રોથી ડૂબી પણ મરાય છે. આજે દુનિયામાં આવો પ્રત્યક્ષ અનુભવ થઈ રહ્યો છે.

જીવનની ઉન્નતિ કરનારાં સૂત્રોથી કેટલાક પોતાને કહેવડાવતા ભક્તો, મુમુક્ષુઓ પોતાને અધોગતિમાં લઈ જઈ રહ્યા છે અને તેથી લોકો એમના તરફ હસી રહ્યા છે. અને એ સાહજીક છે. આજના લોકો આનો ઉપયોગ જાણતા ન હોવાથી તેમની આવી સ્થિતિ થઈ છે. બાકી આ બધા સૂત્રો અનુભવીઓનાં છે. આ સૂત્રોથી જ તેઓએ પોતાનું જીવન ઉન્નત કર્યું છે.

### અધ્યાય ૧

### જ્ઞાનયોગ

૧ "सर्वं खल्विदं ब्रह्म":–

જે કંઈ છે તે એક જ તત્ત્વ છે. એ જ બ્રહ્મ-તત્ત્વની આ બધી સૃષ્ટિ છે સુવર્ણના બધા અલંકાર બનેલા હોય છે. એમાં નામરૂપ મિથ્યા છે. સુવર્ણ જ સત્ય છે, સુવર્ણ સિવાય એમાં કંઈ પણ હોતું નથી. તેથી જ કહ્યું છે કે, "ब्रह्म सत्यं जगन्मिथ्या" જગતનો અર્થ છે જનારું અર્થાત ન રહેનારું–નાશવંત. અલંકારમાં રૂપ અને નામ છે તે જનારું છે મિથ્યા છે અને સુવર્ણ સત્ય છે તેમ આ આખું જગત બ્રહ્મસ્વરૂપે જ છે. જેમ સ્વપ્નમાં નાના પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, દેખાય છે, પણ એ સર્વ સત્યનો જ વિલાસ છે. આત્મામાંથી જ ઉત્પન્ન થયું છે, આત્મામાં જ સ્થિર છે અને આત્મામાં જ લય પામે છે. એ સર્વ સૃષ્ટિ આત્મસ્વરૂપે જ હોય છે, તેમ આ જે કંઈ દેખાય છે તે બધું આત્મસ્વરૂપે જ છે, બ્રહ્મસ્વરૂપે જ છે.

૨ सच्चिदानन्दोऽहम्।

આપણે સત્, ચિત્, આનંદ સ્વરૂપ આત્મા છીએ. એટલે આપણે આનન્દસ્વરૂપ હોવાથી આનંદ જ હોવાથી આનંદ સિવાય બીજું દુઃખ વગેરે આપણામાં કોઈ રોગ નહીં. રોગ જેમ શરીરના વિકારો છે તેમ હર્ષશોક એ મનના વિકારો છે. રોગની માફક હર્ષશોકનો આત્મા જોડે એટલે આપણા જોડે કોઈ પ્રકારનો સંબંધ નથી. ખાંડ જેમ ગળપણ સિવાય હોઈ શકે નહિ તેમ આપણે આનંદ સિવાય રહી શકતા નથી. આપણું સ્વરૂપ આનંદમય છે તેનો અનુભવ કરવો એ મનનું કામ છે, મન સ્થિર રહી આત્મામાં આનંદ સ્વરૂપનો અનુભવ કરે યા માયાની જગતની વસ્તુઓમાં મોહિત થઈ સુખદુઃખનો અનુભવ કરે; અજ્ઞાની જીવો માયામાં ફસાઈ તેમાં મોહિત થઈ તેનાથી ઉત્પન્ન થતાં હર્ષ શોકનો અનુભવ કરે છે તો વિવેકી જ્ઞાની. જગત તો કેવળ વિકાર છે, અસ્થિર છે,

જીવનમાં પલટો લાવી તેને અધ્યાત્મ-માર્ગે દોરવાની ઇચ્છા સેવતા મુમુક્ષુઓ માટે સુંદર માર્ગદર્શન આપતા આ લેખમાં લેખક ટૂંકમાં મહત્વના મુદ્દાઓ વાચક સમક્ષ રજુ કરે છે.

લેખક : શ્રી કૃષ્ણ, નર્મદાતટવાસી

નાશવંત છે, તેથી તેનાથી મોહિત ન થતા સહજપ્રાપ્ત આનંદસ્વરૂપ આત્માનો અનુભવ કરે છે આત્માનો સંબંધી સત્યજ્ઞાન હોવાથી એમનું મન હંમેશાં આનંદમાં જ રહેશે. જગતની નાશવંત વસ્તુઓ એને મોહિત કરી શકતી નથી એની શાન્તિ અખંડ રહે છે.

૩ समत्वं योग उच्यते ।

'નિર્દોષ હિ સમં બ્રહ્મ તસ્માદ્ બ્રહ્મણિ તે સ્થિતાઃ

બ્રહ્માનું સ્વરૂપ સમત્વ છે. શાંતિ આનંદ સમત્વ-જ રહી શકે છે સમત્વનો ભંગ એ શાન્તિ-આનંદનો ભંગ, તેથી જેમનું મન હંમેશાં સામ્યમાં છે અર્થાત્ જેમનામાં હંમેશા સમત્વ રહે છે તે બ્રહ્મમાં જ જોડાએલા છે એથી જ સમત્વ જ યોગ છે તુકારામ મહારાજ પણ કહે છે કે, 'શાંતિ તેથે દેવાંચી વસ્તી અર્થાત્ જ્યાં શાંતિ છે ત્યાં જ દેવની વસ્તી છે શાન્તિ એ દેવનું સ્વરૂપ છે દેવ, બ્રહ્મ, શાન્તિ, આનંદ એ એક જ તત્ત્વોના નામો છે, સચ્ચિદ્ આનંદ બ્રહ્મ.

૪ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।

દરેક મનુષ્ય પોતાને જ્ઞાતા-જાણકાર સમજે છે. પોતાને બુદ્ધિશાળી માને છે પણ અસત્વ-ક્ષણભંગુર એવી આ દુન્યવી વસ્તુઓથી તેમજ બનાવોથી દુખી થાય છે, પોતાના વિચાર પ્રમાણે ન થાય કે તે જરૂર દુઃખી થવાનો, પોતાનું કોઈએ અપમાન કર્યું કે તરત જ મોઢું ઊતરી જાય છે એટલે જેનો શોક કરવો જોઈએ નહી તેનો તે પોતાનો બુદ્ધિશાળી જ્ઞાતા સમજવો છતાં શોક કરે છે. સ્વપ્નમાં રાજ જાણું રહ્યું કે કોઈએ મોઢું અપમાન કર્યું, પોતાના મન પ્રમાણે ના થયું તો તેથી શું? જ્યારે પોતે આત્મા આનંદસ્વરૂપ છે, જગત સ્વપ્ન જેવું નાશવંત છે, પછી દુઃખ કેમ? જ્યારે સંસારને આપણે સ્વપ્ન સમજીએ છીએ પછી સ્વપ્નમાં થયેલા બનાવોનું દુખ હોય જ નહી.

૫ घडे भोगणे सर्वही दैवयोगे ।

પ્રારબ્ધવશાત્ ભોગ પ્રાપ્ત થાય છે. જે કર્યું છે તે ભોગવવાનું છે. પ્રારબ્ધ ભોગવ્યા વગર છૂટકો જ નથી.

જ્ઞાનીને પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન થયા પછી સ્થૂળ અને સૂક્ષ્મ શરીરથી પોતે જુદો હોવાથી તે શરીરના સુખદુઃખથી તે નિર્લેપ રહે છે, એટલે પ્રારબ્ધ પ્રમાણે તેઓ ભલે ભોગવે, તેનાથી પોતાના આનંદસ્વરૂપમાં કંઈ ફેર થઈ શકે નહીં, તેની શાન્તિ અખંડ જ હોય છે. જ્ઞાની પોતે પૂર્ણ આનંદસ્વરૂપ હોવાથી એનામાં સુખની વાસના રહેતી નથી. તેથી વાસનારહિત હોવાથી નવા સંસ્કાર દૃઢ થઈ પ્રારબ્ધ બની શકતા નથી તેથી તેને સુખદુઃખ રૂપી ફલ નવા ઉત્પન્ન થવાનાં નથી, તેમાંથી તે મુક્ત હોય છે.

---

## અધ્યાય ૨

### કર્મયોગ

૬ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्व कर्माणि ॥

આ કર્મયોગની ચતુઃસૂત્રી છે મનુષ્યનો અધિકાર કર્મ કરવાનો છે. પ્રવાહપતિત સ્વાભાવિક કર્મ કરવાં. ફળમાં તેનો અધિકાર હોતો નથી. તે તેના અધિકાર બહારની વસ્તુ છે. કારણ કે ફળમાં પાંચ હેતુ હોય છે.

अधिष्ठानं तथा धार्ता धारणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥

ક્રિયાની ફલનિષ્પત્તિમાં આ પાંચ કારણો હેતુભૂત હોય છે. "અધિષ્ઠાન" એટલે ભૂમિ. વિચાર કરો કે આપણે અમુક પાકની આશા રાખીએ છીએ, પણ એટલા પાક થવામાં પ્રથમ કારણ છે ભૂમિ—ઓસર જમીનમાં શું થવાનું છે? પાકને યોગ્ય ઉત્તમ ભૂમિ જેમ હશે તેમ પાક વધારે પાકશે. ત્યાર પછી "કર્તા" પાક વાવનારની બુદ્ધિ પર પાકની પેદાશ આધાર રાખે છે. ત્યાર પછી "પૃથગ્વિધ ધર્મ" નાના પ્રકારનાં સાધનો—જેવાં હળ, ખાતર વગેરે ગરીબ માણસ પાસે સાધન બરાબર ન હોય, બીજું બધું ઠીક હોય તો પણ પાકની પેદાશ સારી થશે નહિ અને પછી "વિવિધ પૃથક્ચેષ્ટા," "નાના પ્રકારની મહેનત" મહેનતના પ્રમાણમાં પાકની પેદાશ થવાની. આ ચાર કારણ ઉપરાંત પણ એક કારણ હોય છે જ. દૈવ પ્રમાણે વરસાદ ઓછો વત્તો થાય છે ઋતુ ફરતી. હિમ પડવું વગેરે પણ પાકની પેદાશ ઉપર અસર કરે છે. આમ ફલપ્રાપ્તિમાં આવાં પાંચ કારણો હોવાથી ફલ સંબંધી આપણો અધિકાર નથી. તેથી ફલ હેતુ મનમાં રાખવો નહીં પણ તેથી કર્મ ન કરવાં તેમ કે પ્રવૃત્તિ કર્મ ન કરવામાં થાય તેથી કહે છે કે અકર્મમાં કર્મ ન કરવામાં પણ તારી આસક્તિ ન થાય કેમ કે આસક્તિ એ તો કુ, ભલે ન જ જ્ઞાની હોય કે, ભક્ત હોય કર્મ ન કરવાનો આગ્રહ પોતાના સિદ્ધાંતના વિરુદ્ધ જાય છે. કોઈ પણ માણસે સ્વાભાવિક કર્મનો ત્યાગ કરવો જોઈએ નહી, કેમ કે કર્મથી જ સૃષ્ટિ ચાલે છે. કર્મના અભાવમાં તો સૃષ્ટિ જ નષ્ટ થઈ જાય એટલે કર્મ ન કરવું એ તો અધર્મ થઈ જાય. "धारयते इति धर्म" સૃષ્ટિનો ધારણ જેનાથી થાય તે ધર્મ, એટલે કર્મ ન કરવું એ અધર્મ છે. જ્ઞાની હોય યા ભક્ત તેનાથી અધર્મ કેમ થાય?

૭—वर्तमानेन वर्तेत, भूतं भव्यं न शोचयेत् ।

જે વાત બની ગઈ તેનો શોક કરવો નહિ થાને થઈ ગએલાનો ફરી વ્યર્થ શોક ન કરવો, તેમજ ભવિષ્યની ચિંતા કરવી નહિ, પરંતુ વર્તમાનમાં પ્રવાહપતિત સ્વાભાવિક જેમ આવે તેમ, ભવિષ્યની ચિંતા કર્યા વગર ફલેચ્છા રહિત કરવું.

---




[ પ્રેમધર્મના આગળના અંકથી હવે યતિશ્રીના આફ્રીકાના પ્રવાસનું વર્ણન શરૂ થાય છે. ]

સ્ટીમર અલકનંદામાં અમારા માટે અલાયદી સીટ મેળવવા માટે મિ. પારેખે ઘણો પ્રયાસ કર્યો હતો કારણ કે અમારા આહાર પાણી વિ. માટે એ જરૂરી હતું. છતાં એ પ્રયાસો સફળીભૂત ન થયા અને ત્યારે ત્યારબાદની બીજી સ્ટીમરમાં અમારે જવું એવું કહેવામાં આવ્યું, પણ હવે રોકાવવું પાલવે તેમ નહોતું. એટલે મેં કહ્યું. "બધાની સાથે મુસાફરી કરવામાં અમને વાંધો નથી."

એટલે મુસાફરી નક્કી કરી.

અમો સ્ટીમર ઉપર આવ્યા તે પહેલાં મિ. પારેખ અમારી કેબીનમાં જે જે ભાઈઓ હતા તેમની સાથે અંગ્રેજીમાં વાતચીત કરીને તેમને અમારો પરિચય આપ્યો કે "અમે જૈનોના પૂ. ધર્મગુરુ છીએ અને અમને બધી સગવડતા મળે તે માટે યોગ્ય સગવડો કરી આપવી" એમ તેમને કહ્યું.

તેઓ મારા અને મારા સાથીઓના પરિચયથી ખુશ થયા અને કહ્યું કે, "તમે ચિંતા કરશો નહિ, તમારી સગવડ અમે સાચવશું"

શ્રી પારેખે તે વાતો મને કહી અને એ રીતે તેમણે પોતાની બનતી મદદ અલકનંદા સ્ટીમરમાં અમારો પ્રવાસ સગવડભર્યો બને તે માટે આપી અને એ બદલ તેમની યાદ, તેમનો ઉત્સાહ હજુ પણ મારા દિલમાં કોતરાએલો છે આફ્રિકાના પ્રવાસના વર્ણનની જ્યારે પણ વાતો કરવાનો પ્રસંગ બને છે ત્યારે ત્યારે હું તેમને યાદ કર્યા વગર રહી શકતો નથી અને ઘણી વાર મેં કહ્યું છે: "તેમના જેવા ઉત્સાહી કાર્યકરો ઘણા ઓછા મળશે."

ડૉક ઉપરથી હું તેમજ અમારા સાથીઓ બધા પાછા ફર્યા કારણ કે આગળ જણાવી ગયો છું તેમ સ્ટીમર અલકનંદા અમને આફ્રિકા તરફ લઈ જતી હતી

# આફ્રિકા તરફ......

—યતિશ્રી હેમચંદ્રજી—

અને એડનનું બારું ધીરે ધીરે દૂર જતું હતું અને કેટલાક કલાકો બાદ તો દેખાતું બંધ થયું.

સ્ટીમર અલકનંદાએ વેગ પકડ્યો હતો. કલાકના ૧૭ થી ૧૮ *નોટના વેગે તે પાણીમાંથી રસ્તો કાપતી હતી.

(૨)

માર્ગનો સમયવ્યય

કેબીનમાં આવ્યા બાદ જોયું તો અમારી સાથે સાથે કેબિનમાં મુસાફરી કરનાર સાત ભાઈઓ છે એવું મળીને નક્કી કર્યું. એમાં આફ્રિકન હતા, ચાર સિંધીઓ હતા, તેમજ અન્ય એક પારસી હતા.

કેબીનમાં ત્યારબાદ અમારી વાતો થઈ. બધાનો પરિચય થયો. બધા જાણવા આતુર હતા કે હું કોણ છું. હું શું ઉદ્દેશથી આફ્રિકા જઈ રહ્યો છું. તેમજ તેમના સંપૂર્ણ પરિચય માટે હું પણ આતુર હતો.

સફર કરતી વખતે જો સાથે મુસાફરી કરનાર હમરાહીઓનો પરિચય ન સધાય તો સફરનો સમય વ્યતીત કરવો એ મુશ્કેલ બને છે. મારા અનુભવો તો એમ પણ કહે છે લાંબી મુસાફરીમાં એક બીજાનો પરિચય ન થાય એ પણ ભાગ્યે જ બનતું હશે.

આમ સામા નજરોથી નજરો મળે એવી રીતે બેઠેલા માનવીઓનાં દિલ એક બીજાનો પરિચય પામ્યા વિના રહેતાં નથી. પછી તો તે સાધારણ માનવી હોય કે ઉચ્ચ માનવ હોય.

મેં મારો પરિચય આપ્યો કે, "હું ધર્મોપદેશક છું. હિંદમાં જૈનધર્મ કરીને એક ધર્મ છે તેનો પ્રતિનિધિ

* હરિભાઈ મારફત

છું. અમારા જૈનો પરદેશમાં વસે છે એટલે તેમની ઇચ્છાઓને માન આપીને આફ્રિકાનો પ્રવાસ ખેડી રહ્યો છું."

એમાંથી ઘણા માટે જૈનધર્મ એ નવાઈની વસ્તુ હતી એટલે તેમણે જૈનધર્મ એ શું ? એ અંગે થોડીક વાતો કરી અને મેં તેમને જૈનદ્રષ્ટિનું મતવ્ય બતાવ્યું અને તેઓ ખુશ થયા.

એ સાત જણામાંથી એક આફ્રિકન પાદરી હતા તે થોડો સમય બાદ કુંબકારગામ જવાના હતા, બીજા ત્રણ હિંદીઓ હતા. તેઓ લંડનથી તાલીમ લઈને ફરતા હતા એકનું નામ હતું ડૉ. વાય. ડી. શૈડી, બીજાનું નામ હતું આર. વી મેની અને ત્રીજા એક શીખધર્મ માનનારા હતા તેમનું નામ હતું ડૉ. જશવિંદ સિંહ. ચોથા મહાશયનું નામ યાદ આવતું નથી પણ તેઓ એક વકીલ હતા. તેઓ લંડનથી પાછા ફરતા હતા અને આફ્રિકામા નૈરોબી ખાતે રહેતા હતા.

મેં લંડન જવાનું કારણ પૂછયું. તેમણે બતાવ્યું કે તેઓ ત્યાંથી ભણીને પાછા ફરી રહ્યા છે. પછી લંડન અંગે વાતો થઈ; અને તેમણે કહ્યું કે, "લંડનની હાલત પહેલાં જેવી નથી રહી પણ એ પ્રજાનો જુસ્સો એવો છે કે બીજી પ્રજાઓ કરતા વહેલા ઉંઘાડને જુનું કરી દેશે."

બીજા જે આફ્રિકન હતા તેમનું નામ હતું જોમો કેન્યાટા. તે લેખક તેમજ વિચારક હતા. તેના વિચારો સામ્યવાદ તરફ ઘણા વધુ લાગતા હતા અને મારા એક પ્રશ્નના જવાબમાં તેણે જણાવ્યું કે તે તાજેતરમા રશિયાથી પાછો ફરે છે. રશિયામાં જઈને તે સામ્યવાદનો અભ્યાસ કરીને પાછો વળતો હતો.

વિચારોની આપ-લે

મેં રશિયા અંગે તેની પાસે હકીકતો જાણવા ઘણા પ્રશ્નો કર્યાં ત્યારે તેણે કહ્યું,

"રશિયાએ લડાઈમાં જે શિકસ્ત જર્મનીને આપી છે તે શિકસ્તનું મૂલ્યાંકન જગત ભલે ઓછું કરે, પણ એ શિકસ્ત પાછળ એક પ્રચંડ ભાવના જાગૃત છે. તે એ કે દરેક માનવને સ્વતંત્ર જીવવાનો અધિકાર છે રશિયાએ જર્મનીને શિકસ્ત નથી આપી પણ માનવતાએ પશુતાને હાર આપી છે એક માનવની બીજા માનવને ગુલામ રાખવાની, તેને દબાવી ગજુરની અને ભિખારી પાડવાની ભાવનાને તોડી પાડી છે."

તેણે મને ગાંધીજી અને હિંદ અંગે પૂછયું. મે કહ્યું, કે તાજેતરમાંજ નેતાઓને છોડવામા આવ્યા છે અને ગાંધીજી હિન્દને જે રીતે દોરી રહ્યા છે તે માનવતા જગાડવા માટે. માનવતાને જાગૃત રાખવા માટે છેવટમાં છેલ્લી હમ છે.

એણે મને કહ્યું, "બધી વાત સાચી છે. તમારા હિન્દમાં અને અમારા આફ્રિકામાં એકજ વાત છે. આફ્રિકા આફ્રિકનોનું અને વધુ વસતી તેની છતાંયે ત્યાંની ધારાસભામાં આફ્રિકનોતરફી કોઈને ચૂંટવાનો આધાર નથી તમારા હિંદમા પણ એવું છે ત્યાં પણ સામ્યવાદ નહિં આવે ત્યાં સુધી તેનો ઉદ્ધાર નહિ થાય."

મે તેને કહ્યું. એક દિવસ હિંદમા એવો આવશે જ્યારે હિંદમાં માનવતાના સાચા દર્શન થશે.

ત્યારબાદ અમારી ઘણી વાતચીત થઈ. તેણે મને તેની છેલ્લી પ્રકાશિત પુસ્તિકા :- "Kenya The land of Conflict" "કેન્યા વિરોધનો પ્રદેશ" એ શીર્ષક ચોપડી આપી અને કહ્યું: "તમે કેન્યાનો પ્રવાસ કરવાના છો તો આ તમને ઉપયોગી થશે.

તેની જુદી જુદી વાતો ઉપરથી મેં એક વસ્તુ તારવી કે આફ્રિકાના ઘણા અંધકાર અને અજ્ઞાનમાં પડ્યા છે પણ ધીમે ધીમે તેમનામાં જાગૃતિ આવી રહી છે. હિંદની જેમ ત્યાં પણ મિશનરીઓ અને ધર્મ-સંસ્થાઓએ ગુલામીનાં બંધન મજબૂત કર્યા છે અને ધર્મના નામે આખજા જનતના બી વાવ્યાં છે.

તે મારી વિચારસરણીથી ખુશ થયેલો અને તેણે કહ્યું કે "એક દિવસ એવો આવશે કે જગત સામ્યવાદ તરફ જતુ પડશે. કારણ કે હજારોના ભોગે એશઆરામમા પડેલો માનવી એ નથી વિચારી શકતો કે બીજા માનવ છે. પછી તે સામ્યવાદ તરફ ક્રાંતિને રસ્તે જાય કે શાંતિના રસ્તે. હિંદ માટે પણ સામ્યવાદ જરૂરી છે."

અમારી વાતો પરિચય થતા આગળ વધી અને રોજને રોજ કોઈક નવા વિષય ઉપર થતી હતી. બધા જ પરદેશ રખડેલા હોઈને જુદા જુદા દેશોઅંગેની નવીનતા અને વિશેષતા રજૂ કરતા અને એથી વાતચિતમા ઘણો જ આનંદ થતો

થોડા દિવસોમાંજ અમે ચિરપરિચિત ન હોઈએ તેવુ થઈ ગયેલું.

(૩)

સ્ટીમર ઉપર દિવસો આનંદથી જવા લાગ્યા. કેબીનના ભાઈઓ અમારી બધી સગવડ સાચવતા. ખાસ કરીને જ્યારે આહાર લેવાનો સમય આવતો ત્યારે બધા હસતા હસતા કેબીનને ખાલી કરી જતા. સુવાની પણ અમને સગવડ કરી આપતા.

મેં તેમજ મારી સાથેના ભાઈઓ પણ તેમની સગવડ સાચવતા, તેમને ઓછી તકલીફ પડે તે અંગેનું વર્તન રાખેલું. અમારી પાસેના ફળોમાંથી તેમને ફળ આપતા અને બધા આનંદથી ફળ ખાતા.

મારે તો માનવધર્મનો પ્રચાર કરવાનો હતો, ખાસ કરીને એ માટે તો હું જતો હતો. લોકોને કહેતો: "આ ભાવનાશૂન્ય ધાર્મિક ક્રિયામાંથી માથું ઉંચું કરી નિહાળો કે દુનિયામાં તમારા કરોડો ભાઈઓ ભૂખ્યા અને નાગા છે. આ વખતે એક જ ધર્મ છે કે તેમને કપડાં આપો, અન્ન આપો અને જ્ઞાન આપો કે તેઓ માનવ છે અને માનવ તરીકે જીવવાનો તેમને અધિકાર છે." ત્યારે આ માનવબંધુઓ સાથે સાથે ન ભળું તો હું ખોટો જ ઉપદેશ આપું છું એમ જ થતું.

મારે માનવ-માનવ વચ્ચેના ભેદભાવોને શા માટે ઉત્તેજન આપવું? સમસ્ત વિશ્વ મારું રહેઠાણ છે. સમસ્ત માનવ જાત મારી કુટુંબી છે ત્યાં વળી કાળા અને ગોરાના ભેદ શા? તેમજ હું પોતે જ ક્યાં ગોરો હતો? એટલે મારે આફ્રિકન હોય કે યુરોપીઅન તેમની સાથે ભળવામાં સંકોચ શા માટે?

સંયમ લીધો-ઉપદેશક તરીકે ભેખ લીધો ત્યારે જ અમારા માટે એ મુદ્રાલેખ બની ગયેલો કે "લેવું ઓછું અને દેવું વધારે." સહન કરવું એ આદર્શ છે એટલે સામાની સગવડના અમારે પહેલા જેવી રહી. જ્યારે સામાની સગવડના સાચવવામાં આવે ત્યારે એ સ્વાભાવિક બને છે કે સામી વ્યક્તિ પણ માનવ છે અને તે પણ અમારી ભાવના જોઈને સગવડો કરી આપે. કદાચ ન પણ કરે તો સહન કરવું એ તો સંયમ-માર્ગના યાત્રીનો પહેલો સિદ્ધાંત છે એટલે જ કદાચ દરેક ઠેકાણે મને જોઈએ તેથી વધારે સગવડ મળી રહે છે.

ઇચ્છાઓ ઓછી કરો

મને તો એમ પણ લાગે છે કે કોઇ વસ્તુ વગર ચલાવી લેવામાં, ઇચ્છાઓને કમી કરવામાં અથવા સગવડતાની સંકુચિતતામાં જે મઝા છે તેટલી માત્ર બહુ સગવડતાઓમાંનથી મળતી. સાધનોની વિપુલતા એ માનવ સમાજ માટે એવો અભિશાપ છે કે મડી ધાન ખાનારો માનવ એ ખાન-પાનમાંથી જ કોઈવાર ઊંચો આવતો નથી. તે સતત બોજો ઉંચકે છે. એક ગુલામની જેમ . . .છતાંયે એમાં જ પોતાના કર્તવ્યની ઇતિશ્રી સમજે છે અને આત્મવિકાસ વગર તેનો જીવ ગતિએ ગતિ આથડતો રહે છે.

અમારી કેબીનના માણસો સાથે અમારો ગાઢ સંબંધ બંધાઈ ગયો હતો. તેઓ બધી સગવડતા આપતા એટલું જ નહિ પણ તેમના સંસર્ગમાં રહેતા. પશ્ચિમના દેશોની રહેણી કરણી-ત્યાંની માહિતી મળતી તેમજ ચર્ચાઓમાં આનંદ આવતો અને દિવસો પણ પસાર થતા હતા.

જ્યારે ભાગ્યે જ એ વસ્તુની ખોટ સાલતી કે અમે ધરતી ઉપર નથી. પાણીના મોજાંઓ અને આકાશો કાપતી સ્ટીમર અખાનંદ્રા આગળ વધતી હતી. ત્રણ ચાર દિવસ નિકળી ગયા હશે પણ એ દિવસો એટલા આનંદમાં જતા કે ભાગ્યે જ ખ્યાલ આવતો કે "અમને સ્ટીમર અખાનંદ્રા મોંબાસા તરફ થોડા દિવસોમાં પહોંચાડશે." મને એમ થતું નહોતું કે મોંબાસા બહુ જ જલ્દી પહોંચ્યું—કારણ કે ત્યાં તો પહોંચવાનું હતું જ. સાથે જ દરિયાના સ્ફટિક જેવા પાણીમાં સેલ કરતાં દરિયાઈ જીવડાઓ જોવામાં અને સ્ટીમર જે સરતી જતી હતી ત્યાં પછવાડે ફીણ વડે જે દરિયા માર્ગ બનતો તે પણ સુંદર લાગતો.

એ બધાની વચ્ચે પણ દૂરથી એકાદ જતી, દિંડ જતી સ્ટીમરો દેખાતી. તેને હું નીરખતો અને એ વખતે એ સ્ટીમર અંગેની ચર્ચાઓ અચૂક બનતી.

આમ હું આફ્રિકા તરફની દરિયાઈ સફર સાનંદ કરી રહ્યો હતો ......

(વધુ વિગતો આવતા અંકે)

—•—

# સત્યના ફિરસ્તા : ગુરુ નાનક

મહાન શિખ સંપ્રદાયના સ્થાપક ગુરુ નાનકનું અદ્ભુત જીવન અહીં રજૂ થયું છે. હિન્દભરમાં લાખો શિખ ભાઈઓએ તાજેતરમાં નાનક-જયંતિ ઉજવી સત્યના એ સંદેશવાહકને પ્રેમાંજલિ અર્પી છે. ડૉ. હરિપ્રસાદ દેસાઈ એમની સરળ અને કાવ્યમય ભાષામાં 'પ્રેમધર્મ'ના વાચકોને એ મહાન પુરુષનો પરિચય આપે છે

સ્વર્ગમાંથી ટપકતા કોઈ દિવ્યગીત જેવો એ આવ્યો. પૃથ્વીનો સ્પર્શ થતાની સાથે અને હવા લાગતાં અને ભૂરું આકાશ જોતાંજ બાળક નાનક સ્તુતિગાન લલકારવા લાગ્યો.

હાસ્ય તો સદાકાળ એના મુખારવિંદ પર ઊભરાઈ જતું હતું અને એની આંખોમાં અજબ ડહાપણ અને વિરલ તેજ હતાં.

બાળપણમાં એ શાન્ત હતો, ગંભીર હતો. એને ઉરે આનંદ ભર્યો હતો. વિચારમાં એ નિમગ્ન હોય એવો લાગતો.

જે કોઈ એ બાળરાજને જોતું અને અજાણતાં આડી પડતું ને પ્રભુનો મહિમા ગાવા બેસી જતું.

એને જોઈ તેને કોઈ અગમ્ય આનંદનો રોમાંચ થઈ જતો. એને રમાડનાર ખુશખુશાલ થઈ જતું. અત્યારે આનંદ આપનાર એ ક્યાંથી આવ્યો એમ જ જાણે લોકો પૂછતા.

એ બહુ સુંદર હતો. એના રૂપ અને રંગ અજબ હતાં. પૃથ્વીએ એવું તેજ ભાગ્યે જ જોયું હશે.

એની મોહિનીના પાશમાં આવનાર મુગ્ધ થઈ જતું.

## બાલ્યજીવન

રાયબુલર, નાનકના ગામનો મુસલમાન હાકેમ હતો. એ તો એ બાળક હતો અને મોટો થયો ત્યાં સુધી એના પર ખૂબ પ્યાર કરતો.

ત્યાં એક બ્રાહ્મણ ગુરુજી હતા, તે પણ એનાથી અંજાઈ ગયા હતા. એમ જે જે કોઈ એના સંબંધમાં આવતું તે એનાથી મોહ પામી જતું.

એની બહેન નાનકી કરીને હતી. એને તો નાનકની આંખમાં એ જન્મ્યો ત્યારથી પ્રભુનું નૂર દેખાતું હતું.

એ તો નાનાભાઈની એ જન્મ્યો ત્યારથી શિષ્યા થઈ બેઠી. એને નાનકની પહેલી ચેલી ગણો તો ચાલે.

રાયબુલર બીજા નંબરના શિષ્ય. એમણે પણ નાનકનાં ચક્ષુમાંની એવા આત્માનું તેજ જોયું કે જેવું સેંકડો વર્ષે કોઈ ભાગ્યશાળી જીવને એકાદ વખત જોવા મળે છે.

ઘણા વર્ષો પછી રાયબુલર નાનકના વિયોગથી કોઈ બાળકની માફક રડતા હતા.

એ કહેતા હતા કે એ તો મારો પ્રાણદાતા છે

બાળપણથી નાનકમાં સંતપુરુષના અને ગુરુનાં લક્ષણ જોવામાં આવતાં હતા.

એ સંગીતકાવ્યો રચતો એ પ્રભુની અને જીવનની મોટી મોટી વાતો કહેતો. એનું શુદ્ધ મન સ્ફટિક જેવું સ્વચ્છ માલૂમ પડતું હતું

કિશોરાવસ્થામાં એ થોડું ખાતો, ઓછું ઊંઘતો અને દિવસોના દિવસ સુધી એ વિચારનિમગ્ન રહેતો હતો. કોઈ એને સમજી શકતું નહીં.

નિશાળે એ કંઈ ના ભણ્યો. મહેતાજીને એણે કહ્યું કે "મને તો જગતકર્તાની અને આ એના ચમત્કારી વિશ્વની કંઈ વાતો કરો."

પછી પિતાએ એને વેપારમાં નાખ્યો. અને થોડા રૂપીઆ આપીને ગુજરાન જોગું પેદા કરવા મોકલ્યો.

પણ એ રૂપીઆની તો એણે ફકીરો અને સાધુને મીજબાની આપી અને ઘેર ખાલી હાથે પાછો આવ્યો.

પછી એને ઢોરો ચરાવવા મોકલ્યો ત્યારે એણે લીલા ખેતરોમાં ઢોરોને છૂટાં મૂકી દીધાં અને પોતે એકાંતમાં ધ્યાન કરવા બેઠો.

વનની મધ્યાહ્નની શાંતિ એને ગમી ગઈ. એકાંતવૃત્તિમાંથી એણે અલૌકિક અનુભવ લીધો.

## દિવ્યપ્રકાશની શોધમાં

સૂર્યના પ્રકાશમાંથી અને વૃક્ષોની શીળી છાયા તળેથી એણે દૈવી સંગીત સાંભળ્યું.

ઘાસના એક એક તણખલાએ એના કર્ણોમાં મધુર ગીતો ગાયાં. પશુ-પંખી એની પાસે આવ્યાં.

એને આશકીને બેઠાં. ખેતરોના પશુ-પંખીને મન કોઈ માલિક ન હતો. બધા ખેતરો પ્રભુનાં હતાં.

ગામને મન આ ઘાસ મારૂં કે પેલું તારૂં એવું કંઈ નહતું. પણ ખેડૂતો એકઠા થઈ ગયા, શોરબકોર વચ્ચે અને બધા એ મગાને નાનક અને એના ઢોરને હાંકી કઢાડયાં.

ગોવાળીઆ તરીખે પણ એ નકામો નીવડયો.

છતાં એને વનનું એકાંત ગમતું હતું. રાત્રે એકલો તારા જોતા જતો અને પશુ-પંખી જોડે સુખદુઃખની વાતો કરતો.

સગાં સંબંધી વૈદને બોલાવી લાવ્યાં. વૈદે નાનકની નાડ જોવા માંડી. બહુ દિવસથી મૌન સેવતા નાનકે વૈદને મધુરસ્વરે પુછ્યું :—

"વૈદરાજને મારે માટે બોલાવ્યા છે?
એ બિચારા મારી નાડીમાં શું જુવે છે?
નાડી શું કહેશે?
ખરૂં દરદ તો મારા અંતરનું છે
લોકોનાં જીવન દરદથી ભરેલા છે.
મેરા મૃત્યુની વેદનાને કેમ મટાડી શકશે?

વૈદરાજ! તમે નાડી જુવો છો પણ વેદના તો મારા અંતરમાં છે.

તમે પધારો, આવ્યા ત્યાં પાછા જાવ!

પ્રેમ દીવાનાને માટે આ દુનિયામાં કંઈ ઔષધ છે જ નહીં. મને તો વિરહનું દુ:ખ છે: જેણે દુ:ખ આપ્યું છે તેજ એ મટાડશે નાડી છોડી દો વૈદરાજ, તમે મને નહી મટાડી શકો."

નાનકને જનોઈ દેવાનો વખત થયો અને પુરોહિત જ્યા એમના ગળામાં યજ્ઞોપવીત નાખવા જાય છે ત્યા ધીમે સ્વરે નાનક કહે છે

અરે, બ્રાહ્મણ! તમારી પાસે ખરૂં જનોઈ નથી. હોય તો ભગવાન પાસે મને ક્ષમા અપાવો. મારી આસપાસ એક વીંટી દોરી આપો કે જેમા થઈને તૃષ્ણાઓ પેસી ના શકે.

મારા અંતર્યામીને જાગ્રત કરી આપો. ત્યારે ખરી જનોઈ આપી એમ હું જાણીશ. એવી જનોઈ પહેરાવો કે જે કદી તુટે નહી કે જુની ના થાય. અગ્નિ એને બાળે નહી, વાયુ એનો નાશ ન કરે!

એવી જનોઈ પહેરનારો કોઈ હોય તો એને ધન્ય છે.

એને હું જીવન્મુક્ત કહું.

## નાનકની ઉન્મત્ત યુવાની

વડીલોએ એને પરણાવ્યો. એમ સમજીને કે લગ્નથી એ સંસાર તરફ કંઈ વળે. પછી એને કહેવામાં આવ્યું કે, ભાઈ! હવે તો બૈરાંના ભરણ પોષણ માટે તમારે કંઈ કમાવું જોઈએ.

એટલે નાનક સુલતાનપુર ઉપડયા. ત્યા એમની પ્રિય બહેન નાનકી રહેતી હતી. એમના બનેવી જયરામ નાનકને કંઈ ધંધો રોજગાર અપાવશે એમ ધાર્યું હતું.

પોતાને ગામ તાલવંડીથી એ નીકળ્યા ત્યારે એમના પત્નીએ વિનંતિ કરી કે મને સાથે લઈ જાવ

નાનકે કહ્યું, પ્રિયે! હું તો ધંધો શોધવા નીકળું છું. કંઈ કમાઈશ એટલે તરત હું તને બોલાવીશ.

જયરામે સુલતાનપુરમાં દોલતખાન લોદીના દરબારમાં જગા અપાવી. ભંડારી થવાથી અનાજ વેચવાનું કામ મળ્યું તે નાનકને બહુ ગમ્યું.

જે માગે તેને નાનક ખોબે હાથે આપવા લાગ્યા, પંજાબીમાં કહેવત ચાલી કે ભગવાને નાનકને ભર્યો ભંડાર સોંપ્યા અને પછી હીસાબ લેવાનું જ ભગવાન ભૂલી ગયા. તાળું કુંચી અને કોઠાર બધું ભગવાને નાનકને હવાલે કર્યું હતું

આ વખતે નાનકે પોતાની ફરજને અનુસરતું એક સુપ્રસિદ્ધ ભજન ગાવા માંડયું તેમા આ તેર છે એમ "તેરા" શબ્દ મુખ્ય હતો. એનો બીજો અર્થ 'હું તારો છું' એવો પણ થતો હતો

એક વખત પડીનો લોટ જોખતાં એક બે ત્રણ ગણતાં પોતે તેર સુધી પહોંચ્યા. પછી આગળ ગણવું ભુલી ગયા અને 'તેરા, તેરા, તેરા, તેરા, તેરા, તેરા [તારૂં, તારૂં, તારૂં, તારૂં, તારૂં, તારૂં] બોલતા જાય અને જોખતા જાય.

## ગુરુપદની પ્રાપ્તિ

આમ વિચારતાંવૃમાં, એ ઉંડે જતા હતા. ગડી તો પ્રેમસરિતાએ એમને એવા ડૂબાડી દીધા કે લોકોને મન એ જીવતા મૂઆ સમાન ગણાવવા

લાગ્યા. સત્ શ્રી અકાલ (અનંત નારાયણ) એમને જાણે મળી ગયો હતો!

હવે નાનકનું જીવન બદલાઈ ગયું. એ કહેવા લાગ્યા કે "કોઈ હિન્દુ નથી કે કોઈ મુસલમાન નથી. ચુસ્ત ધર્મોધ લોકો નાનકને ગાંડો ગણવા લાગ્યા.

હવે ધંધામાંથી એમનું ચિત્ત ઊઠી ગયું. ઘણાજી લોકો એમને ગુરૂ નાનક કહેવા લાગ્યા.

એમના પિતા એમને સલાહ આપવા આવ્યા. પણ કંઈ વળ્યું નહીં. પછી અને તે વખતે એમણે જે સંવાદ થયેલો તેનો સાર અનેક વખત પોતે પર્યટનોમાંથી ઘણીવાર ઘેર આવતા જતા એ બધી વખત નો ભેગો કરીને આપીએ છીએ.

## પિતા-પુત્રનો સંવાદ

પિતા-દીકરા! લોક કહે છે કે તું કંઈ કરતો નથી. હું તારાથી શરમાઈ ગયો છું. બીજું કંઈ ન આવડે તો આપણા ખેતર ખેડ.

નાનક-પિતાજી, હું કામ તો કરું છું પણ લોકો મારી પ્રકૃતિ સમજી શકતા નથી. હું એ ખેતી તો કરું છું પણ મારી ખેતી જુદી જાતની છે. હું હરિનામની બી વાવું છું મારું અંતઃકરણ મારું ખેતર છે. મન, હળ છે. અને ભગવાન મારા ખેતરને પાણી પાય છે હું તો દિવસ અને રાતે ખેતી કમીજ કરું છું અને ભજનો રોપું છું.

પિતા-અરે એક દુકાન રાખ. ત્યાં બેસજે, આરામ કરજે અને થોડું ઘણું વેચજે

નાનક-દિક્-કાળ મારી દુકાનો છે ત્યાં બેસીને હું ભજનો વેચું છું જેણે આ બધું રચ્યું છે તેની એ દુકાને બેઠો બેઠો હું સ્તુતિ કરું છું.

પિતાજી-તારા બોલવામાં કોઈને સમજ પડતી નથી. ફરી પેલી સરકારી નોકરીમાં તું જોડાઈ જા' એ કામ સહેલું છે.

નાનક-એ નોકરીમાં તો હું ક્યારનોએ જોડાયો છું. હવે મે ધણી તો નહી કર, એ લઈ જાય છે ત્યાં જઉં છું અને કહે છે તે કરું છું.

## માતા સાથે વાર્તાલાપ

બીજી એક વખત ઘણું સમયને અંતરે એમનાં મા મળ્યાં. એમની સાથે પણ નીચે પ્રમાણે વાર્તાલાપ થયો હતો:

મા-ભાઈ, હવે તું બહારગામ ના જઈશ. પહેલાં રહેતો હતો એમ આપણા ઘરમાં જ રહેજે

નાનક-મા, મારૂ ઘર તો પ્રભુનું મંદીર છે. પ્રભુ પોતેજ મારૂ ઘર છે. એમની કરુણા એ મારો કુટુંબ-કબીલો છે એમની મહેરબાની એ મારું ધન છે. પ્રભુ તો મારો ન્યાય કરવા બેસતોજ નથી. એમના જેવો તો કોઈ પ્રેમી કે દયાળુ બીજો કોઈ છે જ નહી. મને તો એમણે બહુ આશીર્વાદ આપ્યા છે અને એમની મહેરબાનીથી હું એમનામાં જ રહું છું. અરે સુખી થયો છું ગૃહસ્થ બનીને આ ઘરોને હું શું કરું! હજારો તૃષ્ણાઓ માનવીને ખાઈ રહી છે ત્યાં આરામ જેવું તો કંઈ છે જ નહી. જાગૃતમાં કે સ્વપ્નમાં, માજી! શાન્તિ મળતી નથી ત્યાં રહીને હું શું કરું!

મા— અમે પહેરીએ છીએ એવાં વસ્ત્રો તું પહેર; આવો ઉદાસી અને વિચિત્ર તું કેમ બની ગયો છે! હવે તું અહી રહે, અહીંથી ક્યાંય જઈશ નહી.

નાનક— મારાં વસ્ત્રો સ્વચ્છ સફેદ અને કાયા વગરનાં છે. ભગવાને મને એટલો બધો પ્રેમ આપ્યો છે કે હું તો એના પ્રેમમાંજ રહું છું એજ મારાં વસ્ત્રો છે, એનું સૌંદર્ય હું પહેરું છું. મારો પોશાક એ છે ને મારી ઓઢણી પણ એ છે. એમના વિચાર રૂપી વસ્ત્રો-એ મને બહુ કીર્તિ આપી છે. પ્રભુના ભંડાર તો ભરપૂર છે. અનંત યૌવન મેં પહેર્યું છે. સનાતન વસંતઋતુ મારાં વસ્ત્રો છે. બીજાં કુમરાં તો મને હેરાન કરશે.

મા— અમે રહીએ છીએ એમ તું રહેતો હોય તો શું થાય! અમે ખાઈએ છીએ તે ખા.

નાનક— હું તો ભગવાનને જ પીઉં છું અને ખાઉં છું એ એમને. અને દીવામાં એ મારે તો એ જ છે.

એના એક કૃપાકટાક્ષથી હું જીવી રહ્યો છું. હવે મને નથી ભૂખ કે નથી તરસ. આ તારી રોટી તો મને નડે છે. હજારો તૃષ્ણાઓ મને ઘેરી વળે છે. અને સ્વપ્નામાં કે જાગતા અહી તો મને સુખ નથી.

હિન્દુઓને નાનક કહેતા કે તમે સાચા હિન્દુ નથી, મુસલમાનોને એ કહેતા કે તમે સાચા મુસલમાનો નથી અને યોગીઓને પણ કહેતા કે તમે યોગી નથી. આ જતા ત્યા એ ઢોંગ અને પાખંડ જોઈને બળી

ઊઠતા અને પોતાની હાજરી અને આત્મબળથી સાચા માનવીઓના નામને શોભે એવાં ઉત્તમ ચારિત્રવાન મનુષ્યો એ બનાવવા લાગ્યા.

એ જ્યાંથી શિષ્યો ઉપર પોતે એ સ્થળ છોડ્યા પછી પણ નજર રાખતા ને એમના મન દૃઢ રાખવા પ્રયત્ન કરતા. એમના પ્રતાપે લોકોમાં નવજીવન આવ્યું. ઘણાને તો લાગ્યું કે નાનકને વિષે, ખુદ પ્રભુ પધાર્યા છે. સંસાર એમને સ્વપ્નરૂપ ભાસ્યો અને ભાન ભૂલેલા જીવો પોતપોતાના આત્મદેવને સર્વશક્તિમાન રૂપે અનુભવવા લાગ્યા. શિષ્યો શુદ્ધ બની વિરક્ત અને પ્રભુમય જીવન જીવવા લાગ્યા.

## પ્રચારયાત્રાઓ

જ્યારે જ્યારે નાનક લાંબી યાત્રાએ નીકળતા ત્યારે ત્યારે એમની મોટી બહેન નાનકી જે એમની પટ્ટશિષ્યા બની હતી તે રુદન કરતી. એ કહે "પ્રભુ' તારા વગર અમારી શી વલે થશે? અમે, તારા ચરણકમળ–તારા વગર કેમ જીવીશું? તું તો અમારો પ્રાણ છે. નાનક કહે–

"બીબી' આ તો ભગવાનની આજ્ઞા થઈ એટલે મારે જવું પડે છે. એનો દોર્યો હું દોરાઉં છું તું હિંમત રાખીને મને જવા દે. ઘણાં લોકનું મારા જવાથી દિવ્યજીવન થઈ જશે. એમનું કલ્યાણ થશે. મારું ચાલત તો હું તને છોડીને ન જાત. તું મને યાદ કરીશ ત્યારે હું તારી પાસે જ છું એમ જાણજે."

ગુરુ નાનક વારંવાર બહેન પાસે આવતા અને યાત્રાના માર્ગો બદલીને પણ આવતા હતા સારંગીવાળો મરદાના એમનો શિષ્ય થયો અને નાનક અને મરદાના, તારાઓથી ઝગમગિત રાત્રિઓ–ઉપર આભ અને નીચે ધરતીને મંદિર કરી ભજન અને મીઠા સંગીતમાં વીતાવવા લાગ્યા.

એ સંગલદ્વીપ અને દક્ષિણ હિન્દી મહાસાગરના ટાપુઓ સુધી ગયા. નીલગીરીના સુન્દર ગિરિપ્રદેશમાં ફર્યા. પૂર્વમાં આસામની પેલે પાર ગયા અને હિમાલય ઓળંગી ઉપરના મુસલમાન રાજ્યોમાં પર્યટન કર્યો. બગદાદ અને બુખારા થઈ કોકેસસ પહાડો સુધી એ પહોંચ્યા.

અફઘાનીસ્તાનને માર્ગે એ મક્કા શરીફ પહોંચ્યા.

વાયવ્ય પ્રાંતમાં થઈને એ કાશ્મીર ગયા. એક જ ઉદ્દેશથી પ્રેરાઈ એ સમયમાં નાનક જેટલી યાત્રા કોઈએ કરી ન હતી. લોકોના જીવનમાં પરિવર્તન લાવવાનું પવિત્ર કાર્ય એમણે કર્યું, જ્યાં જ્યાં જતા ત્યાં લોકો એમને જોઈને મુગ્ધ થતા.

## કરોડપતિને જ્ઞાન આપ્યું

એક દુનીચંદ નામનો નાણાવટી લાહોરમાં રહેતો હતો. એને ત્યાં ઘણા કોટિધ્વજો ઉડતા હતા. કરોડાધિપતીઓ પગે ચાલીને નાનકના દર્શને આવ્યા. નાનકે એમને એક સોય આપી અને કહ્યું કે એ સાચવજો. હું પરલોકમાં આપની પાસે માગીશ

દુનીચંદ એ સોય તો ઘેર તો લઈ ગયો. પત્નીને વિચિત્ર ભેટની વાત કરી. ચોપડામાં એ લખાણ એણે જમે માંડી. પણ પછી બન્ને વસ્તુ ફરી ગુરુ પાસે ગયા અને પૂછવા લાગ્યાં કે "સાહેબ' આપની સોય મૃત્યુ પછી અમારી સાથે શી રીતે લઈ જવાય? આપે આજ્ઞા તો કરી પણ જ્યારે માલમિલ્કત બધું અહીં જ પડી રહેશે ત્યારે આ સોય અમારી સાથે, કેવી રીતે આવી શકશે?

નાનકે ત્યારે કહ્યું કે જે ધનવૈભવની એક કોડી સાથે નથી આવવાની એને શું કામ ભેગા કરો છો? તમારું પરજીવન બહુ લાંબુ છે. ત્યાં કોઈ સાથે આવે એવું રાખજો કે ખાલી હાથે જ અહીંથી નીકળશો?

બન્ને બોલ્યાં, "ભગવાન! અમને આપ બતાવો. સાથે આવે એવું કંઈ છે ખરૂં?

ગુરુએ કહ્યું, "ભક્તિ રૂપી ધન સાથે આવે એવું છે. હરિનામ તમારી સાથે આવશે.

"એ ધન મેળવવાનો માર્ગ બતાવો" એમ એમણે વિનંતિ કરી.

તથાસ્તુ! કહીને ગુરુએ આશીર્વાદ આપ્યા અને બન્ને નાનકનાં શિષ્ય બન્યાં.

## કેટલાક જીવનપ્રસંગો

એક વખત નાનક ગંગા કિનારે બેઠા હતા. મરદાનાને એમણે એક હીરો આપ્યો અને કહે, કે જા' શહેરમાં જઈને વટાવી લાવ.

બજારમાં કોઈએ એ હીરાના બદલામાં ખુબજ રૂપું આપવા માંડ્યું. કોઈએ સોનું આપવા માંડ્યું પણ

કોઈ એની ખરી કિંમત આપી શક્યું નહીં. આખરે એક ઝવેરીની દુકાને એ ગયો ત્યારે તો એ ઝવેરીએ પોતાની પાસે હતાં એ બધાં હીરામાણેક મોતી મરદાનાને આપવા માંડ્યાં અને કહેવા લાગ્યો કે ભાઈ ! આ હીરો તું ક્યાંથી લાવ્યો ? એના બદલામાં તો હું જે આપું તે ઓછું છે. આજે મારો ભાગ્યોદય થયો હું માનું છું. એ ઝવેરી સલીસરાય અને એની પત્ની, બન્ને મરદાનાની સાથે નાનક પાસે ગયાં ને તેમના ચરણે નમ્યાં અને દીક્ષા લીધી.

પંજાબમાં ફરતા, એક વખત ગુરુ એમનીમાબાદ ગયા ત્યાં એક પવિત્ર સુતાર રહેતો હતો. એ ગરીબ પણ ભક્ત હતો. રાજાનું નિમંત્રણ જતું કરી નાનક એ સુતારને ત્યાં ઊતર્યા. રાજાએ કહાવ્યું કે આમ કેમ કરો છો ? આવી હલકી જાતિનાની સાથે રહેવું આપને શોભતું નથી. નાનકે કહ્યું મહારાજ ! આપની રોટી લોહીપી બનેલી છે અને આ સુતારની તો પ્રમાણિક મહેનત રૂપી દૂધની બનેલી છે.

એક વખત માર્ગ જંગલમાં મહોના કોડક નામના એક તાંત્રિકને હાથે ફસાયો. તાંત્રિક એને યજ્ઞમાં હોમવા બાંધતો હતો.

હાથ પગ સાથે કોડકે એને ઝાડ સાથે બાંધ્યો, પણ એવામાં ખૂબ વાવાઝોડા સાથે વરસાદ આવ્યો અને યજ્ઞ હોલવાઈ ગયો. ફરી એણે યજ્ઞ સળગાવ્યો પણ ફરી વરસાદ આવ્યો. પછી કોડકે ઊંચે જોયું તો સામે નાનક આવીને ઉભા હતા. કોડક એમને જોઈને એની ગુફામાં પેસી ગયો. ગુફામાં એક આરસી હતી. આરસીમાં જોતા એને સમજાયું કે દેવ સમાન એક માનવી મારે ઘેર પધાર્યા છે. બહાર આવીને એણે નાનકને પ્રણામ કર્યા અને ક્ષમા માગી. નાનકે કહ્યું; "સતનામ બોલો" કોડક નાનકનો ચેલો બન્યો.

સજ્જન નામનો એક ઠગ હતો. એ ઘોર જંગલમાં એક મસ્જીદ અને એક મંદીર બંને બાંધીને બેઠો હતો. ભૂલા ભટક્યા હિંદુ કે મુસલમાનને ત્યાં એ આરામ આપતો અને લૂંટી લેતો. અને મારી નાખતો. ઘણાં હાડકાં ત્યાં પડ્યાં હતા. નાનક એક રાત્રે તેના મહેમાન બન્યા. સજ્જને એમને બહુ ધનવાન ધારી ને સેવા ચાકરી કરવા માંડી. ગુરુની પાઘડીમાં એણે લાખો હીરા ચમકતા જોયા. મોડી રાતે સજ્જને હંમેશની માફક ખાટલામાં સુતા એમને પણ એકાંતખંડમાં મોકલ્યા. મરદાના સારંગી વગાડવા લાગ્યો અને નાનકે ભજન લલકારવા માંડ્યાં દિવ્ય સંગીત રેલાઈ રહ્યું. એવું ભાવવાહી સંગીત સાંભળીને સજ્જન પીગળી ગયો. અને પશ્ચાતાપ કરવા લાગ્યો. અંદર જઈને સજ્જન નાનકને પગે પડ્યો અને "ઉદ્ધાર કરો, ઉદ્ધાર કરો એમ બોલ્યો.

ગુરુએ કહ્યું' તારું બધું ધન દાનમાં આપી દે અને ગરીબ થઈ જા.

સજ્જને એમ કર્યું અને નાનકનો ચેલો બન્યો.

નાનક ફરતા ફરતા પુરાણી બુદ્ધ સમયની તક્ષશિલા નગરીમાં ગયા. ત્યાં વાલી કંદહારી નામનો પહાડ છે. એ પહાડમાં થઈને અલેકઝાંડર, અને બીજા હુમલાખોરો હિન્દુસ્તાનમાં આવ્યા હતા. પેશાવરનો રાજમાર્ગ એ રસ્તો હતો. જેમના પરથી એ પહાડનું નામ વાલી કંદહારી પડ્યું એ એ વાલી-ફકીર પોતે પહાડ પર એક ઝરણું નજદીક પર્ણકુટી બાંધીને રહેતા હતા. મરદાના તરસ્યો થયો અને નાનકે એ વાલીની ઝુંપડી પાસે જઈ ઝરણાનું પાણી પી આવવા કહ્યું, કારણ કે એટલામાં બીજે કંઈ પાણી હતું નહીં. ફકીરે વઢીને મરદાનાને કાઢી મૂક્યો "જાવ ! તારા જેવાને માટે આ પાણી નથી તારા ગુરુને કહે કે પાણી હોય તો આપે।" નાનકે આ વાત સાંભળીને મરદાનાને ફરી મોકલ્યો અને કહાવ્યું કે અમે તો રમતારામ છીએ અને અલ્લાને નામે થોડું પાણી લેવા દે. એમ ત્રણ વખત મરદાનાને નાનકે ફરી ફરી મોકલ્યો, પણ વાલી પર એની કંઈ જ અસર થઈ નહી. ચોથીવાર મરદાનાને નાનકે કહ્યું, હવે બસ કર મરદાના! અહી જરા ખોદ જો જો તારા પગ પાસે જ ચોખ્ખાં મીઠા પાણીનું ઝરણ ફુટી નીકળશે. એમ જ થયું. કંદહારી નીચે આવ્યા. ગુરુ નાનકે એમને કહ્યું કે ભાઈ, ઊંચે રહેનારે પથ્થર જેવા શુષ્ક તો ના રહેવું જોઈએ.

તે દિવસથી વાલી કંદહારીને જ્ઞાન થયું. અલ્લાહના સાચા રાંકની દીનતા એમણે સ્વીકારી અને નાનકના ચરણ પાસેથી વહેતાં પાણી પીને પવિત્ર થયા.

## કમાલને આપેલું જ્ઞાનામૃત

કાશ્મીરના હાસબલ સરોવરને તીરે નાનક રહેતા હતા. પાસે કમાલ નામનો એક મુસલમાન ફકીર રહેતો

હતો. જતા આવતાં ભરવાડ લોક એને દૂધ આપતા, તે પીને એ જીવન નભાવતો હતો.

કમાલ બહુ પવિત્ર હતો. પણ ઉદાસી રહેતો, કારણ કે એને પ્રભુમય જીવન હજી પ્રાપ્ત નહોતું થયું. એ ઈશ્વર માટે ઝંખ્યા કરતો.

કેવળ પ્રભુની જ કૃપા હોય એમને જે દૈવી સરસતા મળે છે, તેને માટે એ તપશ્ચર્યા કરતો.

એ વૃદ્ધ થવા આવ્યો હતો. અસ્ત પામતા સૂર્ય પાસે અને ઉદય પામતા ચંદ્ર પાસે એ ઉચ્ચ જીવનની ભિક્ષા માગતો, પણ હજી એ મળી ન હતી.

એ કમાલને બ્રહ્મદાસ નામનો હિન્દુ મિત્ર હતો. બ્રહ્મદાસ પ્રાચીન પ્રેમી હિન્દુ હતો અને કમાલ મોટી તેજસ્વી આંખોવાળો પઠાણ હતો.

બ્રહ્મદાસ જ્યાં જાય ત્યાં પોતાની પાછળ ત્રણ ઉંટોની ઊપર લાદેલાં હિન્દુધર્મના પુસ્તકો લઈને જતો હતો. અને, શાલિગ્રામ બાંધેલા સાથે ને સાથે રાખતો.

બ્રહ્મદાસે, કમાલને નાનક સાહેબ આવ્યાની વાત કહી બ્રહ્મદાસ કહે એ વિચિત્ર પ્રકારનો સંત છે. ચામડાંનાં વસ્ત્ર પહેરે છે અને મચ્છી ખાય છે, છતાં ઘણાં માણસો એનું કૃપામૃત પીને નવજીવન પામી જાય છે.

કમાલ એવા કૃપાવારિ માટે તો જીવનભર તરસ્યો હતો. તે એમના દર્શને ગયો. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં અને આનંદ ઊર્મિથી મૂર્છાવશ થઈ ગયો.

જાગૃત થઈને જોયો ત્યારે તો જે પ્રકાશને માટે એ વનેવન ભટક્યો હતો તે પ્રકાશ એને ગળી ચૂક્યો હતો. પછી કમાલ તો નાનકની પાસે જ રહેવા લાગ્યો.

નાનક સાહેબે આખરે એને કુરુમ ખીણમાં રહેવાની આજ્ઞા કરી અને ત્યાંથી એમનો સત્ નામનો સંદેશો આસપાસના દેશોમાં પ્રસર્યો. મરદાનાનું અવસાન પણ કુરુમમાં જ થયું હતું. એની સ્મશાનયાત્રામાં કાબુલ, કંદહાર, અને તીરાહના નાનકપંથી આવ્યા હતા. કમાલ, નાનક રાજાનો સિપાઈ હતો. એ ગુરુનો દાસ હતો. અને એમના આપેલા પવિત્ર નામનાં ગીતોનાં મંદિર જેવો હતો.

## બ્રહ્મદાસ નાનકનો શિષ્ય બન્યો

બ્રહ્મદાસ તો એક દિવસ નાનક સાથે શાસ્ત્રાર્થ કરવા બેઠો. એમની વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો હતો.

બ્રહ્મદાસ—સૃષ્ટિ રચના પહેલાં પરમેશ્વર ક્યાં હતા? અને આ બધી વસ્તુઓ કેવી રીતે ઉત્પન્ન થઈ તે કહો!

નાનક—પરમેશ્વર તો એમની મરજી આવે ત્યારે પોતાની આંખો ઉઘાડે છે અને મરજી આવે ત્યારે બંધ કરે છે. ખરું રહસ્ય સૃષ્ટિ રચનાનું તો એ પોતે જ જાણે છે.

બ્રહ્મદાસ—તમે કોણ છો? ગુરુ થઈને ચામડાંના વસ્ત્રો કેમ પહેર્યા છો?

આટલી વાત થતામાં, નાનકને સમાધિ ચઢી ગઈ. કાશ્મીરના સુંદર પ્રાતઃકાળમાં જેમ વૃક્ષે વૃક્ષેથી અને પાંદડે પાંદડેથી મધુર સંગીત ટપકે છે તેમ ગુરુના દિવ્ય કંઠમાંથી નીચેનું ભજન ચાલ્યું .—

ધન્ય છે એ ચેલાને કે જેને ગુરુ મળ્યા.

પૃથ્વી જેમ લીલાં પર્ણોથી અને રંગબેરંગી પુષ્પોથી શોભે છે એમ એવા ચેલા ગુરુના પ્રેમના આનંદથી શોભે છે! એ ચેલાને આ જગત સંપૂર્ણપણે ખીલેલા સુંદર બગીચા જેવું લાગે છે! બધા સરોવરો એને અમૃતથી છલોછલ ભરેલાં લાગે છે'

એનું અંતઃકરણ દિવ્ય બન્યું છે. કોડે કોડે રંગોની ભભક જામી છે.

એનાં અવયવોમાં ગુરુનું સૂક્ષ્મ શરીર પ્રવેશ્યું છે અને એ બધા રુપેરી બની ગયાં છે'

એનું હૃદયકમળ હજાર પાંખડીએ આજે ખીલી ઊઠ્યું છે. જગત, પારધીની જાળમાં સપડાયેલા હરણની માફક રડી રહ્યું છે.

ભય, દુઃખ, ભૂખ, તરસ બધી તરફથી એને પીડી રહ્યાં છે.પણ જે ચેલાને ગુરુ મળ્યા છે તે સુખી છે, એનું જીવન ધન્ય થયું છે.

આ રીતે નાનકે બ્રહ્મદાસને દિવ્યદૃષ્ટિ આપી અને તે દિવસથી એ નાનકનો શિષ્ય થયો.

હજારો ગરીબોને નાનક મળ્યા હતા. એવા એક ગરીબને ઘેર પોતે એક દિવસ, રાતવાસો કરેલો. ઘર છોડતી વખતે કોણ જાણે કેમ એમણે પોતાને હાથે એની ઝુંપડી ભાંગી મૂકી.

ફરી જ્યારે એ જ ઘેર નાનક પધાર્યા ત્યાં તો ઝુંપડીની જગાએ હવેલી બની હતી. ગુરુને માટે સોનાનો ખાટલો હતો. એ પર બેસી નાનક આનંદ સમાધિમાં આવીને ગાવા લાગ્યા.

“જે કોઈ ગુરુને સદ્ભાવથી મળે છે તેની દરિદ્રતા ગુરુ ભાંગી મૂકે છે, એનાં અશુદ્ધ કર્મો અગ્નિની કસોટીમાં શુદ્ધ થાય છે. (અને એને શ્રીમંતાઈ પ્રાપ્ત થાય છે!) વગેરે.

અહંકારી વાણીમાં આનો અર્થ દુન્યવી દરિદ્રતા અને શ્રીમંતાઈ નથી પણ આધ્યાત્મિક ગરીબાઈ દૂર થઈને આત્માની વિપુલતાનો અર્થ સમજાય છે.

એક વખત નાનક એક રસ્તાપતિખાને ત્યાં મહેમાન થયા હતા. એણે એને સુન્દર ભજનો સંભળાવી ચક્રિકામાંથી ઝરતા પ્રેમ જેવું સુખ આપ્યું હતું. એમાંનું એક ગીત નીચે મુજબ હતું

આ સંસાર મુસાફરખાના,
વૃક્ષ ઉપર માળા પંખીના
પ્રાત. કાળે ઊડી જવાં—
આ સંસાર મુસાફરખાના,
સખી માળશું આ આમોળે,
બાથા બેઠી આ વાગોળે
એક દિન એક રાત—
આ સંસાર મુસાફરખાના
મળીઓ મુસાફર ચારેથી,
જાણે ડાળે પક્ષી પક્ષી
બાળ્યું બાતાં સુવર ફેરર
પ્રભુ વિષે ભ્યાપે મુનકાર.
આ સંસાર મુસાફરખાના

નાનક મક્કા પહોંચ્યા હતા. ત્યાં કાબા (એટલે અલ્લાહના ઘર) તરફ પગ કરીને સુતા.

વડા મુલ્લાંએ એમને રોક્યા અને બેઅદબી માટે ધ્યાન ખેંચ્યું નાનકે કહ્યું એમ છે? તો આપજ મારા પગ જે તરફ ખુદાનું ઘર ના હોય તે તરફ ફેરવી આપો! મક્કામાં જ કોઈએ નાનકને પૂછ્યું કે તમારા પરમેશ્વર શું ખાય છે અને શું પહેરે છે?

નાનકે જવાબ આપેલો કે—

સંગીત એનો ખોરાક છે અને જીવનનાં રંગો એનાં વસ્ત્ર છે.

નાનક હરદ્વાર પણ ગયા હતા. ત્યાં ગંગાજીમાં નાહતા નાહતાં કેટલાક લોકો તર્પણ કરતા હતા અને સૂર્યને અર્ઘ્ય આપતા હતા.

નાનકે એમને પૂછ્યું, આ શું કરો છો? “ અમે સૂર્યલોકમાં ગયેલા અમારા પિતૃઓને જળ આપીએ છીએ ” એમ જવાબ આપ્યો.

પછી નાનકે બે હાથે ઉત્તર તરફ પાણી ઉછાળવા માંડ્યું. લોકોએ પૂછ્યું આ શું કરો છો? ત્યારે નાનકે કહ્યું પંજાબમાં મારાં ઘઉંનાં ખેતરો છે તેને પાણી પાઉં છું, જો સૂર્ય સુધી તમારું જળ અને પિંડ પહોંચશે તો આ પાણી પંજાબ સુધી તો જરુર પહોંચશે.

હરદ્વારના પંડ્યાઓએ નાનકને પૂછ્યું કે તમે કઈ નાત છો?

ત્યારે નાનકે કહ્યું કે હું પવન અને અગ્નિની નાતનો છું. અને જે શહેરમાંથી રાત્રો અને દિવસ આવે છે તે શહેરનો હું રહીશ છું.

સિકંદર લોદીએ નાનકને કેદમાં પૂરી દીધા. કેદમાં ચક્કી પીસતાં નાનક એવાં સુંદર ભજનો ગાતા કે રસ્તે જાતાં લોક એ સાંભળીને મુગ્ધ થતા.

એક વખત બાદશાહે પોતે એ ભજનો સાંભળ્યાં. આવા સંતને કેદમાં પુરવા માટે એને પશ્ચાત્તાપ થયો અને ક્ષમા માગીને એને છોડી દીધા.

નાનકે જગન્નાથપુરીમાં આરતી જોઈ. એમાં ઘણા દીવા હતા. થાળમાં મોતી હતાં. ધૂપ અને ધૂપ દીપ ઝગઝગી રહ્યાં હતાં.

બ્રાહ્મણો ચમ્મર ઢોળતા હતા અને ઘંટ તથા નોબત ગગડી રહ્યાં હતાં પૂજાવિધિનો આડંબર ખૂબ હતો પણ નાનકે એ ક્રિયામાં ધ્યાન જ આપ્યું ના આપ્યું.

બ્રાહ્મણો નાનક ઉપર આવી નાસ્તિકતાને માટે ગુસ્સે થયા. તેના જવાબમાં ખુદ પ્રભુના જેવા ગીત

# બ્રહ્મચર્ય પાલનના ઉપાય ::

: લેખક :
સ્વામીશ્રી માધવતીર્થજી

જેઓ બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા હોય એટલે વીર્યમાંથી પ્રાણશક્તિને વશ કરવી હોય તો તેમણે નીચે પ્રમાણે નિયમો પાળવા જોઈએ.—

૧ વિષયો ઉપર દોષદ્રષ્ટિ કરવી.

૨ ઇંદ્રિયો ઉશ્કેરાય તેવા સીનેમા કે કે નાટક જોવાં નહિ.

૩ એવાં પુસ્તકો વાંચવાં નહિ અને એવાં ચિત્રો જોવા નહિ.

૪ રાત્રે ભોજન કરવાનું છોડી દેવું અથવા થોડું જમવું અથવા વહેલું જમવું. હોજરી ઉપર રાત્રિએ જમવામાં આવેલ ખોરાકનું દબાણ રહે તો તે દબાણ વીર્યાશય ઉપર અસર કરે છે અને તેથી સ્વપ્નમાં વીર્ય બહાર નીકળે છે

૫ જમ્યા પહેલાં જમવાનો ખોરાક ભગવાનને ધરીને જમવાથી સાત્વિકવૃત્તિ રહે છે.

૬ રસોઈ કરી આપનાર બ્રહ્મચારી હોય અથવા ભગવાનના નામનો જપ કરતા રસોઈ તૈયાર થાય તો તે ખોરાકમાંથી સાત્વિક વીર્ય તૈયાર થાય છે અને તેથી બ્રહ્મચર્ય પાળી શકાય છે.

૭ દોરસનો ખોરાક ખાવો નહિ અને જે સ્ત્રી કામી હોય તેના હાથની રસોઈ પણ જમવી નહિ.

૮ કેટલાક સાધુઓ વીર્ય એવું ન થાય તેટલા માટે ઓછો ખોરાક લે છે, એટલે ધ્યાન-ભજનમાં જેટલી શક્તિ જોઈએ તેટલી શક્તિ જેટલા ખોરાકથી આવે તેટલો જ ખોરાક લે છે.

૯ આત્માનું ધ્યાન બરાબર થાય તો કેટલીક શક્તિ તેમાં વપરાય છે અને રેતસમાંથી ઓજસ થાય છે.

૧૦ સામાન્ય રીતે કામવાસના અપાનદ્વારા (એટલે નીચે જતા પ્રાણના જોરથી) ઉત્પન્ન થાય છે, તેથી કેટલાક માણસો હઠયોગથી અપાનને જીતવાનો પ્રયત્ન કરે છે.

૧૧ માનસિક બ્રહ્મચર્ય પાળવા માટે યોગવાસિષ્ઠનો નીચેનો સિદ્ધાંત ગ્રહણ કરવો, એટલે ચૈતન્ય જે જગતને આ જગત છે એમ જાણે નહિ તો જગતમાં જગતપણું શું રહે? ચૈતન્ય જે રાગને રાગરૂપ જાણે નહિ તો રાગમાં રાગપણું શી રીતે રહે? રાગની સિદ્ધિ પણ રાગના જ્ઞાન વગર થતી નથી. શુકદેવજીની દૃષ્ટિમાં કોઈ સ્ત્રી નહોતી, તેથી નગ્ન રીતે નાહતી સ્ત્રીઓએ શુકદેવજીને જોઈને કપડાં પહેર્યાં નહતાં. બાળકોના જ્ઞાનમાં પણ સ્ત્રી વિષે રાગ નથી. કુતરાના જ્ઞાનમાં પણ માણસની સ્ત્રી એ સ્ત્રી નથી. એક સ્ત્રી બીજી સ્ત્રી સાથે સૂતી

---

ત્યારે નાનકે નીચેનું ભાવવાહી ગીત ગાયું. રાજાજીઓ એ ગીત સાંભળવા સ્તબ્ધ બનીને નાનકની આસપાસ વીંટળાઈ વળ્યા.

"પ્રિયે ! આકાશમાં કોટિ સૂર્યો
તારી આરતી ઉતારી રહ્યા છે !
તારાઓએ મોતીના થાળ પૂર્યા છે
વાયુ ચમ્મર ઢોળે છે.

લાખો પુષ્પોની સુગંધ તારો ધૂપ બની છે !
સૃષ્ટિના અનહદ નાદથી તારું મંદિર ગાજી રહ્યું છે !
પ્રાણવલ્લભ ! સેંકડો ચક્ષુથી તું જગતને જુવે છે,
પણ છતાં એ કંઈ ક્ષણભંગુર ચર્મચક્ષુ નથી.
લાખો ચરણ કમળથી તું ફીરે છે !
અને છતાં એ પગ કંઈ હાડ અને માંસના જેવા નથી.

તારી હાજરાહજુર સત્તાથી હું નિરંતર જોવું છું અને આનંદ આનંદ-જયજયકાર થઈ રહે છે !

પ્રભુ ! તારા દેહમાંથી જે સુવાસ નીકળે છે તે લાખો ધૂપ કે અગરબત્તી કરતાં વધારે મધુર છે અને છતાં એ જડ સુવાસ નથી !

મારા જીવનનો, તો તું જ સાચો પ્રકાશ છે !

તારા મુખારવિંદમાંથી જે તેજનાં કીરણો નીકળે છે તેથી તો આ તારામંડળ ઝગઝગી રહ્યો છે !

તું તો વસ્તુમાત્રનો આત્મા છે, તારી ઇચ્છાને અનુસરવું એ મારી આરતી છે

જ્યારે ભગવાન તું મારો ગુરુ થઈને આવે છે અને મારી સામે ઊભો રહે છે ત્યારે ખરો દીવો પ્રકટે છે.

તારા ચરણકમળમાંથી ચંદ્ર જેવો પ્રકાશ નીકળે છે. ચકોરની માફક એ તેજનું હું પાન કરું છું. પ્રભો! પધારો, તમારી કૃપાદૃષ્ટિ મારી તરફ હો !

અને હું તારાં પવિત્ર નામસ્મરણ કરવામાં પરમ સુખ અને શાન્તિ અનુભવું. —હરિપ્રસાદ.

---

હોય તો પણ બંનેમાંથી કોઇને વિકાર થતો નથી. તેથી જ્યાં સુધી ઈશ્વરનું જ્ઞાન રાગરૂપે એટલે કામ વાસનારૂપે પરિણામ પામે નહિ ત્યાં સુધી રાગ અથવા વાસના કોઈ તત્ત્વરૂપે જાગતી નથી.

૧૨ વાસનાવાળું અંતઃકરણ અશુદ્ધ કહેવાય છે. એવા અંતઃકરણમાં આત્મજ્ઞાન થતું નથી. પ્રાણમય કોશમાં સામાન્ય રીતે વાસનાનું સ્થાન છે તેના ઉપર મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કોષ છે, તેથી જેમ બને તેમ ઉપરના કોશમાં રહેવાની ટેવ પાડી હોય તો પ્રાણની વાસના જોર કરતી નથી.

૧૩ બ્રહ્મચર્ય માટે એક ઉપાય એ છે કે પુરુષોએ સ્ત્રીને સામગ્રી વગરની જોવી અને સ્ત્રીઓએ પુરુષોને સામગ્રી વગરના જોવા એવી દૃષ્ટિથી વાસના નબળી પડી જાય છે.

૧૪ સ્ત્રીઓ સાથે વાત કરવાનો પ્રસંગ આવે ત્યારે તેમની સામું તાકીને જોવું નહિ.

૧૫ ગીતાના બીજા અધ્યાયમાં ભગવાન કહે છે કે, વિષયોનું ધ્યાન કરનારને તેમાં સંગ થાય છે અને સંગથી કામ થાય છે, તેથી વિષયોને મિથ્યા સમજીને મનને આત્મજ્ઞાનમાં લગાડવું જોઇએ ભગવાનની હાજરીમાં અર્જુન ભગવાનને કહે છે કે આ ચંચળ મનને વશ રાખવું એ બહુ મુશ્કેલ કામ છે. તેના જવાબમાં ભગવાન કહે છે કે અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ થાય છે (ગીતા અધ્યાય ૬)

૧૬ રોજ સુતાં પહેલાં ઇશ્વરની પ્રાર્થના કરવી કે તે પોતાની શક્તિથી આપણા પ્રાણને શુદ્ધ રાખે.

૧૭ જ્યારે જ્યારે વાસના ઉત્પન્ન થાય ત્યારે ત્યારે ભગવાનના નામનો જપ કરવો.

૧૮ કાલે પોતાને ઠંડી મળવાની છે એમ માની સંસારના ભોગમાં વૈરાગ્ય લાવવો. ખાસ કરીને જીભ ને ઉપસ્થ સાથે સંબંધ છે. બન્નેમાં ફાંકું નથી. જો જીભનો રસ જીતી શકાય તો બ્રહ્મચર્ય પણ પાળી શકાય એવો ઘણાને અનુભવ છે.

૧૯ જ્ઞાનદૃષ્ટિએ શરીરથી, મનથી અને ઇંદ્રિયોથી આત્મા જુદો છે અને નિર્વિકારી છે એવું મનન કરવાથી પણ આત્મામાં શક્તિ વધે છે અને બ્રહ્મચર્ય પાળવાનું બળ આવે છે.

૨૦ પોતે કામવાસના જીતી શકે તેમ નથી એવી નબળી ભાવના કદાપિ મનમાં આવવા દેવી નહિ.

૨૧ રાત્રે હાથ પગ મોઢું ઠંડા પાણીથી ધોઇને સૂવું, તથા ગુહ્ય ઇંદ્રિય ઉપર પણ રાત્રે સુતા પહેલાં ઠંડુ પાણી છાંટવું.

૨૨ શીર્ષાસન કરવાથી પણ બ્રહ્મચર્યને ફાયદો થાય છે, પણ તે બતાવનાર ગુરુ બરાબર જોઈએ અને શરીરની સ્થિતિ સારી જોઇએ.

૨૩ કોઈ બીજાનો ગર્ભ ખાઇને પણ પોતાનો પ્રાણ ઠંડો રાખવાનો પ્રયોગ કરે છે.

૨૪ સ્વામિનારાયણના સંપ્રદાયમાં એમ કહેવાય છે કે કોઈ સાધુને કોઇ સ્ત્રીના વસ્ત્રનો છેડો અડી જાય તો પણ તેને ઉપવાસ કરવો પડે છે. એવી ભાવનાથી સ્વપ્નમાં સ્ત્રી દેખાય તો પણ તરત સંકોચવૃત્તિ ઉત્પન્ન થાય છે. એ ભાવના પણ કેળવવા જેવી છે.

૨૫ ડાબે પડખે સુવાથી પણ બ્રહ્મચર્ય પાળવામાં અનુકૂળતા રહે છે.

૨૬ કોઈવાર સ્વપ્નદોષ થાય તો તે બાબત બહુ વિચાર કરવો નહિ પણ તે બાબત ભૂલી જવી. નબળાઈ દૂર કરવા માટે શરીર સાફ કરી બની શકે તો તે વખતે દૂધ પીવું.

૨૭ જે વિષયનું બહુ ચિંતન થાય છે તે વિષય છોડવો મુશ્કેલ પડે છે, માટે વિષયનું ચિંતન કરવું નહિ.

૨૮ કોઈ જગાએ ચકલો-ચકલી કે પારેવા કે એવા કોઈ પ્રાણી એવી ક્રિયા કરતાં હોય તો તેમની સામે જોવું નહિ.

૨૯ વિષયોનું ચિંતન મનમાં ઉત્પન્ન થાય તો તે વખતે બીજા અગત્યના કામમાં લાગી જવાથી પણ વિષયોનું વિસ્મરણ થાય છે

૩૦ અથવા જેઓ બ્રહ્મચર્ય પાળતા હોય એવા શુકસનકાદિકનું ધ્યાન કરવું.

જે માણસ ગૃહસ્થ હોય તેણે ઉપરના નિયમો ઉપરાંત નીચેની સૂચનાઓ પણ ધ્યાનમાં લેવા જેવી છે

૩૧ પરણીને તરત વરકન્યા મંદિરે જઈ ભગવાન પાસે એવી પ્રાર્થના કરે કે અમારે હવે કઠણ પરીક્ષામાંથી પસાર થવું પડશે, માટે અમને બ્રહ્મચર્ય પાળવાનું બળ આપજો. એવી પ્રાર્થનાથી ફાયદો થાય છે અને ભગવાન સાત્વિક બળ આપે છે. પરણ્યા પછી પણ ઘરમાં મૂર્તિ હોય તો પતિ

પત્ની રોજ ભગવાન પાસે એવી પ્રાર્થના કરે તો બ્રહ્મચર્ય પાળવામાં હિંમત આવશે.

૩૨ સૂવાના ઓરડા જુદા રાખવા અથવા સૂવાના ઓરડામાં બ્રહ્મચારી સાધુઓના ચિત્રો રાખવાં.

૩૩ જે ઓરડામાં વધારે કામવાસના ઉત્પન્ન થતી હોય તે જગ્યા ફેરવી નાખવી અથવા જે વખતે કામવાસના ઉત્પન્ન થતી હોય તે વખત ફેરવી નાખવો.

૩૪ પોતાની સ્ત્રી સાથે એકાંતનો વખત મળે ત્યારે કોઈ સારું સાત્વિક પુસ્તક સાથે મળીને વાંચવું.

૩૫ સામાન્ય રીતે સ્ત્રીઓનો કામ બકરીની લીંડીના જેવો હોય છે એટલે તેને સળગતાં વાર લાગે છે, પણ સળગ્યા પછી તરત ઓલવાતો નથી અને પુરુષોનો કામ ઘાસના ભડકા જેવો હોય છે. તે તરત ઉત્પન્ન થાય છે અને પાછો ઓલવાઈ જાય છે, એવું કોઈ શાસ્ત્રમાં કહેલું છે, પણ હાલના કાળમાં કેટલાક પુરુષો સ્ત્રીના જેવા થઈ ગયા છે અને કેટલીક સ્ત્રીઓ પુરુષો જેવી થઈ ગઈ છે. કોઈ પણ રીતે બન્ને વચ્ચે અતિ પ્રસંગ પાડવો નહિં.

૩૬ મ. ગાંધીજી સ્ત્રીઓની વચ્ચે રહી પોતાનું બ્રહ્મચર્ય પાળી શકતા હતા, અને જુવાન કન્યાઓના ખભા ઉપર હાથ મૂકી ચાલતા હતા, પણ તે સંયમી થયા પછી તેવું કરી શકતા હતા. જેમનું મન કાચું હોય તેઓએ એવો પ્રયોગ કરવા જેવો નથી.

૩૭ પતિ-પત્ની વચ્ચે એકવાર સબંધ થયા પછી, બીજા સંબંધનો પ્રસંગ આવે તો વચ્ચે જેમ બને તેમ વખત વધારવો એટલે બે મહિના જવા દેવા, પછી ૪ મહિના, પછી ૮ મહિના એમ સંબંધ વચ્ચેનો કાળ લંબાવવાથી વાસના જીતવી સહેલી પડે છે

૩૮ સ્ત્રીઓને સત્સંગની અનુકૂળતા કરી આપવી અથવા બીજી સંસ્કારી સ્ત્રીઓનો સંગ તેને રહે તેમ જોતાં રહેવું.

૩૯ હિંદુસ્થાનમાં લાખો વિધવાઓ બ્રહ્મચર્ય પાળી શકે છે. તેમનાં દૃષ્ટાંત નજર આગળ રાખી મનને મજબૂત રાખવાથી બ્રહ્મચર્ય પાળવાની શક્તિ આવે છે.

૪૦ કેટલાક એમ પૂછે છે કે ગૃહસ્થાશ્રમમાં રહીને બ્રહ્મચર્ય પાળી શકાય કે નહિ? તેમને માટે શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન સમજવા જેવું છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ પરણેલા હતા છતાં પોતાની સ્ત્રીને મા માનીને પોતાની આખી જીંદગી બ્રહ્મચર્ય પાળીને બન્ને રહ્યાં હતા. એ ગૃહસ્થના શિષ્યો સ્વામી વિવેકાનંદ વગેરે સંન્યાસી હતા. એમ કહેવાય છે કે શ્રીરામકૃષ્ણ પરમહંસના ગૃહસ્થ શિષ્ય નાગમહાશય બે વખત પરણ્યા છતાં આખી જીંદગી બ્રહ્મચારી રહ્યા હતા. તે પોતાનાં માબાપની સેવા પોતાની સ્ત્રી કરી શકે તેટલા માટે જ માટે પરણ્યા હતા.

૪૧ નીતિમાં રહેવું હોય તો પોતાની સ્ત્રી સાથે સબંધ થઈ શકે અને પરસ્ત્રીને મા અથવા બહેન માનવી જોઈએ. પણ ભક્તિ કરવી હોય તો પોતાની સ્ત્રીને પણ મા અથવા બહેન માનવી જોઈએ. વિષયસંગથી દેહનું અભિમાન વધે છે અને તે આત્મજ્ઞાનમાં મોટું વિઘ્ન છે

૪૨ શ્રીમદ્‌ભાગવતમાં એમ કહેલું છે કે જેઓ સ્ત્રીઓનો સંગ કરતા હોય તેમનો પણ સંગ કરવો નહી. કારણ કે તેમની પાસેથી ખરાબ વાતો સાભળવાનું મળે છે ભેદભાવમાં રહેલા આવા સંસારી માણસોના સંગથી કોઈને લાભ થતો નથી.

૪૩ હાલના કાળમાં દેશસેવા થઈ શકે, અથવા સમાજસેવા થઈ શકે તેટલા માટે કેટલાંક સ્ત્રી-પુરુષો બ્રહ્મચર્યવ્રત ધારણ કરે છે. તેઓ માનસિક બ્રહ્મચર્ય કેટલું પાળે છે તેનું માપ કાઢવો મુશ્કેલ છે. ખોરાકમાંથી વીર્ય થાય છે અને એવી રીતે ભેગા થતા વીર્યની શક્તિ લોકસેવામાં ખર્ચાય તે સારું છે, છતાં સંયમ માટે બહુ સાવધ રહેવાની જરૂર છે.

૪૪ સ્ત્રીને સ્ત્રી રૂપે ન માનવી પણ ભગવાન રૂપે માનવી અને એ ભગવાનને મનથી કહેવું કે તમારે મને વિઘ્ન કરવું જોઈએ નહિ. એવી પ્રાર્થના કરવાથી પણ સ્ત્રીનો સ્વભાવ ફરી જાય છે. પતિ કામી હોય અને સ્ત્રીને બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા હોય તો તેનું ફળ સારું જ આવશે.

---

# સંસારી બનવું કે સન્યાસી ?

ઉચ્ચ જીવન જીવવા ઇચ્છતા ઘણા ભાઈઓ વિચારે છે કે ગૃહસ્થ બનવું સારું કે સન્યાસી બનવું ? આજે સમાજમાં હજારો સાધુ સન્યાસીઓ દેખાય છે. શું એ બધાં ગૃહસ્થ કરતા ઉત્તમ છે ? સંસારી જીવન જીવતા મનુષ્યો શું નીચી કક્ષાનાં ગણવાં ? આ પ્રશ્નનો ઉત્તર નીચેના લેખમાં યતિશ્રી હેમચંદ્રજી સુંદર અને સ્પષ્ટ રીતે રજુ કરે છે.

—યતિશ્રી હેમચંદ્રજી

ધર્મ આરાધન અંગે ઘણીવાર પ્રશ્નો ઉઠે છે કે શા ધર્મનું આરાધન કરવું ?

આ વિશ્વ ઉપર જીવનને વિકસિત બનાવવા માટે જેટલા મતભેદો ધાર્મિક માન્યતા અને પ્રત્યેક વ્યક્તિ-દીઠ તેમણે પોતે સ્વીકારેલ દૃષ્ટિબિંદુ પ્રમાણે છે, તેટલા જ એક બીજા પ્રશ્ન ઉપર રહેલા છે.

'આપણે આગળ વિચાર કરી ગયા છીએ કે માણસે પોતાની જાતને ઓળખવી જોઈએ. એણે ગુણદૃષ્ટિ કેળવવી જોઈએ, એણે ધર્મનું આરાધન કરવું જોઈએ'

શા માટે ?

એનો જવાબ એજ છે કે એણે પોતાનો જીવન-પંથ સરળ બનાવવો છે. એના વ્યક્તિત્વનો પોતે વિકાસ સાધવાનો છે. રખે કોઈ માને કે માણસ ઉપરોક્ત બાબતોને દુનિયા ઉપર ઉપકાર કરવા ગ્રહણ કરે છે.

દુનિયામાં એણે એ રસ્તે ચાલવાનું છે. રસ્તો વધારે અકસ્માતોવાળો, વધારે વાંકો ચુંકો ન બને એટલા માટે એણે પોતાની જાતને ઓળખવાની છે.

સાધારણ શહેરના રસ્તે તમે જાવ ...જ્યાં વાહન-વ્યવહાર પુષ્કળ છે એક બાજુથી કારો દોડતી હોય, બીજી તરફથી ટ્રામ આવતી હોય, વિક્ટોરિયા-રીક્ષા વગેરેથી ભરપુર એ રસ્તા ઉપર આપણે પોતાની જાતને સંભાળવાની હોય છે દરેક રસ્તે જોવું પડે છે કે ક્યાંક કાર તો સામેથી, આગળથી, પાછળથી, બાજુથી કે અહીં અથવા ત્યાંથી તો નથી આવતી ? અને ત્યારબાદ નિશ્ચિંત થઈને આપણે આગળ વધશુ.

ત્યાં પણ પહેલાં તમારે પોતાની જાતને જોવી પડે છે. ત્યારે જીવનના વિશાળ રાજમાર્ગ ઉપર તમે આ દુનિયાના વધારે મોટા સંઘર્ષમય વહેવારમાં જો તમે પોતે પોતાના વ્યક્તિત્વને નહિ ઓળખો તો એ પથ ઉપર દરેક કદમે અને પગલે અકસ્માતો થાય છે. રસ્તો ભૂલી જવાનો ડર છે અને ક્યાંક અથડાઈ ન જવાય એ માટે સાવચેતી રાખવાની જરૂર છે.

સાધારણ શહેરોના રસ્તે પણ તમારે એટલી તકેદારી રાખવી પડે છે, ધ્યાન રાખવું પડે છે કે ક્યાંક તમારું પાકીટ તો કોઈ નહિ મારી જાય, ક્યાંક આડું અવળું જોતાં અકસ્માત તો નહિ થાય, ત્યારે જીવન-પથ ઉપર આગળ વધતા પથિકને જેને પોતાનું વ્યક્તિત્વ વિકસિત કરવું છે એણે કેટલી સાવધાનતાની જરૂર હોય.

ગુણ અને દોષ એ પણ એવીજ દૃષ્ટિઓ છે. ગુણદૃષ્ટિ તમારા જીવન-પથ ઉપરની સીધી નજર છે. એનાથી તમને તમારો જીવન-પથ સ્પષ્ટ દેખાશે. દોષો જોવા-એ ઠીક એ પ્રકારે છે કે ચાલતાં જતાં રસ્તે તમે સામે ન જોતાં આડું અવળું જુઓ છો અને પોતાના માટે નકામો ભય, અકસ્માત, આફત કે આપત્તિઓ વહોરી લ્યો છો.

જીવન-પથ ઉપર ધર્મ એક પ્રકારે ચાલુ રસ્તાના ટીંગાવેલા પાટીયાઓનું કામ કરે છે. ધર્મ તમને એક પ્રકારે એ પાટીયાઓની ગરજ સારે છે કે તમારો જીવન-પથ તમે ભૂલી ન જાઓ. મુંબઈ જેવા શહેરમાં તમે જાવ અને જો કાલબાદેવી જવાના રસ્તે ભૂલથી ગિરગામ જઈ ચડો અને કદાચ કોઈને પૂછો તો તે તમને અમુક અમુક ગલીઓ પાર કરવા કહેશે. દરેક ગલીના કિનારે એ બોર્ડ લાગેલા હોય છે. તમે એ જોઈને તમારા નિશ્ચિત સ્થળે પહોંચી શકો છો.

આ જીવન-પથ ઉપર ધર્મ એ પાટીયાઓની ગરજ સારે છે. એ પાટીયાઓને આધારે જીવન-પથ ઉપર માણસે આગળ વધવાનું છે.

ઉપર આપણે વિચાર કરી ગયા કે ધર્મ આરાધન, પોતાની જાતને ઓળખવી, ગુણદૃષ્ટિ કેળવવી એ શા માટે જરૂરી છે ?

પણ એક પ્રશ્ન બાકી રહે છે. આજે દુનિયામાં જીવન-પથ કયો? એ બાબે ઘણી ચર્ચાઓ અને વાદવિવાદ જાગ્યા છે.

જીવન-પથ ઉપર આગળ વધવું, પણ એ જીવન-પથ કયો? એજ જ્યારે આપણે ન જાણતા હોઈએ ત્યારે તો દીવા નિચે અંધારા જેમ એ વસ્તુ છે.

દુનિયાના બધા ધર્મસ્થાપકોએ બે રસ્તાઓ બતાવ્યા છે. હું એ કહું કે ભલે તમે નામ બે હોય પણ એક રીતે એ એકજ જીવન-પથ છે તો પણ એ ખોટું નહિં થાય...'

માણસોમાંથી અમુક પહેલે રસ્તે અને અમુક કહે-વાતા બીજે રસ્તે જાય છે. અને બન્ને વચ્ચે એક રીતે નકામો વાદવિવાદ ચાલે છે કે અમે જે રસ્તે છીએ તેજ રસ્તો જીવન-પથ છે.

આ એક જ રસ્તાના પહેલા અને પછીના ભાગને ક્રમશ. ગૃહસ્થ, અને સંન્યાસ કહેવામાં આવે છે. આનવી કલ્પનાઓની શુધ્ધતા કહો કે જડતા કહો અથવા એકાંત પ્રતિપાદન કહો, સન્યાસીઓ બસ આ સંન્યા-સીને જ જીવનને પ્રતિથી માને છે, ત્યારે ગૃહસ્થો ફક્ત ગૃહસ્થાશ્રમને જ જીવન-પથ ગણે છે.

વસ્તુતઃ તો એ તો જીવન-પથના બે વિભાગો જ છે. પહેલો વિભાગ ગૃહસ્થનો છે અને બીજો છે સન્યા-સનો, આજે ગૃહસ્થ જીવન-પથથી વધીને સન્યાસપથ પર અગ્રસર થનારા ઓછા છે અને પોતે સન્યાસ-પથ પર છે એવી ખોટી ભ્રમણામાં ગૃહસ્થ-પથ પર અથડાતા યોગીઓ વધારે છે.

વિરલજ વ્યક્તિઓ જીવન-પથના અંતિમ છેવ મુધી પહોંચવા અગ્રેસર થાય છે. બાકી ગૃહસ્થ અને સન્યાસ પથની સરખામણી કરવામાં આવે તો મોટો ભાગ એ સાધનરોગી ઊપર ઊભો છે. એક બીજાને નિંદવામાં જ લાગે છે આ ખોટું છે. આજે સાધુઓમાં સન્યાસ નિવૃત્તિની ભાવના કરતા સંસારીઓની મોહ-માયા વધારે છે સંસારીઓમાં વધારે પડતા લોકો કૂપમંડુક જેમ એજ દુનિયામાં ઇતિશ્રી માને છે.

માણસ નિરંતર જીવન-પથ પર ચાલવાનું છે. આર્યસંસ્કૃતિની આશ્રમવ્યવસ્થા પણ એજ શિખવે છે.

એક વસ્તુ અત્રે ધ્યાનમાં રાખવાની કે ફક્ત માત્ર લાગ કે ભાવ દેખાવથી અથવા વેશભૂષાથીજ એ પથ ઉપર આગળ વધી જવાય છે એ માનવું અને મનાવવું બન્ને ખોટું છે.

એ તો વ્યક્તિત્વવિકાસનો રાજમાર્ગ છે. સંસારી પણ સાધુ થઈ શકે છે. સાધુ પણ સંસારી કરતાં વધારે પાછળ જીવનમાર્ગે હોઈ શકે છે

પણ આ પથ અંગે એક પ્રશ્ન પૂછવામાં આવે છે કે ક્યો રસ્તો સારો?

સંસારનો, ગૃહસ્થનો અથવા ..સંન્યાસનો, સંસાર-વિરક્તનો..?

બન્ને રસ્તાઓ પોતપોતાના સ્થાને બરાબર છે. આપણે એક ઉદાહરણ વડે એ જોઈએ કે એમ શા માટે? પુરાણમાં આ માટે એક પ્રસંગ આપવામાં આવેલ છે.—

એક રાજા છે એને પણ આવોજ પ્રશ્ન ઉઠે છે કે 'ગૃહસ્થ સારો કે સંન્યાસી?'

દરેક સંન્યાસીને એ પ્રશ્ન પૂછે છે. ઘણા જવાબ આપી શકતા નથી. રાજાની શરત પ્રમાણે એને સન્યાસ મુકીને ગૃહસ્થ બનવુ પડે છે. રાજાના મનનુ નિરાકરણ થતું નથી.

એક યુવાન સન્યાસી રાજા પાસે આવે છે. રાજા એને પણ એજ પ્રશ્ન પૂછે છે.

સંન્યાસી જવાબ વાળે છે.

"રાજન્, ગૃહસ્થાશ્રમ અને સન્યાસ બન્ને પોતપો-તાની સ્થિતિમાં ઉત્તમ છે પણ અપેક્ષાએ."

રાજાએ પૂછ્યું-

"એની ખાત્રી શું?'

"તો ચાલો મારી સાથે." સન્યાસીએ કહ્યું અને બન્ને ફરવા ઉપડયા. પાસેનાજ રાજ્યમાં રાજકુંવરીનો સ્વયંવર હતો. ઘણીવાર સ્વયંવર થવા છતાં કુંવરીએ કોઈને પસંદ નહોતો કર્યો.

સંન્યાસી અને રાજા પણ કૂતુહલ વશ જોવા ઊભા રહ્યા ..આ વખતે એક બીજો યોગી પણ ભિક્ષા માટે ત્યાં આવી ચડે છે યોગીનું તપસ્વી અને શાંતિ તેજ જોઈને રાજકુંવરી એના ઉપર મોહિત થઈને એને વરમાળા નાખે છે.

રાજા તેમજ પ્રજા ચકિત થઈને વિચારમાં પડે છે. કુંવરીને સમજાવવામાં આવે છે પણ તે એકની બે નથી થતી...

પેલી તરફ યોગી આ તમાસો જોઈને આશ્ચર્ય પામે છે એ કુંવરીને કહે છે, "હું ત્યાગી છું. મને કંચન કામિની કોઈ કામનાં નહિ."

કુંવરીનો બાપ–રાજા જોગીને કહે છે, "જોગી, મારી કુંવરીની ઇચ્છાને માન આપો તો હું મારૂં રાજપાટ તમને આપું'!"

જોગી કહે છે, "રાજન્, જે વસ્તુને ઓકી નાખી છે તેને કેમ ગ્રહણ કરી શકાય!"

એમ કહીને એ વરમાળા નાખીને ચાલ્યો જાય છે. કુંવરી તો એનેજ પતિ માની એની પછવાડે પછવાડે જાય છે...પણ જોગી તો ચાલ્યોજ જાય... . એકલો .

આગળ જોગી . પાછળ કુંવરી અને એની પછવાડે પેલો રાજા અને સન્યાસી...જંગલનો જોગી ..જંગલના વાંકેચૂંકે રસ્તે જંગલમાં વિલીન થાય છે. કુંવરી શોધતા શોધતાં થાકે છે રાત થવા આવે છે ત્યારે કુંવરી પાછું જુએ છે ત્યાં પેલા રાજા અને સન્યાસીને જુવે છે...એમને જોઇને એને ડર લાગે છે. રાજા એને સાન્ત્વન આપે છે.

"કુંવરી...તમારે ડરવાનું કશું કારણ નથી. રાત થઇ છે. સવારે અમે તમારી સાથે તમને પાછા ઘરે પહોંચાડી દેશું. જોગીનો મોહ તો મૂકવો ..એને મન માથામાં નાખવો ઠીક નહિ."

રાતવાસો જે વૃક્ષ નીચે છે ત્યા ઉપર બે પક્ષીઓ છે. તેઓ પોતાના અહોભાગ્ય માને છે કે આજે ત્રણ અતિથિ આપણે ત્યા આવેલ છે

એમના આતિથ્ય માટે નરપક્ષી ઉડે છે અને એક બળતું લાકડું લાવે છે. ઠંડી શીયાળાની રાત હોઇને આ બળતું લાકડું જોઇને રાજા ખુશ થાય છે ને તાપણું કરે છે.

નર અને માદા પક્ષી વાતો કરે છે કે આનાથી કંઇ એ લોકોની ભૂખ ન મટે, નરપક્ષી બળતી આગમાં પડે છે...રાજાના પ્રયત્નો છતાં પણ એ મડદુ બને છે. રંધાઇને ખાવા લાયક બને છે. માદા પક્ષી પણ એજ રીતે પોતાનો ભોગ આપીને આતિથ્ય કરે છે

બન્ને પક્ષીના આમ મરણથી રાજાને દુઃખ થાય છે. તે સન્યાસીને કારણ પુછે છે

સન્યાસી જવાબ વાળે છે, "મારા જવાબની સત્યતા અહીં છે. પેલા જોગી માટે સંસાર નકામો હતો એના માટે સંસાર પતનનું કારણ હતું. આ પક્ષીઓ માટે સંસાર સાર રૂપે છે, કારણ કે તેઓ પોતાના જીવનની કિંમત સમજે છે, પોતે જીવે છે અને બીજાને જીવાડવા માટે બલિદાન આપી શકે છે. આ ગૃહસ્થધર્મ પણ એટલો જ મહત્વનો છે."

રાજાને આથી સંતોષ થાય છે. પેલી કુંવરીને પણ જ્ઞાન થાય છે કે "યોગીને સંસારમાં લાવવુ ખોટું છે એટલે એ રાજાને પતિ માને છે. અને રાજા ત્યાંથી દેશ પાછો વળે છે

ઉપરના ઉદાહરણ વડે આપણે જોઇ શક્યા છીએ કે ગૃહસ્થધર્મનું પાલન તેમજ સંસારી–વિરક્ત બન્ને પોતાની કક્ષાએ અને અપેક્ષાએ બરાબર છે.

દરેક વ્યક્તિ સંસારનો મોહ મુકી શકતો નથી. એના માટે જીવન–પથનો પહેલો ભાગ ગૃહસ્થમાર્ગ ઉત્તમ છે. પણ એકજ વસ્તુ સાથે કે તેમાં જીવનની બને જીવતા રેવાની ભાવના હોવી જોઇએ ..

એજ રીતે વૈરાગીનો પથ પણ પોતાની કક્ષાએ ઉત્તમ છે. જેએ પંથેથી એ પાછો ન વળે, પણ ત્યાંથી આગળજ પ્રગતિ કરતો રહે.

એટલા માટેજ દરેક ધર્મ અપેક્ષાએ વ્યકિત માટે જીવન-પથની સીમાઓ બાંધી છે વ્યક્તિએ વ્યક્તિત્વ વિકાસના એ રાજમાર્ગે આગળ વધવાનુ છે ન વધી શકાય તેમ હોય તો ધીમે ધીમે સીમાઓ ઉલ્લંઘવાની છે. પણ એક સીમથી પાછળ હઠવું એ પતનનો રસ્તો છે.

જીવન–પથ એ રીતે વિકટ છે. કારણ કે જ્યાં સુધી પોતાની જાતને ઓળખી નથી–દ્રષ્ટિ સ્થિર નથી તેમજ રસ્તાઓનાં મોડ જોયા નથી ત્યાં સુધી પાછળ હઠવાનો ડર છે.

રખે તમે એમજ માનો કે ગૃહસ્થમાર્ગ ઉન્નતિનો માર્ગ નથી, પણ એનુ પાલન બરાબર થવું જોઇએ. ગૃહસ્થમાર્ગ ઉપર પણ જે આસક્તિઓનો બોજો તમે હળવો કરો તો કદાચ બહુ જલ્દી આગળ ઉપરના મુક્તમાર્ગે જઇ શકો છો અને મુક્તમાર્ગે વિચરણ કરતાં પાછળ રહેલી આસક્તિઓ તરફ ખેંચાઇને એ બોજાને લાદતા જશો તો વ્યક્તિત્વ વિકાસના ઉન્નત શિખરેથી ધબાક પડી જશો. એનુ કંઇ ઠેકાણું નથી અને સ્થાનભ્રષ્ટનું જીવન શા કામનું ! આપણે એ જીવન–માર્ગે આગળ વધવાનુ છે.

# મંદિરોને સાચાં શાન્તિધામ બનાવો-

ગુજરાતના જાણીતા સમાજસુધારક અને વિચારક શ્રી ગટુભાઈ ધ્રુ આ લેખમાં મંદિરોના વ્યવસ્થાપકો તેમજ ભક્તજનોને એક અગત્યની સૂચના આપી મંદિરોને હૃદયની સાચી શાંતિ આપતાં ધામ બનાવવા વિનંતિ કરે છે. ખાસ કરીને વૈષ્ણવ મંદિરોમાં માત્ર દસથી પંદર મીનીટનાં દર્શન કરાવવાની પ્રથામાં ઘણો ફેરફાર જરૂરી છે. ઘણીવાર સ્ત્રીઓ-પુરૂષો દાઝ્યા બાફ્યા બની દર્શન માટે રસ્તામાં દોડતાં જોવામાં આવે છે ને દર્શન બંધ થઈ જવાની બીકે મનની સ્વસ્થતા ગુમાવી બેસે છે. આવા ભક્તોએ ભગવાનના બારણાં એકદમ બંધ કરી દેવાની પ્રથામાં ઘટતા ફેરફાર કરાવવા જોઈએ.

દેવસ્થાનોમાં, મંદિરોમાં વગેરે ધાર્મિક સ્થળે શાન્તિની સૌથી પ્રથમ આવશ્યકતા છે. આપણાં ઘણાં મંદિરો અને દેવસ્થાનો ગીચ વસતિવાળાં સ્થળોમાં અને ઘોંઘાટવાળી સડકો ઉપર આવેલાં હોય છે, એટલું જ નહિ પણ મંદિરોની અંદર પણ પુષ્કળ ભિરદી, ધક્કાધક્કી અને ભૂમરાણ ચાલતાં હોય છે, એટલે ત્યાં શાંતિ જેવું નિશાનુય હોતું નથી. ખાસ કરીને વૈષ્ણવ મંદિરોમાં આ જાતની ધમાલ અને અશાન્તિ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે એનું એક મુખ્ય કારણ એ છે કે એ મંદિરોમાં "સમાસમાનાં દર્શનો" થતાં હોય છે. પરોઢથી રાતના નવ વાગ્યા સુધીમાં સાત આઠ વખત દર્શન થાય છે. અને તે પ્રત્યેક દર્શન માત્ર દસ–પંદર મિનિટ સુધી જ ચાલુ રાખવામાં આવે છે. આને લીધે થોડા જ સમય દર્શન ખુલ્લાં રહેતાં હોવાને કારણે પુષ્કળ માણસો થોડા વખતમાં એકઠાં થવાથી ભીડ, ધક્કાધક્કી, ઘોંઘાટ અને દોડાદોડી તથા અશાન્તિ પુષ્કળ જોવામાં આવે છે. પ્રત્યેક સમયે જુદાં જુદાં સ્વરૂપ અને વ્યવસાયનાં દર્શન કરવાનાં હોવાથી એક-ને એક સ્વરૂપનું દર્શન કાયમ માટે રાખી શકાય નહિ એટલે, અને જુદા જુદા સમયે જુદાં જુદાં સ્વરૂપ અને વ્યવસાયની તૈયારીઓ કરવાની હોવાથી પ્રત્યેક દર્શન થોડા સમય માટે જ ખુલ્લાં રાખવામાં આવે છે આ જાતની વ્યવસ્થા એ મંદિરોની આચારધર્મ-પ્રણાલિકા પ્રમાણે અનિવાર્ય હશે, પરંતુ અશાન્તિ, અને ઘોંઘાટ તથા દોડાદોડી તો આને લીધે પુષ્કળ થાય છે એ અનુભવસિદ્ધ હકીકત છે

મહાદેવનાં તથા માતાનાં મંદિરો, હનુમાન અને ગણેશનાં તથા દત્તાત્રયના મંદિરો તેમજ જૈન મંદિરો લગભગ બધો વખત ખુલ્લાં હોવાને કારણે જેને જેને જે સમય અનુકૂળ હોય છે ત્યારે તે ત્યાં દર્શન કરવા જાય છે, તેથી ત્યાં ભીડ, ઘોંઘાટ અને અશાંતિ જોવામાં આવતી નથી. મુસલમાનોની મસજીદોમાં અને ખ્રિસ્તી દેવળોમાં જેવી શાંતિ પ્રવર્તે છે, તેવી તો આપણાં કોઈ મંદિરોમાં જોવામાં આવતી નથી. હજારો સાથે મુસ્લીમો મસજીદોમાં અને ઈદ જેવા પ્રસંગે મોટાં વિશાળ મેદાનોમાં ભેગા મળી નમાઝ પઢે છે, તેમ છતાં સંપૂર્ણ શાંતિ અને ગંભીર પવિત્ર વાતાવરણ સર્વત્ર છવાઈ રહેલું હોય છે.

ખ્રિસ્તી દેવળોમાં ભજનો ગવાય છે, વાદ્ય સંગીત હોય છે અને વ્યાખ્યાનો પણ હોય છે, છતાં શાંતિ અને વ્યવસ્થા સારી રીતે જળવાય છે અને ગંભીર વાતાવરણ પ્રસરેલું હોય છે. ધર્મસ્થાનોમાં મનુષ્યો ધ્યાન ધરવા, પ્રાર્થના કરવા, ચિત્તમાં ઉન્નતભાવને અનુભવવા અને ભગવાનનો સાક્ષાત્કાર ચિત્તમાં કરવાનો પ્રયત્ન કરવા આવે છે. કોઈ દશ્ય જોવા પ્રદર્શન કે નાટક કે ખેલતમાશો, અગર તો લગ્નના મંડપ જેવી શોભા કે રોશની જોવા આવતા નથી. ઈશ્વરના પ્રતીકરૂપ મૂર્તિમાં ઈશ્વરનાં દર્શન કરવાનો આ મંદિરોનો હેતુ છે એમ જો મનાતું હોય તો ત્યાં ધાંધલ, ઘોંઘાટ ધક્કાધક્કી, ઝાપટીઆના કોરડા અને દોડાદોડીથી એ હેતુ શી રીતે સિદ્ધ થાય છે તે સમજાતું નથી. મંદિર જેવા પવિત્ર સ્થળમાં પણ અવ્યવસ્થા, ધમાધમ, દોડાદોડી અને ધક્કાધક્કી થાય એ યોગ્ય નથી એવું આપણને લાગતું હોય એમ જણાતું નથી.

આ સ્થિતિ સુધરી શકે નહિ ? 'સમાસમાનાં' દર્શન ભલે થાય, પરન્તુ તે આઠેય પોહોર કલાક ચાલુ રાખવામાં આવે એમ ન બની શકે ? એમ થાય તો દોડાદોડી અને ધાંધલ ઓછું થઈ જાય કરતાં વિશેષ શાંતિ રહી શકે. અલબત્ત, વૈષ્ણવ મંદિરો દર્શનનાં સ્થળ છે, ધ્યાન કે પ્રાર્થનાનાં સ્થળ નથી એમ માનવામાં આવે છે એટલે સૌ કોઈ દર્શન કરી બેચાર મિનિટમાં પાછા વળે છે, તેથી સંપૂર્ણ શાંતિ એવે સ્થળે રહેવી અશક્ય છે; પરંતુ મંદિરે જવાના માર્ગમાં મંદિરોના

# રામાયણ અને મહાભારત

**લેખક : સ્વામીશ્રી માધવતીર્થજી**

મહાભારતના વર્ણનમાં કોઈ કોઈ જગ્યાએ લડાઈ થઈ હોય એવો ભાસ આવે છે, છતાં બધી હકીકતની ઝીણવટે તપાસ કરતાં એમ જણાઈ આવે છે કે એ બધું માણસના હૃદયની અંદર બનતું દૈવી અને આસુરી પ્રકૃતિનું યુદ્ધ છે. મહાભારત અને રામાયણ માટે મ. ગાંધીજીનો પણ એવો મત હતો. રામાયણમાં જે રામ-રાવણનું યુદ્ધ આપવામાં આવેલ છે તેમાં પણ બધી બાબતોનો વિચાર કરતાં આધ્યાત્મિક ભાવ દેખાય છે. રામાયણના પ્રસંગો વાલ્મીકિ ઋષિને સમાધિમાં જોવામાં આવ્યા હતા. રામાયણમાંથી કેટલાક આધ્યાત્મિક અર્થ કાઢીએ તો નીચે પ્રમાણે નીકળી શકે છે —

1. અયોધ્યા—જ્યાં યુદ્ધ નથી, રાગ નથી, દ્વેષ નથી ત્યાં આત્માના આરામરૂપી રામનો જન્મ છે.
2. દશરથ—દશ ઇન્દ્રિયો સાત્ત્વિક રહે તો તેને ત્યાં આત્માના આરામનો જન્મ થાય.
3. દશ. માથાવાળો રાવણ—દશ ઇન્દ્રિયો રજોગુણી અને તમોગુણી થાય તો આત્મા તેનો શત્રુ થાય.
4. લક્ષ્મણ—લક્ષ્મરૂપી રામમાં જેનું મન છે તે.
5. ભરત—ભક્તિમાં રમનાર
6. શત્રુઘ્ન—કામ ક્રોધને મારનાર
7. નિશાચર—અવિદ્યામાં ફરનાર
8. સીતા—જનકે યજ્ઞ વખતે ખેડેલો પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલ છે. બધા કર્મ યજ્ઞરૂપે બ્રહ્માર્પણ થાય તો સ્વરૂપ શક્તિનો અનુભવ મળે.
9. ત્રણ ધનુષ્ય—ત્રણ ગુણવાળુ માયાનું સ્વરૂપ. સીતાજી એટલે સ્વરૂપશક્તિ તેનાથી રમતાં હતા. તે જે તોડે તે તેના પતિ થઈ શકે.
10. સાપેક્ષવાદ—વિવાહ વખતે રામને અનેક માણસો પોતાની દૃષ્ટિ પ્રમાણે જોતા હતા.
11. વનમાં રામ-સીતા અને લક્ષ્મણજી—જીવ અને બ્રહ્મની વચ્ચે માયા હોય તેમ લાગતા હતા.
12. સોનેરી મૃગ—માયારૂપી મૃગ
13. અંગદ—અંગનું દમન કરનાર
14. સંપાતિ—સમ્યક્ રીતે ઊંડા ઉતરેલ
15. સુરસા—જીભનો રસ
16. લક્ષ્મણની મૂર્છા—આત્માનું અનુસંધાન છૂટી જવું.
17. હનુમાન—સત્સંગ
18. રાવણને દૂંટી પાસે મારેલ બાણ—બ્રહ્મચર્યથી અહંકાર મરે.
19. લડાઈ વખતે રામના રથનું વર્ણન —
    1. ચાક-ધરતા અને ધીરતા
    2. ધજા ધ્વના, સત્ય, શીલ
    3. દોરી—ક્ષમા, દયા, સમતા

●

**સ્વામીશ્રી માધવતીર્થજીએ આપણા અધ્યાત્મ ગ્રંથોનો જ્ઞાનલાભ રજૂ કરતું "મહાભારતનું ગુપ્ત રહસ્ય" એ નામનું એક પુસ્તક લખ્યું છે જે ટૂંક સમયમાં પ્રગટ થશે. આ પુસ્તકમાંથી કેટલોક ઉપયોગી ભાગ અત્રે રજુ થયો છે.**

---

પમણીઓમાં ઉપર અને દરવાજામાં જે ધાંધલ અને દોડાદોડી થાય છે તે, જો પ્રત્યેક સમાના દર્શનનો સમય લંબાવવામાં આવે તો, ઓછા પ્રમાણમાં થાય એમ મને લાગે છે.

ચિત્તની અશાન્તિ, રઘવાટ, દોડાદોડી, અવ્યવસ્થા ધાંધલ અને ધક્કાધક્કીમાં દર્શન કર્યાથી આધ્યાત્મિક લાભ શો થઈ શકે ! સદીઓથી આ પ્રમાણે થતું આવ્યું છે અને આપણા પૂર્વજો એ પ્રમાણે કરતા આવ્યા છે એટલા જ કારણસર, અત્યારે આપણને આધ્યાત્મિક લાભની ખાતર એ પ્રથા બદલવાનું યોગ્ય જણાઈ હોય તો પણ જૂની પ્રથા ચાલુ રાખવી એ કોઈ રીતે ઇષ્ટ નથી !

આપણા જીવનમાં સર્વ પ્રસંગોએ ખાસ કરીને ધાર્મિક આચારવિચાર અને વ્યવહારમાં, શાન્તિ, શિસ્ત, સમયોચિતપણું, ગંભીરતા અને ઉચ્ચ વાતાવરણ દેખાયા કરે એ ઇચ્છાથી આ સૂચના કરવામાં આવી છે.

—ગટુલાલ ધ્રૂ

૪ ઘોડા-જ્ઞાન, દમ, ક્ષમા, પરહિત
૫ સારથી-મહાદેવજીનું ભજન
૬ ઢાલ-વૈરાગ્ય
૭ તલવાર-સંતોષ
૮ ફરસી-દાન
૯ કઠણ ધનુષ્ય-જ્ઞાન
૧૧ ભાથું-સંયમ નિયમ
૧૨ કવચ-બ્રાહ્મણોનું પૂજન.

આવો રથ જેની પાસે હોય તે અજય સંસારને પણ જીતી શકે છે એમ તુલસીદાસજીના રામાયણમાં લખેલ છે. આવી સંજ્ઞાઓ ઉપરથી જણાય છે કે રામાયણ પણ સમાધિ ભાષાનો ગ્રંથ છે.

## મહાભારતના પાત્રોના અને પ્રસંગોના આધ્યાત્મિક અર્થ

હસ્તિનાપુર-માણસનું શરીર.
ધૃતરાષ્ટ્ર-અવિદ્યા, અજ્ઞાન, જેને બીજાની મિલકત પચાવી પાડવાની વૃત્તિ હોય તે, તમોગુણ.
પાંડુ-રજોગુણ
વિદુર-સત્વગુણ
સર્વયજ્ઞ-સંસારની વાસના દૂર કરવાનું કર્મ
ગારુડ-શાસ્ત્ર
ભીષ્મ-મુખ્ય પ્રાણની શક્તિ બ્રહ્મચર્ય, મહાવૈરાગ્ય, શ્રી નામના વસુ
યુધિષ્ઠિર-ધર્મ, આત્માનંદ
ભીમ-વાયુ, નિદિધ્યાસન, ધ્યાન, પ્રાણાયામ.
અર્જુન-ઇંદ્રની શક્તિ, તેજ, જ્ઞાન.
નકુલ અને સહદેવ-ન્યાય અને પ્રતીતત્ત્વ.
કુરુક્ષેત્ર-માણસનું જીવન
દ્રોણ-સદવિવેક, વ્યાવહારિક વિદ્યા આપનાર.
દ્રૌપદી-બુદ્ધિ, વેદીમાંથી ઉત્પન્ન થયેલ.
જરાસંધ-કર્મ
શિશુપાલ-સંસારની રૂચિ
શ્રીકૃષ્ણ-બ્રહ્મ, નારાયણ
વ્યાસ-સંક્ષેપી થોડા જ્ઞાનને વિસ્તારથી સમજાવનાર.
કામ્યક વન-વાસનાનું ક્ષેત્ર
દ્વૈત વન-ભેદ બુદ્ધિવાળું ક્ષેત્ર
દમયંતી-ઇંદ્રિયોનું દમન કરવાની વૃત્તિ
ગંગા-જ્ઞાન
સાવિત્રી-જ્ઞાન
વિરાટ-હૃદયની વિશાળતા
ગાયો-જ્ઞાન
કર્ણ-લોકવાસના
દુર્યોધન-અહંકાર
ગો-લોક—જ્ઞાન અને આનંદની દશા
વિશ્વરૂપ—વિશાળ ભાવના
સંજય-સમ્યક્ રીતે જેણે ઇંદ્રિયો ઉપર જય મેળવ્યો હોય તે
ઉલૂક—ઘુવડના જેવી વિપરીત દ્રષ્ટિવાળો
શિખંડી—થોડીવાર પ્રકૃતિના ધર્મમાં આવે અને થોડીવાર પુરુષના ધર્મમાં આવે, પરોક્ષજ્ઞાન.
શલ્ય—કુતર્ક
ગાંધારી—અંધારી પૃથ્વી, જડશક્તિ.
અશ્વમેધયજ્ઞ—પ્રાણની વાસના દૂર કરવાની કળા

# સદ્‌ગત સાધુ શાન્તિનાથજી

ઢાકા-બંગાળમાં દત્ત કુટુમ્બમાં તેમનો જન્મ થયો, સંસ્કાર બળથી ધર્મ-ધ્યાનની નિષ્ઠા વધતી ગઈ, અને તેઓએ આજીવન બ્રહ્મચર્ય પાલન કરીને ત્યાગી-સંન્યસ્તજીવન સ્વીકાર્યું

મૌન, આત્મચિન્તન અને ધ્યાનદ્વારા તેઓએ અહંતા-મમતાનો લોપ કરી દીધો, વેદાન્ત ન્યાય, દર્શન અને શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કર્યો, ઘણા ગ્રન્થો લખ્યા ને જગતને સત્યમાર્ગનું નિદર્શન કરાવ્યું છેલ્લા એક ગ્રંથિછ ગ્રન્થ સમ્બન્ધે વાતચિત કરવા તેઓ ગોરખપુર પધારેલા, ત્યાંથી અમદાવાદ આવતાં બાંદીકૂઇ સ્ટેશને તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા !

તેમના જીવનનો ટૂંકો પરિચય અહીં રજુ થાય છે

### લેખિકા : શ્રી કુમુદબ્હેન ભીખુભાઈ રાવળ

જન્મજન્માંતરના પુણ્યયોગે સાધુસંતોનાં દર્શન અને સમાગમ થાય છે. તેવાજ કોઈ પુણ્યબળે સ્વામીશ્રી બાબા શાંતિનાથજીનાં દર્શનનો અમૂલ્ય લાભ મને મળ્યો. આટલા ટુંકા સમયમા જ તેઓશ્રી નિર્વાણ-પદને પામશે અને તે સમ્બન્ધે પરિચય આપવાનો પ્રસંગ પ્રાપ્ત થશે તેવી કલ્પના પણ ન હતી. મહાન પુરુષોનો પરિચય-જીવન વૃત્તાંત અને સ્થિતિ સમજવા અથવા સમજાવવા પામર જીવન જીવતો જીવ શું-સમર્થ છે ? ઠિંગણો માણસ ઊંચી ડાળી પર રહેલા ફળને લેવા પ્રયત્ન કરે તેવો મારો આ પ્રયત્ન છે. સ્વામીજીને વારંવાર અનેક-પ્રશ્નો પૂછતાં તેઓશ્રી સરલ ભાવે જવાબ આપતા. બીજા સંતો પોતાનો પૂર્વાશ્રમ વૃત્તાંત અથવા અનુભવો જણાવતા નથી તેવુ સ્વામીજીમાં ન હતું તેથીજ કેટલોક વૃત્તાંત રજુ કરી શકુ છુ.

## બાલ્યાવસ્થાના પ્રસંગો

સ્વામીજીનો જન્મ ઢાકામા બંગાળી દત્ત કુટુમ્બમાં થયો. આ કુટુંબ ઉપર સરસ્વતી તથા લક્ષ્મી બન્નેની પૂર્ણ કૃપા હતી. સ્વામીજીના એક ભત્રીજા લંડનની કોલેજમાં ૩૦ વરસ સુધી કેમીસ્ટ્રીના અધ્યાપક હતા. સ્વામીજીનાં માતુશ્રી પરમ શિવભક્ત હતાં. તેમની સાથે સાંજ સવાર દર્શને જતા. ત્યાં પુરાણની કથા એકચિત્તે સાંભળતા. સ્કુલનો અભ્યાસ પણ સારી રીતે કરતા. સ્વભાવે જરા તોફાની જ હતા. નાનપણથી જ ધાર્મિક વાતાવરણથી અથવા પૂર્વજન્મના બળે તેમને ઇશ્વરદર્શનની તમન્ના જાગી. તેથી રોજ સવારમાં નદીએ જતા ત્યાં સ્નાન કરીને રેતીમાં પ્રભુનું ધ્યાન ધરતા. ઘેર આવતી વખતે કેટલીક વસ્તુઓ ભૂલી જતા. તેમાં ટુવાલ તો રોજ ભૂલીને આવતા. આથી માતુશ્રી ખૂબ લડતાં, સંતાપતાં, નાનપણથી જ માતુશ્રી માત્ર ઉપર બહુ જ પ્રેમ હતો.

એક પાડોશી રોજ કબુતરનો શિકાર કરતો. આ જોઇ સ્વામીજીને બહુ દુઃખ થતું. એક વખતે પેલો પાડોશી તીર કામઠું તૈયાર કરી કબુતરને મારવા જતો હતો ત્યારે પોતાનું પહેરણ કાઢીને ઉઘાડી છાતી સામે ધરીને કહ્યું કે:–પહેલા મને મારો પછી કબુતરને. આથી પાડોશી શરમીંદો બની ગયો અને કબુતરને મારવાનું બંધ કર્યું. તે વખતે સ્વામીજીનુ વય આશરે ૬–૭ વરસનુ હતું

## ધાર્મિકજીવનની શરૂઆત

સ્વામીજીનું ખરૂ ધાર્મિક જીવન તો ૧૪ મે વર્ષે શરૂ થયું દુઃખી સંસારમા પડવા કરતાં પ્રભુને શરણે જવામાં જ ખરૂ સુખ છે. એવી ઇચ્છા થઇ ત્યાર-પછી થોડાજ વર્ષમાં બંગભંગની ચળવળ શરૂ થઇ અને શ્રી. ખુદીરામ બોઝ, પુલીનબાબુ સાથે ચળવળમાં જોડાયા. પરિણામે અનેક યુવાનો સાથે પકડાયા. અને પૈસા લુંટવા, દારૂગોળો ભેગો કરવો, લોકોને એકત્ર કરીને સરકાર સામે લડાઇ કરવા ઉશ્કેરવા વગેરે આરોપો મૂકાયા. આ સંબંધે કેસ ચાલ્યો. આ કેસ ઢાકા કાવત્રા કેસ તરીકે સુપ્રસિદ્ધ છે. જેમાં ૩૦૦ ઉપરાંત સાક્ષીઓ હતા. જાણવા મળ્યું છે કે હાલના પ્રધાન શ્રી. શ્યામ પ્રસાદ મુકરજીના પિતાશ્રી શ્રી આશુતોષ મુકરજી આ કેસ ચલાવતા હતા. કેસ ચાલતી વખતે કાચી જેલમાં એકાંત મળતાં ધ્યાનમાં સમય ગાળવા લાગ્યા. કેસ ચાલતી વખતે પણ ધ્યાનમાં ઊતરી જતા. તે વખતે શ્રી આશુતોષ બોલેલા કે આવો શાંત અને ધ્યાનમગ્ન છોકરો આવું કામ કરી શકે ? પરિણામે સાત વરસની જેલ થઇ,

## બાબા ગંભીરનાથના શિષ્ય

અપીલ થતાં એક વરસ જેલ ભોગવી ઘેર આવ્યા ત્યારે-માતુશ્રીનું અવસાન થયેલું માત્ર એક બંધન હતું તે છૂટતાં જ ગોરખપુર આવ્યા અને શ્રી બાબા ગંભીરનાથજી પાસે ૧૯૦૯માં મંત્રદીક્ષા લીધી અને ૧૯૧૩માં સંન્યસ્ત દીક્ષા લીધી. ગોરખપુરમાં એકાંત ન મળવાને કારણે હ્રષીકેશ ગયા અને ત્યાં મહાત્માશ્રી મંગલનાથજી પાસે વેદાન્તનો અભ્યાસ કર્યો તથા ત્યાં કૈલાસમઠ નિવાસી પંડીત શ્રી સ્વામીશ્રી પ્રકાશાનંદ પાસે પણ વેદાંત ભણ્યા. આ સિવાય ઉત્તરકાશી નિવાસી શ્રીરામાશ્રમ સ્વામી, ઝુનસીનિવાસી સ્વામીશ્રી શિવાનંદજી પાસે થોડો સમય રહેલા પછી મનન નિદિધ્યાસન કરવા હિમાલયમાં ચાલ્યા ગયા. ૧૯૧૬-૧૭ બાવાશ્રી ગંભીરનાથજીની તબીયત નરમ થતાં ગોરખપુર આવ્યા.

## ભારતના પ્રવાસે

બાબાશ્રી સમાધિસ્થ થયા પછી ગોરખપુરમાંમાં પૂર્ણ જીવનવ્યવહારની સામગ્રી છતાં ત્યાગવૃત્તિવાળા સ્વામીશ્રી ગુરુગાદીને પ્રણામ કરી— આબુ, નર્મદાતટ, પ્રભાસપાટણ, અને ગીરનાર, વગેરે એકાંત અને રમણીય સ્થળોમાં ફર્યા. તે વખતે ૧૫-૧૬ કલાક ધ્યાનાભ્યાસમાં ગાળતા. વારંવાર સ્થળો બદલવાથી–અભ્યાસમાં અંતરાય આવવાને કારણે ૧૦ વરસ મૌન પાળવાનો નિશ્ચય કરી, આબુમાં એક ગુફામાં નિવાસ કર્યો. તે વખતે સર્વ પ્રબંધ અત્રેના શેઠ શ્રી મણીલાલ ગાંધી તરફથી થયો હતો. પહેલાં પણ મૌન પાળતા. પરંતુ ત્યારે આવનારને લખીને જવાબ આપતા પરંતુ આ વખતે કાષ્ઠમૌન પાળતા. આથી સ્વામીજીનું નામ મૌનીબાબા પડ્યું અને ગુફાનું નામ મૌની ગુફા પડ્યું. એ ગુફા અત્યારે એ જ નામે ઓળખાય છે જાણવામાં આવ્યું છે કે તે વખતે ૨૦ થી ૨૧ કલાક તેઓ ધ્યાનમાં ગાળતા.

પરિણામે અહંત્વના ભારને હળવો કરીને અખંડ તત્ત્વમાં ભળી જવાની ધારણા કરતાં કરતાં દેશ કાળના ભાનને હળવું બનાવી પૂર્ણ સ્થિતિને પામ્યા.

## ધર્મગ્રંથોનો અભ્યાસ

એક વખતે જાગ્રત અવસ્થામાં વિચારનું સ્ફુરણ થયું કે પોતાને જે અદ્વૈતભાવનો અનુભવ થયો છે તેને બીજા જૈન ઇત્યાદિ મતાનુયાયીઓ કેમ માનતા નહી હોય? આ એક વિચાર આવતાં સ્વભાવાનુસાર સર્વમતોનો અભ્યાસ કરવાનો સંકલ્પ થયો અને તુરત જ નિશ્ચય કર્યો અને અભ્યાસ કરવા માટે મૌન છોડી ગુફાનો ત્યાગ કરી બહાર આવ્યા. પહેલા તો ઉત્તર કાશીમાં મુનિ નારાયણ સ્વામી પાસે વેદાંત—ન્યાય, શ્રી—આત્મારામ શાસ્ત્રી પાસે નવ્યન્યાય ખંડનખાદ્ય, ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિ આદિ ભણ્યા. મુંબઈની રૉયલ એશીઆટિક સોસાયટી પુસ્તકાલય મુદ્રિત તથા અમુદ્રિત ગ્રંથો વાંચ્યા-પુના જઇ ત્યાં ભાંડારકર પુસ્તકાલય તથા આનંદાશ્રમમાં ગ્રંથો વાંચ્યા, તથા વડોદરામાં હસ્તલિખિત પુસ્તકાગારમાં પણ ગ્રંથોનું વાચન કર્યું–સિવાય–મદ્રાસ ગવર્નમેન્ટ—પુસ્તકાલય, બેન્ગલોર, મૈસુર, શ્રૃંગેરીમઠ, કલકત્તા આદિ સર્વ સ્થળે જઇને જૈન, વૈશેષિક, ન્યાય, વેદાંત, પાશુપત, મંત્ર તંત્ર, શૈવ, રામાનુજી, વૈષ્ણવ, વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો.

સ્વામીજીએ કહેલું કે તે વખતે ૧૮થી૨૦ કલાક વાચન ચાલતું. પરિણામે જણાયું કે તત્ત્વ સંબંધે દરેકના ભિન્ન ભિન્ન મત છે. જ્યાં ભિન્નતા હોય ત્યાં જરૂર કંઇક દોષ હોય જ, છતાં નિષ્પક્ષ તુલનાત્મક "પ્રાચ્યદર્શન સમીક્ષા," નામનો ગ્રંથ લખ્યો એ સિવાય, બંગાલીમાં, હિંદીમાં સંસ્કૃતમાં, ઇંગ્રેજીમાં, ઘણા ગ્રંથો રચ્યા છે. જે 'તત્ત્વજ્ઞાન મંદીર, અમલનેર' આ સિરનામે લખવાથી માત્ર પોસ્ટ ખર્ચ લઇને ગ્રંથ આપવામાં આવે છે.

## બાંદીકુઇ સ્ટેશને નિર્વાણ

આ પ્રમાણે લખતા અને વિચારતા છતાં સંતોષ ન થયો. કયો રસ્તો લઉં કે જેથી સંતોષ થાય અને ખરું શું છે? એ સમજાય. વિચારતાં નિશ્ચય કર્યો કે પહેલા તો નાનપણથી આજ સુધી મેં જે કર્યું, જે અનુભવો થયા, તે વિચારું. આ વિચારનાં પરિણામ રુપે "સત્ય શોધકના અનુભવ" નામનો ઈંગ્રેજીમાં એક ગ્રંથ લખ્યો તે છપાવવાને કારણે સ્વામીશ્રી અત્રે(અમદાવાદમાં) પધાર્યા. તે ગ્રંથના ૩ ભાગ છે તેમનો ૧લો ભાગ લગભગ છપાઇ ગયો છે. અને ઉપરના લખાણ માટે સૈમનસીંગ (ઢાકા)ની આનંદમોહન કોલેજના તત્ત્વજ્ઞાનના પ્રોફેસરશ્રી અક્ષયકુમાર બેનરજી સાથે વિચારવિનિમય કરવા ગોરખપુર પધાર્યા. ત્યાંથી તા. ૨૭-૧૦-૪૯ના

રોજ સવારે રવાના થયા અને આવતાં રસ્તામાં બાંદીકુઈ સ્ટેશને તા. ૨૯–૧૦–૪૯ ના રોજ "न तस्य प्राणा उत्क्रामंति" સ્થિતિને પામ્યા.

## કેટલાક જીવન પ્રસંગો

એક પારસી સજ્જન તેમના પર ભાવ રાખતા. તેમને પ્રશ્ન થયો કે આવા પાયસ ક્રીસ્તાનું આવું કરુણ મોત? મે સાંભળ્યુ છે કે આમજ વર્ષોને પોતાના મોતની ખબર પડે છે.

જવાબ શું આપું? મૃત્યુ? એ થવું તો દુર્લભ છે. "પાછા થયા" એ સોઈ કુદરત પ્રમાણે બધા જ પાછા થાય છે એટલે આવાગમનના ફેરામાં ભટકે છે, સાદી ભાષામાં કહું તો ફરિવાર ન જન્મવું એનું નામ મૃત્યુ. આવું મૃત્યુ શું દરેકને સુલભ છે? સ્વામીજી તો મરજીવા હતા, એક વખતે અચાનક કોણ જાણે કેમ મારાથી પૂછાઈ ગયું કે—બાપુ! આપ આટલી મહેનત કરો છો. શરીર નરમ થવું જોઈયું વખતે કામ અધુરું રહ્યું તો? એકદમ હસીને સ્વામીજી બોલ્યા, તો हमको क्या? और मृत्यु? उससे क्या डरना? ખરેખર આવા વિરલ સંત અમે ત્યાં અમે તેવી સ્થિતિમાં વિલય પામે છતાં તેમને શું?



સદ્‌ગત સાધુ શ્રી શાન્તિનાથજી

બાંદીકુઈ સ્ટેશને કોઈ ઓળખીતું નહતું, છતા સ્વામીજીની લેખન સામગ્રી જોઈ. પોલીસ, ડૉક્ટર, સ્ટેશનનો આખો સ્ટાફ એકત્ર મળીને દેહને સ્નાન કરાવી-પૂજન કરીને ભાવપૂર્વક અંતિમ ક્રિયા કરી એવા સમાચાર શ્રી. રા. શ્રી શેઠ રમણલાલ મણીલાલ શાહ જેઓ સ્વામીજીનો લેખનભાગ લેવા ગયા હતા તેઓ લાવ્યા છે.

હવે સ્વામીજી સાથેનો પ્રથમ દર્શન પ્રસંગ અને તેઓમાંના કેટલાક જીવનના પ્રસંગો રજુ કરું છું:—

તા. ૨૦ મીનો દિવસ હતો. અમે આબુ પર્વત ઉપર હતા. તે મારો જન્મ દિવસ હોવાથી કોઈ પણ સંતના દર્શનની ઇચ્છા હતી. પરંતુ "વેલીસ્તોક, નામની એકાંત અને વન-પશુઓની વ્યાપ્ત જગ્યાએ જવાનો પ્રબંધ કરેલો તેથી હથીયારવાળા પોલીસ સાથે અમે ત્યાં જવા નીકળ્યા ને ત્યાં પહોંચ્યા. આમતેમ ફર્યા. એ જગ્યા રમણીય છતાં ભયંકર હતી. કેટ-કેટલેક વાઘ રીંછ આવી ગયાની નિશાનીઓ દેખાતી હતી. તેવી એક જગ્યાએ સ્વામીજીને એક ઝાડની નીચે ધ્યાનસ્થ દશામાં જોયા, પગ થંભ્યા, મન શાંત થયું, દુરથી જ પ્રણામ કર્યો, પાસે જઈ વાર્તાલાપ કરવાની ઘણી જ ઇચ્છા છતાં ધ્યાનમાં ખલેલ ન પાડવાને કારણે તે વખતે માત્ર દર્શન કરી જન્મ-દિવસનું મહત્વનું કાર્ય પૂર્ણ થયું જોઈ મન પુલકિત બન્યું. પહેલાં શ્રી બાબા ગંભીરનાથજી સ્વામીનો ફોટો જોયેલો ત્યારથી કોઈ પણ અગમ્ય કારણે સ્વામીજીનું સ્મરણ વારંવાર થયા કરતું દર્શનેચ્છા તીવ્ર બનતી-મહત્વના દિવસે મળ્યા છતાં આજ સ્વામીજી છે એવું ધ્યાનમાં આવ્યું નહિ એટલામાં જ અમદાવાદથી એક ભાઈનો પત્ર આવ્યો કે, જેમના દર્શનની ઇચ્છા રાખો છો તે સ્વામીજી આબુમાં છે અને રોજ રઘુનાથજીના મંદીરમાં ભિક્ષા લેવા પધારે છે પછી તો પ્રસંગ વધતો ચાલ્યો.

સ્વામીજી હિમાલયમાં હતા ત્યારે એક વખતે ફરવા નીકળ્યા. ધૂનમાને ધૂનમાં ખૂબ ઉંચે ચઢી ગયા

ત્યાં હવા એટલી બધી પાતળી હતી કે શ્વાસ લેવામાં મુશ્કેલી આવવા લાગી. ગભરામણ થવા લાગી અને હમણાં જ પ્રાણ નીકળી જશે એમ લાગ્યું. પરંતુ મારે અત્રે મરવું જ નથી એવો નિશ્ચય કરી ધ્યાનમાં બેસી ગયા. તે અરસામાં એક અંગ્રેજી પ્રવાસી ત્યાં આવી ચડ્યા. તેણે પોતાની દૃષ્ટિએ સ્વામીજી બેભાન અવસ્થામાં છે એમ માની ઉપાડીને નીચે લાવી સારવાર કરવાની તૈયારી કરવા લાગ્યા. થોડી જ વારમાં સ્વામીજી જાગ્રત અવસ્થામાં આવ્યા.

## બાલ્યાવસ્થાના પ્રસંગો

નીશાળમાં છોકરાઓને માસ્તર મારતા ત્યારે કોઈ રાડો બુમાબુમ કરી મૂકતા. સ્વામીજી કહેતા કે આટલી વારમાં શું તમે ચીસાચીસ કરી મૂકો છો. અને માર પડે તો હું જરા પણ ચસકું નહીં. એકવાર સ્વામીજીને માર પડવા લાગ્યો. નેતરની સોટીના સપાટા લાગવા છતાં પથ્થરની મૂર્તિની જેમ ઉભા રહ્યા. સ્વામીજી હસતાં હસતાં કહેતા કે-આ લેસન-ભણતરમાં પાડ્યો ત્યારે પણ જ ખપમાં આવ્યું.

એક વખતે પિતાજીએ કેટલાંક પુસ્તકો ગોઠવવાનું કામ સોંપ્યું. તેમાં એક પુસ્તક "પ્રભુ પાસેનું મુખ્ય સાધન બ્રહ્મચર્ય" હતું. તે વાંચ્યું અને એજ વખે આજન્મ બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કરી ગુરુ કરવા શ્રી બાબા ગંભીરનાથજી પાસે ગયા, પરંતુ બાબાએ કહ્યું કે, તને માતાનું પ્રેમબંધન છે ત્યાં સુધી દીક્ષા નહીં આપું એમ કહી પાછા વાળ્યા.

## માતાના મરણ પ્રસંગે

જેલમાં હતા ત્યારે જ માતુશ્રીનો સ્વર્ગવાસ થયો હતો અને બારમાનો ક્રિયાનો પ્રસાદ જેલમાં મોકલાવ્યો. માતુશ્રીનું અવસાન થયાના સમાચાર આપેલા નહીં પણ વખતે સારૂં ભોજન મળ્યું એટલે આનંદથી જમ્યા, પછી થોડે જ દિવસે છૂટકારો થતાં ઘેર આવ્યા આવીને તુરત જ બીજે ધ્યાન ન આપતાં પગે લાગવાને માટે માતુશ્રીને શોધવા-લાગ્યા. પીતાજીએ દુઃખદ સમાચાર આપ્યા. દુ:ખનો સખત આંચકો લાગ્યો. દુઃખ શમતાં પ્રેમબંધનમાંથી છૂટવાને કારણે હસતા લાગ્યા સૌને લાગ્યું કે છોકરો લાગણીહીન થયો છે! એક બે દિવસ રહી છાના માના કોઈને કહ્યા વિના જ ગોરખપુર આવ્યા અને શ્રી બાબાએ પણ તુરત જ મંત્રદીક્ષા આપી.

સ્વામીજી પોતાને ઘેર એક રૂમમાં બારણાં બંધ કરી તકીયાને અઢેલી રાત-દિવસ બેસી રહેતા પથારી તકીયાને સાફ ન કરવાને કારણે ખૂબ કીડીઓ થતી ને તેમની બહેને જોઈ સ્વામીજી ક્યારેક બહાર ગયા હતા ત્યારે બહેને રૂમ સાફ કરી અને પથારી-તકીયો બહાર તાપમાં સૂકાવ્યા. સ્વામીજી બહારથી આવ્યા. બહેનનું આ કામ જોઈ બોલ્યા કે:-બહેન, તેં દુશ્મનનું કામ કર્યું છે; કીડીઓ મને ચટકા ભરતી તેથી મને નિદ્રા આવતી નહી અને વાસનનું મનન થતું.

નર્મદાકિનારે સુરપાણ પાસે ગાઢ જંગલમાં એકાંતવાસ કરતા ત્યારે વસ્ત્ર છોડી જવાથી દિગંબર દશામાં રહેતા, ત્યાં એક બીજો સાધુ રહેતો. તે સ્વામીજીની ઇર્ષ્યા કરતો અને વારવાર મારતો છતાં સ્વામીજી કંઇ પણ સામો પ્રતિકાર કરતા નહીં. છેવટે તે સાધુ ચાલ્યો ગયો. આ બનાવનું વર્ણન કરતાં પોતે કહેતા કે, એ વખતે હું એમ માનતો કે ક્રોધને જીતવાનું આ સારૂં સાધન મળી ગયું છે એ બાજુ ક્યારેક ગોવાળીયા ગાયો ચરાવવા આવતા. એક વખતે એક ગોવાળે વાઘને જોયો અને વાઘને નસાડવા અવાજો કર્યો. વાઘ નાસી ગયો, પણ એજ વખતે સ્વામીજીને જે બાજુ વાઘ ગયેલો એ બાજુએથી આવતા ગોવાળે જોયા. ગોવાળે ગામમાં વાત કરી કે એક દિગંબર મહાત્મા આવ્યા છે અને વાઘ પણ નમી જાય છે આથી લોકોનો સમૂહ આવવા લાગ્યો. પછી કોઈકે પાસેથી વસ્ત્ર મેળવી સ્વામીજી ત્યાંથી ચાલ્યા ગયા. એક વખતે કરાંચીમાં સ્વામીજી રહેતા હતા ત્યારે એક માણસ આવ્યો. પગમાં પડીને બોલ્યો, હાય, આજે મળ્યા બાદ. આપજ સુરપાણવાળા બાબા છો. સ્વામીજીએ ઘણું સમજાવ્યો, હસીને કહ્યું કે-ભાઈ, મને કાં માણસમાંથી પણ બનાવે છે, છતાં તેણે માન્યું નહી. ૭-૮ દિવસ પકડ્યો રહ્યો. છેવટે સ્વામીજી રાતના ત્યાંથી ચાલી નીકળ્યા, સ્વામીજી હસતા હસતા કહેતા કે-જો રોજ મેં દંભ કર્યો હોત તો મોટો સિદ્ધ બનીને મારીષ બન્યો હોત અને આજે રોટલી માટે ઘેર ઘેર ભટકવું પડે છે તે પડત નહિ.

## વિક્ટોરીયાબાગના અતિથિ

સ્વામીજી આફ્રિકા આવ્યા ત્યારે શેઠ શ્રી મણીલાલ ખુશાલને ત્યાં ઉતરેલા. પરંતુ પુસ્તક છપાવાને કારણે

ઘણો વખત અમદાવાદ રહેવું પડશે એમ ધારી શેઠ મીનો ઘણોજ પ્રેમ, આગ્રહ છતાં નદી કીનારે રહેવા ગયા. ત્યાં દિવસે વિકટોરીઆ બાગમાં બેસી ધ્યાનનું કામ કરતા અને રાત્રે મહાદેવજીના મંદીરમાં સુઈ રહેતા. ભિક્ષા માટે આમંત્રણ આવતું ત્યાં જતા. ભિક્ષાનું સ્થાન અનિશ્ચિત હોવાથી આવવામાં ઘણો સમય જતો આથી માંડવીની પોળમાં રહેતા ગૃહ શ્રી રમણભાઈ રંગવાળાએ રોજ સાંજ સવાર ભિક્ષા પોતાને ત્યાં લેવા આવવાની વિનંતિ કરી લખવામાં અનુકૂળતા આવશે માની સ્વીકાર કર્યો અને ભિક્ષાનો સમય સવારે ૧૦–૪૫ અને સાંજે ૭ વાગે નક્કી કર્યો પાસે ઘડીયાળ ન હોવા છતા બરોબર સમયસર પધારતા પછી તો શ્રી રમણભાઈનો પરિચય વધતાં આસ્ટોડીયામાં તેમના નારાયણ નિવાસ નામના મકાનમાં દુકાનને મેડે રહેતા. ત્યાં સ્વામીજી ને ઘણીજ અનુકૂળતા હતી. સંતસેવક વતી શ્રી રમણભાઈએ પણ સ્વામીજીની ઘણી સારી સેવા કરી છે

બાગમાં રહેતા ત્યારે ઘણા માણસો આત્મરક્ષા ભાવ સંબંધે પૂછતા સ્વામીજી કહેતા કે જો આત્મની ખબર હોત તો હું જ વેપાર ન કરત? ભીખ શા માટે માગત!

## સામાનની ચોરીનો પ્રસંગ

એક વખતે સ્વામીજી ધ્યાનમાં હતા ત્યારે કોઈ ચશ્મા, પૈસા અને બધુ લખાણ ચોરી ગયું. ચારે ત્યાં આવ્યા ત્યારે વાત કરી, આ સાંભળી ને મને ઘણું જ દુખ થયું. તે વખતે એક ભાઈ બેઠેલા હતા તેમણે કહ્યું કે ચશ્મા પૈસા એ તો ઠીક પણ આ બધુ લખાણ ગયું તે ઘણું જ ખોટુ થયું મને તો ઘણું જ દુખ થાય છે ત્યારે સ્વામીજીએ કહ્યું કે—એમાં શું? મે પણ એક વખતે ચોરી કરી હતી. એમ કહી હસવા લાગ્યા જે મંત્ર માટે આટલો પરિશ્રમ કરે છે તે જતાં પણ આટલી નિર્લેપતા! અમે તો આવાક બની ગયા. અમને બહુ જ દુઃખી થતાં જોઈ બોલ્યા કે ચિંતા ન કરો. મને બધુ જ યાદ છે. અબ્બી ચાય पीनेका समय है न? એમ કહી ચાહ બનાવવાનું સૂચન કરી બીજા કામમાં રોકી અમારું દુખ ભૂલાવ્યું.

## સમાધિસ્થ સાધુ

સ્વામીજી ઘણો સમય ધ્યાનાવસ્થામાં જ રહેતા. વાત કરતા કરતા પણ વારંવાર અંદર ઉતરી જતા આ અવસ્થા માટે એક સંતે કહેલી વાત રજુ કરું છું. આબુ હાથીગુફામાં શ્રી ગોખલે મહારાજ નામના એક દત્તોપાસક એક સંત છે. તેમણે કહેલા શબ્દો અત્રે દર્શાવું છું.

"આ શાંતિનાથજીને સામાન્ય નામથી ઓળખતો. ખાસ વાર્તાલાપનો પ્રસંગ પડેલો નહી. લોકો પાસેથી સાંભળેલું કે—દિવસરાત ધ્યાનમાં જ રહે છે. તે જોવાની ઘણી ઈચ્છા હતી. અનાયાસે એક વખતે તેઓ શ્રીદત્ત-ગુફામાં રહેવા આવ્યા. હું હાથીગુફામાં રહેતો હતો, અમારી ગુફાઓ સામ સામે આવેલી અને મારી ગુફા ઉંચાણમાં હોવાથી, સ્વામીજીની રાતદિવસની ચર્યા જોઈ શકતો. સદાકાળ તેઓ ધ્યાનાવસ્થામાં જ રહેતા. મોડી રાત્રે વચમાં હું જાગતો ત્યારે પણ એની એ સ્થિતિમાં સ્વામીજી દેખાતા, પછી કંઈક શ્રદ્ધા અને કંઈક ચિકિત્સા દ્રષ્ટિએ રાત્રીએ જાગી સંપૂર્ણ ચર્યાનો તાગ લેવાનો વિચાર કર્યો. વૈશાખ માસની શુક્લપક્ષ ૧૦ ની રાત હતી, હું જાગતો બેઠો. બીજી રાત્રીએ પણ બેઠો, પણ છેવટે પરોઢના ૪ વાગે હું થાક્યો. નિદ્રા આવવા લાગી, હું ઘસઘસાટ ઊંઘી ગયો. તે બન્ને રાત્રીએ સ્વામીજી તો એજ અવસ્થામાં બેઠેલા હતા.

સ્વામીજીનો મારે ત્યાં આવવાનો સમય બપોરનો હતો. તેઓ પધારે એટલે અમને ઘણોજ આનંદ આવતો અને પ્રસંગપર ઘરના ચાખતી—પાણીનો ભાવ પૂછવાનું પણ ભૂલી જતા—મને તૃષા લાગે ત્યારે પાણી આપતા ત્યારે ૨–૩ પ્યાલા પાણી પી જતા. ત્યારે મેં કહ્યું કે—આપને અત્યારથી ઘણી તૃષા લાગી હતી છતાં આપે પાણી કેમ ન માગ્યું? જવાબમાં બોલ્યા કે—क्या करूं? मंगनेका स्वभाव ही नहीं है. પડેલાંદેવા ભિક્ષા કરવા પધાર્યા ત્યારે હાથ મુખ ધોવા પાણી લુછવા માટે રૂમાલ સામે ધર્યો. તે જોઈ આંખમાંથી આંસુનાં બિંદુ સરી પડ્યાં ને બોલ્યા કે—રૂમાલ? આને માટે તો માતાજીને મેં બહુ સંતાપ્યાં છે. એને જીંદગીભર હાથ નહી લગાડું.

આવા અનેક પ્રસંગો છે. लोकोत्तराणां चेतांसि को नु विज्ञातुमर्हति?

---

# સરલ ગીતાધર્મસાર

લેખક : શ્રી. પુરાતન બુચ

[ પ્રેમધર્મના ૨૫ મા અંકથી ચાલુ ]

## માનવજીવન–યોગ

અર્જુન બોલ્યા:

હે ભગવાન ! આપ કૃપા કરીને મને હવે માનવ-જીવનનો સાર શું છે એ સમજાવો જેથી મારા જીવનને એ રીતે ઘડી શકું. ૧

શ્રી કૃષ્ણ બોલ્યા:

હે અર્જુન ! તારો પ્રશ્ન યથાર્થ છે. માણસે જન્મ લીધા પછી સમજી લેવું જ જોઈએ કે પોતાના જીવનનો હેતુ અને સાર શો છે. ૨

જે માણસો પોતાના જીવનનો હેતુ જાણ્યા વગર જીવે છે તેઓનામાં અને પશુઓમાં કાંઈ જ ફેર નથી એ ચોક્કસ જાણવું. ૩

સ્ત્રી અને પુરુષના સ્થૂલ સંયોગથી નવો જીવ પેદા થાય છે એ સાચું છે; પરંતુ એ બન્ને પોતાના આત્માનો અંશ નવા જીવમાં મૂકે છે. એ સ્મરણમાં રાખવા જેવી વાત છે. ૪

માણસ જન્મ પામે છે તે પહેલાં અને મૃત્યુ પામે છે તે પછી ક્યાં જાય છે તેની કોઈને ખબર નથી પડતી છતાં માણસ પોતાની જાતને બધું જાણનાર જેવો માને છે. ૫

એટલું જ નહિ, માણસને એક દિવસ મરવાનું તો નક્કી છે જ તે છતાં બધાં માણસો આ દુનિયામાં જાણે કદી મરવાનું જ નથી એવી રીતે વર્તે છે, એ દુનિયાનું એક મોટું આશ્ચર્ય છે. ૬

પરંતુ જે 'હું કરું છું' 'હું કરું છું' એવું ગુમાન રાખતો નથી એ જ સાચા અર્થમાં માણસ તરીકે જીવે છે. ૭

દુનિયામાં માનવી જન્મ પામે છે તેનો હેતુ પોતાના જેવાં બીજાં માનવીઓ તથા અન્ય જીવોનું ભલું કરવાનો જ છે. ૮

માણસ જુદી જુદી રીતે પોતાનાં આસપાસનાં માનવીઓનું ભલું કરી શકે છે કોઈ જ્ઞાનથી, કોઈ ધનથી કોઈ કર્મથી તો કોઈ ધ્યાનથી. ૯

જેને ધન ઉપરનો કાબૂ હોય છે તે પોતાની જાતને ધનવાન ગણાવે ને માત્ર પોતાનો સ્વાર્થ સાધે તો તે સાચો ધનવાન નથી. ૧૦

પણ જે પોતાનું ધન સર્વના કલ્યાણ માટે વાપરે તે જ સાચા અર્થમાં ધનવાન છે. ૧૧

જેવી રીતે પંખીઓને આવતી કાલની રોટીની કદી ચિંતા નથી હોતી તે સંઘરો પણ નથી કરતાં તેવું જ માનવીનું હોવું જોઈએ. ૧૨

જે ધનનો સંઘરો કરી મૂકે છે તેનું ધન કોઈ કામમાં ઉપયોગમાં નથી આવતું. ૧૩

પરંતુ જે પોતાની પાસેનું ધન સર્વના કલ્યાણ-અર્થે વાપરવા જેટલી ઉદારવૃત્તિ કેળવે છે તે સાચા અર્થમાં માનવી બની જાય છે. ૧૪

માણસ પોતાની પાસેનું જ્ઞાન જેમ જેમ વાપરે છે તેમ તેમ તે વધતું જ જાય છે એ હંમેશા લક્ષમાં રાખવું. ૧૫

જેવી રીતે એક દીવાથી બીજો દીવો પ્રગટે છે તેવી જ રીતે એક માનવઆત્માની જ્યોતમાંથી જ્ઞાનની જ્યોત બીજાને લાધે છે. ૧૬

આવી જ્યોત મેળવવા માટે માણસે સહુની પ્રત્યે નમ્રભાવ રાખવો જોઈએ. કારણ કે ક્યારે કોની પાસેથી જ્ઞાનની ચિનગારી મળી જશે તેનો કોઈ જ નિર્ણય નથી હોતો. ૧૭

માણસનું જીવન એક નદી ઉપરના ઘાટ જેવું છે. એ ઘાટ ઉપર તરેહતરેહનાં માનવીઓ સ્નાન કરવા –પવિત્ર થવા આવે છે એમ સમજીને જીવન ગાળવું જોઈએ. ૧૮

જેવી રીતે કોઈ પણ આંબાના વૃક્ષને બરોબર હવા, પાણી, પ્રકાશ મળે છે તો સારી કેરી આપે છે. ને ખેતરમાં સારું ખાતર નાંખીને હવા પ્રકાશ તથા પાણી મળતાં સારો પાક થાય છે તેવી જ રીતે માનવ-જીવનનું પણ સમજવું. ૧૯

માનવીને હું પાણી, પ્રકાશ સ્વચ્છ હવા તથા અન્ન આપું છું તેના બદલામાં તેણે પોતાના હૃદયમાં સદ્-ભાવના પ્રગટાવવી જોઈએ. ૨૦

જે માનવી દુનિયાની સ્થૂલ સુખ બધી સગવડો ભોગવ્યા પછીયે પોતાના જીવનમાંથી પ્રેમની પ્રેમળ સુવાસ ફેલાવી શકે તો જ તેને સાચા અર્થમાં માનવી કહી શકાય. ૨૧

# સાચો ધર્મ

એક વાણીઓ અને એક બ્રાહ્મણ બન્ને મિત્રો હતા, બન્નેએ કાશીએ ભણવા જવાનો વિચાર કર્યો અને એક દિવસ ત્યાં જવા માટે ઉપડયા. બાર બાર વર્ષ સુધી તેમણે વિદ્યાભ્યાસ કર્યો અને વિદ્વાન થઈને તે પાછા ફર્યા.

ગામના લોકોએ બન્નેને સત્કાર્યા. બન્નેએ રાજાની આગળ જઈને આશીર્વાદ આપ્યા. તેથી રાજા ખુશ થયો અને બન્નેને કહ્યું 'માગો તમને જે ઇચ્છા હોય તે ' મારો ધનભંડાર તેમ જ મારા રાજ્યમાંથી જે જોઈએ તે લઈ લ્યો.'

બ્રાહ્મણે કહેવા માટે જીભ ઉપાડી કે વાણિયાએ બુદ્ધિ વાપરી અને કહ્યું 'મહારાજ ' અમે વિચારીને કહીશું.'

પછી બ્રાહ્મણને તેણે પૂછયું : 'તારી શું ઇચ્છા છે?

બ્રાહ્મણ કહે: 'રોજે બન્ને ટાઈમ લાડવા મળે તે.'

વાણીઓ કહે: 'એમ કરીએ કે બન્ને એક એક દિવસનું રાજ્ય માગીએ. તું તારી ઇચ્છા પૂરી કરજે, હું મારી ઇચ્છા પૂરી કરી લઈશ.'

બ્રાહ્મણ કહે એ વાત સાચી. બન્ને રાજા પાસે આવ્યા અને બોલ્યા. 'મહારાજ, અમને એક એક દિવસનું રાજ્ય જોઈએ છે.'

રાજા હસીને કહે-ભલે જેવી તમારી મરજી. કાલ અને પરમ દિવસે તમે રાજ કરજો'

પહેલે દિવસે બ્રાહ્મણ ગાદી ઉપર બેઠો. એક દિવસ માટે તે રાજા હતો. તેણે પોતાના સલાહકારોને બોલાવ્યા અને કહ્યું 'તમે જાણો છો કે હું એક દિવસનો રાજા છું. હવે મને કહો કે મારું રાજાપણું કેમ સાર્થક થાય?

મિત્રો કહે—'તમે રાજા બન્યા એની ખુશીમાં આખું ગામ સાથે જમે નહિ, અને તમે પણ જમો નહિ તો પછી તે શું કામનું!'

બ્રાહ્મણ કહે—એમાં, મારે રાજા બનવાની સાર્થકતા છે ને!'

મિત્રો કહે—'હા!'

તેણે ગામમાં ઢંઢેરો પિટાવ્યો કે 'આજે હું રાજા થયો છું. મારે ગામની બહાર બધાને જમવાનું છે.'

---

જેવી રીતે સરસ રીતે દોડે તે ઘોડો ઉત્તમ ગણાય છે. સરસ દૂધ આપે તે ગાય ઉત્તમ ગણાય છે તેવી જ રીતે જેના જીવનમાંથી સદ્ગુણો પ્રગટ થાય છે તે જ ઉત્તમ માનવી ગણાય. ૨૨

જે પુરુષ કદી કોઈ પરસ્ત્રી પ્રત્યે કુદૃષ્ટિ ન કરે, કોઈનું ધન લઈ લેવાની ઇચ્છા ન કરે ને કંઈક [illegible] વેઠીને જે જીવે તે સાચો પુરુષ છે. ૨૩

જે સ્ત્રી પોતાના પતિ તથા કુટુંબીજનોની સારી સેવા કરે તથા હમેશાં શરીર, મન તથા હૃદયને વિશુદ્ધ રાખવા ધર્મધ્યાન તથા ભજનો બોલે તે ઉત્તમ સ્ત્રી છે. ૨૪

માનવજીવનનો હેતુ ઓળખીએ એક બીજાને સહાય કરીને જીવવું એ જ છે. વેર રૂપી ઝેરને ઉતારવાનો મંત્ર પ્રેમમય જીવનમાં છે એમ સમજીને જીવન ગાળવું જોઈએ. ૨૫

માનવજીવનનો સાર આપણી પાછળ સારી સુવાસ મૂકી જવી એ છે. જે ધનનો સંગ્રહ પાછળ મૂકી જાય છે તેઓ પોતાના કુટુંબને ભલે સુખી બનાવવાની ઇચ્છાઓ એમ કરે પણ એ તો નાશવંત છે. ૨૧

દુનિયામાં નાશ જ નથી થતો એવી ચિરંજીવ વસ્તુ માણસ પાસે છે. એ તેના સદ્ગુણો જ છે. એનો જીવનમાં વિકાસ કરવો જરૂરી છે. ૨૭

જેઓ મારી આ વાત સમજીને મારી ઇચ્છા વગર ઝાડનું એક પાંદડુંયે હાલતું નથી એવા સર્વ સમર્પણ ભાવથી પોતાનું જીવન ગાળશે તેઓને માનવ-જીવનની સાચી સરસ શાંતિ પ્રાપ્ત થશે. ૨૮

માણસે પોતાના જીવનને સારી રીતે પસાર કરવા માટે ક્રોધ, વેર લોભ વગેરે ન કરવાં. તે સાથે જ તેણે નાનાં મોટાં વ્યસનો પણ ત્યજી દેવાં જોઈએ. ૨૯

માણસે બે વખત શરીરને ટકાવી રાખવા પૂરતું અન્ન લેવા સિવાય બીજું કોઈ જ વ્યસન ન રાખી મારા ધ્યાનમાં લીન રહીને જે કંઈ સારું કામ હાથ આવે તે દિલચોરી કર્યા વગર કરતા રહેવું જોઈએ. ૩૦

જેઓ મનમાં આસક્તિ રાખ્યા વગર મારી યાદ તાજી રાખીને પોતાને ભાગે આવેલું કામ કરે છે તેને-જીવનમાં સાચી શાંતિ સાંપડે છે ૩૧

ઢંઢેરો સાંભળી એક પછી એક બધાએ ચાખવા આવ્યા. સ્વાદલોલુપ માણસો કહેવા લાગ્યા, "ઘણું જ ઉત્તમ થયું. બ્રાહ્મણને ગાદી મળી તો ચાખવા ખાવા મળ્યા."

ખાવા અને ખવડાવવામાં રાત પડી ગઇ અને પછી ખાવાનું ઘેન ચઢતાં બ્રાહ્મણદેવને નિદ્રા આવી ગઈ અને તે રાજાના મહેલમાં સૂઇ ગયો. સવાર પડી. પહેરદારોએ આવીને કહ્યું "મહારાજ! મહેલ છોડો, હવે તમારૂં રાજ્ય ગયું."

બ્રાહ્મણને દુઃખ થયું કે તે કંઇ કરી શક્યો નહિં.

બીજે દિવસે વાણિયાને ગાદી મળી. તે વિચક્ષણ હતો. તેણે વિચાર્યું કે બ્રાહ્મણે તો એક દિવસનું રાજ્ય ખાવા ખવડાવવામાં ગુમાવ્યું, પણ મારે તો તેને સફળ કરવું

તરત જ તેણે હુકમ કર્યો કે, "જાઓ, પાલખી લઇને અને મારા માબાપને તેમાં બેસાડી લઇ આવો."

મા-બાપ પાલખીમાં બેસીને આવ્યાં કે વાણિયો ઉઠ્યો. સિંહાસન પરથી અને મા-બાપને પગે લાગ્યો અને બોલ્યો કે "તમારા પ્રતાપે જ, મને આ રાજ્ય મળ્યું છે. મારૂં પ્રથમ કર્તવ્ય છે તમારી સેવા. આ વખતે જો હું તમને કંઈ કામમાં ન આવું તો પછી મારૂં જીવન નકામું છે."

મા-બાપે તેને આશીર્વાદ આપ્યા. વાણીયા રાજાએ બન્નેને એક એક ઝવેરાતની પેટી તેમના ચરણમાં ભેટ મુકી અને બોલ્યો: "બીજી કોઈ આજ્ઞા હોય તો કહો. હું તે બજાવીશ, કારણ કે તમારા આશીર્વાદ જ મને સફળતા અપાવશે."

મા-બાપે કહ્યું: 'અમારા તને આશીર્વાદ છે.'

વાણિયાએ બન્ને સન્માન સહિત વિદાય કર્યા. પછી પોતાના મિત્ર બ્રાહ્મણને બોલાવી તેને પણ ખૂબ ધન આપ્યું અને મિત્રધર્મ બજાવ્યો.

ત્યારબાદ ગામના આગેવાનોને બોલાવ્યા અને કહ્યું: "તમને શાસનમાં શેનું દુઃખ છે? કયા કર વધારે છે, કયો કયા અમલદારો તમને હેરાન કરે છે, તે તમે મને જણાવો જેથી હું તે પ્રમાણે ઘટતું કરી શકું અને તમારૂં દુઃખ કાયમ માટે દૂર થાય."

આગેવાનોની વાતો સાંભળી તેણે દિવાનને હુકમ કર્યો કે, "તેઓ કહે તે પ્રમાણે કર ઓછો કરો-અમલદારોનો દંડ કરો અને વધારાનો જે કર લેવાયો હોય તે તેમને પાછો સોંપો."

દિવાન કહે: 'ભલે.'

પછી તેણે પાછું દિવાનને કહ્યું: "મને એક દિવસનું રાજ્ય મળ્યું છે. હું મારા ગામમાં કોઇને આજના દિવસ માટે ભૂખ્યો કે નાગો જોવા ઇચ્છતો નથી. માટે તમે ભૂખ્યાને ભોજન, નાગાને કપડાં અને દરેક ગરીબને એક એક હજાર રૂપિયા આપો."

દીવાન કહે' પણ 'મહારાજ! રાજ્યની તિજોરી ખલાસ થઇ જશે.'

વાણિયો કહે કે, 'રાજાની તિજોરી તો પ્રજાના ઉપયોગ માટે હોય છે એ પ્રજાનો પૈસો પ્રજા માટે વપરાતાં ન બચે તો શું થયું?'

વાણીયાએ પોતાનું રાજ્ય આમ સાર્થક કર્યું.

હું પણ તમોને કહું છું કે તમે રાજા છો પણ બ્રાહ્મણ જેવું રાજાપણું ન ભોગવશો. તમને પણ રાજ્ય મળ્યું છે. જ્યાં સુધી આત્મા આ દેહમાં છે ત્યાં સુધી તમે રાજા છો. જે કરવા ધારશો એ કરી શકશો. પણ તમારા શરીરને ખાવા-પીવામાં જ ખતમ કરશો તો માનવદેહના રાજ્યને ગુમાવશો. ફરી પાછું એ રાજ્ય તમને નહિ મળે. એ રાજાપણું સાર્થક કરવા માટે તમારે પરોપકાર પારકાની સેવા કરવાની છે,

માનવ દેહની કીમત, આત્મા હોય છે ત્યાં સુધી અમર્યાદિત છે. આત્મા જશે તો કોડીની પણ કીમત નહિં રહે. તમારા રાજ્યમાં તમને તમારી બુદ્ધિ પ્રધાન રૂપે છે. એ બુદ્ધિનો ઉપયોગ સારાં કામો કરવામાં કરશો તો જીવન સફળ થશે.

જે માનવીએ જન્મ લીધો છે તેને મરવાનું જ છે. મરતા પહેલાં "જીવી જાણવું" એ સમજાય તો મૃત્યુ પણ સાર્થક થઇ જાય. એ પહેલાં જીવનનો ઉપયોગ, મળેલી શક્તિ અને સાધનો વડે કરી લેવાનો છે. આપણે ચાર ભીંતની વચ્ચે જન્મ્યા છીએ. તેમ એક દિવસે મરવાનું તો છે જ પણ કર્તવ્યની સમાપ્તિ બાદ જેવો સંતોષ થાય તેવો સંતોષ જીવનને સેવાના પંથે પૂર્ણ કરવામાં મૃત્યુ વખતે રહેશે. સ્વાર્થ માટે બધા જીવે છે. પરમાર્થ માટે જીવનાર જ સાચું જીવન જીવી શકે છે. ધર્મ એ સિવાય બીજું કશુંયે તમને કહેતો નથી.

પતિભી રાજ્યશ્રી

મહારાજ શ્રી કુલશેખર રચિત

# શ્રી મુકુન્દમાલા

[ અનુવાદક : જયંતીલાલ મંગળજી ઓઝા, બી. એ. બી. ટી એસ. એસ. બી. ]

મહારાજ કુલશેખરનું રચેલું આ ભક્તિભાવભર્યું સ્તોત્ર દક્ષિણભારતમાં ખૂબ પ્રસિદ્ધ છે. ત્રાવણકોરના રાજર્ષિની આ મધુરવાણી ઈશ્વરપ્રેમી ગુણો માટે સુધાસ્વાદુ રસો સમાન છે તેઓશ્રી છઠ્ઠા સૈકાની શરૂઆતમાં થઈ ગયા એવી સામાન્ય માન્યતા છે. મહાન રાજવી હોવા છતા તેમના આત્માને તેથી તૃપ્તિ થઈ નહીં, અને ધીમે ધીમે તેમના અંતરમા ઈશ્વરપ્રાપ્તિની તીવ્ર ઈચ્છા જાગી રાજધાની છોડી એક સામાન્ય ભક્ત તરીકે શ્રીરંગમમાં જીવન ગાળવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. યુવરાજને રાજગાદી સોંપી તેઓશ્રી છેવટે શ્રીરંગમમાં શ્રીરંગનાથના મંદિરમાં રહેવા લાગ્યા, લાંબા વખત સુધી ત્યા રહ્યા પછી તેઓશ્રીએ ભારતવર્ષના તીર્થોમા ભ્રમણ કર્યું અને છેવટે પોતાના અંતિમ દિવસો મન્નારકોઈલમા શ્રી રાજગોપાલ સ્વામીના મંદિરમા ગાળ્યા. શ્રી મુકુન્દમાલા અને ‘પેરુમાલ તિરુમોઝી’ નામની એકસો ત્રણ શ્લોકોની દ્રાવિડ ભાષામાં ઈશ્વર સ્તુતિ,–એમ તેમની બે કૃતિઓ હાલમાં મળી આવે છે. આ રાજર્ષિના આ બધા શ્લોકો આજે પણ દક્ષિણભારતનાં ઘણાં વૈષ્ણવ મંદિરો અને ઘરોમાં ભક્તિવિનમ્ર હૃદયે સવાર સાંજ ગાવામાં આવે છે. સમશ્લોકી ભાષાંતર દ્વારા ગુજરાતને શ્રી મુકુન્દમાલાનો પરિચય કરાવવાનો આ પ્રયત્ન કરવામા આવ્યો છે

ॐ नमो भगवते रामकृष्णाय

## श्री मुकुन्दमाला

( અનુષ્ટુપ )

ઘોષ ચાલે પુરે જેના રંગયાત્રા તણો સદા,
શિર નામી મહારાજ કુલશેખર એ નમું.

( વસંતતિલકા )

શ્રીનાથ! હે વરપ્રદાયિ! દયાળુશ્રેષ્ઠ!
હે ભક્તબંધુ! ભવછેદનમાં પ્રવીણ!
હે નાથ! નાગશયના! જગના નિવાસ!–
આલાપ આ નિત કર્યાં કરું હું; મુકુન્દ! (૧)

( માલિની )

જયતુ જયતુ દેવા! દેવકીના સુપુત્ર!
જયતુ જયતુ કૃષ્ણ! વૃષ્ણિવંશપ્રદીપ!
જયતુ જયતુ મેઘશ્યામ! હે કોમળાંગ!
જયતુ જયતુ પૃથ્વીભારનાશી મુકુન્દ! (૨)

( ઉપજાતિ )

મુકુન્દ! નામું શિર આપને હું,
ને યાચતો કેવળ આટલું જ,–
ભવે ભવે આપ તણી કૃપાથી
ભૂલું કદી ના ચરણારવિંદ. (૩)

મંદાક્રાન્તા

ના હું વંદું તવ ચરણને છુટવા દ્વન્દ્વમાંથી,
કે ના વન્દું હરિ! હું બચવા નારકી દુઃખમાંથી;
ચાહું ના હું અમરપુરીમાં રમ્ય રામાવિલાસ,
જન્મે જન્મે હૃદયભવને ભાવના એક તારી. (૪)
આસ્થા ધર્મે, ધનદ્રગ મહીં, કે ન કામોપભોગે,
જે જે ભાવી બનતું સહુ છો પૂર્વકર્માનુસાર;
આ હું પ્રાર્થું મુજ હૃદયથી,–જન્મજન્માન્તરે યે
પામું ભક્તિ અવિચલ સદા પાદપદ્મે તમારે. (૫)

(ઉપજાતિ)

મહીં કે સ્વર્ગે ભલે નિવાસ,
નરકે હો નરકાન્તકારિ! મારો,
મરણે પણ ચ્યાઉં પાદ તારા,
વધુ જે શારદપદ્મથી પ્રફુલ્લ. (૬)

(વસંત તિલકા)

ત્હારાં શ્રીકૃષ્ણ! પદપંકજ પિંજરામાં
પેસો જ આજ મમ માનસરાજહંસ,
પ્રાણપ્રયાણ સમયે કફવાતપિત્તે
કંઠાવરોધન થતાં સ્મરું હું તને ક્યાં? (૭)

(રથોદ્ધતા)

ચિન્તવું સતત માત્ર કૃષ્ણનું
મન્દમન્દ હસતુ મુખામ્બુજ,
નન્દગોપસુત સર્વદૈવતં,
નારદાદિમુનિવૃંદવન્દિત. (૮)

(માલિની)

કરચરણ સરોજે, રમ્ય જ્યાં નેત્ર મીન;
ભ્રમહર બહુ ઊંડું, વીચિ જ્યાં છે ભુજાઓ;
હરિસર મહીં નાહી, તેજવારિ તથા પી
ભવમરૂ-શ્રમણોનો ખેદ આજે તજું હું. (૯)

(પુષ્પિતાગ્રા)

કમલનયન ને સદા અચક
મુરઅરિમાં રમતું ન ચિત્ત છોડ,
સુખપ્રદ નવ અન્ય કાંઇ જાણું
હરિચરણ સ્મૃતિની સુધાની તુલ્ય. (૧૦)

(શાર્દૂલ)

ના બી તું મનવા ! વિચારી યમની શિક્ષા તણી યાતના,
આવા પાપી રિપુ ન કૈં કરી શકે સ્વામી જહીં શ્રીધર;
છોડી આળસ ભક્તને સુલભ એ ધ્યાજે તું નારાયણ,
તાપો દૂર કરે સદા જગતનાં, શું દાસને એ તજે ! (૧૧)

(માલિની)

ભવજલધિની મધ્યે દ્વન્દ્વ વાયુ ઝપાટા,
સુત દુહિતૃકલત્ર ભારથી યે દબાતા,
વિષમ વિષયવારિ-માં ડુબે જે અનાથ
શરણ સહુ જનોનું વિષ્ણુ નામે જહાજ. (૧૨)

ભવ જલધિ ઉંડા આ કેમ ભાઈ ! તરાશે !
કરવી ન કદી એવી ચિત્ત ચિન્તા લગીરે;
કમલનયન દેવે જો રહી ભક્તિ તારી
નરકભય પછી ના પાર નિશ્ચે જવાશે. (૧૩)

(મન્દાક્રાન્તા)

તૃષ્ણા તોયે મદનપવને ઉછળે મોહમોજાં,
નારીના જ્યાં વમળ ફરતાં, બન્ધુઓ ગ્રાહ જેવા;
હા ! ડુબન્તાં જગજલધિમાં દેવ લેજો ઉગારી
પાદામ્ભોજે અમલ ભગવન્ ! ભક્તિનું નાવ આપી. (૧૪)

(સગ્ધરા)

ના જોઉં હું કદીયે અધમ પુરુષ જે ભક્તિહીણા પદાબ્જે,
ને સૂણું ના કથા એ પરમચરિતનું જ્ઞાન જેમાં ન હોયે,
ચાહી હો ના જનોની ભુવનપતિ ! તને ચિત્તમાં જે ન સ્થાપે,
ત્હારી સેવા વિના હું ક્ષણભર રહું ના જન્મજન્માન્તરે યે. (૧૫)

(શાર્દૂલ)

જિહ્વા ! લક્ષ્મીપતિ મુરારિ ગુણ આ, ચિત્તે ધરી કેશવ,
લાગી જા કર નાથસેવન મહીં, કર્ણો કથાઓ સુણો;
નેત્રો ! કૃષ્ણ સદા તમે નિરખજો, ચલો જજો મંદિરે,
નાસા ! સુંઘ મુકુન્દપાદ તુલસી, મૂર્ધા ! નમો સર્વદા. (૧૬)

હે લોકો ! સુણજો પ્રસૂતિમરણ વ્યાધિ ચિકિત્સા તમે,
લેજો ઔષધ આ કહેલ મુનિઓ શ્રીયાજ્ઞવલ્ક્યાદિએ;
અન્તર્જ્યોતિ મહીં રમો અમૃત પી શ્રીકૃષ્ણના નામનું,
જે પીતા પરમૌષધિ મળી જશે નિર્વાણ આત્યન્તિક. (૧૭)

હે મર્ત્યો ! હિતકારી સૌ વચન આ સંક્ષેપમાં સાંભળો,
મોજાં ઉછળતા ભયંકર, તમે એ અર્ણવે ડુબતાં;
બીજાં જ્ઞાન બધાં ભૂલી જઈ ‘ नमो नारायणायेति ॐ ’
વારંવાર પ્રણામ સાથ કરજો આ મંત્રના જાપને. (૧૮)

પૃથ્વી ધૂલિકણો, સમુદ્ર જલના ટીપા સમો લાગતો,
વાયુ શ્વાસ ધીમો, રવિ તમભર્યો, આકાશ તો છિદ્ર શું;
બ્રહ્મા, રૂદ્ર અને સમસ્ત સુર તો લાગે કીડાના સમા
જેના દર્શનથી, અહો ! વિજય છે એ દેવનો સર્વદા. (૧૯)
જોડું હાથ અને નમાવું શિરને, રોમાંચ પ્રત્યંગમાં,
વાણી ગદ્દગદ થાય ને નયન તો હર્ષાશ્રુઓથી ભર્યાં;
તારા શ્રી ચરણારવિંદ દ્વયના ધ્યાનામૃતાસ્વાદમાં
મારી હે કમલાક્ષ ! આમ જ પૂરી થાઓ સદા જિંદગી. (૨૦)
હે ગોપાલક ! હે કૃપાજલનિધે ! હે સિન્ધુકન્યાપતે !
હે કંસાન્તક ! હે ગજેન્દ્રવિપદાહારિ ! વિભો માધવ !
હે રામાનુજ ! હે જગત્રય ગુરો ! હે પુંડરીકાક્ષ ! તું
હે ગોપીજનનાથ ! રક્ષ મુજને, જાણું ન કાંઇ બીજું. (૨૧)
ભક્તોના ભયસર્પને ગરૂડ શો, ત્રૈલોક્ય રક્ષામણિ,
ગોપીલોચન ચાતકામ્બુદ સમો, સૌન્દર્ય મૂર્તિમણિ,
એ કાન્તામણિ રૂકિમણીહૃદયનો સુશ્રેષ્ઠભૂષામણિ,
દેશો દેવશિખામણિ શુભ મતિ, ગોપાલ ચૂડામણિ, (૨૨)

(સ્રગ્ધરા)

શત્રુ ઉચ્છેદ મંત્ર, સકલ ઉપનિષદ્-સારનો મુખ્ય મંત્ર,
સંસારોદ્ધાર મંત્ર, અતિઘન તમનો સવ સંહારી મંત્ર,
સર્વૈશ્વર્યૈક મંત્ર, વિપદભુજગના દંશનો ત્રાણ મંત્ર,
જિહ્વા ! શ્રીકૃષ્ણમંત્ર જપ જપ, નિત તું, જન્મસાફલ્ય મંત્ર. (૨૩)

(શાર્દૂલ)

માયા નાશની ઔષધિ, વિમલતા વૃત્તિકરી ઔષધિ,
આર્તિકારક ઔષધિ અસુરને, ત્રૈલોક્ય સંજીવિની,
ભક્તોને શુભ ઔષધિ, ભવભયપ્રધ્વંસી આ ઔષધિ,
પીધે જા મન ! શ્રેયપ્રાપ્તિકર તું શ્રીકૃષ્ણદિવ્યૌષધિ. (૨૪)
વેદાભ્યાસ અરણ્યમાં રૂદન શો, વેદવતો સૌ વૃથા.
પીડાકારી શરીરને, વ્રત બીજાં ભસ્મે ઘી હોમ્યાં સમાં;
તીર્થોમાં અવગાહનો ગજ તણાં સ્નાનો સમાં જાણવાં
જેની પાદસ્મૃતિ વિના, વિજ્યતે એ દેવ નારાયણ. (૨૫)

(શાલિની)

શ્રીમન્નામ લેવું નારાયણાદિ,
પાપી હોયે ત્હોય વાંછેલું પામે;
કીધી પૂર્વે વાણીની ના પ્રવૃત્તિ,
તેથી પામ્યા ગર્ભવાસાદિ દુઃખ. (૨૬)

(વસંતતિલકા)

આ જન્મનું ફળ ઘણું મધુકૈટભારિ !
ને પ્રાર્થના વળી અનુગ્રહ આ જ માગું,–
તારા હું દાસ પરિચારકનો ય દાસ,
દાસાનુદાસ ગણીને સ્મર લોકનાથ. (૨૭)

(શાર્દૂલ)

છે નારાયણ નાથ આ ત્રિજગનો ઐશ્વર્યશાલી મહા,
શકતો જે મનથી સ્મરે સ્વપદનો–દાતાર છે તેમને;
બીજા હા ! અનુદાર ગ્રામપતિની સેવાયેં હોયે જવા,
આહાહા ! ગણવી વિમૂઢ જનની કેવી જ આ મૂર્ખતા ! (૨૮)

(પુષ્પિતાગ્રા)

મદન ! મુજ મને સ્થિતિ તજી દે,
ચરણસરોજ મુકુન્દનાં વસે જ્યાં;
હરનયનવિદાહથી વિદગ્ધ,
સમજ ન હોય મુરારિચક્રશક્તિ ! (૨૯)

(ઉપજાતિ)

આ તત્ત્વ છે શ્રેષ્ઠ થકીય શ્રેષ્ઠ,
મધુ ભરેલું ફળ મિષ્ટ જેવું;
જિહ્વા ! તું નારાયણ નામ લેજે,
બદ્ધાંજલિ હું રહું હાથ જોડી. (૩૦)
આ દેહ અંતે ક્ષય પામવાનો,
વિનાશ તો છેવટ છે થવાનો,
શું ઔષધિથી વળશે, વિમૂઢ !
કૃષ્ણૌષધિ પી સહુ રોગહારી. (૩૧)

(મંદાક્રાન્તા)

દારા તારી જલધિતનયા, પુત્ર તારો વિરિંચિ,
સ્તોતા વેદો, સુરગણ સહુ કિંકરો નમ્ર તારા;
માયા તારી જગ સકળ છે, મુક્તિ તારો પ્રસાદ,
ના જાણું કૈં, અરજુન સખા, દેવકીમા જનેતા. (૩૨)

(શાર્દૂલ)

રક્ષો કૃષ્ણ મને જગત્રય ગુરુ, શ્રીકૃષ્ણને હું નમું,
કૃષ્ણે શત્રુ હણ્યા સહુ અમરના, શ્રીકૃષ્ણને વન્દુ હું;
કૃષ્ણેથી જગ આખું ઉત્થિત થયું, શ્રીકૃષ્ણનો દાસ છું,
કૃષ્ણે સર્વ રહ્યું અનન્ત જગ આ, હે કૃષ્ણ ! રક્ષો મને. (૩૩)

(વસંતતિલકા)

તો તું દયા કર પ્રભો ! છું અનાથ હું તો,
વિષ્ણો ! કૃપા કર, મહા કરુણાળુ તું છો,
સંસાર સાગર હું મગ્ન અપારહીન,
ઉદ્ધાર તું કર હરે ! પુરુષપ્રસિદ્ધ ! (૩૪)

(વંશસ્થ)

નમું છું નારાયણપાદ-પદ્મને,
કરું છું નારાયણ અર્ચના સદા
વંદું છું નારાયણ નામ નિર્મળું,
સ્મરું છું નારાયણ તત્ત્વ અવ્યય. (૩૫)

(ઇન્દ્રવજ્રા)

શ્રીનાથ ! નારાયણ ! વાસુદેવ !
શ્રીકૃષ્ણ ! ભક્તપ્રિય ! ચક્રપાણિ !
શ્રીપદ્મનાભાચ્યુત ! કૈટભારે !
શ્રીરામ ! પદ્માક્ષ ! હરે ! મુરારે ! (૩૬)

(ઉપજાતિ)

અનન્ત ! વૈકુંઠ ! મુકુન્દ ! કૃષ્ણ !
ગોવિન્દ ! દામોદર ! માધવેતિ,
સમર્થ ત્હોયે વદતું ન કોઈ !
હાયે કરીને જન કઇ માગે ! (૩૭)

(વંશસ્થ અને ઇન્દ્રવંશાની ઉપજાતિ)

અનન્ત જે અવ્યય વિષ્ણુને ભજે,
શ્રદ્ધાળુના સૌ ભય ટાળનારને,
હૃત્પદ્મમધ્યે વળી તેમને ધરે
મહાન તે વૈષ્ણવી સિદ્ધિ પામતા. (૩૮)

(રથોદ્ધતા)

ક્ષીરસાગર તરંગ બિન્દુ જે
ચારુમૂર્તિ પર તારલા સમાં,
એ શેષશાયિ શ્રી ભગવાનને
દીનનાથ મધુશત્રુને નમઃ (૩૯)

(વસંતતિલકા)

જેના હતા સુહૃદ જે કવિ લોકમાન્ય,
એના દ્વિજન્મવર પરાશરાભિધાન,
એ અમ્બુજાક્ષ ચરણામ્બુજના મધુપ
રાજાધિરાજ કુલશેખરની કૃતિ આ. (૪૦)

# ગીતા-પત્રમાળા

રજુ કરનાર : સ્વામી ચૈતન્યાનંદ,
શ્રી રામકૃષ્ણ આશ્રમ, પંચવટી-નાશીક.

## ગીતા શું છે ?

પ્રિય.....

તેં મહાભારત સાંભળ્યું હશે. કોઈ હિંદુ બાળક દ્રૌપદી, સીતા, સાવિત્રી અને દમયંતીની રોમાંચક કથાઓથી અજાણ નહિ હોય. રોમાંચક કહું છું તેનું કારણ એ કે બચપણમાં આપણને જેસીમાં કામ, કમાડ, જે કાંઇ આપણને મહત્તા અને સામર્થ્યનો ચિતાર આપે તેની ભવ્યતામાં આનંદ આવે છે. મહાભારત એવી વાતો અને પ્રસંગોથી ભરપૂર છે. દૂર દૂરનાં ગામડાંમાં ય અભણ ખેડુત સ્ત્રી પુરુષો ચાંદની રાતના ગામના મંદિર ને ચોરે બેસીને વર્ષોથી રામાયણ-મહાભારતની કથાઓ એક ધ્યાન થઈને સાંભળતાં હોય છે. આવાં પ્રાથમિક જ્ઞાન અને અનુભવથી અપરિચિત રહીને શાળાના ભણાખરા વિદ્યાર્થીઓ ખરા આનંદ અને કીંમતી કેળવણીથી વંચિત રહે છે.

**ભારતનો પંચમો વેદ :** મહાભારત પાંચમો વેદ મનાય છે. તેમાં એક લાખ ઉપર શ્લોકો છે એ શ્લોકો સમુદ્રમાં ભગવદ્‌ગીતા અતિ આકર્ષક અને મોહક બેટ જેવી છે. આ સ્વર્ગભૂમિની યાત્રાએ આવનારા યાત્રીઓની સંખ્યા ગણવા જઈએ તો લાખોની થાય. આ યાત્રા યુગો થયાં ચાલ્યા કરે છે. અને માનવજાતને સંસ્કૃતિ અને આધ્યાત્મિકતા પ્રત્યે જરા સરખું યે આકર્ષણ છે ત્યાં સુધી ચાલ્યા જ કરશે. પાંડવો અને કૌરવો વચ્ચે જે આંતર-કૌટુંબિક યુદ્ધ થયું. તેનાં કારણો અને ઘટનાઓ જણાવવાની જરૂર નથી. દ્રૌપદીના સમયમાં પહોંચીને એ કાળનો રંગ તથા ધ્વનિ જો ખરેખરો પકડવો હોય તો મહાભારત તારે પોતે જ વાંચવું જોઈએ. મારો હેતુ તો તમે કલ્પનાની પાંખો પર બેસાડીને કુરુક્ષેત્રના રણમેદાન પર ખડી કરું, એટલે સરશે. ગીતા વિષે બીજી રમુજી વસ્તુ એ છે કે એ યુદ્ધ ક્ષેત્રથી દૂર દૂર મહેલમાં બેઠેલા અંધરાજા ધૃતરાષ્ટ્રને સંજયે કહેલી છે. વર્તમાન સમયમાં પોતાની શરતો, ક્રિકેટની મેચો વગેરે પરના રેડીઓ-વિવરણથી તું સુપરિચિત હોઈશ. મેં જોયું છે કે છોકરાઓ પણ ક્લાકના કલાક સુધી બેઠાં રહીને રેડીઓ પર આવતાં શરત કે મેચનાં વિવરણો સાંભળ્યા કરે છે. અને જાણે કે નજર સામે જ જોતાં ન હોય તેમ નાનાં બાળકોની પેઠે આનંદથી બૂમો પાડી ઉઠે છે. એવી રીતે જાણે કે રેડિઓના મુખ્ય સ્ટેશન પરથી આવતું મેચ-વિવરણ તેં સાંભળ્યું હશે, આધુનિક ભાષામાં બોલીએ તો સંજય એટલે એ કાળનો ટાલ્યા વ્યાખ્યાન, આવી રીતે મહાભારતમાં સંજયનું આપેલું વિવરણ આવે છે અને તેમાં ગીતા છે.

પાંડવ-કૌરવોના પિતામહ વ્યાસમુનિ યુદ્ધના આરંભમાં ધૃતરાષ્ટ્રને મળવા આવ્યા. તેમણે કહ્યું કે જો ઇચ્છા હોય તો હું તમને દિવ્યદૃષ્ટિ આપું, તેથી તમે યુદ્ધની બધી ઘટનાઓ જોઈ શકશો. અંધ ધૃતરાષ્ટ્રને પોતાનાં સગાંવહાલાં અને સ્વજનોનો વિનાશ જોવો ગમ્યો નહિ. પણ એણે એટલું માગ્યું કે 'મને ત્યાં જે જે બને તેના રીતસર ખબર મળવા જોઈએ.' એ પરથી વ્યાસમુનિએ સંજયને દિવ્યદૃષ્ટિ આપી. કથા કહે છે કે ધૃતરાષ્ટ્રને આખી ગીતા સંભળાવનાર સંજય છે. વ્યાસમુનિએ તેને દિવ્યદૃષ્ટિ આપીને કહ્યું કે, 'દુનિયામાં જે કાંઈ બનશે તે બધાંની તને ખબર પડશે. જે કોઈ કાંઈ પણ બોલશે તેનો અર્થ સમજીશ જે કોઈ મનમાં વિચાર કરશે તે તારાથી અજાણ્યું નહિ રહે. ઉપરાંત દુનિયા માંહેનો કોઈ પદાર્થ, દિવસ અથવા રાત્રી, દેશ યા કાળ તારી જાણવાની અને સમજવાની શક્તિને નિયંત્રિત નહિ કરી શકે. યુદ્ધમાં અસ્ત્રશસ્ત્રો તને ઈજા નહિ પહોંચાડે, તેમજ તને થાક નહિ લાગે.

ગીતાની બીજી વિલક્ષણતા એ છે કે સાતસો શ્લોકનું લાંબું વ્યાખ્યાન યુદ્ધનો આરંભ થવાની તૈયારીમાં, ખડાં રહેલાં સામસામાં લશ્કરોની વચ્ચે રથ પર બેઠેલા અર્જુન અને શ્રીકૃષ્ણ વચ્ચે ખરેખર થયેલો સંવાદ છે એમ કહેવાય છે. આ બધી ઐતિહાસિક ઘટનાઓની આસપાસ કેટલાય વાદ અને કલ્પનાઓ ઉભી થઈ છે મહાભારતમાં સાચું કેટલું ? લડાઈના મેદાન પર આધ્યાત્મિક ઉપદેશ હોય ? અર્જુન અને શ્રીકૃષ્ણ એ ઐતિહાસિક વ્યક્તિઓ છે? આ બધી વાતો કોઈ ચાલાક માણસે પાછળથી મહા-

ભારતમાં ઘુસાડેલી કલ્પનાઓ અથવા બનાવટી વાતો નથી? આવી બધી શંકાઓ અને વાદવિવાદમાંથી નીચેનો એક ખુલાસો ઉપજ્યો છે તે એ છે કે યુદ્ધ વગેરે ભૌતિક અને ઐતિહાસિક ઘટનાઓ નથી પણ એક રૂપક છે. કુરુક્ષેત્ર એ માણસનું અંતઃકરણ છે. પાંડવો અને કૌરવો એ નિરંતર એક બીજાનો નાશ કરવા મથી રહેલાં બે જૂથો છે. અર્જુન એટલે માણસમાં રહેલા ઇશ્વરી મદદ માગતા સારાં અને સદ્‌ગુણી તત્ત્વો. ઇશ્વરનાં ચરણકમળનો આશ્રય લીધે માણસ ઇશ્વરકૃપાથી આખરે વિજયી થાય છે હિંદુ માનસ માટે આ વસ્તુ સ્વીકારવી સાવ સાહજિક છે ઉપનિષદોના ને પુરાણો અને બીજાં જૂનાં શાસ્ત્રોમાં માણસની અંદર ચાલતી રહેલા વિશ્વવ્યાપક ઝઘડાના એ જાતનું અલંકારિક વર્ણન ખૂબ ખૂબ છે

નિર્વિવાદ સ્વીકારતી ઐતિહાસિક સત્ય ઘટનાનું યથાર્થ મહત્ત્વ શું છે? બુદ્ધિનો દાખલો લઈએ, કોઈ વિદ્વાને અથવા પોચીલ પંડિતે આજ સુધીમાં શાક્યમુનિ ગૌતમની ઐતિહાસિકતા વિષે વાંધો નથી ઉઠાવ્યો. અઢી હજાર વર્ષ પહેલાં એમનો કપિલવસ્તુમાં જન્મ, જનતા જનાર્દનની પોતાની સહાયથી વધુ વર્ષો સુધી સુંદર સેવા કરીને આ સંસારમાંથી વિદાય લીધી. એમણે અમુક એક સમયે, થોડોક સમય જીવવા માટે જન્મ લીધો, ત્યાં સુધીના ભૂતકાળમાં કાંઈ એ જન્મીને રહ્યા નહોતા, તેમજ આ બધા હજારો વરસ સુધી એ કોઈ શરીર ધારણ કરી રાખીને રહેતા આવ્યા નથી એ એટલાં વરસ ખરેખર જીવ્યા કે કેમ એનો સાથે આપણને ઝાઝી નિસ્બત નથી, પણ એ કેવી રીતે રહેતા, શેનો ઉપદેશ કરતા, તેમના ઉપદેશમાંથી એક મહાન સંઘ કેવી રીતે ઊભો થયો, એ સંઘ પૃથ્વીના ખૂણે ખૂણે આધ્યાત્મિક સાંસ્કૃતિક જ્ઞાનનો અમૂલ્ય સંદેશ ફેલાવવા સારુ કેવી રીતે કામ કરતો, બીજી પ્રજાઓને મારીને તેમનાં રાજ્યો આવસા કરવા માટે નહિ પણ અજ્ઞાન, અંધકાર અને વહેમમાં અટવાતી જનતાને આશા, શાંતિ, શુભભાવના અને ઉદ્ધારનો સંદેશ સુણાવવા માટે બૌદ્ધ રાજાઓ પોતાના પ્રચારક ભિક્ષુઓનાં લશ્કરો મોકલતા હતા

હરિફાઈ કરતા એ બધી બાબતોમાં આપણને રસ પડવો જોઈએ. બુદ્ધના જન્મ અને જીવનના ઐતિહાસિક સિદ્ધાંતનો ઉત્તરાર્ધ આ બધું છે. આને હું ચિરંજીવી બાબત લઉં છું એનાં બે કારણો છે. પ્રથમ એ કે એની અસર હજી સુધી ટકી રહી છે અને અનેક જમાના સુધી ટક્યા કરશે. બીજું બુદ્ધનું આગમન જ એક શાશ્વત નિયમનું પરિણામ છે, અને એજ અથવા નિયમ, સ્વભાવ યા સત્યને લીધે જ અગાઉ અનેક બુદ્ધો આવી ગયા છે અને જુદાં જુદાં નામ ધારણ કરીને બીજા અનેક બુદ્ધો ભવિષ્યમાં પણ આવવાના,

તું અને હું ઐતિહાસિક વ્યક્તિઓ છીએ. એમાં શંકા નથી. અમુક સમય પહેલાં આપણે પણ નહોતા અને અમુક એક નિશ્ચિત સમય પછી આપણે નહિ હોઈએ. મારો આશીર્વાદ છે કે એ નિશ્ચિત સમય તારે માટે અને તેટલો લાંબો નીવડે તેમ છતાંય, આપણું અસ્તિત્વમાં આવવું, આપણાં કામો એ બધું એક સનાતન સિદ્ધાંત યા નિયમના કારભારનું પરિણામ છે. આપણે માત્ર તેના વ્યક્તિગત ઉદાહરણરૂપ છીએ વ્યક્તિગત રીતે આપણને ઐતિહાસિક ભાગ સાથે કામ છે, તે છતાંય એ સનાતન નિયમ જ આપણા જીવનના તાણા વાણા રૂપ છે અને એજ ટકી રહે છે. અર્જુન અને શ્રીકૃષ્ણ કુરુક્ષેત્રની યુદ્ધભૂમિ પર રથમાં ખરેખર બેઠા હતા અને ગીતામાં જે કહેવાયું એ બધું બોલ્યા હતા કે નહિ એ ઐતિહાસિક દૃષ્ટિએ સાચું હોય કે નહોય, પણ; સનાતનની દૃષ્ટિમાં તું, હું અને આખી માનવજાત અર્જુન છે. આ ભયંકર જીવન યુદ્ધમાં ટકી રહેવા અને વિજય–કીર્તિ મેળવવા આપણને ભગવાન શ્રીકૃષ્ણની સહાય અને પ્રેરણાની બહુજ જરૂર છે. મારી સમજણ પ્રમાણે તો સર્વોચ્ચ ધ્યેયે પહોંચીને પૂર્ણ થવાની આપણી આકાંક્ષામાં ગીતા દરેક પ્રકારની મદદ આપી શકે અને ઈસુ ક્રાઇસ્ટના શબ્દોમાં કહીએ તો સ્વર્ગમાંના પિતાના જેમ આપણે પણ પૂર્ણ થઈ શકીએ.

આ સહાય મેળવીને તેનો લાભ ઉઠાવવા માટેની જરૂરી શરતો હું મારા પાછળના પત્રોમાં જણાવી ગયો છું. આ આરંભના તૈયારીમાં કંઈક વિશેષ જરૂરનું છે.

ગીતા શા માટે વાંચવી? માનવજીવનમાં તે કેવો અમૂલ્ય ફાળો આપે છે અને તેનું ઐતિહાસિક મૂલ્ય શું છે તે આ લેખમાં સમજાવી સ્વામીશ્રી ચૈતન્યાનંદજી ગીતા વાંચવાની, સમજવાની અને અને તેનો બોધ આચારમાં મૂકવાની પ્રત્યેકને ભલામણ કરે છે.

# જેમણે ઘટઘટમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો

# પરમહંસ રામતીર્થને શ્રદ્ધાંજલી

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી રવિવાર તા. ૨૦-૧૧-૪૯ ના રોજ સાંજના પાંચ વાગે મણિનગરમાં પુનિત સેવાશ્રમ સામે બંધાએલા ખાસ મંડપમાં પરમહંસ સ્વામીશ્રી રામતીર્થનો જયંતિ ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. સભામાં સેંકડો ભાઇ બ્હેનો ભાગ લેવા આવ્યાં હતાં.

આ પ્રસંગે શેઠશ્રી મદનમોહન મંગળદાસે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. પંજાબની સનાતનધર્મસભાના મહામંત્રી સ્વામી શ્રી ગણેશદત્તજી ખાસ વક્તા હોઇને સ્વામી રામતીર્થજીનું જીવન સુંદર અને કાવ્યપૂર્ણ ભાષામાં તેમણે રજુ કરી શ્રોતાઓને મંત્રમુગ્ધ કર્યા હતા.

પ્રારંભમાં ભજન, શાંતિપાઠ વગેરે થયા બાદ સમિતિના મંત્રી શ્રી શાંતિલાલ દીનાનાથ મહેતાએ પ્રાસંગિક પ્રવચન કર્યા બાદ પ્રમુખ શેઠ શ્રી મદનમોહનભાઇએ નીચે મુજબ જણાવ્યું હતું.

સ્વામિ રામતીર્થની જન્મજયંતિના પવિત્ર દિવસે આ સભાના પ્રમુખ તરીકે મને સ્થાન આપવા માટે હું હિંદી તત્ત્વજ્ઞાનપ્રચારસમિતિનો આભાર માનું છું. આવા પ્રસંગમાં પ્રમુખ થવાની મારી યોગ્યતા નથી.

ગોસ્વામી ગણેશદત્તજી મુખ્ય વક્તા હોવાથી તેમના પ્રેમથી ખેંચાઇને મારે પ્રમુખ થવાનું આમંત્રણ સ્વીકારવું જ રહ્યું. આ તો મારાં અહોભાગ્ય, કે સ્વામિ રામતીર્થના જન્મદિવસે મને જાહેર જીવનમાં પ્રવેશ કરવાની તક મળી છે.

ગોસ્વામિ ગણેશદત્તજીને મારે આપની સમક્ષ ઓળખાવવાના હોય નહીં. ઘણા વર્ષોથી તેઓશ્રી અમદાવાદ પધારે છે, અને તેમના પ્રવચનોનો જનતાને લાભ આપે છે. ઘણાં વર્ષો પહેલાં પંડિત મદનમોહન માલવીઆજીએ, મારા પિતાશ્રી સાથે ગોસ્વામિજીની ઓળખાણ કરાવી હતી. મારા પિતાશ્રી સાથે ગોસ્વામિજીની ગાઢ મિત્રતા બંધાઇ; ત્યારથી આજ સુધી ગોસ્વામિજી મારા કુટુંબ તરફ ઘણી જ લાગણી ધરાવે છે.

ગોસ્વામિજી ખરેખર એક અલૌકિક પુરુષ છે ઘણી રીતે એમનું જીવન સ્વામિ રામતીર્થને મળતું છે. સ્વામિ રામતીર્થની માફક ગોસ્વામિજીને હિમાલયની ગોદ ઘણી પ્યારી છે. ગોસ્વામિજી વરસમાં ચાર મહિના હિમાલયમાં પસાર કરે છે. સ્વામિ રામતીર્થની જેમ હિમાલયમાં ગોસ્વામિજી "મસ્તફકીર" માફક જીંદગી ગાળે છે. સ્વામિ રામતીર્થના શબ્દોમાં 'જીધર દેખતા હું, ઉધર તું હી તું હૈ" એમજ ગોસ્વામિજી સુંદર દશ્યો, ફૂલની ડાળીઓ, પાણીના ઝરાઓ બધામાં પોતે— ઇશ્વરને જ જુએ છે.

ઇશ્વરભક્ત હોવા સાથે ગોસ્વામીજી એક મહાન કર્મયોગી છે. તેઓ મનુષ્યમા પણ ઇશ્વરને જુએ છે વરસના આઠ મહિના જનતાની સેવા કરવામા પોતે ગાળે છે ગોસ્વામિજી સનાતન ધર્મપ્રતિનિધિ સભાના ઘણા વર્ષોથી જનરલ સેક્રેટરી છે. અને પંજાબમાં એમનુ નામ ઘણું પ્રખ્યાત છે એમના અથાગ પરિશ્રમથી, અત્યાર સુધીમાં એમણે અનેક કોલેજો અને હાઇસ્કુલો બાંધી છે, ચલાવી છે, અને બધાં મળીને ૩૧૦ મંદિરો બાંધ્યાં છે. હું જાણું છું ત્યાં સુધી પંડિત મદનમોહન માલવીઆજી પછી વધારેમાં વધારે કોઇ એક વ્યક્તિએ જનતાના કલ્યાણ માટે પૈસા ભેગા કર્યા હોય, તો ગોસ્વામિજી છે. એમની વ્યવસ્થાશક્તિ અજબ છે.

પાકીસ્તાન અસ્તિત્વમા આવ્યા પછી, સનાતન ધર્મપ્રતિનિધિસભાને ઘણું જ નુકશાન વેઠવું – પડયું. સાત કરોડની મિલ્કતનો નાશ થયો. આ હોનારત પછી જ્યારે હું ગોસ્વામિજીને દિલ્હીમાં મળ્યો, ત્યારે મે પૂછયુ કે "ગોસ્વામિજી, આપને આટલું બધું નુકશાન થયું અને અત્યાર સુધીની વર્ષોની સતત મહેનત ખપી ગઇ છતાં આપ આટલા બધા પ્રસન્ન કેવી રીતે રહી શકો છો?" એમણે તરત જ મને ખુશમીજાજમાં જવાબ આપ્યો

"રાજી હૈ હમ ઉસમેં, જીસમેં તેરી રજા હૈ,
યહી યું ભી વાહવાહ હૈ, ઔર યું ભી વાહવાહ!"

પાકીસ્તાનની હસ્તિ પછીથી હવે ગોસ્વામિજી દિલ્હીમાં ઘણો વખત ગાળે છે. એમનાથી નિર્વાસિતોનું દુઃખ જોવાતું નથી અને રાત દિવસ એમની સેવા બજાવે છે પંડિતજી, સરદારશ્રી અને બીજા નેતાઓને ગોસ્વામિજીને



પરમહંસ સ્વામી રામતીર્થ

ઘણી સારી રીતે પીછાને છે. એમનાથી બનો શકે તેટલી મદદ સરકાર પાસેથી મેળવે છે. આટલા બધા ગુરૂકુલ સંજોગોમાં ફરીથી તેમણે ૩ કોલેજો ભારતમા શરૂ કરી દીધા છે ખરેખર એમની આત્મશ્રદ્ધા અજબ છે

હું આપ સર્વના તરફથી ગોસ્વામિજીને વિનતિ કરું છું કે, તેઓ આ પવિત્ર દિવસે આપણને સ્વામિ-રામતીર્થના અનુભવો અને એમના પોતાના અનુભવો સંભળાવે."

ગોસ્વામી ગણેશદત્તજીનું પ્રવચન

આ પછી ગોસ્વામી શ્રી ગણેશદત્તજીએ સ્વામીજીના જીવનની સંપૂર્ણ રૂપરેખા રજુ કરતુ પ્રવચન દોઢ કલાક સુધી કર્યુ હતુ. તેમણે જણાવ્યું હતુ કે —

સ્વામી રામતીર્થ લાહોરની જે કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે કૉલેજમાં હું દાખલ થયેલો. તે વખતે કૉલેજમાં ગોલ્ડમેડલ રાખવામાં આવેલો. મને તે વખતે સ્વામી રામતીર્થનો ખાસ પરિચય હતો નહિ, એટલે મને આ ગોલ્ડમેડલ સાથે વધારે સબંધ ન થયો, પણ આ ગોલ્ડમેડલ ભરવામાં આવો છે તે એક મહાન ત્યાગી હતા અને જેનું જીવન અનેક પાસાંઓથી ભરેલું છે તેનુ મેં જાણ્યું ત્યારે સ્વામી રામતીર્થનું જીવનદર્શન કરવા હું લલચાયો. પણ તે વખતે અત્યારની જેમ તેમના બારેનું વિપુલ સાહિત્ય હતુ નહિ. એટલે એક નાનકડી પુસ્તિકા દ્વારા તેમના જીવની થોડી હકીકતોથી જાણીતો થયો.

સ્વામી રામતીર્થના માતા તેમને બાલ્યકાળમાં મૂકીને મરણ પામ્યાં હતા. એટલે સ્વામીજીનો ઉછેર તેમનાં ફૈબાએ કર્યો હતો. એક તો તેમના કુટુંબમાં પુષ્કળ ગરીબાઈ હતી અને માતાવિહોણા આ બાળક ઉપર કેટલા અને કેવા પ્રકારના દુ:ખ આવ્યાં હશે તે કલ્પવાનું જ રહે છે.

સ્વામી રામતીર્થ મેટ્રિક પાસ થયા. તેમના સેન્ટરમા પ્રથમ નંબર આવવાથી તેમને સ્કોલરશીપ મળી પિતાની ઇચ્છા નોકરી કરાવવાની હતી. પણ મોહમાં લપટાય તેવો આત્મા સ્વામી રામતીર્થનો ન હતો તે પેશ્યી નાસી ગયા. ગુજરાનવાલાથી લાહોર ૪૦ માઇલ દૂર થાય છે, ત્યાં જઈ તેમને કોલેજનું ,કોર્સ' ભર્યું અને બી. એ થયા પછી એમ. એ. થયા.

આ વખતે કોલેજમા દાખલ થતાં પહેલી મુશ્કેલીઓ, વિદ્યાભ્યાસ કરતી વખતની તેમની માનસિક અવસ્થા અને ત્યાગની પરાકાષ્ટા, ત્યાર પછી એમ થયા. અને કોલેજમાં પ્રોફેસર બન્યા. મહિનાની ૧૫૦ રૂા. ની આવકમાંથી ૧૨૫ રૂા. તો વિદ્યાર્થીઓને દૂધ પાવામા ખર્ચતા. આટલો ગરીબ વિદ્યાર્થીઓ પ્રત્યે અનુરાગ. અને ફક્ત ૨૫ રૂા. માં ઘરખર્ચ ચલાવતા. આવી તેમની ગૃહસ્થજીવનની સ્થિતિ હતી. ખરેખર તે ગરીબોનો બાપ હતો. પોતાની પત્નીને પરણ્યાનો લાભ થયો. તે બીચારીએ બે પુત્રોનો જન્મ થયો બીજી બાજુ સ્વામી રામની ત્યાગભાવના વધતી જતી હતી અને પરિણામે કોલેજ છોડી અને હિમાલય પ્રતિ પ્રસ્થાન કર્યું.

હિમાલયના ગિરિશૃંગો ઉપર મસ્તદશામાં ફરતાં સ્વામી રામતીર્થ જગતના બાદશાહ હતા. તેમના મનમાં પ્રત્યેક પ્રાણી પણ સર્વે સમાન હતાં. તેમણે સર્વ વસ્તુનો ત્યાગ કર્યો હતો. પોતાની પત્નીના અધિક આગ્રહથી સાથે લીધેલા સોનાના ટુકડાને પણ ગંગામાં પધરાવી અંતિમ માયાનો છેદ કરાવી, સ્વામીજીએ એક મહાન પદાર્થપાઠ આપ્યો હતો.

અંતરની શુદ્ધિ શક્તિને અંદરથી બહાર લાવે છે.

પ્રત્યેક માણસના હૃદયમા મહાન શક્તિ છે, પણ જે માનવી અંતરશુદ્ધિ રાખે છે, જે બીજાને સતાવતો નથી, જે બીજાનુ અકલ્યાણ કરતો નથી, જેના બુદ્ધિ પારદર્શી અને નિર્મળ છે, જેનામા પવિત્રતા છે તેનામાં ઈશ્વર મહાન શક્તિ મૂકે છે. એ રીતે સ્વામીરામતીર્થના જીવનની અંતરશુદ્ધિએ તેમનામા મહાન શક્તિ મૂકી હતી

સ્વામી રામતીર્થની અંતિમ દશા.

સ્વામીનુ અંતિમ જીવન આ પૃથ્વીના લોકોથી નિરાળું હતુ પુષ્પોની સુગધથી અને તેના રંગથી તે તેની સાથે આત્મીય બની જતા. આત્મભાવ પ્રગટ કરતા અને કોઈ પૂર્વકાળનો સંબંધ હોય તેમ વર્તન કરતા. એક વખત તો સર્પ અને સિંહ સાથે મિત્રતા બાંધી હતી. આવા સંતપુરુષો હમેશા બધા સાથે આત્મભાવ રાખે છે. એ રીતે સ્વામીનું અંતિમ જીવન અદ્વૈતવાદ તરફ સપૂર્ણતાએ જવા લાગ્યું.

અમેરિકાગમન

સ્વામી રામતીર્થ ત્રણ વર્ષ અમેરિકામાં રહ્યા. તે દરમિયાન તેમણે ખૂબ ખૂબ ભાષણો કર્યો અને ત્યાંની વિલાસપ્રિય પ્રજાને ભારતવર્ષનો અધ્યાત્મસદેશ આપ્યો અને આધ્યાત્મિક ભાવના પ્રગટાવી. તેમના સર્વ ભાષણોનો સાર એક જ શબ્દમા આપ્યો કે–

"જેને સસારના વિષયભોગ નહિ ચલિત કરે તેને જગત કદાપિ નહિ હલાવી શકે!" જે વિષયલોલુપ બન્યો તેનું આત્મબળ મૃતપ્રાય છે અને તેમણે એક એક યુવાન અમેરિકન સ્ત્રીની કરોડની મિલકતનો ત્યાગ કરી બતાવ્યો. એવો મહાન એક તપસ્વી માર્ગદર્શન કરે છે અને નૂતન પ્રાણ પૂરે છે.

સ્વામી રામતીર્થ ગિરોહર્દ બન્યા

તેમનો જન્મ દીપોત્સવીનો હતો સન્યાસ દીપોત્સવીનો હતો અને મૃત્યુ પણ દીપોત્સવીનુ હતું. આ રીતે ત્રણે મહાપ્રસગો એક જ તિથિના હતા. એ પણ એક અમતૂતિ ભરેલા પ્રસંગો છે સ્વામીજીએ પોતાનું જીવન અદ્વૈતવાદના અખડ ઉપાસક તરીકે પૂર્ણ કર્યું અને છેવટે ગંગા મૈયાની પવિત્ર ગોદમાં લપેટાઈ જીવનને શાશ્વત સમાધિમાં મૂક્યું. એ વખતે કિનારા ઉપર સ્વામીજીનો રસોઈયો બ્રહ્માનંદ સ્વામીના કપડાં લઈ કિનારે ઊભો હતો અને સ્વામી અખંડ નિંદ્રાકની



ગોસ્વામી શ્રી મહેશલાલજી

લોકજી સાથે પચમહાભૂતના મહાન તત્વો સાથે પોતાનુ પચભૂતનું તત્ત્વાગું શરીર એકમય કરી જીવનને સદેવી વિશ્વ સામે મહાન આદર્શ મૂકી અમરાપથના વાસી બન્યા. એવા એક મહાપુરુષની જીવન ઝરમર અનેક ભાવનાઓથી ભરેલી છે

હિંદ પાસે જો કાંઈ અમૂલ્ય ધન હોય તો તે સસ્કારધન, આધ્યાત્મિક જ્ઞાન છે અને તે જ્ઞાન સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનદ અને સ્વામી રામકૃષ્ણ પરમહંસ જેવા આજના યુગના મહાપુરુષોના જીવન કવનમાંથી મળેલ છે. આવા મહાપુરુષની જયંતિ ઉજવવાથી આપણી પ્રજામા એક નવો પ્રાણ પૂરાય છે.

પ્રમુખશ્રીનું વ્યાખ્યાન

અંતમાં પ્રમુખશ્રી મદનમોહનભાઈએ નીચે બોલતાં જણાવ્યુ કે, "પૂજ્ય સ્વામિ રામતીર્થના જીવન પ્રસંગો તથા ઉપદેશો વિષે ઘણા વિદ્વાનોને સાભળવાની આપણને આજે તક મળી છે. આપણે તે સૌના આભારી છીએ. જુદા જુદા વક્તાઓએ જુદી જુદી દૃષ્ટિથી સ્વામિજી વિષે આપણને કહ્યુ છે.

આવી જયંતિ ઉજવવાથી મુખ્ય લાભ એ છે કે મહાન પુરુષોના જીવનમાંથી આપણને જ્ઞાન અને પ્રેરણા મળે છે. જીવનનાં ઉચ્ચ ધ્યેયો સમજાય છે. અને તે પ્રાપ્ત કરવા શું કરવુ જોઈએ તેની સમજ પડે છે.

રાજદ્વારી, સમાજસુધારક, સંશોધકો, તત્ત્વવેત્તા, પરમ ભક્તો વગેરે દરેકના કાર્યક્ષેત્ર જુદાં જુદાં હોય છે. અને દરેકની અસર સમાજ ઉપર ઓછી વધી રહે છે. સૌથી અધિક માનને પાત્ર તો સંતો અને ફિલસૂફો છે, કારણ કે તેમનું કાર્યક્ષેત્ર નિત્ય વસ્તુઓમાં છે. તેઓ સ્વાર્થરહિત નિર્મળ અને સાત્વિક જીવન ગાળે છે. તેમના વિશુદ્ધ જીવનની અસર ઊંડી થાય છે.

સ્વામિ રામતીર્થ,બીજા મહાત્માઓની જેમ ગરીબ કુટુંબમાં જન્મ્યા હતા. અથાગ પરિશ્રમથી અને ઘણી મુસીબતો વચ્ચે રહીને તેમણે ઊંચા પ્રકારની કેળવણી લીધી હતી. પ્રથમથી જ તેઓ ક્ષણિક સુખમાં માનતા નહોતા. પ્રભુને પ્રાપ્ત કરવા તેમનું દીલ બહુ જ તલસતું હતું. તેમને એકાંત ગમતું હતું. અને હંમેશાં તત્ત્વ ચિંતનમાં મગ્ન રહેતા હતા. તે નાની વયમાં વિરક્ત બન્યા હતા અને કુટુંબ, ઘર, મિલ્કત, સર્વ વગેરેનો ત્યાગ કરી પરમ ધ્યેય સાધવા પહાડ અને જંગલમાં ભમ્યા હતા. મહાન તપ, સંયમ, શાસ્ત્રોના ઊંડા અભ્યાસ, અને મન વડે તેમણે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. કામ, ક્રોધ, લોભ, રાગ, દ્વેષ વગેરે ઉપર તેમણે જીત મેળવી પોતાનું જીવન પુનિત બનાવ્યું હતું. કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણે સાધનો વડે પોતાનું જીવન તેમણે ઉન્નત બનાવ્યું હતું. કર્મયોગીઓ સંસારમાં રહી માર્ગદર્શન બતાવી, જનતાનું કલ્યાણ કરે છે. જ્ઞાનીઓ તત્ત્વજ્ઞાન વડે પોતે દૂર રહેવા છતાં પોતાની પ્રબળ વિચારશક્તિઓના આંદોલનથી જગતનું કલ્યાણ કરે છે. તેમનાં પુસ્તકો, પ્રવચનો અને અનુયાયીઓ દ્વારા તેમનો ઉપદેશ જગતને પહોંચે છે.

હાલનો વખત એટલો દારૂણ છે કે આખી દુનિયા સ્વાર્થ અને ખોટી સ્પર્ધાને લઇને અશાંત બની ગઈ છે. એક પ્રજા, દેશપ્રેમને નામે બીજી પ્રજાના હિત અને હક્કનો વિચાર કરતી નથી. વિજ્ઞાન અને કલાનો બહુ વિકાસ થયેલો હોવા છતાં જગતમાં શાંતિ, સુખ કે સંતોષ નથી. આ જડવાદનું પરિણામ છે. આધ્યાત્મિક જીવનની ખામી હોવાથી, પ્રજાઓ બેસહ બની છે આપણા દેશમાં પૂજ્ય બાપુએ આપણને વિશુદ્ધ જીવનનો માર્ગ પોતાના જ્વલંત દૃષ્ટાંતથી બતાવ્યો છે આપણા તત્ત્વજ્ઞાન અને જ્ઞાનીઓમા ઉચ્ચ જીવન વડે જગતમા ફરી શાંતિ-સ્થાપવાના કાર્યમાં આપણો દેશ મદદગાર થઈ શકે તેમ છે. ધન, વૈભવ, રાજસત્તા આવે છે અને જાય છે. પરંતુ વિશુદ્ધ, ત્યાગી અને પ્રેમમય સાદા જીવનની મૂડી કાયમી છે. આવું જીવન સ્વામી રામતીર્થે જીવી જાણ્યું હતું. અને તેવા જીવનની પ્રાપ્તિ કરવા આપણે કોશીશ કરીએ તો આજનો સમારંભ સાર્થક થયો ગણાશે. હિંદી તત્ત્વજ્ઞાન સમીતીએ આ સમારંભ યોજી આપણને અમૂલ્ય લાભ આપ્યો, માટે તેમનો આપના સૌની વતી આભાર માનું છું.

પૂજ્યશ્રી ગોસ્વામી ગણેશદત્તજીએ પણ આપણને પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ તેમના ભાષણથી આપ્યો છે તે માટે આપણે તેમના ઋણી છીએ.

છેવટે અંતિમ ભજન તથા પુનિત મહારાજે જયરામની ધુન બોલાવી આ સમારંભ પૂરો થયો હતો.

---

# શ્રદ્ધામાતાની વાણી

(૧)

ધર્મ એ કોઈ નાના બાળકોનું રમકડું નથી કે રેતીની માફક ધક્કો લાગે ને પડી જાય. મનુષ્યો જેમ પૃથ્વીના આધાર પર જીવે છે તેજ પ્રમાણે ધર્મ તો વિશ્વનો આધાર છે. જે મનુષ્ય ધર્મને સંકુચિત બનાવે તે ધર્મપ્રેમી નહિ પરંતુ પોતાની દુર્બુદ્ધિથી ધર્મનું ખુન કરનાર છે. ધર્મ તો તલવારની ધાર જેવો છે

(૨)

જ્યારથી ધર્મને આપણે સંકુચિત બનાવ્યો, તેના વહેતા પ્રવાહને રોક્યો, ત્યારથી આ દેશમાંથી ધર્મ ચાલ્યો ગયો છે. ધર્મ એ તો દર્પણ છે, તેમાં આપણું સ્વરૂપ જોઈ શકાય છે. પરંતુ આજે ધર્મ રૂપી દર્પણ બગડી ગયું છે, તેથી આપણા ચહેરા વિકૃત દેખાય છે ધર્મનો વહેતો પ્રવાહ રોકી દેવાથી તેમાંનું પાણી બગડી ગયું છે, કીડા પડી ગયા છે. તેને શુદ્ધ કર્યા સિવાયજ રહીશું તો તે પાણી પ્રજામાં અનેક રોગ ફેલાવી આપણો નાશ કરશે.

(૩)

સંજોગવશાત ધર્મને નામે અમુક કામચલાઉ રીવાજો બન્યા. તેને આંખો મીચીને વળગી રહેવું યોગ્ય નથી. જે દેશ જગદ્ગુરુ હતો તે આજે દુનિયાનો શિષ્ય બન્યો છે અને તે પણ મુર્ખ શિષ્ય જેવો ! માટે જ કહું છું કે ભારતીય સંસ્કૃતિના ખજાનાની ચાવી ખોલો તો એ ખજાનો એટલો સમૃદ્ધ અને વિશાળ છે કે દુનિયાભરમાં તેને લુંટશો તો પણ ખુટશે નહી.

(૪)

કટ્ટર સનાતની એટલે શું ! ગમે તે ખોટી વસ્તુ હોય, ખોટા સિદ્ધાંત હોય, તો પણ તેને જબરજસ્તીથી વળગી રહેવું ને પછી કહેવું કે હું કટ્ટર સનાતની છું એ કેટલું હાસ્યાસ્પદ છે ? એ તો કટ્ટર નહિ પરંતુ મૂર્ખ સનાતની છે. કોઈ માણસ મુડદાને વળગી રહે ને કહે કે નહીં, હું તો કટ્ટર છું, તેને નહી 'છોડું' તો શું થાય ભલા ! આખરે મુડદું સડી જાય ને તેમાંથી દુર્ગંધ નીકળે તેમાં તેને વળગી રહેનાર પણ મરે. તે જ પ્રમાણે સનાતનીઓ ખોટા રિવાજો, સાંપ્રદાયિક સંકુચિતતાઓ તથા ભૂલ ભરેલી પુરાણી માન્યતાઓને વળગી જ રહે ને કહે કે અમે તો આ છોકરાના જ નથી, તો હું કહું છું કે તેઓ જાતે તો ડુબશે અને સાથે સાથ તેમના પાછળ ચાલનારી ધાર્મિક જનતાનું પણ સત્યાનાશ વાળશે.

(૫)

હિંદુ ધર્મમાં આજે સડો પ્રવેશી ચૂક્યો છે તામ-ઝામ તેમાં સુધારાની જરૂર છે. જુઠી વાતોને પકડી રાખી ન હોત તો ધર્મની આ દશા ન થાત. ભાઈઓ, આજે મને એ મહાન આશ્ચર્ય થાય છે કે ભારતમાં આટલી બધી આધ્યાત્મિક સંપત્તિ ભરી હોવા છતાં દેશમાં આટલી બધી અજ્ઞાનતા–મૂર્ખતા કેમ છે ! આજે તો રાવણથી પણ વધુ સેતાન ભારતીયો આ દેશમાં દેખાય છે. ભારતીયોની આ દશા જોતાં મસ્તક શરમથી ઝુકી પડે છે, માટે જ કહું છું કે એકવાર ફરીથી સર્વને જાગૃત કરો, ને ભારતીય સંસ્કૃતિનો પ્રચાર કરો. ભારતવર્ષ એક એવો દેશ છે કે જે ધર્મ દ્વારા સામાજીક કુરિવાજો દૂર કરી શકે છે. ધર્મ દ્વારા બધી બુરાઈઓ દૂર થઈ શકશે. ભારતીય સંસ્કૃતિ ૭ હજાર વર્ષ જુનું એક પ્રાચીન હવાઈ જહાજ છે. તે તમને એકવાર ફરીથી તમારા ઋષિમુનિઓના તેજસ્વી, પવિત્ર અને ઉન્નત પ્રદેશોમાં પહોંચાડી શકશે.

(૬)

આજે તો સાધુ બગડ્યા છે, ક્ષત્રીય અને વૈશ્ય પણ બગડ્યા. સમસ્ત વર્ણાશ્રમવ્યવસ્થા બગડી ગઈ છે. હિન્દ પર આજે ૧૪ લાખ બાવાઓની ફોજ પડી છે. તેઓ કાંઈ પણ લોકસેવા કર્યા વગર સમાજ પર બોજા જેવા બન્યા છે 'ભગવાનના સાચા ભક્ત હો તો તમારું કલંક દોષ–બુરાઈઓ જાહેર કરો. ને ફરીથી તે નહી કરવાની પ્રતિજ્ઞા લ્યો. ઉચ્ચ વર્ણોના પ્રમાણમાં હજી શુદ્રો બગડ્યા નથી. તેઓ રામાયણના ગીતોનો પાઠ કરે છે ને ભગવાનનાં ભજન ગાય છે. હું કહું છું કે ખરા શુદ્ર તો તે છે જે મૂર્ખ છે, અક્કલ નથી, અજ્ઞાની છે અને નીચ કર્મો કરે છે

(૭)

યાદ રાખો, ભારતવાસીઓ પર ઘણી મોટી જવાબદારી છે. ભારતીય વર્ણવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા મૂર્ખ ન હતી, ખરી રીતે આપણે દુનિયાને સભ્ય બનાવવાનો ઇજારો લીધો હતો અને દુનિયાની સંસ્કૃતિના

કર્યું છે. આ અંગે સમિતિને મુંબઇ સરકાર સાથે થયેલા પત્રવ્યવહારને અંતે સમિતિ તરફથી નિર્વાસિતોના વસવાટની યોજના કરવામાં આવી છે. આ યોજના મુજબ ૫૦ વારના બાંધકામ વાળું મકાન અને ૫૦ વાર સુધી જમીન દરેક સભ્યને મળી શકશે. નિર્વાસિત કુટુંબો શહેર સાથે સંબંધમાં રહી શકે તે માટે શહેરની નજીકમા ગીતામંદિર રોડ ઉપર ઇલેક્ટ્રીક લાઇટ અને મોટરબસ સગવડવાળા પાકા રસ્તા ઉપર ૫૦૦ મકાનો બાંધવાની યોજના રાખી છે. આ અંગે સમિતિની ઓફીસમાં એક સભા રાખવામાં આવી છે.

### બાજરીનો અંકુશ દૂર કરવા સરદારશ્રીને વિનંતિ

ચાલુ વર્ષે બાજરીનો પાક અસાધારણ ઉતર્યો છે અને હજારો મણ બાજરી ખેડુતો પાસે ભરાઇ ગઇ છે તેથી ગામના સંજોગોમાં બાજરી પરનો અંકુશ દૂર કરવા સમિતિ તરફથી સરદાર વલ્લભભાઇ પટેલને વિનતી કરવામાં આવે છે

### શ્રી દુલ્લા ભગત ધર્મનગરની મુલાકાતે.

સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ ભજનિક શ્રી દુલ્લા ભગતે ધર્મનગર સોસાયટીની મુલાકાત લઇ તૈયાર થયેલાં મકાનો જોયાં હતાં. સમિતિની આ રચનાત્મક યોજના પ્રત્યે તેમણે સંતોષ વ્યક્ત કર્યો હતો. હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિની ઓફીસની પણ તેમણે મુલાકાત લીધી હતી.

### શ્રી રામનામ બેંક મહોત્સવ

શ્રી. પુનિત મહારાજ સંચાલિત શ્રી રામનામ બેંકનો મહોત્સવ અમદાવાદ મણિનગરમા શ્રી. પુનિત સેવાશ્રમ તરફથી તા ૨૧-૧૧-૪૯ ને સોમવારથી યોજવામાં આવ્યો છે. ઉત્સવ તા. ૪-૧૨-૪૯ સુધી ચાલનાર હોઇ તે અંગે દરરોજ જુદો જુદો કાર્યક્રમ ચાલુ થઇ ગયો છે.

### ગોસ્વામી શ્રી બિન્દુજી મહારાજનાં વ્યાખ્યાનો

શ્રી રામનામ બેંક દ્વારા આજસુધીમાં લગભગ ૭ અબજ રામનામ મંત્રો લખાઇ આવ્યા છે. આ મંત્રોની સ્થાપના ગોસ્વામી શ્રી. બિંદુજી મહારાજના શુભ હસ્તે કરવામાં આવનાર છે. શ્રી. બિંદુજીનો કાર્યક્રમ અમદાવાદમા તા ૩૦-૧૧-૪૯થી પુનિત સેવાશ્રમમાં શરૂ થઇ તા. ૪-૧૨-૪૯ના રોજ પૂર્ણાહુતિ થશે, ત્યાર પછી તા. ૫-૬ અને ૭મી ડીસેંબરના રોજ હિંદી તત્ત્વજ્ઞાન પ્રચારસમિતિ તરફથી ખાડીયા દેસાઇની પોળમાં તેમનાં વ્યાખ્યાનો યોજવામાં આવ્યાં છે.

### સમિતિને મળેલી ભેટ

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિની પ્રવૃત્તિઓ પ્રત્યે પોતાનો સદ્ભાવ બતાવી રૂા. ૨૫ની ભેટ મુંબઇથી મુરબ્બી શ્રી. ટી. ભ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ ચેક દ્વારા મોકલી છે. સમિતિએ ભેટનો સાભાર સ્વીકાર કર્યો છે.



# પ્રે....મ....ધ—ર્મ

વાર્ષિક લવાજમ હિંદમા રૂ ૬-૮-૦, વિદેશ માટે : રૂ. ૮-૧૨-૦ (૧૩ શિલિંગ)

છુટક નકલ કિંમત : રૂ. ૦-૧૦-૦

## ગ્રા હ કો ને

'પ્રેમધર્મ' દરેક અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રગટ થાય છે ગ્રાહક થવા ઇચ્છતા ભાઈઓએ મને ત્યાં સુધી વાર્ષિક લવાજમના નાણાં મ. ઓ. થી મોકલવા વિનંતિ છે. વી. પી. ના ઓર્ડર પણ સ્વીકારવામાં આવશે.

## લે ખ કો ને

૧. 'પ્રેમધર્મ' માસિક માટે શાહીથી, સારા અક્ષરે કાગળની એક જ બાજુએ લેખો, કાવ્યો, નિબંધો, ધાર્મિક કથાનકો વગેરે લખી મોકલવા લેખક બાઇ બહેનોને વિનંતિ છે

૨. મોકલેલ લેખ પસંદ કરવામા નહી આવે તો ટપાલની ટિકિટ મોકલનારને તે પાછા મોકલવામા આવશે.

## એ જ ન્ટો ને

'પ્રેમધર્મ'ના છુટક વેચાણ માટે ગુજરાત કાઠિયાવાડના શહેરોમાં એજન્સીઓ આપવાની છે શરતો માટે 'પ્રેમધર્મ' ના વ્યવસ્થાપકને રુબરુ મળવું અગર લખી-પૂછાવા વિનંતિ છે.

તમામ પત્રવ્યવહારનું સરનામુ

'પ્રેમધર્મ' કાર્યાલય.

સારંગપુર ખડાયતાની વાડી · અમદાવાદ. (૫)

પ્રકાશક :
શાંતિલાલ દીનાનાથ મહેતા
મંત્રી : હિન્દી વર્તમાન પ્રચાર સમિતિ
સારંગપુર, ખડાખડાની વાડી અમદાવાદ

મુદ્રક :
શાંતિલાલ હરજીવન શાહ
શ્રી ગુજરાત પ્રિ. પ્રેસ, (પ્રા. મ. દેશ)
ઘીકાંટા રોડ, વિજળીઘર બંગલા સામે, અમ